RG. No. B. 764.

આદ્યદ્રષ્ટા.
એક અભેદમાર્ગ પ્રવાસી,
અહર્નિશ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

# સુદર્શન.

( ધર્મ-શુદ્ધ રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૬, અંક ૧ ] (માસિક) [ ઑક્ટોબર. ૧૯૧૦. ]

અનુક્રમણિકા.



યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું—અમદાવાદ.

તેને સુબોધ નિજને કરી આપનારો,
વેદાર્થ સિદ્ધ રસપાન પ્રતાપ જામો.

× × × × ×

× × × × ×

સૈકામ વ્યાપ્ત સચરાચર દેવ તેને,
પાષાણ ધાતુ મુરતી મહીં ગોઠવ્યો તે;
શ્રેષ્ઠત્વ નાશ ઘટનો ઘટ તોડનારો,
વેદાર્થ સિદ્ધરસ પાન પ્રતાપ જામો.

જનમી અપાર મત ધર્મ વિનાશકારી,
મિથ્યા રસે રત બની રહી રક્ત ચૂસી;
ઉભા દનુજ સમ તેહ વિદારનારો,
વેદાર્થ સિદ્ધરસ પાન પ્રતાપ જામો.

સૌ દેશ દાઝ ગૃહદાઝ હણાવનારી,
માળા દઈ કર મહીં પ્રભુ પ્રેમ ફોડી;
પોપો તણું શીતુરનું તમ ટાળનારો,
વેદાર્થ સિદ્ધ રસપાન પ્રતાપ જામો.

ભ્રાતૃત્વ ભાવહીન માનવ જન્મ મોંઘો,
દંભી વિચાર રગડે ભરી ભાર લ્હાતો;
ગુમાવવે મહત પ.પ બતાવનારો,
વેદાર્થ સિદ્ધ રસ પાન પ્રતાપ જામો.

સમાદિ શ્રેષ્ઠ રતિ ધર્મ પ્રકાશ હારી,
કાયિક જેમ મન પ્રૌઢ પ્રતાપ દહી;
જામેલ રાહુ સમના રૂઢી જાળનારો,
વેદાર્થ સિદ્ધ રસપાન પ્રતાપ જામો.

ના જોડ તોય ગૃહજોડ કરી ચલાવે,
આચાર હીન વ્યભિચાર વિહાર છાવે;
થાતો વિનાશ-નીતિધર્મ બચાવનારો,
વેદાર્થ સિદ્ધ રસપાન પ્રતાપ જામો.

નિષ્પ્રેમ ધર્મ વિધવાત્વ પાળવામાં,
થાતાં અનેક દુર પાપ સમાવનારો;
તેનું નિયોગ નિયમે કરી છેદનારો,
વેદાર્થ સિદ્ધ રસપાન પ્રતાપ જામો.

ઝળકી ઉઠશે, ને કો સત્તા પરાજય પામશે—
ઉર ઉઘડશે ત્યારે, ને કં પ્રવાહ શરૂ થશે,
તમ દૂર થતાં રેલો મ્હોટો પ્રભામય ચાલશે ।
હૃદય પર ના સત્તાચાલે હજી બસ કોઈની.
પણ પ્રણયની પૂરેપૂરી કસોટીજ આ સ્થિતિ ।
સ્મૃતિ વિસ્મૃતિની થાતી આછીવિના સ્થિતિ સ્વાસ્થ્યની,
હૃદય ધડકે ઉંડું કાંઈ, સ્થિતિ થતી આ નકી ?.
ઉર ઉઘડતું કાંઈ કાંઈ, તથાપિ ન પૂર્ણ એ;
ઉર ઉઘડજો પૂરેપૂરૂં ચહે દિલ એજ—એ ।
ઉર ઉઘડતું પૂરેપૂરૂં નથી જ નથી હજી ।
ઉર ઉઘડશે ત્યારે તો કં નવીન થશે નકી ।

મરફેજ } કુસ.
૧૧:૫:૧૦.

---

# ॥ टीका–तट्टीका–चर्चानी वृति. ॥

---

જો આપણી અધ્યાત્મ વિદ્યામાં કોઈ પણ પ્રકારની વૃદ્ધિ પામવાની મરજી હોયતો આપણે આપણું પોતાનું કાર્ય કરતાં શિખવાની તથા બીજા લોકને તેમના તેમના કાર્યમાં એકલા મચ્યા રહેવાદેવાની ખાસ જરૂર છે. આપણાથી ના સમજી શકાય એવાં તેમને પણ તેમનાં કારણો, તેમને પણ તેમના વિચારની ખાસ દિશાઓ હોય છે. તેઓ તેમની ભાવનાને જીવનમાં અનુસરે છે અથવા તેના ભાગીને ભૂકેભૂકા કરી નાખે છે. આપણે ઉદારતા અને પરમતસહનવૃત્તિ કેળવવાની જરૂર છે, હમેશાં કોઈકને કોઈકનો કંઈક દોષ શોધી કાઢવાની આપણી ગાંડી ઘેલછાને દબાવી દેવાની છે

આ એક પ્રકારની ઘેલી વાસનાજ છે; આવા પ્રકારનો ટીકા–તટ્ટીકાનો, ચર્ચાનો, વિવેચનનો જુસ્સો વર્તમાન કાલના જીવનમાં સામ્રાજ્ય ચલાવી રહ્યો છે. પોતાનાજ કાર્યમાં ધ્યાન આપવાને બદલે, દરેક જણ બીજાના કાર્યમાં વચ્ચે માથું મારવા ઉભો થાય છે. દરેક જણ ધારે છે, કે બીજાઓનું કાર્ય જેવી રીતે થાય છે તેના કરતાં તે ઉત્તમ પ્રકારે કરી શકે એમ છે. રાજકીય પ્રકરણમાં, ધાર્મિક બાબતોમાં. સામાજીક જીવનમાં, સઘળે આવુંજ આપણા જોવામાં આવે છે. દૃષ્ટાંત તરીકે એક સરકારનું સ્પષ્ટ કર્તવ્ય રાજ્ય ચલાવવાનું હોય છે, તેની પ્રજાનું સારા પૌરજનો બનવાનું. રાજ્યવહનના કાર્યને સુગમ અને અસરકારક બનાવવાનું કર્તવ્ય હોય છે. આને બદલે વર્તમાનદિનોમાં લોકો સરકારને રાજ્ય શીરીતે ચલાવવું, એ શિખવવાને એટલા બધા ઉત્સુક હોય છે કે તેઓ સારા પૌરજનો બનવાના

તેમના પ્રાથમિક કર્તવ્યને બીલકુલ વીસરી જાય છે. માનવિઓ એટલું પણ સમજી શકતાં નથી, કે જો તેઓ માત્ર તેમનાં પોતાનાં કર્તવ્યો બરોબર રીતે આચરે તો જે માટે તેઓ આટલા બધા ધાંધળીયા બની જાય છે તેવા "હકો"ની સંભાળ કર્મદેવતા લેશેજ.

દુનિયાના ઇતિહાસની વર્તમાન ભૂમિકાએ ટીકા, ચર્ચા કરવાનો આવા પ્રકારનો જુસ્સો આટલો બધો સામાન્ય, આટલો બધો અધમ પ્રકારનો શી રીતે ઉભરી આવતો હશે? અન્ય અનેક દુરાચારોની પેઠે આવો ઉભરો એક સારા અને જરૂરના ગુણની હદપારની વૃદ્ધિરૂપ છે. વિકાસક્રમના માર્ગમાં આપણે પંચમમૂલ-કુલના પંચમરૂપે—કુલ સુધી આવી પહોંચ્યા છીએ; મારે એટલું સૂચવવાનું છે, કે આ કુલ હજુ મોડામાં મોડો વિકાસ પામેલું છે; વર્તમાનકાલે દુનિયામાં આવા કુલનો જુસ્સો સર્વોપરિ વર્તે છે, જેઓ આ કુલના નથી તેમને પણ આવા પ્રકારનો જુસ્સો ખાસ કરીને ઘણી અસર કરે છે.

દરેક કુલને પોતપોતાના ખાસ પાઠ શિખવાના હોય છે, તેના પોતાના ખાસ ગુણનો વિકાસ સાધવાનો હોય છે. કોઈ કોઈવાર મનસના નામથી વ્યવહરાય છે તે પંચમ-કુલનો ગુણ છે; સારાસાર વિવેક કરનાર, પદાર્થો વચ્ચેના તફાવતને લક્ષમાં લેનાર બુદ્ધિમાં તેનો સમાવેશ થાય છે. આવા ગુણનો સંપૂર્ણ વિકાસ થતાં માનવિઓ આવા પ્રકારના ભેદોનું શાંતિથી અવલોકન કરી શકશે; આમ કરશે તેપણ એવા ભેદોને સમજવાના ઉદ્દેશથી, તેમાંથી કયો શ્રેષ્ટ છે તેનું નિરાકરણ કરવા માટેજ તેમ વર્તશે. પરંતુ વર્તમાનકાલે મોટા ભાગના લોક તેમના પોતાના દૃષ્ટિબિંદુથીજ આવા ભેદોનું અવલોકન કરે છે, તે પણ તેમને સમજવાના ઉદ્દેશથી નહિ પરંતુ તેમના સામે થવા માટે—અનેકવાર તો તેમની સખ્તઝાટકણી કાઢી નાખી છિન્નભિન્ન કરી નાખવાના ઉદ્દેશથી હોય છે.

આવા પ્રકારનું દૃષ્ટિબિંદુ તો માત્ર અજ્ઞાની અને ઉન્નતિ પામ્યાવિનાનાં માનવિઓનું હોય છે; આવા લોક અનુદાર વૃત્તિથી, સ્વાત્માભિમાનથી ઉભરાઈ જતા હોય છે, તેમની સંપૂર્ણ ખાત્રી હોય છે, કે તેઓજ ખરા છે ( કદાચ અમુક હદ સુધી તેઓ ખરા પણ હોય ) તેટલા માટે અન્ય દરેક જણ બીલકુલ ખોટાજ હોવો જોઇએ—આવો વિચાર બીલકુલ ટકી શકતો નથી. ઓલિવર ક્રોમવેલે પોતાની કાઉન્સિલને જે કહ્યું હતું તે સ્મરણ લાવવા યોગ્ય છે, "બંધુઓ, હું તમને ક્રાઈસ્ટના પૂજ્ય નામના કસમખાઇને કહુંછું, કે તમારાથી પણ કોઈ કોઈવાર ભૂલ થવાનો સંભવ છે, એટલું માનજો."

આપણે પણ ટીકાની, ચર્ચાની શક્તિ કેળવવાથી જરૂર છે, પરંતુ આવી ટીકા તે અન્ય માટે નહિ પરંતુ આપણી જાત માટેજ હોવી જોઇએ.

હમેશાં દરેક પ્રશ્નના ઉભયપક્ષ હોય છે; સામાન્યરીતે બે કરતાં વધારે પણ હોય છે; ટીકા, ચર્ચાનો અર્થ અવલોકન કરવું, તપાસ કરવી એટલો સંભવે છે; તેટલા માટે જો ટીકા, બીલકુલ શાંતવૃત્તિવાળી અને ન્યાયપુરઃસર ના હોય તો તે નિરૂપયોગી નિવડે છે, માત્ર વિરોધ ઉપજાવી શકે છે. વિરોધી ઉપર કરવામાં આવતા ધેલછા ભરેલા હુમલા સમાન તે નથી, પરંતુ અમુક અભિપ્રાય, મત અથવા કાર્યની અમુક રીતિ સંબંધીનાં લાભ અને ગેર

લાભનાં કારણોનો શાંતવૃત્તિથી દુરાગ્રહવિના વિચાર ચલાવવા સમાન છે. આપણે એક રીતે નિરાકરણ કરીએ, પરંતુ આપણે એટલું સ્વીકારવુ જોઇએ, કે સમાન બુદ્ધિવાળો અન્યમાનવિ એજ પ્રશ્નના નિરાકરણની બીજીરીતિ ઉપર ભાર મૂકી શકે તથા અન્ય પ્રકારનો નિર્ણય ઉપજાવી કાઢે. આ પ્રમાણે નિરાકરણ કરવામાં કદાચ તે પણ આપણા જેટલોજ ભલો, ડાહ્યો અને પ્રમાણિક પણ હોય.

કેટલાંબધાં થોડાં માનવિઓ આ બાબતનો સ્વીકાર કરે છે. કેટલા થોડાક ઉન્મત્ત સુધારક વૃત્તિવાળાઓ, રક્ષકવૃત્તિવાળાઓને ખરેખરાં સાચાં માનવિઓ હોય એમ માની શકે છે. ગણ્યા ગાંઠ્યા, પાત્રી ભરેલા, ગરમાગરમ ઉચ્છેદક વૃત્તિવાળાઓ, પોતે માનેલા કર્તવ્યને પ્રમાણિકપણે આચરનાર પ્રાચીન રક્ષકવૃત્તિવાળાઓને ખરેખરી રીતે પોતાના જેવીજ શુભ અનેતીવ્ર લાગણીવાળાં માનવીઓ તરીકે માની શકે છે !

જો કોઇ માનવિ આપણે કરેલા નિર્ણય કરતાં અન્ય પ્રકારના નિર્ણય ઉપર આવે તો આપણે તેની સાથે એકમત હોવાનો ઢોંગ કરવાનો નથી, પરંતુ શુભ હેતુઓ માટે આપણે તેને ધન્યવાદ આપવાનો છે. ખોટી વાતને માની લેવાની તીવ્ર જીજ્ઞાસા, દરેક બાબતમાંથી બની શકે તેટલો ખરાબમાં ખરાબ ભાવ ઉપજાવી કાઢવાની ટેવ, એ વર્તમાન જીંદગીનાં અશુભ લક્ષણોમાંનું અત્યંત ખરાબ લક્ષણ છે. જ્યારે આપણને સહાય થનારાઓ માટે, જેમની પાસેથી જ્ઞાન અને આંતર ઉત્સાહ પ્રાપ્ત થયો છે, તેવાઓ માટે આવા પ્રકારનું વલન ગ્રહણ કરવામાં આવે છે ત્યારે તે અધમાધમ પ્રકારનું બની જાય છે. એક મહંતના શબ્દો સ્મરણમાં રાખવા જેવાછે "અમારા દુર્ગુણોમાં કૃતઘ્નતાનો સમાવેશ થતો નથી." આપણા કરતાં વધારે જાણનારાઓ માટે ઘેલા બનીને ટીકા કરવા દોડી જવું, એ હમેશાં એક પ્રકારની ભૂલ સમાન છે. રાહ જોવી, વિવિધ પક્ષોનો વારંવાર વિચાર કરવો, ભાવિમાં શું ઉપજી આવે છે, એ માટે વાટ જોવી, એ ઘણુંજ સલાહ ભરેલું છે. કાલ અને ફલની કસોટી અત્રે લગાવવા જેવી છે; " તેમનાં પરિણામ, ફલોવડે તમે તેમને ઓળખી શકશો. " દરેક માનવી વિષે ઉત્તમોત્તમ વિચાર ચલાવવાનો એક નિયમ ઘડી કાઢવાની આપણે જરૂર છે; આપણે આપણા પોતાના કાર્યમાં મંડયા રહીને, બીજાઓને તેમનું પોતાનું કાર્ય કરવામાં સ્વતંત્ર રહેવા દેવાની જરૂર છે.

"The Inner Life."

---

## । वेदान्त ।

(અનુસંધાન ગત વર્ષ–પૃ–૩૩૭ થી)

જીવના સ્વરૂપ પશ્ચાત આને બ[illegible] બધા ઉત્પન્ન જગત અર્થાત માયાના સ્વરૂપનો વિચારણીય પ્રશ્ન ઉપસ્થિત થાય છે. માય[illegible] નામો છે, જેવાં કે, અવિદ્યા, અજ્ઞાન, પ્રકૃતિ,

જ્ઞ, મૂલાજ્ઞાન ઈત્યાદિ; ગુણ પરત્વે નાના પ્રકારના નામોથી વ્યવહરાય છે, કિંતુ વાસ્તવે તે એકજ વસ્તુના આ સર્વ પર્યાય શબ્દો છે.

પાશ્ચાત્ય કેટલાક તત્વવિદોનું એવું માનવું છે કે ઉપનિબંધમાં કે વેદાન્ત સૂત્રોમાં માયાવાદ નથી પણ શંકરે તે પોતાના ઘરનો ઊભેર્યો છે. આ વચન કેટલે અંશે સત્ય છે તે તેના વાદોમાં નિષ્ણાત પુરૂષોથી સ્હમજી શકાય એમ છે. આપણને એ પ્રશ્ન આંહી અસ્થાને છે. અદ્વિતિય જે બ્રહ્મવાદ છે તે ઘણો સખ્ત છે સામાન્ય બુદ્ધિથી એ ગોચર થઇ શકે એમ નથી. બુદ્ધિની પરાકાષ્ટાએ જે પહોંચેલો હોય, અને જ્હેની બુદ્ધિ વૃત્તિ શુદ્ધ સાત્વિક અંશોથી ભરપૂર હોય, નિર્મલ થયેલી હોય, તેમજ શ્રવણ અને મનનના પરિશીલનથી સૂક્ષ્મતમ થયેલી હોય તેનેજ આ વાદ ગોચર થઇ શકે છે. તે સિવાયના ઇતર જનો એમાં નિરાશ થઈ ગુંચવાઈ જાય છે, આ કારણનેજ લઈ પાશ્ચાત્ય તત્ત્વવિદો શંકરના સિદ્ધાન્ત તત્ત્વોમાંના માયા તત્ત્વનો ભાગ નબળો માને છે, અને એવો આક્ષેપ આણે છે કે માયાના સ્વરૂપનો યથાતથ્ય નિર્ણય શંકરે કીધો નથી. માયાના પ્રશ્ન પરત્વે એવોજ પ્રત્યુત્તરનો ધ્વનિ ઊદ્ભૂત કરે છે કે એ પૂછોજ નહિ; એ છેજ નહિ. તો પછી તેનો પ્રશ્ન શો! વાસ્તવે આમ સ્હમજવામાં ભૂલ છે. માયા સર્વાંશે નથીજ એમ શંકર તેમ તેના પાછળના અનુયાયીઓએ કોઇએ પણ કહ્યું નથી. એ છે પણ એના વસ્તુસ્વરૂપનો કોઇ પણ રીતે નિર્ણય થઇ શકતો નથી અને તેથી એને અનિર્વચનીય કહી છે. અનિર્વચનીય એટલે મિથ્યા કે કેવળ નહિજ એમ માનનારાની ભૂલ છે. પણ સત્ અસત્ તેમ સદસત્ એ ત્રણે સ્વરૂપથી વિલક્ષણ માનવ બુદ્ધિથી ન સ્હમજી શકાય એ રૂપે અનિર્વચનીય છે.

સિદ્ધાન્ત પક્ષ એવો છે કે આ પરિદૃશ્યમાન સમગ્ર બ્રહ્માંડનું વિભુ અધિષ્ઠાન હોવું જોઈએ. વસ્તુ માત્ર સાધિષ્ઠાન હોય છે. નિરાધિષ્ઠાન હોઇ શકે નહિ. વિભુ હોય તે સર્વ વ્યાપક અને નિરવયવ હોય. નૈયાયીકો વિભુપણાનું લક્ષણ એવું પરિકલ્પે છે કે સર્વ નાની વસ્તુઓની સાથેનો સબંધ તે વિભુ તત્ત્વ. પરંતુ વેદાન્તમાં તે લક્ષણ માન્ય નથી પણ સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદથી રહિત તેમ દેશ, કાળ અને વસ્તુ પરિચ્છેદથી રહીત એવું લક્ષણ વિભુપણાનું માને છે, અને તેજ વાસ્તવિક છે. આ લક્ષણ માનતાં બે તત્ત્વનો અર્થાત દ્વૈતતત્ત્વનો સિદ્ધાન્ત વાદ અનેક દુષણોથી ભરપુર થઇ જાય છે. અને તેથીજ માયાનો સર્વાંશે નહિ પણ તેના સ્વરૂપપરત્વેની અગમ્યતા નિરીક્ષી નિષેધ કરવામાં આવે છે. જો માયાને તત્ત્વત: માનવામાં આવે અને બ્રહ્મસદસ તેની સત્ય સત્તા માનવામાં આવે તો ત્હેનું રૂહેવાનું સ્થાન ક્યાં પરિકલ્પીશું? જો બ્રહ્મમાં ઓતપ્રોત રૂહેલ છે એમ માનીએ તો તે સિદ્ધાન્ત હાની થઇ બ્રહ્મની સર્વવ્યાપકતા ખંડિત થશે. કારણ કે ભલે બ્રહ્મમાં માયા ઓતપ્રોત રહે પણ તેને અવકાશતો જોઇએજ. નિયમ એવો છે કે એક સમયે એક અધિષ્ઠાનમાં બેસ્વરૂપોનો પ્રવેશ હોઈ શકે નહિ. એટલે જ્યાં સર્વત્ર બ્રહ્મ તત્ત્વ હોય ત્યાં વળી માયાનું સ્વરૂપ ક્યાં પ્રવેશ પામશે, જો પામે તો અવકાશ જોઇએ, તો તે છે નહિ. જો તેમ પરિકલ્પીએ તો વિભુસ્વરૂપ કલ્પી શકાય એમ નથી, તો મધ્યમ સ્વરૂપ કલ્પવું જોઈએ ને માયાનું પણ તેજ સ્વરૂપ કલ્પાશે. આમ ઊભય ને આ પ્રમાણે કલ્પીશું તો ઘણીજ ભરેલ આવી ઊભો રહેશે, કારણ કે મધ્યમ સ્વરૂપો હમેશાં વિનાશી હોય છે, એટલે અમુક રીતિ સંબંધતામાં થશે. આમ

# ॥ ईशावास्योपनिषत् ॥

( અનુસંધાન ગત વર્ષ પૃ. ૩૬૮ થી. )

मूल—विद्यां चाविद्यां च यस्तद्वेदोभय ँ सह ।
अविद्यया मृत्युंतीर्त्वा विद्यया मृतमश्नुते ।

पद—विद्यां, च, अविद्यां, च, यः, तत्, वेद, उभयं, सह ।
अविद्ययां, मृत्युं, तीर्त्वा, विद्यया, अमृतं, अश्नुते ॥

अन्वय—यः, विद्यां, च, अविद्यां, च, तत्, उभयं, सह, वेद ।
अविद्यया, मृत्युं, तीर्त्वा, विद्यया, अमृतं, अश्नुते ॥

અર્થ.—જે વિદ્યા અને અવિદ્યા, તે બંનેને સાથે જાણેછે, તે અવિદ્યા વડે મૃત્યુને તરીને વિદ્યાવડે અમૃત પ્રાપ્ત કરેછે.

ટીકા—આ ઉપરથી વિદ્યા એટલે જ્ઞાન માર્ગ અને અવિદ્યા એટલે કર્મ માર્ગ, એમ અર્થ જે ઉપરના મંત્રની ટીકામાં કરેલાછે, તે સિદ્ધ કરેછે. અવિદ્યા અથવા કર્મ માર્ગથી મૃત્યુ ને તરાયછે અને પછી વિદ્યાથી અમૃત એટલે જન્મ મરણ ફરી ફરી ન થવા રૂપ મોક્ષ મેળવાયછે; તેટલા માટે એ બંનેની જરૂર બતાવી છે.

मूल—अंधतमः प्रविशंतियेऽसंभूतिमुपासते ।
ततो भूय इव ते तमो यउ संभूत्या ँ रताः॥ १२ ॥

पद—अंधतमः, प्रविशंति, ये, असंभूतिम्, उपासते ।
ततः, भूयः, इव, ते, तमः, य, उ, संभूत्यां, रताः ॥

अन्वय—ये, असंभूतिम्, उपासते; अंधतमः, प्रविशंति
ये, उ, संभूत्यां, रताः; ततः, ते, भूयः, इव, तमः ॥

અર્થ.—જે અવ્યાકૃતને ઉપાસેછે, (તે) અંધતમસમાં પ્રવેશે છે; જેઓ વ્યાકૃતને વિષે પ્રીતિ કરેછે, તેઓ તેથી પણ વધારે અંધકારમાં ( પ્રવેશેછે. )

ટીકા—આ મંત્ર ઉપરના નવમા મંત્ર જેવો છે. સંભૂતિ અને અસંભૂતિ ના અર્થ 'વ્યાકૃત,' અને 'અવ્યાકૃત' છે. વ્યાકૃત એટલે કાર્ય રૂપ તથા અવ્યાકૃત એટલે કારણ રૂપ છે. નિરાકાર નિર્ગુણ કારણની ભક્તિ કરનારને જેમ અંધકારમાં એટલે ક્ષયશીલ સંસારમાં રહેવાનો અને કાર્ય રૂપ સગુણની ઉપાસના કરનાર પણ તેજ મેળવવાનો. અર્થાત્ કેવળ જ્ઞાન વિના મોક્ષ મળતો નથીજ, એમ તાત્પર્ય છે.

मूळ—अन्य देवाहुः संभवादन्यदाहुरसंभवात् ।
इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥ १३ ॥

पदः—अन्यत्, एव, आहुः, संभवात्; अन्यत्, आहुः, असंभवात् ॥
इति, शुश्रुम, धीराणां, ये, नः, तत्, विचचक्षिरे ।

अन्वय—अन्यत्, संभवात्, एव, आहुः अन्यत्, असंभवात्, आहुः ।
इति, धीराणां, शुश्रुम; ये, नः, तत्, विचचक्षिरे ॥

અર્થ—કેટલાક સંભવમાંથીજ કહેછે. કેટલાક અસંભવથી કહેછે; એ રીતે ધીરોનાં અમારે માટેનાં તે ( વચનો ) સાંભળ્યાં છે.

ટીકા.—આ મંત્ર ઉપરના દશમા મંત્ર જેવોછે. તેમાં જેમ વ્યાકૃત અવ્યાકૃતની ભક્તિ વિષે કહ્યું છે, તેવીજ રીતે આમાં સંભવ અસંભવ, એટલે સત્ અસત્ વિષે કહેલું છે. કોઇ સતથી આસર્વ માનેછે ને કોઈ અસતથી માનેછે. આમ અર્થ છે.

मूळ—संभूतिंच विनाशंच यस्तद्वेदो भय सह ।
विनाशेन मृत्युं तीर्त्वा संभूत्यामृतमश्नुते ॥ १४ ॥

पद—संभूतिं, च, विनाशं, च, यः, तत्, वेद, उभयंसह ।
विनाशेन, मृत्युं, तीर्त्वा, असंभूत्या, अमृतं, अश्नुते ॥

अन्वय—यः, संभूतिं, च, विनाशं, च, तत्, उभयं, सह, वेद ।
विनाशेन, मृत्युं, तीर्त्वा, असंभूत्या, अमृतं, अश्नुते ॥

અર્થ.—જે સંભૂતિ અને વિનાશ, એ બંનેને સાથે જાણેછે, તે વિનાશવડે મૃત્યુને તરીને અસંભૂતિ વડે અમૃત મેળવેછે.

ટીકા —આ મંત્ર ઉપરના અગિયારમા મંત્ર બરોબર છે. તેમાં જેમ વિદ્યા અવિદ્યાના જ્ઞાન વિષે કહેલું છે, તેવીજ રીતે આમાં સંભૂતિ અને વિનાશ બંનેના જ્ઞાનની જરૂર બતાવી છે. આમ એકેકજ નહિ પણ બંનેનું અવિરુદ્ધ જ્ઞાન જોઇએ, એમ બોધછે.

मूळ—हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्य धर्माय दृष्टये ॥ १५ ॥

पद—हिरण्मयेन, पात्रेण, सत्यस्य, अपिहितं, मुखम् ।
तत्, त्वं, पूषन्, अपावृणु, सत्य धर्माय, दृष्टये ॥

अन्वय—हिरण्मयेन, पात्रेण, सत्यस्य, मुखं, अपिहितम् ।
तत्, पूषन्, त्वं, सत्यधर्माय, दृष्टये, अपावृणु ॥

**અર્થ.**—હિરણ્મય પાત્ર વડે સત્યનું દ્વાર ઢાંકેલું (છે), તેને, હે પૂષન, તું સત્ય ધર્મના દર્શન માટે ઉઘાડ.

**ટીકા**—સત્ય એટલે બ્રહ્મ, જેનું રૂપ પ્રત્યક્ષ આ સૂર્ય છે. તેનું મુખ હિરણ્મય પાત્રથી ઢંકાયલું કહેલું છે. હિરણ્મય પાત્ર એટલે તેજોમય જ્યોતિ છે. અત્યંત તેજથી સૂર્યનું દર્શન થઇ શકતું નથી. બ્રહ્મનું જ્ઞાન થઇ શકતું નથી, માટે આ મંત્રમાં પૂષા એટલે સૂર્ય ને પ્રાર્થના કરીછે કે તું તે ઉઘાડ—ખુલ્લું કર, અમને દર્શન આપ અથવા જ્ઞાન થવાદે કે જેથી ધર્મ અમે સમજીએ. આમ અર્થ સ્પષ્ટ છે. અત્રે સૂર્યને પૂષા નામ આપેલું છે. **पूष्** ધાતુ ઉદય વાચક હોવાથી સૂર્યનું એ નામ પડેલું છે. **ભર્તૃહરિ** નીતિશતક (११४) માં છે કે **सदापांथः पूषागगन परिमाणं** कलयति। (નિત્ય ગતિમાન્ પૂષા ગગનનું પરિમાણ જાણેછે.) વળી **पूष्** ધાતુ પોષણ વાચક પણ છે અને સૂર્યથી જગત્માં પ્રાણ ગતિ ચાલેછે, માટે સૂર્ય જગતના પોષક—પ્રાણરૂપ—હોવાથી પણ એ નામ તેનું છે.

**मूल**—पूषन्नेकर्षेयमसूर्य प्राजापत्य व्यूह रश्मीन्समूहः तेजः।
यत्तेरूपं कल्याणतमंतत्ते पश्यामियोऽसावसौ पुरुषः सोऽहमस्मि॥१६॥

**पद**—पूषन्, एकर्षे, यम, सूर्य, प्राजापत्य, व्यूह, समूह, तेजः।
यत्, ते, रूपं, कल्याणतमं, तत्, ते, पश्यामि, यः असौ,
पुरुषः, स, अहं, अस्मि॥

**अन्वय**—पूषन्, एकर्षे, यम, सूर्य, प्राजापत्य, रश्मीन्, व्यूह; तेजः, समूह।
यत्, ते, कल्याणतमं, रूपं, तत्, ते, पश्यामि; यः, असौ,
पुरुषः, सः, अहं, अस्मि॥

**અર્થ**:—(હે)પૂષન્, એકર્ષે, યમ, સૂર્ય, પ્રાજાપત્ય, તેજની રશ્મીના સમૂહને ખેસવી નાખ; (અને) જે તારૂં કલ્યાણતમ રૂપ છે), તે (હું) જોઉં; જે આ આ પુરૂષ (છે) તે હું છું.

**ટીકા**:—ઉપરના પંદરમા મંત્રમાં સત્યરૂપ પર બ્રહ્મ જ સૂર્ય છે, એમ કહેલું છે, તે સૂર્યને આ મંત્રમાં જુદાં જુદાં નામોથી સંબોધન કરેલું છે. તેનું એક નામ પૂષા છે તેનો અર્થ પંદરમા મંત્રની ટીકામાં બતાવેલો આ મંત્રમાં બીજું નામ એકર્ષિ છે. એક અને ઋષિ, એ બે શબ્દોની સંધિવાળો આ શબ્દ છે. નિરૂક્તમાં **ઋષિ** શબ્દનો અર્થ એમ છે કે **यस्य वाक्यंस ऋषिः** (જેનું વાક્ય તે ઋષિ). વાક્ય, એટલે વેદવાક્ય વેદોત્પત્તિ સૂર્યથી છે, માટે તેજ એક મુખ્ય ઋષિ છે, માટે તેને એકર્ષિ કહે છે. વેદોત્પત્તિ બ્રહ્મા, અગ્નિ, સૂર્ય, ભિન્ન ભિન્ન દેવોથી ભિન્ન ભિન્ન સ્થળે કહેલી છે, એ ભેદ બુદ્ધિ અત્ર નહિ રાખવી સર્વ દેવો પરબ્રહ્મનાંજ નામ રૂપ હોવાથી આત્મા, બુદ્ધિ, મન, ઇંદ્રિય, પ્રાણ તથા સ્થૂલ દેહાદિ

× યાજ્ઞવલ્ક્ય, ૩–૩૧૩ જુવો:—

ब्रह्मचर्यदयाक्षांतिर्दानं सत्यमकल्कता।
अहिंसाऽस्तेयमाधुर्यंदमश्चेतियमाः स्मृताः

સર્વ મળી એક વ્યક્તિનાંજ એ સર્વનામો છે, તેમ સૂર્ય જે આપણે આકાશમાં જોઇયે છિયે તે સ્થૂલ શરીર આ જગત્ છે, તેનુંજ મન બ્રહ્મા છે, એમ એક સૂર્ય અથવા પરબ્રહ્મજ એ સર્વ છે, માટે તેમાંથીજ વેદવાક્યની ઉત્પત્તિ છે. આમ અર્થ લેવાથી શાસ્ત્રોનાં ભિન્ન કથન ની શંકા કરવાપણું રહેતું નથીજ. સૂર્યનુંજ ત્રીજું નામ યમ છે. यम् ધાતુ નિગ્રહ વાચક છે. મનને નિયમમાં લાવવા માટે વિવિધ પ્રકારનાં કર્મોને તે સૂચવે છે. શાસ્ત્રમાં આ યમ દશ કહેલા છેઃ બ્રહ્મચર્ય, દયા, ક્ષાંતિ, દાન, સત્ય, પ્રમાણિકતા, અહિંસા, અસ્તેય [1](ચોરીનકરવી) માધુર્ય, અને દમ અથવા વળી *અનૃશંસ્ય દયા, સત્ય, અહિંસા, ક્ષમા આર્જવ, પ્રીતિ, પ્રસાદ માધુર્ય અને માર્દવ. * કેટલેક + સ્થળે પાંચ યમ કહેલા છેઃ—અહિંસા, સત્યવચન, બ્રહ્મચર્ય, પ્રમાણિકતા, અસ્તેય. સર્વકર્મ સૂર્યને અધીન હોવાથી સૂર્યજ યમ, એટલે કર્મોના દેવછે. ચોથું નામ સૂર્ય છે પાણિનિ, ૩-૧-૧૧૪ ઉપર સિદ્ધાંત કૌમુદીમાં કહેલું છે કે सरति आकाशे सूर्यः । यद्वा सुवति कर्माणि लोकं प्रेरयति । ( આકાશમાં ચાલે છે તે સૂર્ય અથવા કર્મના દેવ કર્મને લોકોમાં પ્રેરે છે. ) આ બંને ગુણો સૂર્યમાંજ છે પાંચમું નામ પ્રજાપત્ય છે प्रजापतिर्देवताऽस्ययक्. ( જેના દેવતા પ્રજાપતિ છે. ) એ પણ સૂર્યજછે. આ રીતે સંબોધન કરીને સૂર્યને પ્રાર્થના કરી છે કે તારા તેજથી અમે તને દેખી શકતા નથી, માટે એ તેજ જરા ઓછું કર, કે કલ્યાણ કરનારૂં તારૂં સ્વરૂપ જોઈ શકાય આમ અર્થ છે.

मूल--वायुरनिलममृतमथेदं भस्मांतं ँ शरीरम् ।
ओंक्रतोस्मर कृत ँ स्मरक्रतो स्मरकृत ँ स्मर ॥ १७ ॥

पद—वायुः, अनिलं. अमृतं; अथ, इदं, भस्मांतं, शरीरम् ।
ओं, क्रतो, स्मर, कृतंस्मर; क्रतो, स्मर, कृतं, स्मर ॥

अन्वय--वायुः, अमृतं, अनिलं; अथ, इदं, शरीरं. भस्मांतं ।
ओं, क्रतो, स्मर, कृतं, स्मर; क्रतो, स्मर, कृतं, स्मर ॥

અર્થઃ—વાયુ અમૃત વાયુ (બનો), હવે આ શરીર ભસ્મ (થાઓ), ૧ મન, (તું) સ્મરણકર. કર્મનું સ્મરણકર; હે મન (તું) સ્મરણકર, કર્મનું સ્મરણ કર.

ટીકાઃ—છેલા બે મંત્રો મરણ સમયે બોલવાના છે. મૃત્યુ પછી આમાં છેલા જે બેવડા ભાર આપેલા શબ્દો છે (કર્મને સ્મરણ એવા), તે બહુ ઉપયોગી છે. પૂર્વ કર્મોને સ્મૃતિમાં લાવવાનું કામ મનનું છે, માટે મરતી વેળા મનમાં કૃતકર્મો જે યાદ રાખીને મરાય તો આવતા જન્મમાં તેની યાદગારી રહી શકે છે. મનનું નામ આ મંત્રમાં क्रतु કહેલું છે,

---

१ કોઈનાથી કઇ પણ ગુપ્ત રાખવું એ ચોરી ૨ અદ્વેષ.

* अनृशंस्यं दया सत्यम हिंसाक्षांतिरार्जवं ।
प्रीतिः प्रसादो माधुर्य मार्दवंचयमादश ॥

તેનો અર્થ યત્ન, બુદ્ધિ, આદિ છે. તે પરથી બુદ્ધિ વાચક અર્થ અત્ર યોગ્યછે. क्रतु શબ્દને માટે એજ અર્થના ગ્રીક અને જદભાષાઓમાં પણ શબ્દો અમસર क्रतोस् અને खतु છે. આ મંત્રમાં સર્વ વાતે મોક્ષની માગણી છે કે વાયુ એટલે મારો પ્રાણ અમર થાઓ, અમર એવો અનિલરૂપ, થઈ જાઓ ઉણાદિ સૂત્ર, ૧-૫૪ માં છે કે अनिति जीवति अनेन. मनूइलच् । (જીવેછે તે અનિલ ), એ પરથી અનિલ નામ વાયુ કે પ્રાણવાચકજ છે. અમર પ્રાણ તો મૂર્ધજ છે, માટે 'મારો પ્રાણ' અમર અનિલરૂપ-સર્વ-બની જાઓ' એમ અર્થછે. બાકી બધું સ્પષ્ટજ છે,

मूल--अग्नेनय सुपथराये अस्मान्विश्वानिदेववयुनानि विद्वान्।
युयोध्यस्म ज्जुहुराणमेनो भूयिष्ठां तेनमउक्तिं विधेम ॥ १८ ॥

पद--अग्ने, नय, सुपथा, राये, अस्मान्, विश्वानि, देव वयुनानि विद्वान्।
युयोधि, अस्मत्, जुहुराणं, एनः. भूयिष्ठां, ते, नमः, उक्तिं, विधेम॥

अन्वय--अग्ने, नेय, राये, अस्मान्, विश्वानि, वयुनानि, विद्वान् सुपथा, नय।
अस्मत्, जुहुराणं, युयोधि, भूयिष्ठां ते, नमः, उक्तिं विधेम ॥

અર્થઃ—(હે) અગ્નિ (હે) દેવ, રૈ માટે, અમને, વિશ્વોને, વયુનને જાણતો થકો સુમાર્ગે લઈજા; અમારૂં કુટિલ ગતિવાળું પાપ નષ્ટ કર, શ્રેષ્ટ (એવા) તમને નમસ્કાર (નું) વચન કરિયે છિયે.

ટીકાઃ—છેવટના આ મંત્રમાં અગ્નિને સંબોધન કરેલું છે, કે હે અગ્નિ હે દેવ, અમને રૈ માટે સુમાર્ગે લઈજા અત્ર रै શબ્દનો અર્થ સંપત્તિ કે સુખ છે. અમને એવે સારે માર્ગે લઈજા, કે અમને સુખ મળે, તું વિશ્વોને અને વયુનને જાણે છે. અત્ર वयुन શબ્દનો અર્થ જ્ઞાન છે. સર્વ વિશ્વોનું જ્ઞાન તનેજ છે, માટે તું અમને સુમાર્ગે લઇ જઈ શકે તેમ છે. અમારા કુટિલ એટલે વાંકી ચુંકી—અવળે માર્ગે જનારી ગતિવાળા પાપનો નાશ કર કેમકે તું શ્રેષ્ટ છે, શ્રેષ્ટ હોય તેજ પાપનો નાશ કરી શકે અમે તો તને શું કરિયે ? માત્ર નમસ્કારજ કરિયે છિયે.

આ પ્રમાણે અર્થ છે. અગ્નિજ નીચેથી ઊંચે સર્વ વસ્તુને લઈ જનાર છે. હાલની નવીન વિદ્યા સાયન્સથી પણ સિદ્ધ છે કે ઉષ્ણતામાં ઉપર ચઢવાનો ધર્મ છે અને શીતતામાં નીચે જવાનો ગુણ છે. આટલા માટેજ ઉપર જવાની ઇચ્છા રાખનારા આર્યોનાં સર્વ કર્મો અગ્નિમયજ છે. સર્વજ અગ્નિ છે એજ વિશ્વોનો પ્રાણ છે, ઈશ્વર છે, બ્રહ્મ છે અને સર્વ દેવ છે, માટે તેના સ્તવનરૂપ ઉત્તમ ઉપનિષત્ છે. ( સમાપ્ત. )

(મહુંગસાક્ષર) સુમનરાય શિવશંકર.

# ॥ काव्यार्थ प्रदीप ॥

(અનુસંધાનગતવર્ષે-પ-૩૬૨-થી.)

કવિ આત્માનો આવિર્ભાવ સૃષ્ટિના વિષયો દ્વારાજ થવાનો છે. સામાન્ય મનુષ્યના વ્યવહારમાંજ, સામાન્ય વસ્તુના ઉપર પડતી એની દૃષ્ટિમાંજ એનો આત્મા ચિત્રિત થાય છે એટલે જગતના વિષયમાં રહીનેજ એણે પોતાની અસાધારણતા પ્રગટ કરવાની છે; પોતાના આત્માની ઉછળતી ઉર્મિઓને વહાવવાની છે. આવા કારણને લીધે મનુષ્યના સર્વ વ્યવહાર ઉપર એની દૃષ્ટિ ફરે છે. સર્વ વિષય વાસનાઓ એ તપાસી વળે છે, એ વિષયો એની દૃષ્ટિમાં કાંઇક વિચિત્રતા ધારણ કરે છે અને એ વિચિત્રતાના પ્રમાણમાં એના પોતાના આવિર્ભાવનો અંશ મળે છે. આ આવિર્ભાવનો અંશ સમષ્ટિમાં ઘણે અંશે જળવાઇ રહે છે પરંતુ આવિર્ભાવ માટે ખોળેલું સાધન અતિ વિશાળ હોઈ તેની છાયા ઘણી વિરલ પડે છે એટલે સામાન્ય વાચકની બુદ્ધિ એને સહજ ગ્રહણ કરી શકતી નથી. જ્યાં આ સાધન સમષ્ટિને બદલે વ્યષ્ટિમાં સ્વીકારાય છે ત્યાં આવિર્ભાવ સંઘટ્ટ હોવાથી સહજજ વાચકની દૃષ્ટિએ ચઢે છે. આવાજ કારણથી વેદના કવિઓમાં આપણે જોયલો શૃંગાર સૂક્ષ્માવલોકન વિના જણાતો નથી. આખા રામાયણમાં વર્ણવેલો શૃંગાર રામસીતા વિલાસમાં સંઘટ્ટ થતા શૃંગારના જેવો સહજ સ્વીકારાતો નથી, અને પૂર્વેના કવિઓના કરતાં કાલિદાસ અને ભવભૂતિનો શૃંગાર વધારે ચિત્તાકર્ષક થતો જાય છે. જેમ જેમ સમષ્ટિને સ્થાને વ્યષ્ટિનું સાધન સ્વીકારાતું આવ્યું છે તેમ તેમ કવિ આત્માનો આવિર્ભાવ વધારે સ્પષ્ટ સમજાય છે. જેવી રીતે શૃંગારના આવિર્ભાવમાં રસને સંઘટ્ટ કરવાની એની શક્તિને લીધે વ્યષ્ટિ પ્રબળ સાધન બની છે તેવીજ રીતે એ શૃંગારનો નાશ કરવામાં પણ સહાયક થઇ છે. વ્યષ્ટિમાં ભાવનો આવિર્ભાવ સારો થાય ખરો પરંતુ વ્યષ્ટિમાંજ આસક્તિનું જોર પણ વધી પડે છે. વિષયનો સંગજ કાંઇક વિલક્ષણ છે. જ્યારે રસનો જમાવ ત્યાં થવાનો સંભવ છે ત્યારે વિષયાન્ધતા પણ એ વ્યષ્ટિમાંજ પ્રગટ થવાનો ભય છે. કવિનો આવિર્ભાવ અત્યંત વેગવાળો ન હોય તો વખતે વ્યષ્ટિમાં લુબ્ધ થતાં ક્ષણવાર સત્ત્વની દૃષ્ટિ બંધ પણ થઇ જાય છે. સત્રમાળ ઉપર ફરતો મણકોજ એની આંગળીના ટેરવા ઉપર ફરી રહે છે અને એની પારદર્શકતા મલિન થતાં સત્રમાળ લોપ થતી જણાય છે. કેવળ વિષયાન્ધતામાં એની વૃત્તિઓ ક્ષણવાર નૃત્ય કરી રહે છે. આ પ્રસંગે શૃંગાર પોતાનો ભાવ તજી દેછે. કવિ કવિત્વનો ત્યાગ કરે છે. ઉચ્ચ આત્માના આવિર્ભાવનો પ્રવાહ સ્ખલિત થાય છે. ઉચ્ચ વૃત્તિઓની ઉર્મિઓ સૂકાઇ જાય છે. ઉચ્ચ આત્મા નીચતામાં વિલીન થાય છે; વ્યષ્ટિની મલિનતાના દોષવાળો થાય છે અને કવિ અને વાચક બન્ને પોતાનું ભાન ભુલિને આવા મલિન આવિર્ભાવને પણ શૃંગારજ માને છે. બિભત્સ શૃંગાર દેખાય છે અને વિવેકબુદ્ધિ નાશ થતાં ઉચ્ચ રસને નીચતાનો સ્પર્શ થાય છે. આ વિવેક એટલે સુધી વિસરાઇ ગયો કે કેવળ વિષયાન્ધતામાંજ વહી રહેલી અતિ નિંદ્ય ઉર્મિઓ શૃંગારમાં ગણાવા લાગી અને શૃંગારનું યથાર્થ લક્ષણ લોપ થતાં મલિન આત્મા શૃંગારી કવિ તરીકે પૂજાવા લાગ્યો. જ્યાં સામાન્ય મનુષ્ય ઉપર વિષયનું પ્રાબલ્ય વધારે હોય ત્યાં આવા શૃંગારનો સ્વીકાર થાય એમાં આશ્ચર્ય પણ શું ? આવા

ઘણા માણસના સંઘમાં યથાર્થ શૃંગાર કવિની કીર્તિનો કલશ વિષયાન્ધી આત્માના શિરપર ઢોળાય તો એ દયાજનક છે. ક્રોધથી એને નિંદવા કરતાં અજ્ઞાનતા ઉદારવૃત્તિવાળા જ્ઞાનિને ક્ષન્તવ્ય છે. ભાષાના સાહિત્યનો પાછળના ભાગનો ઇતિહાસ કેટલેક દરજ્જે આવો જ દુઃખદ છે.

કવિના આવિર્ભાવનાં સાધન સંસારેનાજ વિષય હોવાથી તેમાં એની ક્ષણિક આસક્તિ રહેતો તે સદોષ નથી, પરંતુ જ્યાં આસક્તિનું પ્રમાણું એટલું દૃઢ થઈ જાય કે સૂત્રે રૂપ રહેલા ઉચ્ચ આવિર્ભાવનું ભાન ભૂલાતાં જ્યારે કેવળ વિષયાસક્તિજ ગિત્રોય ત્યારે કવિતામાં એ અક્ષન્તવ્ય થાય છે. જ્યાં સુધી શૃંગારનું સૂત્ર તેના મણકામાંથી સ્પષ્ટ દેખાતું રહે ત્યાં સુધી લખાણ કવિતા કહેવાય પણ જ્યાંથી વિષયાસક્તિ અત્યંત સંઘટ્ટ થતાં મણકાની પારદર્શકતા બંધ થાય ત્યાંથી કવિતા બંધ થઇ જાય છે. કેટલીકવાર ઉચા કવિમાં પણ આવા પ્રમાદની છાયા જણાય છે. શૃંગારતિલક એ કાવ્ય કાલિદાસને નામે ચડ્યું છે. અને પો .ને કાલિદાસના શૃંગારના ધોરણે એને તપાસતાં એ મહાન્ કવિનું હોવાનો શંશય છે. કદિ હોય તો તેને કાવ્ય કહેતાં અચકાવું પડશેજ એમાં માત્ર વિષયાન્ધતાનાજ તોરપર ચઢી વૃત્તિઓ ઉછળી રહી છે. ઉચ્ચ અને પવિત્ર પ્રેમની દૃષ્ટિ વિષયની સ્થૂળતામાં કેવળ અંધજ બની છે. એ શૃંગારનું તિલક નથી; એમાં શૃંગારનો નાયક ઉચ્છૃંખલ અને નીચ આત્માનોજ આવિર્ભાવ છે. કુમારસંભવમાં કોઇક સ્થળે વિષયાસક્તિ સ્હેજ સંઘટ્ટ થાય છે. સૂત્રદૃષ્ટિ બહાર જવા તૈયારી કરે છે પરંતુ આખા કાવ્યની દૃષ્ટિ એને અક્ષન્તવ્યના આરોપમાથી ઉગારી લેછે. મહાન્ કવિઓ આવો પ્રમાદ કોઇક વખત કરે પરંતુ મનુષ્યની નિર્બળતામ એવા દોષ ક્ષન્તવ્ય છે છતાં જ્યાં જ્યાં આવો દોષ જણાય છે ત્યાં ઉચ્ચ હૃદય એના ઉપર છેક ઉદાસીન બની માળાનો તે મણકો માત્ર ફેરવીજ જાય છે. આવોજ પ્રમાદ નૃસિંહ મેહેતામાં તથા દયારામમાં કોઇક સ્થળે દૃષ્ટિએ ચઢે છે. ઉભયની પ્રેમ ભાવનાએ ઉપજાવી કાઢેલા કૃષ્ણની સ્થૂળમૂર્તિમાં આસક્તિ સંઘટ્ટ થાય છે અને એ વ્યક્તિને અંગે હોવાથી વિષયના દોષમાં પરિણામ પામે છે. ક્ષણવાર સૂત્ર ખરી જાય છે પરંતુ ઉભયની કૃષ્ણભક્તિની સ્મૃતિ થતાં એ સર્વ મલિનતામાંથી પ્રેમસૂત્રની ઝાંખી નજરે પડે છે અને એમની સદોષ કવિતામાં નિર્દોષતાની ક્ષમાનું કારણ સમજાય છે. પ્રેમાનંદ પણ આ પ્રમાદમાં આવી જાય છે. મીરાં અને બાળ ઘણે ભાગે આવા દોષથી મુક્તરહી શૃંગારમાં રમમાણ છે.

ઉત્તમમાં ઉત્તમ શૃંગાર ભાવ કેવી રીતે નીચ ભાવની સાથે જોડાયો તે આટલા ઉપરથી સ્પષ્ટ થશે. કવિતાનું રહસ્ય સમજનારને જણાશે કે આત્માના વિકાસની સાથે એ શૃંગાર રસજ વિદ્વાનને વધારે પ્રિય થતો જશે અને આખરે વેદાન્તના અભેદ સિદ્ધાન્તમાં પરિણામ પામી આખા જગતમાં શાન્તિ પ્રવર્તાવનાર એજ સ્વીકારાશે. શૃંગાર એજ "રસરાજ" તરીકે પૂજાશે. આપણા દેશમાં તો એ પૂજાતોજ આવ્યો છે પરંતુ કવિતાના યથાર્થ અભ્યાસના અભાવે એના ઉપર ઉપજેલા અનાદરને ટાળવા માટે શૃંગાર ઉપર આટલું વિવેચન કરવું યોગ્ય લાગ્યું.

૮

આત્માની ઉચ્ચતાના અન્વેષણમાં જે શૃંગાર કરુણ અને વીર એ ત્રણ રસ આપણે

તારવી કાઢયા તે સર્વેને શાન્તિ અને આનંદ આપનાર છે એમ આપણે કહ્યું તો કવિતાનું લક્ષણ "પરમ આનંદ આપનાર લેખ" એમ કેમ ન બાંધવું એવો પ્રશ્ન ઉત્પન્ન થવાનો સંભવ છે. પરમ આનંદ આપનાર લેખ એ કવિતાનું લક્ષણ સ્વીકારવામાં અનેક દોષ ઉત્પન્ન થાય છે. પ્રથમનો એજ પ્રશ્ન ઉઠે છે કે કોને આનંદ આપનાર? આપણે હમણાંજ જોયું કે કેવળ વિષયમાં જીવન ગાળનારને વિષયાસક્તિમાં અત્યંત આનંદ પડશે. અત્યંત ભેદભાવવાળી અને સ્વાર્થી બુદ્ધિને ઘણા નીચ આવેશવાળી વૃત્તિઓજ રુચીકર લાગશે અને તેમાંજ તેને આનંદ પડશે. વળી આ સર્વ આવિર્ભાવ સહૃદયને આનંદને બદલે માત્ર દુઃખજ આપશે. સહૃદયનું લક્ષણ આપણે આગળથીજ સ્પષ્ટ કર્યું છે. આવા આત્મદર્શનથી એનો આત્મા સંકોચાઈ જશે અને એ અતિ ખિન્ન થશે એટલે એકની દૃષ્ટિથી જે લેખ કવિતા બનશે તે અન્યની એટલે સહૃદયની દૃષ્ટિથી કવિતાથી વિરૂદ્ધ અત્યંત નીચ અને બિભત્સ લખાણ ગણાશે. એક લેખક કેટલાકને કવિ રૂપ જણાશે તેજ ઉચ્ચ હૃદય ગતિવાળાને અકવિ જણાશે એટલે પ્રતિષ્ઠામાં ખામી આવશે. આ વિરૂદ્ધ ભાવ ઉચ્ચ આત્માના આવિર્ભાવવાળા લક્ષણમાં નહીં આવે જે કવિતાનો સહૃદયમાં સ્વીકાર છે તેનો સામાન્ય વિષયારૂઢ પુરૂષોમાં પણ અસ્વીકાર નથી. વખતે એવો પુરૂષ બિભત્સ ભાવને વધારે ચહાશે પણ ઉત્તમભાવની કવિતાથી ખેદ તો કદિ નહીંજ પામે. ઉલટું ગમે તેવો એનો સ્વભાવ હશે, તો પણ આપણે આગળ તપાસી ગયા તેમ એ કવિતામાં પણ એને શાન્તિ વળશે. ઉચ્ચ કવિતા જોતાં, તેમાં ઉચ્ચ આત્માનું દર્શન થતાં વખતે ત્યાં ટકી નહીં રહે પણ જતાં જતાંય પાછુ વાળીને જોશે, એનું ચિત્ત ત્યાં આકર્શાશે, કાંઇક સ્પષ્ટ ઉચ્ચ હૃદય વેગ અનુભવશે અને પ્રસંગ પડ્યે ચિત્ત શાન્તિમાં મૂઢ બની નિર્વાક બનશે. કાર્યના કરતાં કારણની સ્થિરતા વિશેષ છે કારણ કે કાર્ય જો વ્યભિચારી છે એટલે વિવિધ પરિસ્થિતિમાં વિવિધ રૂપે કાર્ય દેખાય છે માટે લક્ષણને કાર્યના ઉપર આશ્રિત કરવા કરતાં કારણનાજ ઉપર આશ્રિત કરવું એ વધારે યોગ્ય છે. વાચકના ઉપર થતી અસરના કરતાં કવિતાના કારણ ભૂત કવિ આત્માની સામગ્રિના ઉપર કવિતાનું લક્ષણ બાંધવું સયૌક્તિક છે કારણ એ વધારે સ્પષ્ટ અને સંસ્થિત રહી શકે છે. વળી આ સૂચિત લક્ષણના સ્વીકારમાં કવિતાનો આત્માજ ઉડી જવાનો ભય રહે છે. આપણા સ્વીકારેલા લક્ષણમાં વિચારના ઉપર કવિતાની કિંમત અંકાય છે. ત્યારે આ લક્ષણમાં એના વિના પણ ઘણીક વખત આનંદ પ્રાપ્તિનું સ્થાન છે. માત્ર કળા એકલીજ આનંદ ઉપજાવવા ઘણી વખત સમર્થ થાય છે. અને કળા એકલી કદિ કવિતા નહી કહેવાય, કવિતા અને સંગીત, ચિત્રાદિ બીજી કળામાં આજ મોટો અંતર ભેદ છે.

આપણે કહ્યું કે કવિતાની કિંમત વિચાર ઉપર અંકાય છે તો 'ઉચ્ચ વિચાર' તેજ કવિતાનું પ્રથમાંશ એમ લક્ષણ કેમ ન બાંધવું? "ઉચ્ચ આત્માનો આવિર્ભાવ" એવું લક્ષણ રાખવાનું શું પ્રયોજન? ઉચ્ચ વિચાર નહીં રાખતાં ઉચ્ચ આત્માના આવિર્ભાવનો સ્વીકાર સાભિપ્રાય છે. ઉચ્ચ વિચાર જો ઉચ્ચ આત્માના આવિર્ભાવનું ફળ ન હોય તો તે કવિતા બનવા યોગ્ય નથી, કારણ કે ત્યારે એ વિચાર નૈસર્ગિક નથી તેથી રસહીન છે, કોઇકના વિચારનું અનુકરણ માત્ર છે, અગર કેવળ આકસ્માતિક બુદ્ધિ ચાંચલ્ય છે. એની સ્થિતિ સતત વહેતી ઉચ્ચ આત્માની ઉર્મિમાં ન હોવાથી એ સ્વીકારવા યોગ્ય નથી. ઉચ્ચ આત્મા ઘણા વખતના સંસ્કાર અને ઉચ્ચ વિચારનું પરિપક્વ ફળ છે, અને તેવા ઉચ્ચ સંસ્કાર અને વિચાર લાંબા-

કાળ સુધી જીવન સૂત્રમાં એવા સંકળાઈ ગયાં છે કે તેમાં કોઈ પણ પ્રકારના પ્રમાદનો જો સંભવ હોય તો નજરે આવી ગયા વિના નજ રહે. આવા લાંબા નિસર્ગ જીવનના અનુભવની અને તેથી પ્રદર્શિત કરેલા સત્યની ઉચ્ચ આત્માના આવિર્ભાવમાં દૃઢ શ્રદ્ધા રહે છે અને હૃદય એની એવી અવર્ણ્ય શક્તિથી સહજ્જ એને પારખી પણ કાઢે છે. આ સત્ય સંસ્કારી બળ કેવળ ઉચ્ચ વિચારમાં નથી હોતું કારણ કે તે આત્માનો અવિર્ભાવ નથી, આત્માનું સ્વાભાવિક દર્શન નથી, પરંતુ ક્ષણિક બુદ્ધિ વિલાસનું; અથવા તો વિચાર શૂન્ય આકસ્માતિક સ્ફુરણ છે. કાંઇક અવાજ કારણને લીધે ઉચ્ચ આત્માનાજ આવિર્ભાવવાળી કવિતામાં અથવા તેવા કવિમાં ભાગ્યેજ આપણને પરસ્પર વિરોધ અથવા વિચાર વિરૂદ્ધતા જણાય છે. ત્યારે કોઇક વખત ઉચ્ચ વિચારના જ ઉપર કવિતાનું લક્ષણ સ્વીકારતા કવિની એકજ કવિતામાં અનેક પરસ્પર વિરોધ દોષ અને એના કેટલાક સિધાન્તમાંજ વિચાર વિરૂદ્ધતા જણાય છે. માટે જે વિચાર ઉપર કવિતાની કિંમત બંધાય છે તે વિચાર ઉચ્ચ આત્માના આવિર્ભાવનું જ ફળ છે અને તેથી આપણું બાંધેલું લક્ષણ યોગ્ય છે.

ત્યારે કવિતાના લક્ષણના પૂર્વાર્ધનું વિવેચન અહીં પુરૂ થયું. દરેક મનુષ્યનો આત્મા સંસારમાં પોતાનો આવિર્ભાવ જ કરવા પ્રયત્ન કરે છે અને જ્યારે ઉચ્ચ આત્મા લેખન દ્વારા આવિર્ભૂત થાય છે ત્યારે તે કવિતા રૂપે પરિણામે છે. આવા પરિણામને કવિતા કહેવાય છે. અને એજ સર્વ મનુષ્યને પરમ શાન્તિ અને આનંદ પમાડનારી છે તેથી તેની પ્રતિષ્ટા દરેક દેશમાં અતિ ઉચ્ચ છે. આત્માની ઉચ્ચતાનું પણ આપણે સ્પષ્ટીકરણ કર્યું. આવિર્ભાવમાં એકજ ઉચ્ચ આત્મા હોવાથી તથા તેનો વેગ પ્રબળ હોવાથી તેનો સતત વહેલો નિસર્ગ પ્રવાહ તે રસ રૂપે આપણે જોયો અને આવો રસિક આવિર્ભાવ એ કવિતાનો આત્મા આપણે સ્વીકાર્યો.

કાવ્યનો આત્મા એ કવિ આત્માનો આવિર્ભાવ જ છે એ સિદ્ધાન્તનો શરૂઆતમાં લીધેલા ભવભૂતિના વચન ઉપરાંત સાહિત્યકારના વાક્યનું પ્રમાણ આપી પૂર્વાર્ધનું અન્વેષણ બંધ કરીશું. ધ્વન્યાલોકના કર્તાએ કહ્યું છે કે—

काव्यस्यात्मा स एवार्थस्तया चादिकवेः पुरा ।
क्रौञ्चद्वंद्व वियोगोत्थः शोकःश्लोकत्वमागतः ॥

ક્રૌંચ દ્વંદ્વના વિયોગથી ઉત્પન્ન થએલા શોકે,

मानिषाद प्रतिष्ठां त्व मगमाः शाश्वतीमपाः
यत् क्रौञ्च मिथुनादेकं अवधीः काममोहितम् ॥

આ શ્લોકનું સ્વરૂપ ધારણ કર્યું. આદિ કવિનો શોકશીલિત આત્મા આ શ્લોક રૂપે આવિર્ભૂત થયો.

* જર્મન કવિ ગેટીના સુપ્રસિદ્ધ ફૌસ્ટ નામના કાવ્યમાં પણ કવિતા અને કવિના વિશે બોલતાં એ નામાંકિત કવિ નીચે પ્રમાણે બોલે છે.

"*Go and elsewhere some fitter servant find ;*
What ! shall the poet squander then away
For thy poor purposes, himself, his mind ;
Profane the gift, which Nature, when She gave

To him, him entrusted for mankind,
—Their birthright—thy poor bidding to obey.
And sink into an humble trading slave ?
Whence is his power all human hearts to win

And why can nothing his proud march oppose
As through all *elements the conqueror goes?*
Oh, is it not the harmony within
The music that hath for its dwelling place

*His own rich soul ?—the heart* that can receive
Again into itself, again embrace
The world it clothed with beauty and bade Live!
With unregarding hand when nature throws

Upon the spindle the dull length of thread,
That on, still on, in weary sameness flows
When all things that in unison agree,
Should join to form the happy web of Being,

Are tangled in inextricable strife;
Who can awake the blank monotony
To measured order? who upon the dead
Unthinking chaos breathe the charm of life,

---

* હમણાંજ હું ગેટીનું ફૌસ્ટ વાંચતો હતો તેમાંથી આ ભાગ વાચતાં મને મારા લેખની સાથે એની એટલી બધી સમાનતા જણાઈ કે એક અધિક પ્રમાણ તરીકે એને મારા લેખમાં લઈ લેવાનું મને મન થયું. આ આખો ફકરો આવી રીતે એકાએક મારી દષ્ટિએ ચઢ્યો અને લેખ છપાવવો શરૂ થઈ ગએલો એટલે પૂર્વાર્ધને અંતેજ મૂકવાનું ઠીક લાગવાથી અહીં ટાંકી દીધો છે. જરા લંબાણથી ટાંકવાનું કારણ એટલુંજ કે ઉચ્ચતાનું જે ધોરણ મને જણાયું છે તેજ ધોરણ આ કવિએ પણ સ્વીકાર્યું જણાય છે.

**પ્રશ્ન**—બહુ સારૂં, આ સર્વ આપ કહો છો તેમજ થવા દઇએ, પરંતુ તે વડે તેને અનુરૂપ શું ભલું થવાનું છે?

**સ્વામીજી**—આપણા સમાજમાં દરેક નાતના તેના તેજ પેટા વિભાગોમાં હજારો વર્ષથી લગ્ન વ્યવહાર બંધાઈ રહેવાથી વર્તમાન કાલે કેવી રીતે એવી દશા ઉપજી આવી છે, કે એ સંસ્થા ખરેખરી રીતે પિતરાઇઓ અને નજીકનાં સગાંમાં બની આવતા એક પ્રકારના લગ્ન સંબંધ રૂપ થઈ પડી છે; આવા કારણને લીધે સમગ્ર જાતિ કેવી રીતે સ્થૂલ બંધારણમાં અધોપાત પામતી જાય છે, તેથી કરીને સર્વ પ્રકારના રોગોને, અન્ય સર્વ પ્રકારના દુરાચારોને તેમનામાં કેવો એકદમ પ્રવેશ મળી શકે છે, એ સર્વ શું તમારા લક્ષમાં આવતું નથી? ગણી ગાંઠી વ્યક્તિઓની એક હદવાળી સંખ્યાના એક સાંકડા મંડલમાં રૂધિરનું અભિસરણ થતું હોવાથી તે પણ ખરાબ બની ગયું છે; આથી નવાં જન્મતાં બાલકો તેમનાં માતપિતાઓના શારીરિક રોગો વારસામાં લઇને જ અવતરે છે. લોહીના થોડા ભરાવા વાળાં આ પ્રમાણે જન્મેલાં બાલકોના દેહો, તેમના ઉપર હુમલો કરવાને સદા તત્પર કોઈ પણ રોગના જંતુઓના સામે થવામાં બીલકુલ નિર્બલ નિવડે છે. માત્ર આપણા લગ્ન વ્યવહારના વર્તુલને વિશાલ બનાવવા વડે જ આપણાં બાલકોમાં આપણે એક તદ્દન નવીન, ભિન્ન પ્રકારનું રૂધિર દાખલ કરી શકીશું; આવા માર્ગે જ, આપણા વર્તમાન કાલના અનેક પ્રકારના રોગોમાંથી, તેમાંથી ઉપજી આવતાં અનેક શુભ ફલોમાંથી આપણે તેમનો બચાવ કરી શકીશું.

**પ્રશ્ન**—હું એટલું પૂછવાની રજા લઉં. કે બાલલગ્ન વિષે આપનો શો અભિપ્રાય છે?

**સ્વામીજી**—બંગાળાના કેળવાયલા વર્ગોમાંથી ઘણી નાની વયમાં બાલકોનાં લગ્ન કરવાનો ચાલ ધીમે ધીમે નાશ પામતો જાય છે. પહેલાં કરતાં છોકરીઓને હવે એક બે વર્ષ મોટી ઉમરે પરણાવવામાં આવે છે, પરંતુ આમ થાય છે તે—પૈસાની અછતને લીધે—નામરજીએ એજ એજ કરવામાં આવે છે. આ બાબતનું ગમે તેવું કારણ હો છતાં બાલાઓની લગ્ન વય હજુએ વધારવી જોઇએ. પરંતુ ગરીબ પિતાની સ્થિતિ કેવી કફોડી થઈ પડે છે? બાલા થોડીક વધારે મોટી થતામાંજ માતાથી માંડીને સગાંઓ અને પાડોશીઓની સ્ત્રીઓ તેને માટે એકાદ વર શોધી કાઢવાની બુમો પાડવા માંડે છે; તે આમ ના કરે ત્યાં સુધી તેને જંપીને બેસવા દેવામાં આવતો નથી! તમારા ધર્મ ઢોંગીઓ માટે તો જેટલું ઓછું બોલાય તેટલું વધારે સારૂં. આ જમાનામાં તેમનું કોઇ પણ સાંભળતું નથી છતાં તેઓ તેમની મેળેજ અગ્રણીઓ હોવાનો દાવો કરી બેસે છે. સરકારે તો સંમતિવયનો કાયદો કરીને બાર વર્ષથી નાની છોકરી સાથે રહેનારને સજાની ધમકી આપીને માનવિઓને અટકાવ્યાં; તમારા ધર્મના કહેવાતા અગ્રણીઓએ બધાએ આના સામે ખૂબ બુમ બખાળા પાડવા માંડ્યા, જાણે કે બાર તેર વર્ષની બાલાને માતા બનાવવામાંજ ધર્મનો સમાવેશ થતો હોય તેમ, "હા, હવે આપણા ધર્મનું સત્યાનાશ વળવા બેઠું છે," એવો ભય દર્શાવવા લાગ્યા! આથી રાજ્ય કર્તાઓ પણ સ્વાભાવિક રીતે વિચારવા લાગ્યા, "દયા ઉપજાવતી ધાર્મિકતા! તેમનો ધર્મ તે કેવા પ્રકારનો હશે! આવા સેહેલા રાજકીય હીલચાલોના અગ્રણીઓ શાને રાજકીય હક્કો માગવા લાગ્યા છે!"

**પ્રશ્ન**—ત્યારે તો આપના અભિપ્રાય પ્રમાણે બાલબાલા ઉભયનાં મોટી ઉમરે લગ્ન થવાં જોઈએ !

**સ્વામીજી**—એમ થવું જોઈએ; પરંતુ આની સાથે સાથે જ કેલવણી આપવાની જરૂર છે, નહિ તો અનિયમિતતા અને ભ્રષ્ટતામાં પરિણામ આવશે. કેલવણીથી હું તેની ચાલતી વર્તમાન રૂઢિને સૂચવવા માગતો નથી, પરંતુ ભાવાત્મક શિક્ષણની દિશામાં કંઈક સૂચવવા માગું છું. માત્ર પુસ્તક-શિક્ષણ, ગોખણપટ્ટીથી કંઈ પણ વળવાનું નથી. આપણે તો જે વડે ચારિત્ર ઘડાય, માનસિક બલની વૃદ્ધિ થાય, બુદ્ધિનો વિકાસ થાય, પોતાના પગ ઉપર ઉભા રહેવા જેવા ટટાર થવાય એવી કેલવણીની જરૂર છે.

**પ્રશ્ન**—આપણે આપણા સ્ત્રી મંડલમાં અનેક પ્રકારના સુધારા કરવા જેવા છે.

**સ્વામીજી**—ઉપર સૂચવેલા પ્રકારની કેલવણી મળશે તો સ્ત્રીઓ પોતાના કોયડાઓ પોતાની મેળે જ ઉકેલશે. બધો સમય થવાં તેમને નિર્બલતાની, બાબતો ઉપર ગુલામી જેવો આધાર રાખવાની કેલવણી આપવામાં આવી છે, તેથી સહજસાજ દુર્દશા અથવા ભય આવી પડતાં રડી રડીને આંખો ફોડી નાખવાના જ કામ માટે તેઓ ઉપયોગની રહી છે. અન્ય બાબતો ભેગો તેમણે શૌર્યનો, વીરતાનો જુસ્સો પણ મેળવવાની જરૂર છે. વર્તમાન દિનોમાં તેમને માટે આત્મ-સંરક્ષણ શિખવાની જરૂર ઉભી થઈ છે. જુઓ ઝાંસીનાં મહારાણી કેવાં ભવ્ય હતાં !

**પ્રશ્ન**—આપ જે સલાહ આપો છો તે તદ્દન એક ભિન્ન પ્રકારની દિશાની છે; મને તો ભય લાગે છે, કે એ માર્ગે આપણી સ્ત્રીઓને કેળવવામાં હજુ ઘણો સમય લાગશે.

**સ્વામીજી**—ગમે તેમ કરીને આપણે જેટલા બને તેટલા શ્રેષ્ઠ પ્રકારના પ્રયત્ન કરવાનો છે. માત્ર આપણે તેમને જ કેળવવાની નથી પરંતુ આપણી જાતને પણ શિક્ષણ આપવાનું છે. માત્ર છોકરાં પેદા કરવાથી જ પિતા બની જવાતું નથી, સાથે સાથે જ તેને અનેક પ્રકારની જવાબદારીઓ માથે ઉઠાવવાની હોય છે. સ્ત્રી કેલવણીના આરંભ વિષે વિચાર ચલાવીએ. આપણી હિંદુ સ્ત્રીઓ સતીત્વ એટલે શું તે સહજમાં સમજી શકે છે, કારણ કે તેમને આ ભાવના વારસામાં મળેલી હોય છે. સર્વથી પ્રથમ તો તેમનામાં રહેલી આવી ભાવનાને અન્ય સર્વ બાબતો કરતાં વિશેષ બલવાન બનાવો; આથી તેમનું ચારિત્ર બલવાન બનશે; આવા ચારિત્રના બલવડે તેમના જીવનની પરણેલી અથવા કુંવારિકા રહેવાનું પસંદ કરે તો તેવી દરેક દશામાં પોતાના સતીત્વમાંથી એક તસુ પણ ખસવા કરતાં પોતાની જીંદગીનો ભોગ આપતાં જરા પણ ડરશે નહિ. ગમે તેવી ભાવના હોય તો પણ પોતાની ભાવનાને ખાતર પોતાની જીંદગીનો ભોગ આપવાને સમર્થ બનવું, એમાં શી ઓછી વીરતાનો સમાવેશ થાય છે? આપણા જમાનાના વર્તમાનકાલની જરૂરીઆતોનો અભ્યાસ કરતાં કેટલીક બાલાઓને વિરાગની ભાવનામાં કેળવવાની ઘણી જ જરૂર જણાય છે; આથી કરીને તેઓ, અતિ પ્રાચીન સમયથી તેમના અંતરમાં રગેરગમાં વસતી સતીત્વની ભાવનાના બલથી પ્રેરાઈને જીંદગી ભરનું કૌમારવ્રત ધારણ કરશે. આની સાથે તેમને વિવિધ પ્રકારની વિદ્યાઓ

અને તેમને એકલાંને જ નહિં પરંતુ બીજાંને પણ ઉપયોગી થઈ પડે એવી બીજી ઘણી બાબતો શિખવવાની જરૂર છે; આટલું સમજ્યા પછી આવી સર્વે બાબતો તેઓ સહેલાઇથી શિખી શકશે, તે પ્રમાણે વર્તવામાં આનંદ માનશે. આપણી માતૃ ભૂમિને પોતાના કલ્યાણ માટે પોતાનાં કેટલાંક બાલકો આવા પ્રકારના શુદ્ધ, પવિત્ર જીવનવાળા બ્રહ્મચારીઓ અને બ્રહ્મચારીણિઓ બનવાની જરૂર છે.

**પ્રશ્ન**—આમ થવાથી તેનું શી રીતે કલ્યાણ થશે?

**સ્વામીજી**—આર્દાના દષ્ટાંત વડે તથા લોકનાં ચક્ષુ સમીપ પ્રજાકીય ભાવના ખડી રાખવાના તેમના પ્રયત્નો વડે, ભાવના, વિચારો, કામનાઓમાં એક પ્રકારની મહાન ઉથલપાથલ થઈ જશે. વર્તમાન કાલે આવી બાબતોની કેવી દશા છે? જો બાલા નવ દશ વર્ષની થઈ હોય તો માતપિતાને ગમે તેમ કરીને તેનું લગ્ન કરી નાખવું પડે છે! વળી જો આવી બાલાને તેરમે વર્ષે બાલકનો જન્મ થાય તો કુટુમ્બમાં કેટલો બધો આનંદ માનવામાં આવે છે! જો આવા પ્રકારના વિચારોના વહનને ઉલટાવવામાં આવે તોજ પ્રાચીન સમયની શ્રદ્ધાનો પુનઃ ઉદય થવાની કંઇક આશા રાખી શકાય છે. આપણે પૂર્વે કહી આવ્યા તેમ જેઓ બ્રહ્મચર્ય પાળશે તેમના વિષે તો કહેવું જ શું—તેમનામાં કેટલી બધી શ્રદ્ધાનો ઉદય થયો હશે! આ સર્વે કેવી કલ્યાણકારી શક્તિઓ બનશે!

શંકાઓ કરનાર સ્વામીજીને પ્રણામ કરીને રજા લેવાની તૈયારીમાં હતા. સ્વામીજીએ તેમને વારંવાર આવવાનું કહ્યું. "સ્વામીજી હું જરૂર આવીશ," એ ગૃહસ્થે ઉત્તર વાળ્યો. "મને ઘણો જ લાભ થયો છે, મને પહેલાં કોઈ ઠેકાણેથી નહિ મળેલી એવી ઘણી નવીન બાબતો આપની પાસેથી જાણવામાં આવી છે." જમવાનો સમય થયલો હોવાથી હું મારે ઘેર ગયો

(આગળ ચાલુ.)

---

# ॥ ગ્યોરડાનો બ્રુનોનો વૃત્તાંત ॥

( અનુસંધાન ગત વર્ષ પૃ. ૨૮૩ થી. )

બારણું બંધ થતાં ગ્યોરડાનોનું મસ્તક ઢળી પડયું, તેના આનંદી ચ્હેરા ઉપર શોકની છાયા છવાઈ રહી. ફરીથી વળી તેના નશીબમાં નાસ ભાગ કરનારી, ભટકયાં કરનારી, જીંદગી લખાયલી હશે ? ક્રિશ્ચિયન ધર્મના વ્હેમોની ભારના પ્રદેશમાં મ્હાલનાર એક માનવિ માટે શું કોઈ પ્રકારની શાન્તિ નહિજ હોય ?

ઈ. સ. ૧૫૮૩ માં બ્રુનોએ ઉત્તર દિશા તરફ દષ્ટિ ફેરવી; રાણી ઇલિઝાબેથની કોર્ટના ફ્રેન્ચ એમ્બેસેડર મીશેલ ડી. કેસ્ટલનો ઉપર રાજા હેન્રીનો પત્ર લઈને તે ઇંગ્લેંન્ડ ગયો; તેના તરફથી તેને મૈત્રી ભરેલો આવકાર, ખરા હૃદયનો આદરસત્કાર મળ્યો. ઇલિઝાબેથની સુવિખ્યાત દરબારમાં બ્રુનોને શુરવીર, ઉદાર હૃદયવાળા સર. ફિલિપ-સીડનીમાં ભળતો ભાવ મળી આવ્યો; થોડા સમયમાંજ ઇટાલિયન અને ઇંગ્લીશમેન ખરાજીગરની મૈત્રીનાં નિકટનાં બંધનોમાં બંધાયા. પોતાના પ્રીય મિત્રની બુદ્ધિ અને હૃદય વિષે બ્રુનો હમેશાં આદર અને પૂંજ્યતા પૂર્વક બોલતો; ઇલિઝાબેથ માટે તો તેને હદપારની માન દષ્ટિ હતી; તે સમયે ઉછળી રહેલા સમગ્ર હૃદયભાવ અને અતિશયોક્તિપૂર્વક એ પ્રોટેસ્ટંટ મહારાણીનાં તેણે ઉચ્ચારેલાં સ્તુતિવાક્યોનોજ, પછીનાં વર્ષોમાં ધર્મ—પરિક્ષણ-મંડલના અધિકારીઓએ તેને ભોંય ભેગો કર્યો ત્યારે ભયંકર પરિણામ ઉપજાવે એવી રીતે ઉપયોગ કર્યો હતો. "વીરતામાં, ભોભામાં તેમના રાજ્યનો કોઈ પણ ઉમરાવ તેમની બરોબરનો નથી: કોઇ પણ કાયદા શાસ્ત્રી આટલું બધું ભણેલો નથી; કોઈ પણ રાજ્યકારસ્તાની આટલી બધી બુદ્ધિવાળો નથી ... ... ... ... પૃથિવિ ઉપર પ્રકાશ વિસ્તારવા માટે એક ઝગઝગતા સૂર્યના જેવો તેમનો ઉદય થયો છે ... ... ... ... તેમના રાજ્યદ્વારી ભોભા અને દરજ્જામાં દુનિયાના કોઇ પણ મહારાજાથી તેઓ હઠે એવાં નથી. રાજ્યકારભારમાં જણાઇ આવતી નિરાકરણ બુદ્ધિ, વિવેક, કુશલતામાં તેમની બરોબરીનો એકાદ બીજી રાણીનો જોટો શોધી કાઢવો મહા મુશ્કિલ છે." આટલી બધી સ્તુતિનાં પાત્ર બનનાર આ મહારાણિ ઇલિઝાબેથ રે.મનાં નાતબહાર મૂકાયલાં દુસ્મન હતાં, ઇંગ્લેન્ડને પોપની કુંસરીમાંથી છોડાવનાર શાપ પામેલાં પાખંડપંથીહતાં.

આ સમયે ઇંગ્લેન્ડ અને ઇટાલિ ધર્મવિનાની અન્ય સર્વબાબતોમાં બ્હેનો જેવા હતા. ઇટાલિનું પાંડિત્ય, ઇટાલિની કલા, ઇટાલિનું ભાષાસાહિત્ય આ સર્વને ઇંગ્લંડમાં ખરા હૃદયનો આવકાર આપવામાં આવતો હતો. શેક્ષપીયરને પોતાની પ્રેરણાનો મોટો ભાગ ઇટાલીમાંથી મળી આવ્યો ; આગળ ઉપર કાવ્યશિક્ષણની શોધમાં મિલ્ટને પણ એ દેશમાં મુસાફરી કરી; ઇંગ્લિશ કોર્ટ એક ઇટાલિવાસિને પોતાના ઇટાલિ જેવીજ હતી; બ્રુનોને આ સ્થલે પોતાને મનમાનતિ માનવ વ્યક્તિઓ મળી આવી હતી. જો તેણે પોતાના કેટલાક બહુજ હિંમતભર્યા વિચારો છૂપી રાખવામાં સંતોષ માન્યો હોત, રોમના જૂલમ અને ઢોંગધુતારાઓ સામે વિરોધ મચાવનાર એ પ્રોટેસ્ટંટ પંથાનુયાયી તરીકે ચલાવી લીધું

અત્રે પણ પારિસની પેઠે તેનું ભાષણગૃહ શ્રોતાઓથી ઉભરાઇ જવા માંડ્યું; છતાંએ તે રસ્તાઓમાંથી પસાર થતો ત્યારે માનવિ પાછાં ફરીને ગણગણતાં, "નાસ્તિક પાખંડી!" પદાર્થ વિજ્ઞાનની બાબતમાં બાઇબલ કંઇ માન્ય આધાર રૂપ ગણાય નહિ એમ સાંભળીને પાદરીઓ પણ રસ્તામાંથી તે જતો હોય ત્યારે ઘણાજ ગુસ્સામાં ભવાં ચઢાવતા; તેમના જીવાત્માઓને નર્કમાં ઘસડી જનાર પાખંડી, નિંદા કરનારને એકલોજ રહેવાદેવાની તેઓ યુવાનીઆઓને સખ્ત ભલામણ કરતા.

આખરે ઇંગ્લેન્ડ આપણા શૌર્યથી ઉભરાતા તત્ત્વવેત્તાને જરાપણ વધારે વાર વસવા દેવાની બાબતમાં ઘણુંજ ગરમાગરમ બની ગયું; તેના મિત્રો મિશેલ–ડી–કેસલનો અને ફિલીપ–સીડની બંનેને વિદેશમાં જવું પડ્યું હતું; તેમનું બલવાન્ રક્ષણ હવે વધારે વાર તેની આસપાસ રહ્યું નહતું. ધમકીઓ ઉપરા ઉપરી અને બલવાન્ બનવા લાગી. તોફાનનાં વાદળાં ખૂબ ઘેરાયાં; આખરે ઇ. સ. ૧૫૮૬ ના આરંભમાં બ્રુનો ઇંગ્લેંડમાંથી વળી ફરીથી ફ્રાન્સમાં નાસી છૂટયો; પારિસમાં ત્રણ દિવસ રહ્યો તે અરસામાં વ્હીટસનટાઇડ આગળ હજુએ એરિસ્ટૉટલની પદાર્થ વિદ્યા વિષે તેણે સર્વ માટે ખુલ્લો વાદ વિવાદ ચલાવ્યો. આ વાદવિવાદથી પારિસમાં તેના વસવાટનો અંત આવ્યો. રાજા હેનરીની હવે તેનો વધારે વાર બચાવ કરવાની હિમત ચાલી નહિ, સોરબોન વાસિઓએ શિક્ષાની ધમકી આપવા માંડી; તેથીવળી બ્રુનોને ફરીથી નાસી જવાની જરૂર પડી, હેસેમાં આવેલા મારબર્ગ તરફ તેણે પોતાનો માર્ગ લીધો; ત્યાંની યુનીવર્સીટીમાં ઉદરનિર્વાહ અને કાર્ય મળવાની તેને આશા હતી. આરંભમાં તો બધી બાબતો આશાભરી જણાઈ. એજ વર્ષના જુલાઈ માસમાં તેને ડૉક્ટરની પદવી પદ્વી આપવામાં આવી, આવા સ્વીકારથી પોતાની જાતને આધાર મળશે માનીને તેણે તત્ત્વશાસ્ત્ર શિખવવાની પરવાનગી માગી.

માત્ર એક પ્રકારની વિધિરૂપ મનાતી આવી પરવાનગીની બ્રુનો વાટ જોતો હતો, તેવામાં તેનો હૃદયભાર હલકો બન્યો. આખરે આ સ્થલે તે સ્વાતંત્ર્યથી ઉપદેશ આપી શકશે; પોતાના પ્રીય સત્યનો આખરે અત્ર તે પ્રચાર કરી શકશે, કોઈ પણ તેમાં તેને બાધ કારક થશે નહિ. પોતાનો સંદેશવાહક હાથમાં રેશમી દોરી બાંધેલો કાગળનો બીડો લઇને પાછો ફર્યો કે તુર્તજ બ્રુનોએ તે આનંદ અને બેદરકારીથી લઇને, હસતે હસતે રેશમીદોરી કાપી નાંખી; પરંતુ એકાએક તેનો ચ્હેરો કેવો પલટાઈ જાયછે; તેનાં ચક્ષુઓ કેવાં ઊંડાં ઉતરી જાયછે. વિશ્વવિદ્યાલયનો અધિકારી બેદરકારીથી ઉત્તર આપેછે, કે માગેલી રજા આપવાની મના કરવાની તેને ફરજ પડીછે. બ્રુનોને શામાટે શિખવવા ના દેવું એ બાબતનાં ગંભિર "કારણો" છે, ઇત્યાદિ એવા પ્રકારનું લખવામાં આવ્યું હતું. અત્યંત ક્રોધાવેશમાં આવી જઇને આપણો ઝનૂની ઇટાલિવાસિ એકદમ ઉભો થયો, રેક્ટરના ગૃહ તરફ એકદમ ઝપાટામાં ચાલી નીકળ્યો. તેના આગળ હાજર થઇને તેણે પેલો કાગળનો બીડો ટેબલ ઉપર ફેંક્યો, કેવા પ્રકારનાં કારણો દર્શાવવામાં આવતાં હતાં તે વિષેનો ખુલાસો માગ્યો. "તમે મને તમારી યુનિવર્સિટીનો ડોક્ટર બનાવ્યો છે, તમેજ મને ડૉક્ટરના શિખવવાના હકનો નિષેધ કરોછો. આવી નકામી પદ્વીનો ઉપયોગ શો? તમે શામાટે મારી સાથે આવું વર્તન ચલાવો છો?"

નિરુત્સાહિ, પાતળા ઓષ્ટવાળા રેક્ટર પીયારી—નીજીડીઅસે કટુતાથી મુખ મચડીને ઉત્તર વાળ્યો; " તમારા વિચારો ડૉ. બ્રુનો, નિર્દોષ નથી. યુવાનીઆઓના શિક્ષકમાં સુરક્ષિત ગણાય એવા પ્રકારના પણ નથી. "

" નિર્દોષ ? સુરક્ષિત ? " ઉગ્રઆવેશમાં બ્રુનો બોલી ઉઠયો." પરંતુ તે સત્ય હોયતો ?" " મારા મેહેરબાન સાહેબ સત્યનું પણ લિવ્યમાપવડે માપ નિકળવું જોઇએ; પૃથ્વી ફરવા "વિષેનો તમારો સિદ્ધાન્ત શાસ્ત્રોથી બીલકુલ વિરૂદ્ધ પ્રકારનો છે."

"શાસ્ત્રો માટે એટલું વધારે ખરાબ ગણાવું જોઇએ," રેક્ટરની ગુસ્સાથી છવાયલી મુખાકૃતિની દરકાર કર્યા વિના ઉતાવળીયા ઈટાલિયને ઉત્તર વાળ્યો.
" અરે ઈશ્વિરની નિંદાકરનાર ! " તેણે આવેશમાં એકદમ ઉત્તર આપ્યો." જ્યાં સુધી મારી પીયારી—નીજીડીઅસની સત્તા ચારે પાસ ચાલેછે ત્યાં સુધીતો આ શહેરમાં કોઈપણ ઈશ્વિર નિંદક શિખવી શકશેજ નહિ. "

" ત્યારે તો તમારી કૃત્રિમ પદ્દીને પાછી લ્યો ! " બ્રુનોએ ક્રોધાવેશમાં કહ્યું, ' કારણકે શિખવી ના શકે એવા પ્રકારનો એક શિક્ષક હું કોઈ કાલે થવા માગતો નથી. તમારી યુનિવર્સિટીનાં લીસ્ટોમાંથી મારૂં નામ છેકી નાંખો; તમારા પોતના પંથના જેટલુંજ નકામું માન મારે જોઇતું નથી. "

" જે કોઈ પણ કાલે અપમાનિત ના બનવું જોઇએ એવા લીસ્ટમાંથી તારૂં નામ છેકી નાંખવામાં જરા પણ મુસ્કેલી નથી. " નીજીડીઅસે આક્ષેપ કર્યો; " લેમ્બના જીવન ગ્રંથમાંથી છેકી નાખવામાં આવ્યું છે તેમ સૂર્યાસ્ત પહેલાં તે છેકી નાખવામાં આવશેજ; ઈશ્વિરનિંદક પાખંડી એટલું યાદ રાખજે કે ગમે તો વિદેશી અથવા રાજ્યનો પૌરજન હોય તો પણ પાખંડી માટે આરબર્ગમાં કેદખાનું તૈયાર હોયછે, એટલું કદાચ તારે શિખવાનો વારો ના આવે. "

આથી બ્રુનો વળી ફરીથી ભટકતો બન્યો, વુરટેમ્બર્ગમાં આશ્રય લીધો. જ્યાં " વાણીનું સ્વાતંત્ર્ય અને બાધા સહિસનો પ્રેમ " ઉછળી રહ્યાં હતાં એવા વુરટેમ્બર્ગની યુનિવર્સીટીના આશરામાં બ્રુનોને બે વર્ષ સુધી વિશ્રાંતિ મળી આવી. તે કહેતો, " વુરટેમ્બર્ગ જર્મનીના એથેન્સ બરોબર છે. કુમારિકા સરસ્વતિ તેની માતાના સ્થાને છે. ? " સાક્ષરતા અને સ્વાતંત્ર્યના આ ઉમદા સ્થલ માટે પોતાની પાછલ તે ધન્યવાદના આભારદર્શક શબ્દો મૂકી ગયો છે; આ જર્મનીના શહરના પવિત્રમાર્ગોમાં વર્તમાનકાલે ફરનાર દરેક જણે આ શબ્દો સ્મરણમાં કોતરી રાખવા જેવા છે.

" તમે માનતા નહોતા તેવા મારા ધર્મ વિષે પણ તમે મને પુછ્યું નથી; દયાદાન અને શાંતિ, પરોપકાર અને તત્ત્વશાસ્ત્રના મારા પ્રેમને ખાતરજ તમે વિચાર કર્યો છે; તમે મને બોધિનો ખરો મિત્ર, રસોદધિનો પ્રેમી બનાવી દીધો છે;તમારામાં પ્રચલિત સિદ્ધાંતોથી વિરૂદ્ધ પ્રકારના વિચારો છૂટથી ચર્ચાવતાં તમે મને અટકાવ્યો નથી; જોકે તત્ત્વશાસ્ત્ર તમારામાં

અંતિમહેતુ અથવા સાધન રૂપે માનવામાં આવતું નથી; જોકે તમારી શાન્તિ ભરેલી, શુદ્ધ, મૂલસ્વરૂપ વાળી ધાર્મિકતાને લીધે તમે પ્રાચીન પદાર્થવિદ્યા અને ભૂતકાળની ગણિત વિદ્યા પસંદ કરોછો. છતાંએ તમે મને નવીન વાદ સ્વીકારવાની રજા આપીછે....તમે ગુસ્સે થયા નથી; મદદ અને સેવા કરવાની ખરા જીગરની ઇચ્છા સહિત તમે હાંપણ માનુષતા અને ઉદારતાદર્શાવી છે. વિચાર સ્વાતંત્ર્યને અટકાવવામાંથી દૂર રહીને તથા તમારી અતિથિ સતકારની ભાવનાને કલંકિત ના કરીને, તમે મારા જેવા મુસાફરને, વિદેશીને, હકદારને તમારા મિત્ર અને સાથી પૌરજન તરીકે આવકાર આપ્યો છે; શિક્ષણ આપવા દઇને તમે તેને દારિદ્રયથી પોતાનો બચાવ કરી લેવાની રજા આપી છે; તમારા શહેરના આશ્રયમાં, તમારા આતિથ્યની છાયામાં ગાળેલા બે વર્ષના સમયમાં. તેના વિષે ચલાવવામાં આવતી સર્વે પ્રકારની નિંદા ભરેલી બાબતોને તમે દૂર હઠાવી કાઢી છે. ”

જ્યાં આગળ પોતે રક્ષિત, માન પામતો, પ્રેમપાત્ર બનતો હતો એવા શાંત વિશ્રામ સ્થાનનો બ્રુનોએ શા માટે ત્યાગ કર્યો એ કંઇ સમજી શકાતું નથી. જ્યાં આગળ કોઇ પ્રકારનું વાગ્યુદ્ધ ના ચાલતું હોય એવા સ્થાનમાં કદાચ તેનો ઉછળતો તકરારી જુસ્સો સુખે રહી શકતો નહિ હોય; તત્ત્વશાસ્ત્રના વાગ્યુદ્ધમાં ફરીથી વળી ઝંપલાવવાની તેની મરજી થઈ. આ સર્વ ગમે તેમ હો, તેણે ઈ. સ. ૧૫૮૮ માં વુર્ટેમ્બર્ગ છોડયું. પ્રેગ તરફ ગયો જ્યાં મહારાજા રૂડોલ્ફ બીજો પોતાનો દરબાર ભરતો હતો. રૂડોલ્ફ પાંડિત્યનો મિત્ર હતો એમ જાણીને બ્રુનોએ મહારાજા આગળ કેટલાક ગણિત શાસ્ત્રના સિદ્ધાંત રજુ કર્યા; બ્રુનોનું ગણિત શાસ્ત્ર પણ પાખંડમતની ભાવનાઓથી છવાયલું હતું: ક્રિશ્ચીયન ધર્માનુયાયી રાજાએ પાખંડી પંડિત તરફ બેદરકારી બતાવી, તેથી તે હેલ્મસ્ટેડ તરફ ચાલી નિકળ્યો, ત્યાં આગળ તે ડયુક ઓફ બ્રન્સવીકના મોટા પુત્રનો થોડા માસ માટે શિક્ષક બન્યો; ડયુકનું મૃત્યુ થતાં તેના ઉપર કામ ચાલવાનો ભય ફરીથી ખરો થયો, પાદરીઓના ઉપરિ અધિકારી બોઇથીયસે પોતાના દેવલમાં ખુલ્લી રીતે તેનો બહિષ્કાર કર્યો, ત્યારથી સર્વે માનવિઓ તેને જાતિ બહારના જેવો ગણવા લાગ્યાં, આ તકરારમાં તેણે એક વર્ષ સુધી તો પોતાનું સ્થાન જાળવી રાખ્યું; પછીથી તેને પોતાની જીંદગીનો ભય લાગતાં, ફરીથી વળી તે અજાણ્યાં માનવિઓમાં ભટકવા નિકળ્યો; પોતાના પ્રીય સિદ્ધાન્તોનો તેણે હમેશાં ઉપદેશ કર્યો.

જુન ૧૫૯૦ થી ફેબ્રુઆરી ૧૫૯૧ સુધી થોડાક માસ માટે હવે તે ફ્રેન્કફોર્ટમાં જોવામાં આવેછે; આ સ્થલે તેણે પોતાના છેલ્લા ગ્રંથો પ્રસિદ્ધ કર્યા; વેશલ નામના કુટુમ્બના, સર. ફિલિપ-સીડનીના એક મિત્ર કુટુમ્બી તરફથી તેના ગૃહજીવનની સંભાળ લેવામાં આવતી હતી. ફ્રેન્કફોર્ટમાં તેને ફરીથી ઇટાલીમાં ખેંચી જનાર એક પત્ર મળ્યો; જે ધર્મ પરિક્ષણ-મંડળના ડાચામાંથી તે નાશી છૂટયો હતો તેમાંજ તે પાછો ખેંચાયો; એ મંડળ તરફથી શીકારી કુતરાઓ તે દિવસના તેનાં પગલાંની શોધ ચલાવતા હતા. એ પત્રની નીચે ગીઓવાની મોસીનીગોની સહી હતી; એમાં તેને વેનિસમાં શિક્ષક તરીકે આવવાની માગણી કરવામાં આવી હતી તથા તેના સંપૂર્ણ રક્ષણની અને ખરા જીગરના આવકારની ખાત્રી આપવામાં આવી હતી. જે યુવાન ઉમરાવે તેને પત્ર લખ્યો હતો તેનું ગૃહ તેનું રક્ષણ કરવામાં સમર્થ હતું; ગત દશ વર્ષથી જેનું નામ આખા યુરપમાં ગાજી રહ્યું છે એવા સુ-

વિખ્યાત શિક્ષાગુરુ માટે ઇટાલીની ભૂમિ ઉપર સુરક્ષિત વાસસ્થાન મળી શકે એવું છે. એવી તેણે ધર્મ પ્રતિજ્ઞાથી ખાત્રી આપી.'

ધીમેથી ઉભા થઇને, દક્ષિણ દિશામાં પડતી બારી તરફ ફરતાં બ્રુનોના હાથમાંથી પત્ર પડી ગયો.

તેના મુખમાંથી સંગીતાવલિની પેઠે નીકળતી નેપલ્સની કોમળ વાણીમાં તેણે નિઃશ્વાસ મુકયો, "ઇટાલિયા! ઇટાલિયા! મારાં સૌંદર્યનાં પ્રેમનાં સ્વપ્નોની ભૂમિ! શું હું તારાં ફરીથી દર્શન કરી શકીશ! ઉત્તરદેશની ભારે હવાના અનુભવ પછી ઇટાલિની હવાનો અનુભવ કેવો આનંદકર! કદાપિ સંપૂર્ણ ભૂરા ના જણાતા આવા આછા આછા રંગો જોયા પછી, ઈટાલિનાં સૌંદર્ય ભરપૂર નિર્મળ આકાશ જોવાનો કેટલો બધો આનંદ!"

તેનાં ચક્ષુઓનું તેજ ચમકવા લાગ્યું; તેની નાડી ધબકવા લાગી પરંતુ-એકાએક તેનું મસ્તક નમી ગયું, તેના મુખ ઉપર કઠાળો ઉપજાવતી દીલગીરી છવાઈ ગઇ.

"ધર્મ-પરિક્ષક-મંડલ! રોમન વરૂના નિર્દય પંઝામાંથી મને કયા ઉમરાવનું ગૃહ બચાવી શકશે! આ યુવકની વિનતી ધ્યાનમાં લઇને જો હુ વેનિસમાં જાઉં તો મને ભય રહેછે કે મને ઉછેરનાર ઇટાલિજ મારી મરણભૂમિ બનશે. વિશેષ નહિ તો અત્રે તો હુ સુરક્ષિત છું; જો એકાદ શહર મારે માટે ગરમાગરમ થઇ જાયછે તો બીજું મારે માટે ખુલ્લું હોયછે પરંતુ ત્યાં આગળ તો! હે ઇટાલિ! તારાં રાજભવનો તારાં કારાગૃહોને છૂપાવી રાખેછે, તારૂં સૌંદર્ય પીછાનવાળાના મુખ ઉપરના બુરખા સમાન છે."

આવું અનિશ્ચયનું યુદ્ધ લાંબો સમય ચાલ્યું; પરંતુ આખરે ઇટાલિ જવાની કામના, ગૃહમાં જવાની ઘેલછા વિજયવંત બની, ગ્યોરડાનો બ્રુનોએ ઇટાલિ તરફ પોતાનું મુખ ફેરવ્યું. તેણે સ્વીટઝરલેન્ડમાંથી મુસાફરી કરી, ઝુરીચને ટુંક મુલાકાત આપી, પછીથી આલ્પ્સ પર્વત ઓળંગીને, નીચેના પ્રદેશમાં પોતાના પ્રેમપાત્ર, ત્યાગ કરેલા, સૂર્ય તાપથી છવાયલાં ઇટાલિનાં મેદાનો પાનખર ઋતુના પ્રભાવને દર્શાવતાં તેના જોવામાં આવ્યાં. પ્રથમ તો તેણે પોતાના પાદ પાડુઆ તરફ વાળ્યા; ઇટાલિનાં સુવિખ્યાત નામ ધરાવતી યુનિવર્સીટી વાળા પ્રસિદ્ધ શહરમાં પદાર્થ વિદ્યા વિષેના પોતાના વિચારો દર્શાવવાની લાલચ, તેનાથી રોકી શકાઇ નહિ. તેની સાહસિકતાથી તેના મિત્રો ભયાકુલ બની ગયા. ત્યુબીનથી, એસીડાલીનોએ પાડુઆમાં ફ્રેરગેર ને લખ્યું કે, "બ્રુનો તમારામાં વસે છે અને ઉપદેશ કરેછે, એમ સંભળાયછે. શુ આ ખરી વાતછે? જેમાંથી તેને નાશી છૂટવાની ફરજ પાડવામાં આવી હતી એવા ઇટાલિમાં એ માણસ શું કરતો હશે? મને નવાઇ લાગેછે, ઇન્દ્રિયો બ્હેરમારી જાયછે, ગમે તેવા સારા આધારવાળા હોવાછતાં હું આવા ગપગોળા, માની શકતો નથી."

[ચાલુ.]

---

# અમૂલ્ય ભેટો.

નીચેના પુસ્તકો કે વસ્તુઓમાંથી કોઈ એક પુસ્તક કે વસ્તુ મંગાવનારને તેની કિંમત કે પોસ્ટેજ કંઇ પણ લીધા વગર તદ્દન મફત મોકલવામાં આવે છે, પણ એક કરતા વધુ પુસ્તક કે વસ્તુ મગાવનારે તે વધારાના દરેક પુસ્તક કે વસ્તુ બદલ અર્ધા અર્ધા આનાની ટીકીટ મોકલવી.

---

**બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્યનો અલૌકિક પ્રભાવ દેખાડનારો દાખલા દલીલો સાથનો ઉત્તમ નિબંધ.

**સીગમાગમ**—દીર્ઘાયુ તથા આરોગ્યની જાળવણી માટે સર્વોત્તમ શાસ્ત્રીય નિબંધ.

**સ્વપ્નવિચાર**—શુભાશુભ સ્વપ્નોનાં ફળોના નિરૂપણની ચોપડી.

**સતી દ્રૌપદી**—શ્રીકૃષ્ણ પરમાત્માના પત્ની સત્યભામા પ્રત્યે સતી દ્રૌપદીએ પાતિવ્રત્ય વિષે જણાવેલા ઉત્તમ વિચારો.

**ફેન્સી બુકમાર્ક્સ**—પુસ્તકો વાંચતી વખતે તેમાં નિશાની રાખવાનું ઉત્તમ સાધન માત્ર અંગ્રેજી જાણનારાઓએજ આ બુક માર્ક્સ મગાવવા.

**માલિની**—ઘણી બાબતોનું જ્ઞાન આપનારી રસીલી વાર્તા

**કામશાસ્ત્ર**—ઉછરતી વયના અજ્ઞાન બાળકોથી થતી ભૂલોપર લક્ષ ખેંચનારો અપૂર્વ વિષય

**સંગીત કામશાસ્ત્ર**—મનપસંદ ઢબની અસરકારક કવિતાઓમાં આખું કામશાસ્ત્ર.

**બાજીગર**—ભીમસેન તથા અર્જુનના ગર્વનો નાશ કરવાની શ્રીકૃષ્ણની અપૂર્વ યુક્તિ.

**દૈવજ્ઞવિદ્યા**—ભવિષ્યપ્રશ્નના જવાબોનું પુસ્તક

**પુનર્લગ્ન અને પશ્ચાત્તાપ**—એક અસરકારક નિબંધ.

**આયુર્વેદ રહસ્ય**—હિંદી અને અંગ્રેજી ભાષાનું વૈદ્યક ચોપાનીયું. માત્ર નમુનોજ મફત.

**ફેન્સી પોસ્ટ કાર્ડો**—ઉંચી જાતના જાડા, લીસા, સુશોભિત કાર્ડો.

**બાવીસ રસીલી વાર્તાઓ**—લક્ષ્મી અને સરસ્વતી, જેવી વૃત્તિ તેવું ફળ, કૃતઘ્નપણું, ઇશ્વરનો અનુગ્રહ, વાદીના ગેરલાભમાં અપાયેલો ફેંસલો; એ પ્રમાણે બાવીશ વાર્તાઓનો સંગ્રહ.

**સિકંદર બાદશાહે કરેલી અમૃતની શોધ**—એરિસ્ટોટલ, ખ્વાજા ખીજર અને મહેતર અલીયાસના ચમત્કારિક ચોકસ ઇતિહાસ સહિત જાણવાજોગ રમુજી વાર્તા

**અલંકાર મણિમાળા**—ઉપમા આદિ ૬૩ અલંકારોના દ્રષ્ટાંત તથા [illegible] સાથનું સંસ્કૃત પુસ્તક, માત્ર બી. એ. ક્લાસમાં અભ્યાસ કરતા સંસ્કૃત ભાષાના અભ્યાસીઓનેજ ભેટ અપાય છે

**આયુર્વેદ માર્ગોપદેશિકા**—જુદા જુદા ત્રેસઠ દરદોનું વર્ણન, કારણ તથા ઉપાયો સહિત સરસ પુસ્તક, આ પુસ્તક માત્ર અમારા ગ્રાહકોનેજ ટપાલ ખર્ચનો અર્ધો આનો મોકલવામાં આવે છે

**સુવાવડ**—સ્ત્રીઓને પ્રસવ થવાના નાજુક અને ગંભીર સમયના વખતે ધ્યાનમાં રાખવાની જરૂરની સૂચનાઓ.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,
આતંકનિગ્રહ ઔષધાલય,
જામનગર-કાઠીઆવાડ.

આશ્રયદાતા
શ્રી અમોદાવાદી પ્રવાસી,
પ્રકાશક મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમના સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૬, અંક ૨ ] (માસિક) [ નવેમ્બર, ૧૯૧૦. ]

## અનુક્રમણિકા.



ધી પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમીટેડમાં મોતીલાલ શામળદાસે છાપ્યું—અમદાવાદ.

આદ્યસ્થાપક.
શ્રી અભેદમાર્ગ પ્રવાસી,
પ્રકાશિત મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंघीमहि "—भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

પુસ્તક ૨૬, અંક ૨ ] (માસિક) [ નવેમ્બર, ૧૯૧૦. ]

## હમારું ઇશ્કનૂં બુલબુલ

હમારૂ માનીતું બુલબુલ ! હમા. મીઠડૂં બુલબુલ !
ઉડ્યૂ પરવાનગી માગી હમારૂ ઇશ્કનું બુલબુલ !
ધરી ખ્વાહિશ હુજ કરવા જતં મક્કાશરીફે એ !
બહુ ભોળૂં ! મઝાનૂં એ હમારૂ ઇશ્કનૂં બુલબુલ !
હતું શા ગીતડા ગાતૂ કદાપી એ નથી થાક્યૂ !
ઉમંગી ! રંગીનૂં ! રસીનૂં હમારૂ ઇશ્કનૂ બુલબુલ !
રઝા બક્ષી હમે એને ! જીગર કે ઓર ત્યા નાખ્યૂ
અને, ચાલ્યૂ 'બુલ' ગાતૂં હમારૂં ઇશ્કનૂં બુલ બુલ !
ઉડ્યૂ: ભર મસ્તીમાં પ્હોચ્યૂ હુજ્જ કરી ન્હાયૂને ધોયૂ !
કરી ચૂક્યૂ કરબલા-કાબા ! હમારૂં ઇશ્કનૂં બુલબુલ !
ઘણી ગાતો, ઘણાં વ્હાણા વિત્યા એ પંખીના ખ્યાલે,
મગર, પાછું ન એ આવ્યૂ હમારૂં ઇશ્કનૂં બુલબુલ !
સુણ્યૂ ઝાકી ગયો. લાધી ! દીધી જમશેદની પ્યાલી !
શરાબીમાં ન્હવાડ્યૂ ત્યા હમારૂં ઇશ્કનૂં બુલબુલ !
વતન કરી કાર્મ ત્યા કીધુ ! ન ભોતે ભોય ભોતાવ્યૂ !

ફિટી ગયું એ 'હમારૂં' શું ? હમારૂં ઇશ્કનું બુલબુલ !
કહે છે, મુસ્તફાએ કૈં ગુમાવી જાદુઇ ખુશબો;
પરત ફરશે નહીં તેથી હમારૂં ઇશ્કનૂં બુલબુલ !
શરાબીમાં કહે છે એ, ડૂબે ઈસા મુસા હરદમ !
નશો હુબે મુતાબિક એ હમારૂં ઇશ્કનૂં બુલબુલ !
કહે, તરસ્યા ફિરિસ્તા એ શરાબીના બધા તુલસે;
ન તેથી છોડશે પીવૂં હમારૂં ઇશ્કનૂં બુલબુલ !

શોધાં કરશે હવે હરદમ ! રહેશે તર બતર ડૂબ્યૂં !
અને મિટ્ટી તહીં બનશે હમારૂં ઇશ્કનૂં બુલબુલ !

કહાવ્યૂં:–'ના પુકારો કૈં ! મુરાદે વસ્લ છે ખાલી' !
નહીં પાંછ્‌ હવે લોટે હમારૂં ઇશ્કનૂં બુલબુલ !

હૂં તો ગમ ખાઈને બેઠો: નથી બોલ્યો: નથી ચાલ્યો:
ભલે, દિલ ચ્હાય ત્યાં જાતૂ હમારૂં ઇશ્કનૂં બુલબુલ !
મગર, કૈં દોસ્તદારોની ઉતરતી પંખી પર ખફગી:
મૂક્યૂં લાચારીમાં ગભરુ હમારૂં ઇશ્કનું બુલબુલ !

કુનેહે યાર હુશિયારી ! દીધી જંઝીર પ્હેરાવી !
કબજ કર્યૂં બન્દીખાનામાં હમારૂં ઇશ્કનૂં બુલબુલ !
મગર, શોખી શરાબોનૂં ! તહીં યે શોધતૂં છાનૂં !
ખુમારી પીતૂં ને પાતૂં હમારૂં ઇશ્કનૂં બુલબુલ !

અજબ ! એ કફ્દ હાલતમાં નશો કરતૂં હતૂં પંખી !
અને છાંટે બધે સુરખી હમારૂં ઇશ્કનૂં બુલબુલ !
શુરૂ નસીહત કરી ત્યારે દિવાલો કૂદીને નાઠૂં !
ગયૂં ગભરાયલૂં ચટકી હમારૂં ઇશ્કનૂં બુલબુલ !

ઢૂંઢી ફ્હાડ્યૂં તલાશે એ ઘણાં જંગલ કરી માથે !
મગર, રીસાયલૂં રોતૂં હમારૂં ઇશ્કનૂં બુલબુલ !
ન બોલે બોલ એ બિલકુલ ! ગરીબ રોતૂં ન્હુદાદ–રાસ !
ન ખાતૂં પીતૂં હીઝરાતૂં હમારૂં ઇશ્કનું બુલબુલ !

શરાબી, સાકી ને ખુશબો કરે એ યાદ ને રોતૂં
પ્હરાણે જીવતૂં—મરતૂં હમારૂં ઇશ્કનૂં બુલબુલ !
હવે, લાચાર પંખી પર સિતમ કરતાં ખુદા નારાઝ !
ગુઝારો તંગીમાં કરતૂં બિચારૂં ઇશ્કનૂં બુલબુલ !

પૂછ્યૂં હમદર્દીથી, ' બાપુ ! કરૂં શું તો થરે રાજી ? '
લવ્યૂં ' સાકી, શરાબે ગુલ ! ' હમારૂં ઇશ્કનૂં બુલબુલ !
જઈ મક્કા–મદીના મ્હેં ઢૂંઢ્યાં ગુલ ને ઘણા ગુલઝાર !
મગર, કો ના પિછાને ત્યાં હમારૂં ઇશ્કનૂં બુલબુલ !

છુપ્યો સાકી ઊંચે પ્હાડે ! જતાં ત્યાં તો બદન જલતૂં
રહે લાખો ગણું છેટું હમારૂં ઇશ્કનૂં બુલબુલ !
હમે એ કરબાલા–કાબા અગર મક્કા બધું છોડી.
ઠરાવ્યું ડેરઝ્યું ત્યાં જ્યાં હમારૂં ઇશ્કનૂંબુલબુલ !
મગર, હકીકત થતી રોશન ! લપાતૂં કૈં લવ્યું બુલબુલઃ–
'બિસમિલ્લાહ ! ફના–ફિલ–લાહ ? સવી પાછૂં રહે બુલબુલ!
હજી એ દોસ્ત ના થાતૂં ! ગઝલ હરદમ નથી ગાતૂં !
મગર, વાતો શરાબીની રહે કદિ ઇશ્કનું બુલબુલ !

વનવાસ,
૨૩: સપ્ટેમ્બરઃ ૧૯૦૫ } सागर.

---

# गोपी संदेश.

'મનહર મુખડું મોવનું, ઘડી ઘડી ઝાંખી ચિત્ત;
વિલખાઈ વ્રજસુંદરી, વિનવે શ્રી વ્રજધીશ.'
વ્હેલા આવો શ્રીવર વલ્લભ વ્હાલથી,
મધુવનવાસી વ્રજપતિ સુંદર વાનજો;
મનહરણી મીઠી ને મધુરી મોરલી,
મૂકી મુખડે મંજુલ કરતા ગાન જો.
પ્રાણ સંકટમાં પ્રાણજીવન અમ પ્રેમને,
ધરતાં ધાર્યું કોણ હૃદય સુખ–ધામજો;
અમ આત્માની ઉપમા આપે આપતાં,
અખિયા ભાળું કોણ રહ્યું ત્હમ કામજો.
ઉંચે નીચે આસપાસ અવકાશમાં,
નથી અમ સુખનું શ્રીવર કંઈ પણ ઠામજો;
સુખ સિંધુ અમ સુખનું સ્થાનક આપ છો,
સૌ આત્માના મધુતમ સુખના ધામ જો.
પ્રેમ પુરિત અમ જીવન રસની વેલીઓ.
સત્ ચિત્ મંડન કુસુમિત ઝાક ઝમાળ જો
મન તન વાધે, આપ વિરહમાં કૃષ્ણજી!
અર્પી, આપે ગણી ગુણ હૃદયાગાર જો.
રસવિહારે રસિયા રસધન સીંચીને,
મધુતમ ચિતથી મધુતમ દેતા વાસજો;

સ્મરણ ક્ષેત્ર તે સરી આવતાં સૌ અમો,
સ્મર શર દુઃખે સ્મરીં આવો પાસ જો.
પાસ પધારી પ્રેમથી, સ્મરશર દુઃખદ ધૂપ;
દૂર કરો દઈ પ્રેમ એ, અમ આશા રસકૂપ.

પી. પી. જૈન હાયસ્કૂલ
પાયધોણી—મુંબાઈ } કહાન ચકુ ગાંધી.

---

# ઉંડી નિરાશા.

ઉંડી નિરાશ ઉછળી ઉર આ દમે છે !
જૂનું બધું સ્મૃતિપટે રડતાં ચઢે છે !
હોવું જ માત્ર વિધિએ અરપ્યું દિસે છે !
આ જીવિતાન્ત પણ એટલું માત્ર રહેશે !
ડોળ્યા સમુદ્ર ! ગિરિશૃંગ સુધી મથ્યો છું !
રેડયુ ય આત્મબળ સર્વે ! વૃથા મથ્યો છું !
અદૃશ્યતા સકલ યત્નની દૃશ્ય થાતી,
નિર્માણ એ ઉકલવા નથી કાંઈ શક્તિ !
નિર્મિત શું સતતતા ઉર અશ્રુ કેરી ?
સૌન્દર્ય જોતી નવ ત્યાં મુજ અન્ધતા કૈં !
ધિક્કારતાં હૃદયને નિજ આજ ભાખું—
ઓ અન્ધ ઉર ! તુજ ફેરવ દૃષ્ટિબિન્દુ !
ભાવિ થતું પણ અભાવિ ન ભાવિ થાતું,
આ વિપ્રલુબ્ધ ઉર લુબ્ધ ફરીથી થાતું !
માન્યું પ્રયત્ન વન્શે ફલ કોઈ કાલે,
ને ભેટતી ઉર નિરાશ ઉંડી અરેરે !
નિર્માણમાં વિષમ આમ જવું તણાતું !
આનન્દ આ વિષમતાજ ગણી રહેવું !
બાહુલ્ય અશ્રુનું અને અતિ ઉચ્ચ લ્હાણું,
ઉંડી નિરાશય અનન્તજ આશમનું !

૩:૬:૧૦.
કુંજભવાસ,
મોડાસા. } કુંજ.

---

# સામાજીક દશાઓની વર્તમાન કુંઠિત સ્થિતિ ॥

(અનુસંધાન ગત વર્ષ-પૃષ્ઠ-૨૬૫ થી.)

### સ્હામ સ્હામે આવી રહેલાં સમૃદ્ધિ અને દારીદ્રય.

આવા પ્રકારે લુટ ચલાવવાનાં બીજાં સ્વરૂપોને "ટ્રસ્ટ" અને "કોર્નર"ના નામથી વ્યવહરવામાં આવે છે. (અમુક પ્રકારનો વ્યાપાર એક હાથ કરી લેનાર મંડલોને આવાં નામ આપવામાં આવે છે.) મારા સમજવા મુજબ એ લોક ઘઉંનો વ્યાપાર એક હાથ કરનાર "કોર્નર" સ્થાપવાની હીલચાલમાં પડ્યા છે: આવા અરસામાં એક બીજો સટોરીયો લાખ્ખો બુશલ ઘઉં લાવીને મૂલ સટોરીયાને પાછો હઠાવવામાં ફાવી શકે છે. આમાંનો ગમે તે સટ્ટો કરનાર છતે તેથી કંઇ લોકને સારૂં ભોજન પૂરૂં પડી શકતું નથી: એ ઉભયમાંનો કોણ વધારે નફો મેળવી શકે છે. એટલોજ પ્રશ્ન હશે થાય એ પછીથી "ટ્રસ્ટની" સ્થાપના કરવામાં આવે છે. આથી ગણ્યાં ગાંઠયાં માનવિઓ હદપારની સમૃદ્ધિ એકઠી કરી શકે છે, સાધારણ દશાનાં સર્વ માનવિઓનો મરો થાય છે. વર્તમાન કાલે આપણા અમેરિકન બંધુઓ આવી બાબતોથી સહજ કંટાળવા લાગ્યા છે, તેમને અટકાવવાનો કોઈક માર્ગ શોધવાની ગડમથલમાં પડ્યા છે; આવાં ટ્રસ્ટોને અટકાવનારો કોન્ગ્રેસનો અમુક પ્રકારનો કાયદો તેઓ કરાવવા માગે છે. પરંતુ પેલછાની દશાએ પહોંચેલી હરિફાઈના સ્વાભાવિક પરિણામ રૂપ ટ્રસ્ટોને અટકાવી શકે એવો કયા પ્રકારનો કાયદો તમારાથી ઘડી શકાવાનોછે? ગળાં રેંસવાની હરિફાઇના સિદ્ધાંતવાળાં તમારાં દરેક વ્યાપારી મંડલોને સોસાવ્યા વિના આવી બાબતોનો અટકાવ કરવામાં તમારાથી શું થઇ શકે એમ છે? અનેજ વળી ફરીથી કુંઠિત દશાનો વિચાર કરવો પડેછે. એક માનવીના અન્ય સામે ચાલતા વિરોધ ઉપર, એકની અન્યને હઠાવીને આગળ વધવાની પ્રવૃત્તિ ઉપર, પોતાના સાથીને ગમે તેમ થાઓ તેની લેશ પણ દરકાર કર્યા વિના એક માનવિની પોતાને માટેજ સાટાં કરવાની વૃત્તિ ઉપર આવી સર્વ બાબતોનું બંધારણ બંધાયું છે—એટલે જેને આપણે આપણી વ્યાવહારિક સંસ્થાના નામથી વ્યવહરીએ છીએ તેનો આવા પ્રકારનો બધો વ્યવહાર છે. જો આ સર્વ આમ હોય તો, તેના સાહજીક પરિણામમાં, તેમાંથી નિપજતા અનિવાર્ય ફલમાં તમે શી રીતે માથું મારી શકવાના છો!—એનો એજ સિદ્ધાંત એક સહજ આગળ વધારવામાં આવ્યો છે; એથી હૃદયમાં એટલી બધી ઉથલપાથલ થઇ જાય છે, કે તેમાં લોકનો થોડે થોડે ધાણ નિકળતો હતો ત્યારે કંઇ પણ આચકો લાગતો ન હતો, પરંતુ હજારો અને લાખોની સંખ્યામાં તેમનો ધાણ નીકળતો જોઇને તેમાં કંપારી છૂટે છે; પરંતુ જેમનો થોડે થોડે ધાણ નીકળ્યો હતો તેમને પણ સંમાનરીતે સહન કરવું પડ્યું હતું. તેમનું ભાવિ પણ તેમનાં જેટલુંજ દુઃખી હતું ત્યારે તમે બધાને દબાવી દીધા વિના વધારાની બાબતોનો શી રીતે અટકાવ કરી શકશો! હજુ પણ બીજા કેટલાક ગૂંચવાડા ભરેલા પ્રશ્નો છે. તેમના મધ્યમાં એક પ્રકારના ઝગઝગતા ભાવિના એકાદ કીરણની ઝાંખી થાય છે, કારણ કે દુનિયાની પ્રયોગશાલાના મહા સમર્થ રાસાયણિકના વિનાશક શક્તિઓને રક્ષક શક્તિયોમાં પલટાવતા મહાન્ કીમીયામાં માનવિ

એના લોભ અને સ્વાર્થમાંથી ઉગી નીકળેલાં આવા પ્રકારનાં ટ્રસ્ટમંડલો, ખરેખરા પ્રકારનાં ઉદ્યમનાં મંડલો બનશે, ભાવિકાલમાં માનવ સમાજને ઉપયોગી નીવડશે, એવાં ચિન્હો સ્પષ્ટ રીતે જણાઇ આવે છે; આ સમયે હરિફાઇનું સ્થાન બંધુભાવે લીધું હશે, - માત્ર પોતાની જાતનોજ વિચાર કર્યાકરવાનું સ્થાન બીજાઓ માટે પણ વિચાર કરવાની વૃત્તિએ લીધું હશે આ પ્રમાણે સંકટોના મધ્યમાં પણ આવા સંભવો આપણા અવલોકનમાં આવે છે.

હવે આપણે આ બાબતની અન્ય પાસાનું અવલોકન ચલાવીએ,—કહેવાતા નવીન દેશોમાં સામાજીક દશાઓ સુધારવા માટે ચલાવવામાં આવતા પ્રયત્નો વિષે વિચાર ચલાવીએ પ્રથમ આપણે આસ્ટ્રેલિયાનું દૃષ્ટાંત લઇએ. મજુર વર્ગો અત્રે જે જે માગી રહ્યા છે તે દરેક બાબત તેમને આસ્ટ્રેલીયામાં મળી રહી છે. એ દેશને મહેનતુ-માનવના સ્વર્ગ સમાન ગણવામાં આવે છે. એકવીશ વર્ષનો દરેક યુવક વોટ આપી શકે છે; આ બાબતના ભવ્ય સ્વાતંત્ર્યનો વિચાર કરો ! એકવીશ વર્ષની દરેક યુવતિ વોટ આપી શકે છે; તમારે આથી વધારે શું જોઇએ ? ત્યાં આગળ કોઇ પ્રકારની હીલચાલ ચલાવવાની જરૂર નથી. પરંતુ કમ ભાગ્યે, પાર્લામેન્ટના પ્રશ્નો વિષે વિચાર કરવા કરતાં યુવકો ફુટબોલની વધારે સંભાળ રાખનારા હોય છે; યુવતિઓ પણ પોતાના વોટ કેવા પ્રકારે આપવા એ વિષેનો વિચાર કરવા કરતાં માથે પહેરવાની બોનેટો અને હેટો માટે વિશેષ સંભાળ રાખતી જણાય છે. એ બધાંને વોટ આપવાનો હક મળ્યો છે, પરંતુ તેનો કેમ કરીને સારી રીતે ઉપયોગ કરવો, એ તેમના સમજવામાં નથી; આવી બાબત સાધારણ બની જાય છે; ફક્ત ઑસ્ટ્રેલિયામાં જ આમ બનતું નથી. જો તમે સ્વાતંત્ર્યનો અર્થ મત આપવાના હક બરોબર માનતા હોતો તમે જેને સ્વાતંત્ર્યના નામથી વ્યવહરો છો તે માટે તમારે સુખનો ભોગ આપવો પડેછે એ કદીએ તમારા લક્ષમાં આવ્યું છે? તમારી યોગ્યતા ગમે તેવી હોય તેનો કંઇ હિસાબ નથી. એ બાબત તો આવા પ્રશ્નની બીલકુલ બહારની બાબત છે; ચર્ચાતા પ્રશ્નો વિષે તમે કંઇ જાણતા હો વા ના હો તેનો કંઇ હિસાબ નથી, આવી બાબત જરા પણ ઉપયોગી નથી; કોઇ કાલે પણ બની શકે તેટલું તમારૂં મસ્તક ભલે ઠાલીજ હોય તેનો કંઇ હિસાબ નથી, પોલિંગ ઑફિસમાંતો બુદ્ધિશાળી રાજ્યદ્વારી પુરૂષના, વિચારકના, બહુજ કેળવાયલા અર્થશાસ્ત્રીના અથવા ઇતિહાસવેત્તાના મસ્તકને સમાન ગણવામાં આવે છે. આ બાબતનું બાહ્ય પ્રદેશમાંથી અવલોકન ચલાવતાં રાજ્યવ્યવહારનો આવો માર્ગ આકર્ષક લાગે છે. જ્યાં આવો પ્રકાર ચાલે છે એવા ઑસ્ટ્રેલિયામાં આ કેવી રીતે ચાલે છે તે તપાસીએ; હજી સુધી તમને આ બાબત મળી નથી; એ મેળવવાના માર્ગમાં તમારૂં પ્રયાણ થઇ ચૂક્યું છે. એ બધા લોકના વોટ હોય છે, એમનામાંનો ઘણો મોટો ભાગ હમેશાં બને છે તેમ અજ્ઞાની હોય છે. ત્યાં આગળ વર્ગોનો રાજ્ય વ્યવહાર ચાલે છે, અત્રે પણ તેવુંજ પ્રકરણ પ્રવર્તે છે—આવું પણ કંઇ બહુ સારૂં હોતું નથી, માત્ર ત્યાં આગળજ તે બીજે માર્ગે આગળ તરી આવ્યું છે; અજ્ઞાની વર્ગના રાજ્યવ્યવહારનું પરિણામ, કેળવાયલા વર્ગના રાજ્યવ્યવહારના પરિણામ કરતાં અત્યંત ભયંકર પ્રકારનું હોય છે. એ કેવી રીતે પ્રવર્તે છે તે હવે તપાસીએ. પ્રથમતો સાધારણ કાર્યના માર્ગમાંજ કુશલતાનો ઘટાડો થતો જાય છે; આવી કુશલતા ઉપર દેશની બધી આબાદીનો આધાર હોય છે એ લક્ષમાં રાખવા જેવું છે. સ્વતંત્ર પુરૂષ બનનાર યુવક ઉમેદવારી કરવાની દરકાર વાળો રહેતો નથી, આવા યુવકને તે ખરાબ રીતે કામ કરે છે

એટલુંએ કહી શકાતું નથી, કારણ કે તે સ્વતંત્ર ઑસ્ટ્રેલીયન હોય છે તેથી તે ચાલ્યો જાય છે; જો તમે તેને સારી રીતે કામ કરતો નથી, એમ નહિ કહો ત્યાં સુધી તે વધારે કામ કરતો નથી. પરંતુ તમારા લક્ષમાં હશે, કે તમારા રાજ્યદ્વારી અને સમાજીક જીવનમાં બીલકુલ તમારા માથામાં સામે આવીને અથડાનાર પ્રકૃતિ એક અત્યંત વિચિત્ર પ્રકારની બાબત છે; તમારા ધારવા પ્રમાણે થવા જોઇએ તેમ તેના કાયદામાં ફેરફાર થઇ શકતા નથી. શિખવાની ઇચ્છા વિનાના યુવકને કુશલતામાં ખામીવાળા મજુર બનવું પડે છે, આ પ્રમાણે પેદાશની ઉપયોગિતાનું પ્રમાણ વધારેને વધારે અધમ પ્રકારનું બનતું જાય છે. જો તેમને સારાં યંત્રોની જરૂર હોય છે તો તે અત્રેથી મંગાવવામાં આવે છે—ઑસ્ટ્રેલિયામાં આયાત માલ ઉપર ઘણી ભારે જકાત હોવા છતાં ——કારણ કે ત્યાં આગળ કાર્ય એટલું બધું ખરાબરીતે કરવામાં આવે છે, કે યંત્રો તૈયાર કરવા છતાંએ તે બરોબર કાર્ય કરી શકતાં નથી, વર્તમાન કાલે જોવામાં આવતાં અનેક ફલોમાંનું આ એક ફલ છે. બીજું પરિણામ એવું આવ્યું છે, કે નોકરીની અછત વધતી જાય છે. અત્રે જોવામાં આવે છે તેમ ત્યાંના માર્ગોમાં પણ ભટકતાં માનવિઓ જોવામાં આવે છે. તેઓ કામ માટે બુમ પાડી ઉઠે છે સરકાર પાસે કંઇ કામ માગવામાં આવે છે. ત્યાં આગળ તેમનું ગાડું કેવી રીતે ગબડે છે ? તેમનમાંના ઘણાક પગારની અમુક રકમથી ઓછે કામ કરતા નહિ હોવાથી, તેઓ જાતે કરી શકે તેવા કામ માટે એવો વધારે પગાર આપવો પાલવતો નથી. ધારો કે એક નાનો બગીચો છે; તમારે તેના માર્ગોમાંથી ઝાંખરાં દૂર કરાવીને વધારાનું ઘાસ કાપવું છે. આ માળીનું કાર્ય છે. એકાદ માળી દરરોજના ૧૦ શીલીંગથી ઓછે કામ કરતો નથી, વેટની બાબતમાં આગળ વધેલા તમારા ગરીબ ધંધાધારી માનવિની અમુક બંધાયલી આવક હોયછે, માર્ગો સાફ કરાવવાના દરરોજના દશ શીલીંગ તેનાથી આપી શકાતા નથી તેથી તે કામ તે જાતેજ માથે ઉઠાવે છે, બાપડા માળીને ચાલ્યા જવું પડે છે, માર્ગમાં નોકરી વિનાના રઝળતા બનવું પડેછે, તેને કંઇક કામ શોધી આપવા માટે સરકારનો આશ્રય શોધવો પડેછે. બેરોજગારીના પ્રશ્નની પારના પ્રદેશમાં પણ એક ઘણીજ ગંભીર પ્રકારની બાબતનો સમાવેશ થાય છે. માર્ગોમાંથી ઝાંખરાં સાફ કરવાના કાર્ય કરતાં દેશનું ઘણુંજ ઉત્તમ પ્રકારનું કાર્ય કરી શકે એવાં માનવિઓને જો તમે તેમના પોતાના માર્ગો જાતેજ સાફ કરવાના કાર્યમાં લગાડશો તો તમે ઉચ્ચ પ્રજાકીય જીવનના આધારવાળી સમગ્ર ઉચ્ચ પ્રકારની પ્રવૃત્તિઓ ઉપર પ્રતિબંધજ મૂકોછો, કારણ કે માનવિ માત્ર ખોરાક ખાઇનેજ જીવતું નથી એટલી બાબત જેવી હમેશાં સત્ય હતી તેવીજ અત્યારે પણ છે. તમે દરેક જણ પાસે પોતાનું વૈતરાનું કામ પણ કરાવવાં માગોછો, આથીતો તમને "પાછાં પગલાં ભરવામાં" જણાઈ આવે છે તે કરતાં કોઈ અન્ય ઉચ્ચ પ્રકારનું સ્વર્ગ પ્રાપ્ત થાય એમ લાગતું નથી; આવા પ્રકારનું એક સ્વર્ગ, કલાસૌંદર્ય અને સંગીત અને ભાષાસાહિત્યની જરૂરવાળી એક પ્રજા માટે જરૂરનું હોય તેના કરતાં માનવંતા ગામડાને વિશેષ બંધ બેસતું લાગે છે. એવી બાબતોની ઉત્પત્તિ માટે આરામની, તેમની સંપૂર્ણતા માટે કાલની જરૂર હોય છે; આવી સર્વે બાબતો ઉપજી આવતા પૂર્વે એ સર્વેને કેલવણીનો આધાર મળવાની જરૂર છે;, તમારી બધી પ્રજાને ખાવા પીવા મોજમઝાહના સુખની અધમભૂમિકાએ વસવાની ફરજ પાડવી તથા બુદ્ધિની પેદાશી, વિચારનો ઉત્પાદક પ્રયત્નોજેવી પ્રજાકીય જીવનની સમર્થ બાબતોને વિસારે પાડવી,એ અત્યંત

ખરાબ પ્રકારની વ્યવસ્થા ગણાય. આમાં અનેક પ્રકારના ભયમાંના મહાન્ ભયનો સમાવેશ થાય છે. તમારાથી ગરીબ લોકનો વાંક કાઢી શકાશે નહિ. જ્યાં સુધી એક માનવિ ભૂખ્યો છે, ત્યાં સુધી તેને મેળવવાની એક બાબતનો ખોરાક હોય છે; તેજ તેની ભાવના હોવી જોઇએ. પરંતુ અજ્ઞાનીઓ અને બુભુક્ષિતોની સાદી ભાવનાઓને આધારે પ્રજાઓનાં બંધારણ બંધાવાં જોઇએ નહિ. એ કાર્ય તો બુદ્ધિનું બનવું જોઇએ; પરંતુ આવો પ્રશ્ન કેટલો વિકટ બને છે, એ વિચારો; આપણા દેશમા પણ જ્યાં સામાજીક બાબતોમાં કેલવણી ઘણી વજનદાર ગણાય છે, જો કે વેટતો તેની કંઈ દરકાર રાખતો નથી ત્યાં આ બાબત કેવી રીતે ચાલે છે તે વિચારો. એકાદ માનવિ પોતાના ધંધાનો ભોમીયો હોય પોતાના એક ખાસ ધંધા માટે જે જે જરૂરનું હોય તે સંબંધી સર્વ પ્રકારની સલાહ આપી શકે એવો હોય, પરંતુ કંઈ એક પ્રજા એક ધંધાના આધારે ઘડાતી નથી; તે તો હજારો જાતના ધંધાવડે ઘડાયલી હોય છે, એ દરેક પરસ્પર સાથે, અન્યોન્યમાં બીજા બધા સાથે જોડાયલા હોય છે, એમાંના એકાદ ધંધાનો અથવા એકાદ વર્ગનોજ વિચાર કરીને તમારાથી પ્રજાકીય દૃષ્ટિબિંદુથી રાજ્યકારભાર ચલાવી શકાશે નહિ; સમગ્ર ગૂંચવાયલા બંધારણ ઉપર તમારા કાયદાની કેવી અસર થાય છે, એ તમારે તપાસવાનું છે; જો આવી તપાસ ના રાખવામાં આવે તો તમે માત્ર એક ધંધાનો ઉદ્ધાર કરીને તમારી પ્રજાનો વિનાશ સાધોછો, આસ્ટ્રેલીયામાં આ પ્રકારે બનવું જાય છે. નિઃસંશય કેટલાક વ્યાપારીઓને સારી રીતે પૂરૂં પાડવામાં આવ્યું છે, તેમને માટે સારી ગોઠવણો કરવામાં આવી છે, પરંતુ પ્રજાના બંધા ણમાં સમાવેશ થતાં અન્ય તત્ત્વો પ્રત્યે બેદરકાર બનવામાં આવ્યું છે; તેમને માટે જીવન અસંભવિત બનાવવામાં આવ્યું છે. એકાદ ધંધાના પ્રદેશમાં પણ કોઈ કોઈવાર નવાઈ ભરેલી મૂર્ખાઈ બતાવે એવી બાબતોનો સમાવેશ થાય છે. આપણે એક દૃષ્ટાંત લઇએ. મેલ્બોર્ન એક મોટું શહર છે, પ્રસંગોપાત્ત ત્યાંની હવા ઘણી ગરમ બની જાય છે. ત્યાંનાં વ્યાપારી મંડલોએ એવો કાયદો કર્યો છે, કે રવિવારે એકદિનમાં એક કરતાં વધારેવાર દુધ આપવામાં આવશે નહિ; ગરીબ માનવિને રજાનો દિવસ પાળવાનો હોય છે, તમે તેની પાસે રવિવારે કામ કરાવીને તે દિવસે માત્ર સવારમાં દુધ આપી શકાય એમ કરાવવા માગોછો, એ ઘણુંજ સ્વાર્થદૃષ્ટિ ભરેલું લાગે છે. હજુ ગાયો વ્યાપારીમંડલોમાં દાખલ થઈ શકી નથી, એ મોટી મુશ્કેલિનો પ્રશ્ન ઉભો થાય છે; રવિવારે એકવાર દુધ આપવાનું હોય છે, બેવાર આપવાનું નથી, એટલું તેમના સમજવામાં આવતું નથી. સામાજીકવ્યવસ્થાના સૌંદર્યની જરાપણ દરકાર રાખ્યા વિના તેઓ બપોરે તેમજ સવારે દુધ આપવાનું કામ કર્યાં જાય છે. કમનશીબ દુધવાળાએ એવું દુધ વેચવું જોઇએ નહિ, કારણ કે જો તે વેચેતો તેને તેના વ્યાપારીમંડલમાંથી કાઢી મૂકવામાં આવે છે, એનો અર્થ તેનો વિનાશ સાધવા સમાન થાય છે. તેથી તેને તો તે પ્રમાણે વર્તવું પડે છે; જો ઋતુ ગરમ હોય છે તો એ દુધ સવારમાં સારુ રહી શકતું નથી, બોરાસીક એસીડ તેમાં ઉમેરવા છતાં તે પ્હેલા દિવસની સાંજ જેવું રહેતું નથી; તેથી તે સવારના તાજા દુધ સાથે પ્હેલી રાતનું થોડુંક વાસી દુધ મેળવે છે, એ સર્વને તાજા દુધ તરીકે વેચે છે, તમારાથી આને દુધના વાસણમાં સમજી શકાતું નથી, પરંતુ બાલક તેને દુધની શીશીમાં તૂરત પારખી કાઢેછે; દુધની વ્હેંચણીના સંબંધમાં આવી અદ્‌ભૂત ગોઠવણને લીધે ઉન્હાળામાં બાલકોનું મરણ પ્રમાણ વધી જાય છે; પ્રજાઓનો ખરેખરો રાજ્ય કારભાર

આવી રીતે થઈ શકતો નથી; આવી જાતનાં સર્વપ્રકારનાં બંધનો ગૃહમાં તમારા સામે આવી વારંવાર ખડાં થાય છે, તમને એમ લાગી આવે છે, કે જીવન કોઇ પણ પ્રકારે સ્વતંત્ર નથી. આવી બાબતો માત્ર ત્યારેજ પ્રચલિત બની શકે, કે તદનુસાર વર્તનારા બધા લોક અમુક શરતોનો ખુશીથી સ્વીકાર કરે; અમુક ધંધાના લાભને ખાતર આવી બાબતોને નહિ માગતી, ના ઇચ્છતી પ્રજા ઉપર ઠોકી બેસાડવામાં આવે છે ત્યારે પ્રચલિત બની શકતી નથી.

હવે આપણે આથી એક પગલું આગળ વધીએ; અત્યારે જ આપણે ઓસ્ટ્રેલિયામાં જવાની જરૂર નથી. આપણે હરિફાઇના ભાવને બદલે સહકારિતાનો ભાવ વધારવાનો છે. મોટે ભાગે આમજ થાય છે, એમ તમે કદાચ કહેશો. સહ-કારિતાની વ્હેંચણીમાં ખરેખર ઘણું કરવામાં આવ્યું છે. લેન્કેશાયર અને યોર્કશાયરમાં વિજય પામેલાં સહકારિ મંડલો ઉભરાઈ જાય છે. આમાંનાં સહકારિ ઉત્પાદક મંડલો કેટલાં છે? આવા વિચારને આચારમાં મૂકવાના અનેકવાર પ્રયત્ન કરવામાં આવ્યા છે, પરંતુ હમેશાં બે કારણોને લઇને તેના ભૂકેભુકા થઇ ગયા છે; પ્રથમ તો ઉત્પાદન કરવામાં તમારે ઉત્પન્ન થતા માલ ઉપર પોતાની સ્વતંત્ર નિરંકુશ સત્તા ચલાવી શકે એવા સ્પષ્ટવક્તા, બુદ્ધિશાળી માનવિની જરૂર ઉભી થાય છે; બોર્ડો નીમીને, કમીટીઓ દરાવીને, પ્રજામત મેળવીને, આવી આવી બીજી બધી માયાફોડ કરીને તમારાથી આવું કાર્ય થઇ શકવાનું નથી, કારણ કે એવા પ્રકારની વ્યાપારી પેદાશમાં અનેકાનેક બાબતોનો વિચાર કરવાનો હોય છે; કદાચ ઘણીજ ઝડપથી ફેરફારો થઈ જાય છે, એક સમર્થ પુરૂષ યોગ્ય અવસર સાધીને પોતાના વ્યાપારમાં ફત્તેહ પામી શકે છે; આવા અરસામાં વ્હેંચાયલાં મંડલો, ઢીલ અને વાદવીવાદનો અર્થ દેવાળા બરોબર થાય છે. આવી પેદાશના સંબંધમાં આવી એક મુશ્કેલિ છે. આથી પણ વિશેષ ગંભિર પ્રકારનું હજુએ કંઇક બીજું છે—વિશ્વાસની ખામી. લોકો અન્યોન્યનો વિશ્વાસ રાખતા નથી; તેઓ એક બીજા માટે શંકાશીલ રહે છે. સામાજીક ભલા માટે પ્રમાણિકતાથી પરસ્પર મળીને કાર્ય કરવાને બદલે તેઓ અન્યોન્યમાં પોતપોતાના સ્વાર્થ માટે કાર્ય કરતા હોય એવી શંકા રાખે છે. તેથી તેઓ હમેશાં તેમના ઑફિસરોની બદલીઓ કર્યા કરે છે, કોઈ પ્રકારનું તેમના વ્યવહારનું એકસરખાપણું જોવામાં આવતું નથી. વિશ્વાસની ખામી, શ્રદ્ધાનો અભાવ, ખરાબ ભાવ ઉપજાવવાની ટેવ, આવા પ્રકારના દોષ વિનાશકારક છે, આવી ભાવનાઓનો ત્યાગ કરીને લોકો બંધુભાવની ભાવનામાં વિહરશે નહિ ત્યાં સુધી તે એવા વિનાશકારક રહેવાજ જોઇએ. વર્તમાનકાલે લોકથી મજુર વર્ગોના નામથી વ્યવહરાતા વર્ગમાં જન્મેલો એકાદ માનવિ, પોતાનાં શક્તિ અને ચાતુર્યવડે, વકતૃત્વ અને ઉદ્યમવડે સમાજના ઉચ્ચ વર્ગોમાં પ્રવેશ પામે છે ત્યારે તેના કટ્ટામાં કટ્ટા વિરોધિઓ જે વર્ગનો તેણે ત્યાગ કર્યો હોય છે તેમાંથીજ મળી આવે છે. તેનાથી સમજવું જોઇએ તેમ જ્યારે તેના સમજવામાં આવે છે—કારણ કે તેને મહાન પ્રાકૃતિક નિયમો સામે ફરીથી થવું પડે છે—ટ્રફાલ્ગર સ્કવેરને માટે યોજવામાં આવતા ઉપાયો, પાર્લામેન્ટના કાયદાના ચાર ખુણાઓમાં યોજવામાં આવતાં જરા પણ ઉપયોગના રહેતા નથી, એવું તેના સમજવામાં આવે છે ત્યારે લોકો તેને દેશદ્રોહી, પક્ષત્યાગી, દુષ્ટ કહીને બોલાવે છે;

સામ્રાજ્યમાં હજુ પણ પ્રબલ સત્તા રૂપે પ્રવર્તતા મહાન ક્રિશ્ચ્યન શિષ્ટાચારમાં આવાં ચિહ્નો જણાઇ આવે છે. (ઉંડો અભ્યાસ ચલાવનાર દરેક અભ્યાસિને દુનિયાના દરેક મહાન ધર્મમાં આવાં ચિહ્નો વર્તમાનમાં જણાયા વિના રહેશે નહિ.) હવે માનવિઓ વાદળાં પાર દૂર આવેલા સ્વર્ગ વિષે વાતો કરતાં નથી પરંતુ આ દુનિયામાં અત્રેજ આવી રહેલા સ્વર્ગ વિષે વાતો કરવાનો આરંભ કરવા લાગ્યાં છે; દુનિયામાં ખાત્રીથી આવવાના, માત્ર ભાવનામાંજ નહિ પરંતુ ખરેખરી રીતે થવાના ક્રાઇસ્ટના (બુદ્ધિ) સામ્રાજ્ય વિષે તેમણે ચર્ચા ચલાવવા માંડી છે; તેમણે, બંધુભાવ, બુદ્ધિ અને પ્રેમના આધારવાળા શિષ્ટાચાર કેલવણીનો વિચાર ચલાવવા માંડ્યો છે. આપણી નજર સમીપ વર્તમાનમાં ખુલતી દુનીયામાં જે થવાનું છે તે આવા પ્રકારનું છે. મરણ પછી સુખી બનવામાં હવે માનવિઓ વધારે વાર સંતોષ માનતાં નથી, મરણની આ બાજુએ પણ સુખી થવા માગે છે. " સ્વર્ગમાં પ્રવર્તે છે તેમ પૃથ્વીમાં પણ તારીજ ઇચ્છા પ્રમાણે થાઓ. " તમારામાંના ક્રિશ્ચ્યન ધર્માનુયાયીઓ જેઓ આવી પ્રાર્થના દરરોજ કરો છો ને ખરા હૃદયની જ હોય અને ઉપર ઉપરની જ ના હોય તો માનવિઓ એ પ્રમાણે સુખી થશેજ. પૃથ્વી ઉપર જ મહાન નવીન શિષ્ટાચારનો ઉદય થવનો છે, બંધુભાવનો અનુભવ મળવાનો છે, જંગલનાં જંગલી પશુઓની તકરારના નમુના પ્રમાણે નહિ પરંતુ કુટુમ્બના નમુના પ્રમાણે ભાવિની પ્રજાઓનું બંધારણ બંધાવાનું છે. આપણે આવા પ્રકારના ભાવિની આશા રાખીએ છીએ; આ રવિવારના અને પ્હેલાંના રવિવારના ભાષણમાં મેં કાળી બાજુનું દર્શન કરાવ્યું છે તે એટલું બતાવવા માટે કે અનેક બાબતો કુંઠિત દશામાં, હોય ત્યાંથી આગળ ના વધી શકે એવી દશામાં આવી પડી છે, માટે દરેક તાળાની કુંચિ જેની પાસે છે તે દુનિયામાં આવવાની નજીકમાં છે. હવેના રવિવારોએ હું આ વિષયની અન્ય પાસા ચીતરવા માગું છું: આવી બાબતો કેવી રીતે પસાર થઇ જાય છે તે દર્શાવવા માગું છું; " જુઓ હું સર્વે બાબતો નવીન બનાવું છું." એવો ઘોષ ઉચ્ચ સૃષ્ટિમાં કેવી રીતે ગાજી રહ્યો છે તથા સ્થૂલસૃષ્ટિમાં તેનો કેવો પ્રતિધ્વનિ પડે છે, એ સૂચવવા માગું છું.

---

# कालना पडदामां चीरा.

( અનુસંધાન ગત વર્ષ પૃષ્ઠ ૨૭૫ થી. )

### ચોથો જન્મ.

આપણા નાયકનો બીજો જન્મ યાત્રાઓથી ઉભરાઇ જતા જીવનનો હતો—તેની યાત્રાઓ એક બીલકુલ વિચિત્ર પ્રકારની જ હતી, લગભગ અર્ધા શતક પર્યંત લંબાતી હતી, હજારો માઇલ સુધી વિસ્તરતી હતી. છતાંએ તેની યાત્રાઓનો આરંભ જીવનના મધ્ય ભાગ

સુધી થયો ન હતો: જન્મોના આ ક્રમનું લક્ષમાં લેવા યોગ્ય અનેક લક્ષણોમાંનું એક એ છે, કે સ્થૂલભુવન ઉપરનું તેમનું લંબાણ અસાધારણ હોય છે. જેમના જન્મો તપાસવામાં આવે છે એવા આ સર્વે લોક ઉચ્ચ વર્ગોના નામથી વ્યવહરાતા વર્ગના હોય છે, તેમના જીવનની સરાસરી લંબાઇ સાધારણ વર્ગના કરતાં સરવાળે વિશેષ મ્હોટી હોય છે. દૃષ્ટાંત તરીકે કામસેનની સત્તર જન્મોની યાદીમાંથી સ્થૂલભુવન ઉપરવી તેના જીવનની સરાસરી લંબાઇ ૪૮ વર્ષની મળી આવે છે; સૂર્યકુમારના વીશ જન્મોમાંથી ૫૩⅔ વર્ષની સરાસરી જોવામાં આવે છે; સુધન્વાના અઢાર જન્મોમાંથી ૫૯⅓ વર્ષની સરાસરી પ્રાપ્ત થાય છે— આ સંખ્યા ક્યારનીએ સાધારણ કરતાં વિશેષ લાગે છે; પરંતુ કીર્તિકુમારની સરાસરી ૭૨·૭ કરતાં ઓછી આવતી નથી !

ખરેખર અકસ્માતથી તેની જીંદગી ટુંકાયા વિના, શાસ્ત્રકારો તેના જમાનાનાં માનવિઓ માટે ચાર કોડી વર્ષની લાંબામાં લાંબી મુદત આપે છે તે કરતાં તે કોઇક વાર જ ઓછું જીવ્યો હોય છે; આ ઉપરાંત અસાધારણ રીતે લંબાતા આવા જન્મોના અંત સુધી તે હમેશાં સંપૂર્ણ જુસ્સો જાળવતો જણાય છે. આવું તે ખાસ વ્યક્તિવિષયકલક્ષણ હશે અથવા અમુક ખાસ વર્ગનુંજ ચિહ્ન હશે, તે હજુ અમારે હવે શિખવાનું છે.

આપણી વાર્તાનું આ નવીન પ્રકરણ ફરીથી વળી આપણને દક્ષિણ હીંદમાં લઇ જાય છે; આ સમયનું સ્થલ વર્તમાનમાં જ્યાં આગળ સાલેમ તાલુકો આવ્યો છે તે હતું. ત્યાં આગળ કીર્તિકુમારનો પિતા વારુણી એક મોભાવાળો જમીનદાર હતો—એક પ્રકારના નાના રાજા જેવો હતો. પોતાના અધિરાજ મંગલદેવના વાવટા નીચે પોતાના આશ્રિતોની એક મોટી માનવંત ટુકડીની તે સરદારી લઈ શકે એવી સ્થિતિમાં હતો. વારુણી અતિ વારતાવાળો અને ન્યાયી પુરૂષ હતો; તેણે પોતાનાં બાલકોને આવા બંને સદ્ગુણની કેલવણી આપી હતી; આવા ગુણ વિનાનો એક શ્રેષ્ઠ કુળમાં જન્મેલો માનવિ, આવા ગુણવાળા સાધારણ માનવિ કરતાં પણ અધમ પ્રકારનો છે, એ તે તેમને હસાવતો. તેમનું કુટુમ્બ વિશાલ હતું પરંતુ આપણે તેમાંથી ભાઇઓમાં રઘુપાલ અને યશોધરાને (પુ) અને બ્હેનોમાં વરુણતારા અને રૂદ્રસેન (સ્ત્રી)ને ઓળખી શકીએ છીએ.

ઈ સ પૂર્વે ૨૦૫૭૪ માં કીર્તિકુમારનો જન્મ થયો; તે એક બુદ્ધિશાળી, મોહક, નિઃસ્વાર્થી બાલક હતું; તેને પોતાની માતા બુધદેવ (સ્ત્રી) માટે અત્યંત સ્નેહ હતો. તેની સમગ્ર જીંદગીમાં તેમના માટેનો તેનો પ્રેમ જરા પણ ઓછો થયો નથી; પ્રથમ તેમની સલાહ લીધા વિના તેણે કોઈ પણ અગત્યનું કાર્ય કર્યું નથી. આપણી વાર્તાના ઉદ્દેશમાં કંઇ લક્ષ ખેંચે એવું તેની બાલ્ય અને યુવાવસ્થામાં કંઇ બન્યું નથી. તે સમયે યોગ્ય ગણાતું શિક્ષણ તેને આપવામાં આવ્યું હતું; વીશ વર્ષની ઉમરે તેનું શાંતિ સાથે લગ્ન થયું આથી તેને બાર છોકરાં થયાં; ભાલચંદ્ર, પૂર્ણચંદ્ર, રાજસિંહ, પ્રતાપસિંહ, અમરસિંહ, રમા (પુ) તેના પુત્રો હતા; શિવાજી (સ્ત્રી) માનસિંહ (સ્ત્રી), પદ્મા, કમલા, વિમલા, અંબિકા તેની પુત્રીઓ હતી. તેનો એક મનોહારિગૃહમાં વાસ હતો; વિત્તથી જે જે મળી શકે

તે સર્વ તેને મળ્યું હતું; પરંતુ તેની ઇચ્છા દુનિયાદારીના જીવન કરતાં વાનપ્રસ્થાશ્રમના જીવન માટે વિશેષ હતી; મનના આવા વલનમાં તેની મા તેને ઉત્તેજતી, છતાં છોડી જતા પ્હેલાં બાલકો મોટાં થતા સુધી વાટ જોવાની સલાહ આપતી.

કીર્તિકુમારે પોતાના જીવનમાં ત્રણ લશ્કરી હુમલાઓમાં ભાગ લીધો હતો. પ્રથમ વાર તો તે ઘણો જ ન્હાનો હતો અને પોતાના પિતાના સાથમાં ગયો હતો; આ સમયે તેઓ પોતાના સીપાઇઓની ટુકડીની સરદારી લઇને મંગલદેવ માટે યુદ્ધમાં જોડાયા હતા. આ હુમલાના સમયે, એક પ્રસંગે ખાસ સેવા બજાવવા માટે તેમને અમુક પ્રકારનું માન મળ્યું હતું. આવા હુમલાઓમાં બીજે પ્રસંગે તેઓ એકલાજ ગયા હતા; ત્રીજે પ્રસંગે તેમના પુત્રો તેમની સાથે ગયા હતા; આ સમયે બીલકુલ વૃદ્ધ થઈ ગયલા મંગલદેવની નજર સમીપ ભાલચંદ્રે વીર પુરૂષને છાજતું કાર્ય કરી બતાવ્યું. આવા કાર્યના પરિણામમાં મંગલદેવે ભાલચંદ્રને પોતાના અંગરક્ષકોમાં દાખલ કર્યો; આ સ્થલમાં પછીથી તે તેમની અનેક નાની નાની સેવાઓ બજાવી શક્યો.

આ વખતના હુમલાનું કાર્ય ખલાસ થતાં રાજાએ કીર્તિકુમારને પોતાના સમક્ષ બોલાવી મંગાવીને, ભાલચંદ્રે હવે રાજ્યમાંનું પોતાના પિતાનું કાર્ય સંભાળી લેવું જોઈએ, એવી વિનતિ કરી. કીર્તિકુમારે ઉત્તર આપ્યું, કે રાજાજીની જે જે ઇચ્છા હોય તે પ્રમાણે જ થવું જોઈએ, પરંતુ હજુ પોતે પોતાની જાતને આપની સેવા બજાવવાનું ચાલુ રાખવામાં શક્તિવાન્ માને છે. પરંતુ રાજાએ કહ્યું:—

" ના; એમ સંભવિ શકશે નહિ, કારણ કે તમે તમારે ગૃહે પાછા ફરશો ત્યારે તમારા સમજવામાં આવશે કે તમારે એક મોટી ખોટ ખમવી પડી છે, તેના પરિણામે આ જીંદગીમાં તો તમે મારે માટે હવે વધારેવાર યુદ્ધ કરી શકશો નહિ; તમે આ શહેરની ફરીથી મુલાકાત લેશો ત્યારે તમે એકાદ પવિત્ર પુરૂષનો–યાત્રાળુનો ઝભ્ભો ધારણ કર્યો હશે."

" આ બાબત રાજાની જેવી મરજી હોય તેમ ભલે થાઓ," કીર્તિકુમારે કહ્યું; " પરંતુ જીવતો અથવા મરેલો હું હમેશાં રાજાની સેવામાં હાજર રહીશ. "

" એટલું ખરૂં છે, કે તમે મારી સેવામાં હાજર રહેશો," મંગલદેવે ઉત્તર આપ્યો. "તે પણ ફક્ત આ સમયે જ નહિ, હજુ હવે થવાના કલ્પોમાં અનેકવાર તમારે કાર્ય કરવું પડશે. છતાં એ મારા શત્રુઓ સામે લડવામાં તમારી અત્યંત મહાન સેવાનો સમાવેશ થશે નહિ; પરંતુ હજારો વર્ષ સુધી ટકે એવા એક સામ્રાજ્યની સ્થાપનામાં ભાવિકાલમાં તમારે મને સહાય થવાનું છે; એ ભાવિના સામ્રાજ્યમાં તમારી પ્રવૃત્તિઓનાં ફ્લો કદાપિ ભૂસાઇ જશે નહિ ! " રાજાએ પછી તેને ધન્યવાદ આપીને જવાની રજા આપી.

ગૃહે પહોચતાં કીર્તિકુમારના જોવામાં આવ્યું કે મંગલદેવની ભવિષ્યવાણી ખરી પડી હતી. રાજાએ આગળથી ભાખેલી ખોટ તે તેની માતા બુધદેવનું (સ્ત્રી) મરણ હતું.

તેના મનથી આ એટલી મોટી દીલગીરીની બાબત હતી કે સાધારણ વ્યવહારની બાબતોમાં માથું મારવાને તે શકિતવાન રહ્યો નહિ. તેથી હવે તેનાં બાળકો બધાં મોટી ઉમરનાં બુદ્ધિવાળાં થયલાં હોવાથી, યતિ અથવા યોગી થવાની લાંબા સમયથી પોષેલી પોતાની ઇચ્છાને પાર પાડવાનો તેણે નિશ્ચય કર્યો. તેટલા માટે રાજાની કોર્ટમાં પોતાના પ્રતિનિધિ તરીકે પોતાના વડિલ પુત્ર ભાલચંદ્રની ગોઠવણું કરી; જમીનદારનાં પોતાનાં કર્તવ્યો પાર ઉતારવાને પોતાનો બીજોપુત્ર પૂર્ણચંદ્રને નિમ્યો.

જો કે હજુ બીલકુલ યુવાન હોવા છતાં ભાલચંદ્ર, મંગલદેવના હાથ નીચે એક મોટો સરદાર થઈ પડયો એટલું જ નહિ પરંતુ એક બહુજ વિશ્વાસપાત્ર મંત્રિ નિવડયો. તે ઘણો જ લોકમાન્ય થઇ પડયો; લોકનો પણ તેના ઉપર અત્યંત પ્રેમ હતો. સમય જતાં તે મંગલદેવના વડિલ રાજકુમાર કીર્તિવર્માનો દિલોજાન દોસ્ત બન્યો; પિતાની ગાદી ઉપર રાજકુમાર આવતાં તેણે ભાલચંદ્રને મુખ્ય મંત્રિ બનાવ્યો; આ સ્થલે તેણે અનેક વર્ષ સુધી નિમકહલાલીથી કાર્ય કર્યું. આખરે રાજા અને તેમના મુખ્ય મંત્રિ વચ્ચે રાજ્યતંત્રના અમુક પ્રશ્ન વિષે અભિપ્રાયમાં ગંભિર પ્રકારનો ફેર પડયો. અતિ મૃદુ પ્રકૃતિવાળા ભાલચંદ્રે આવા કારણને લીધે રાજીનામું આપ્યું; તેણે દૂરના એકાદ ઇલાકાની ગવરનરની જગ્યા માટે માગણી કરી. રાજાએ અત્યંત દીલગીરી સાથે તેની માગણી સ્વીકારી; રાજા કોઈ પણ પ્રકારે તેના કાર્યમાં માથું મારતા ના હોવાથી ભાલચંદ્ર એ ઇલાકાનો વ્યાવહારિક રીતે સ્વતંત્ર રાજા બન્યો. સમય વીતતાં રાજાનું મરણ થયું; આ પછી થોડા સમયમાંજ તેના પછી ગાદીએ આવનાર સુબાહુએ કોઇક એવો હુકુમ કાઢયો કે જે ભાલચંદ્રને પોતાના લોકને અનુસરવા યોગ્ય લાગ્યો નહિ; આવા હુકુમની અવજ્ઞા કરીને તે વ્યાવહારિક રીતે પોતે બીલકુલ સ્વતંત્ર બન્યો; તેટલા માટે તેને એક નાના જુદા રાજ્યના સ્થાપક તરીકે ગણી શકાય. ભાલચંદ્રનાં ચંદ્રિકા સાથે લગ્ન થયાં હતાં; તે બાઈ અત્યંત પ્રેમાળ પરંતુ સાહસિક પ્રકૃતિની દૃઢ ચારિત્ર વિનાનાં નિવડયાં; તેમને દશ છોકરાં થયાં; કામસેન, ભીમ, મકરધ્વજ અને ગુલાબસિંહ તેમના પુત્રો હતાં; નરસિંહ (સ્રી), સુશિલા, સરસ્વતિ અને પ્રમદા તેમની પુત્રીઓ હતી.

આ અરસામાં કીર્તિકુમારનો બીજો પુત્ર પૂર્ણચંદ્ર કુટુમ્બની વિશાળ જાગીરનો ધણી સંતોષકારક રીતે વહીવટ ચલાવતો હતો. એક ગૂલામ છોકરી દેવપાલ (સ્રી) જોડે લગ્ન કરીને તેણે સર્વને અચંબામાં ગરકાવ કર્યાં; એ બાબતનો વૃત્તાંત આ પ્રમાણે બની આવ્યો. મંગલદેવની સરદારી નીચે કીર્તિકુમાર લડતો હતો એવા બીજા વિગ્રહના સમયે અનેક કેદીઓને પકડીને ગુલામ બનાવવામાં આવ્યા હતા; આમાં એક માનવિ એવું હતું કે તેને પકડીને કેદી તરીકે લઈ જવામાં આવ્યું ત્યારે તેના ઉપર અત્યંત પ્રેમ વાળા તેની બાલાએ તેનાથી વિખૂટાં પડવા માટે અત્યંત આનાકાની કરી. પિતાના મરણ પછી આ બાલા કીર્તિકુમારના કુટુમ્બની એક મુલામડી બની, તેના ઉપર અત્યંત પ્રેમભાવવાળા થઈ, ઉભરાઈ જતી નિમકહલાલી અને મહેનત સાથે તેની સેવા કરવા લાગી. તેનાં બાલકોની સંભાળ પણ તેણે લેવા માંડી; પૂર્ણચંદ્રે સ્વતંત્ર રીતે કુટુમ્બ ભાર પોતાને માથે આવતાં તેને પોતાની સ્રી બનાવવાનું સાહસિક પગલું ભર્યું—આથી તેને કોઇ કાલે જરા પણ દીલગીર થવાનું કારણ

મળ્યું નથી. તેમના વડિલ પુત્રનું નામ વિશ્વસેન હતું; વિદ્યા, પાર્વતિ, મદા, અને સુભદ્રા તેમની પુત્રીઓ થઈ.

માતાના મરણથી કીર્તિકુમારને થઈ આવેલા અનિવાર્ય શોકના સમયે, તેના એક પરમ પ્રીય મિત્રે કીર્તિકુમારના ગૃહથી દક્ષિણ દિશામાં આવેલા એક પવિત્ર મંદિરમાં વસતા પવિત્ર પુરુષનાં દર્શન કરવા માટે યાત્રામાં તેને સાથે આવવાની સૂચના કરી. તેથી તેમણે સાથે યાત્રાએ નીકળવાની તૈયારી કરી, કીર્તિકુમારનો નાનો પુત્ર રમા (પુ) પિતાની સંભાળરાખવા માટે સાથમાં જોડાયો. મંદિરમાં જતાં બુદ્ધિશાળી પૂજ્ય મહંત ( સોમદેવ ) તરફથી તેમને હૃદયભાવ ભરેલો આવકાર મળ્યો; તેમની વાણીનું શ્રવણ કરીને કીર્તિકુમારને ઘણી જ શાંતિ વળી ગઈ, દિલાસો મળ્યો. તેમણે કીર્તિકુમારને મોટે ભાગે એલ્યુઝીયરન રહસ્યોને મળતી કેટલીક ગુપ્ત ક્રીયાઓ જોવાની રજા આપી; આથી તેની સૂક્ષ્મશક્તિયો એટલી બધી આવેશ વાળી બની કે આમાંની એકાદ ક્રીયા વિધિના સમયે તેને તેની માતાનાં દર્શન થયાં એટલું જ નહિ પરંતુ તે તેમની સાથે વાતચીત કરી શક્યો. મંદિરની મોહકતાથી, ત્યાં આગળ ચાલતી ક્રિયાઓથી, મહંતની સાધુતાથી તેના ઉપર એટલી બધી ઉંડી અસર થઈ, કે હિંદમાં આવાં ઘણાં મંદિરો છે એવું તેના જાણવામાં આવતાં તુરત જ ત્યાં ને ત્યાં આગળ તેણે મરતા પહેલાં એ સર્વનાં દર્શન કરવાની પ્રતિજ્ઞા લીધી. આ સમયના યોગીઓ આવા પ્રકારનું વ્રત વારંવાર લેતા જોવામાં આવે છે, પરંતુ તે પૂરૂં કરતા પ્હેલાં તેમનામાંના ઘણા ખરા મરણ શરણ થાય છે.

કીર્તિકુમારને થોડા સમયમાં માલુમ પડી આવ્યું, . કે હજુએ તેનાથી પોતાની માતા સાથે વ્યવહાર રાખી શકાય છે; આથી તેને સુખ, આનંદની પ્રાપ્તિ થઈ. તેના યાત્રાએ જવાના વિચારને તે ઘણું અનુમોદન આપતી; માર્ગમાં એક મંદિરેથી બીજા મંદિરે દોરી જવાનું તેણે માથે રાખ્યું. આ પછી હાલમાં જ્યાં આગળ મદુરા આવ્યું છે ત્યાંના એક મહાન મંદિરમાં તે આપણી દૃષ્ટિએ ચઢે છે; ત્યાંના ઉપરિ મહંત શનીદેવ હતા.

આ સ્થલ છોડયા પછી થોડા સમયે ગોદાવરી નદી પાસે મધ્ય હિંદમાં આવેલા એક મંદિરમાં તે આપણી નજરે આવે છે; ત્યાં આગળ બ્રહ્મરપતિ તરફથી તેને ખરા હૃદયનો અતિથિસત્કાર અને મૈત્રીભાવભરી આવકાર મળ્યો.

આ પછી થોડા સમયમાં એક શોકકારક પ્રસંગ બની આવ્યો. કીર્તિકુમાર સાથે યાત્રામાં તેનો પુત્ર રમા (પુ) હતો એટલું સ્મરણમાં હશે; રમાનો, (પુ) પોતાના પિતા ઉપર ગાઢ પ્રેમ હતો, કોઈ પણ માર્ગે તેની સેવા કરવા તૈયાર હતો; તે અચળો પમાડે એવી શ્રદ્ધાને ભક્તિભાવ દર્શાવતો. તેના ચારિત્રની એક પાસા આવી હતી; પરંતુ બીજી પાસાથી હમેશાં તે સ્ત્રી જાતિ સાથે ગૂંચવાડા ભરેલા સંબંધોમાં ફસાતો હતો. આ વખતની યાત્રામાં જુદા જુદા ત્રણ પ્રસંગોએ તે ગંભિર સંકટમાં સપડાયો હતો; કીર્તિકુમારને તેમાં લાગતા વળગતા લોકને શાંત પાડવામાં બહુ વિટંબના વેઠવી પડતી. આ દરેક પ્રસંગે રમાએ (પુ) ખરેખરી પશ્ચાત્ દીલગીરી બતાવીને, અનેક પ્રકારના સોગન ખાઇને સુધરવાનું વચન આપ્યું હતું;

પરંતુ વારંવાર લાલચજ તેને માટે હદપારની બલવાન થઈ પડતી; કીર્તિકુમારે તેને વારંવાર ઘેર મોકલી દેવાની ધમકી આપી, છતાંએ આ બાબત વારંવાર બન્યાં ગઈ. ચોથા અને આખરના પ્રસંગે ખાસ કરીને ઘણો જ ખરાબ બનાવ બન્યો, ખરી વાત ચારે પાસા જણાઈ ગઈ, એથી લોકનો પ્રબલ તિરસ્કાર થયો; ક્રોધી ટોળાની શિક્ષાના ભોગ થઈ પડતાં બચવા માટે કીર્તિકુમાર અને રમાને (પુ) મધ્ય રાત્રીએ ઉતાવળા ઉતાવળા બચાવ કરી લેવાની ફરજ પડી. તેમણે એક જંગલમાં આશ્રય લીધો, ત્યાં આગળ તેમના ઉપર એક વાઘે હૂમલો કર્યો. વાઘ છલંગ મારવાની તૈયારીમાં હતો તેવામાં–શોકથી ઉભરાઈ જતા, પોતે કરેલા તોફાન માટે પોતાની જાતને સખ્ત ઠપકો આપ્યાં કરનાર–રમાએ (પુ) પ્રાણીનો બધોએ ભાર ઝીલી લેવાય તેવી રીતે પોતાના પિતાના આગલા ભાગમાં પોતાની જાતે પડતું નાખ્યું. કીર્તિકુમારે પોતાની સાથે રહેલા એક હથિયાર રૂપ ડંડવડે પશુ ઉપર એકદમ હૂમલો કર્યો, ધીમે ધીમે તેને મારી હઠાવવામાં ફત્તેહ મેળવી; પરંતુ રમા (પુ) તો ક્યાનોએ મરણ શરણ થયો હતો; તેની ખોટથી તેના પિતાને ઘણું જ લાગી આવ્યું.

પછી કીર્તિકુમારે બરમા તરફ પ્રયાણ કર્યું; ચંદ્રનગરની પડોશમાં આવી પહોંચતાં, એક મંદિરમાં દર્શને ગયો, ત્યાં આગળ શુક્રદેવ મહંત હતા. અત્રેની પૂજાવિધિમાં જ્યોતિષ વિષયક ઘણોક ભાગ અમારા જોવામાં આવ્યો; મંદિરની દિવાલો ઉપર પ્રાણુતત્ત્વથી પોષેલી ધાતુનાં બનાવેલાં ગ્રહોનાં રૂપકો હતાં.

અહિંથી કીર્તિકુમારે આગળ ઇશાનકોણમાં પ્રયાણ ચલાવ્યું, ધીમે ધીમે બ્રહ્મપુત્રા નદી પાસે લક્ષ્મીપુર જીલ્લામાં એક મદિર પાસે આવી પહોંચ્યો. આ સ્થાન ચીનદેશના એક સાધુ પૂજારી (કુલપતિ)ના તાબામાં હતું, તેઓ મહાગુરુની સીધે સીધી આજ્ઞાથી પ્રેરાઇને એક નવીન ધર્મના સ્થાપના કરવા માટે ઉત્તરમાંથી (ટીબેટ) આવ્યા હતા. આ સાધુ પૂજારી જ આગળના જમાનામાં લેઓ-ટસે નામના મહાન્ તત્ત્વવેત્તા બન્યા. તેમણે કીર્તિકુમારને એક પ્રકારના કાળાપથ્થરનું બનાવેલું, ધોળા રંગના ઝીણા ચાઇનીઝ ભાષાના અક્ષરો કોતરેલું એક તાવીજ બક્ષિસ કર્યું. આમાંનો લેખ એટલી બધી કુશળતાથી કોતરવામાં આવ્યો હતો, કે પથ્થરમાંથી જ ધોળો રંગ ધારણ કરતા અમુક પ્રકારના રસાયણિક પદાર્થ વડે તે કોતરવામાં આવ્યો હોય એમ લાગતું, તેથી તે કાળા આરસમાં ધોળી નસો પડી હોય એવું જણાતું. આ તાવીજમાંથી અદ્દભુત પ્રકારનાં બલવાન્ આંદોલનો પ્રસરતાં હતાં. આ બક્ષિસ અપાવાનો હેતુ મહાગુરુના સીધે સાધા તાબાની કેટલીક ઉચ્ચ બક્તિયોની અસરના રક્ષણમાં કીર્તિકુમારને મૂકવાનો હતો કીર્તિકુમારના વિદાય થતા પૂર્વે મહંતે તેને માટે નવાઈ ભરેલું આશિર્વચન ઉચ્ચાર્યું. અતિ દૂરના ભાવિકાલમાં તેને માટે ઉપયોગિતાનું એક વિશાલ ક્ષેત્ર હોવાનું ભવિષ્ય ભાખ્યું.

કીર્તિકુમારની યાત્રાનું હવે પછીનું મદિર, બ્રહ્મકુંડ પાસે આવેલી બરફથી ઢંકાયલી એક ટેકરી ઉપર આવેલા એક નાના મઠના વિભાગ જેવું હતું. આશરે વીશથી ત્રીશ હજાર વર્ષ પૂર્વે મહાગુરુએ જાતેજ આવાં અનેક મંદિરોના પ્રદેશોને પવિત્ર વાતાવરણવાળા બનાવ્યા હોય એમ લાગે છે. જેમ હજારો વર્ષોના ગાળા પછી ટાયેનાના એપોલોનિયસે પ્રાણુતત્ત્વથી ઉભ-

રાઈ જતાં કેન્દ્રરૂપ સ્થલોની સ્થાપના કરી હતી તેમ લગભગ તેવીજ રીતે તે સમયે તેમણે બીલકુલ સ્થૂલ ભુવનની વિધિયો વડેજ આવાં કેટલાંક સ્થલોની પ્રતિષ્ઠા કરી હતી.

બ્રહ્મકુંડ છોડયા પછી કીર્તિકુમારે ઉત્તર હિંદમાં સઘળે ધીમે ધીમે યાત્રા કરવામાં અનેક વર્ષ ગાળ્યાં, આ સમયમાં તેને અનેક પ્રકારનાં સંકટ શોષવાં પડયાં; કદાચ અન્ય ખાસ લક્ષમાં લેવા યોગ્ય બાબત કાઠિયાવાડમાં ગીરનાર પર્વત ઉપર આવેલા એક મંદિરમાં તેના દર્શને જવા વિષેની છે; ત્યાં આગળ મહંત વામદેવ હતા. આ સ્થલ જોડે હવે પછી થવાના જન્મમાં તે અને આદિત્યકુમાર ઘણા નિકટના જોડાયલા છે. વર્તમાનમાં આ સ્થલે એક ભવ્ય જૈન મંદિર છે, આગળ ઉપરના જન્મ નામાં તેનો એક ખંડ કીર્તિકુમારે જાતે જ બંધાવ્યો હતો. અહિંયાંથી કીર્તિકુમાર આકર્ષક પ્રદેશવાળા, દરિયાકીનારે આવેલા સોમનાથના દર્શને ગયો. અત્રેનું દેવાલય વિરાજના તાબામાં હતું, ઘણી જ ભભકાદાર રીતે બાંધવામાં આવ્યું હતું.

અન્ય અગત્યના મંદિરમાં પહોંચવા માટે કીર્તિકુમારને ઉત્તર તરફ પાછા ફરીને, વર્તમાનમાં અમદાવાદ છે ત્યાંથી છોડોક દૂર એક લાંબા ઉજ્જડ, વસતિ વિનાના પ્રદેશમાં થઇને જવાની ફરજ પડી હતી.

આ પછી આપણો યાત્રાળુ સુરત જીલ્લામાં એક પ્રકારના પેગોડા જેવા દેવાલયમાં આપણી નજરે ચઢે છે. ધોળી દાઢીવાળા, આકર્ષક રીતભાતના,' કદાચ ઘણા થોડા હ્રદયવાળા પરંતુ હદપારની બુદ્ધિવાળા, એક ભવ્ય વૃદ્ધ સાધુ પૂજારીના તાબામાં આ મંદિર હતું. આ સાધુ પૂજારી (પુષ્પદંતાચાર્ય) ઘણા જ આગળ ઉપરના એકાદ જન્મમાં તત્ત્વવેત્તા પ્લેટોના નામથી નામાંકિત થયા. આ મંદિર સાથે સંબંધ ધરાવતું અધિકારિ મંડલ યોગીઓ કરતાં રાજ્યદ્વારીઓની પ્રકૃતિને વધારે મળતું આવતું હતું.

સુરત પછી કીર્તિકુમાર વિંધ્યાપર્વતમાં આવેલા એક મંદિરમાં દર્શને ગયો; આ મંદિરનું આટલાંટિસ દેશમાંનું કોઈક નામ હતું, તે કંઈ ખાસ મહત્વનું નથી. આ મંદિરમાં એક વાતો કરતી મૂર્તિ હતી; આ કાર્ય એક બોલવાની નળીના સાધન વડે ચલાવવામાં આવતું; આવી ગોઠવણ ચલાવનારા પૂજારીઓને, તેઓ લોકોને છેતરે છે એવી જરા પણ લાગણી નહતી. આ પ્રમાણે બોલનારો પૂજારી ખરેખરી રીતે માનતો, કે દેવે જ તેને પ્રેરણા કરી છે. મૂર્તીના મુખ મારફતે સંદેશો મોકલતાં તે માનતો કે પોતાના શ્રોતાઓ ઉપર ઘણી જ અસર ઉપજાવી શકાય એવી રીતેજ તે માત્ર વર્તતો હતો. અત્રેના પૂજારીઓમાં કેટલાક ઘણા સારા સાધુ પુરૂષો હતા, તેમાંનો એક અભિમન્યુ હતો, તેણે પ્રમુદા સાથે લગ્ન કર્યાં હતાં.

આગળ ફરતાં ફરતાં ઘર તરફ આવતાં આપણા યાત્રાળુએ અનેક સ્થલોની મુલાકાત લીધી: પોતાનું વ્રત પૂરૂં કરવામાં તેણે પોતાના જીવનનાં લગભગ પચાસ વર્ષ ગાળ્યાં. યાત્રાએ નીકળતા પહેલાં જે ગુફામાં તે વસતો હતો ત્યાં આગળ આખરે તેણે પોતાનો મુકામ રાખ્યો; ત્યાં આગળ તે એકસોને નવ વર્ષ જેટલી અસાધારણ ઉમરસુધી જીવ્યો.

ધ્યાનના સમયે તેને બુધદેવનાં (સ્ત્રી) વારંવાર દર્શન થતાં, તેની તરફથી તેને ઘણો જ ઉપદેશ અને શિક્ષા મળતાં હતાં; પૂર્વ જન્મોની સ્મૃતિ તાજી કરવામાં, તથા તે સમયે જે જે સાથમાં હતા તેમને સ્મરણમાં લાવવામાં તેણે તેને સહાય આપી; તેથી જન્મોના આ ક્રમમાં પહેલાં જણાયલાં અનેક પાત્રોની વિચાર-પ્રતિમાઓથી તેની ગુફા વસતિવાળી બની હતી.

---

## ચોથી વાર્તાનાં પાત્રો.

વિરાજ.
સોમદેવ.
શનીદેવ. } મંદિરોના મહંતો.
બ્રહસ્પતિ.
શુક્રદેવ.

મંગલદેવ.........રાજા. પત્ની-ચિદંબર (સ્ત્રી) પુત્ર-કીર્તિવર્મા. પૌત્ર-સુબાહુ.

કીર્તિકુમાર........પિતા-વારુણી. માતા-બુધદેવ (સ્ત્રી) બંધુઓ-રઘુપાલ યશોધરા(પુ.) બ્હેનો—વરૂણતારા, રૂદ્રસેન (સ્ત્રી.) પત્ની-કાંતિ. પુત્રો ભાલચંદ્ર, રાજસિંહ પ્રતાપસિંહ, રમા (પુ.) પુત્રીઓ-શીવાજી (સ્ત્રી,) માનસિંહ (સ્ત્રી,) પદ્મા, અમલા, વિમલા, અંબિકા.

ભાલચંદ્ર.........પત્ની-ચંદ્રિકા. પુત્રો-કામસેન, ભીમ, મકરધ્વજ, ગુલાબસિંહ. પુત્રીઓ--નરસિંહ (સ્ત્રી) સુશિલા, સરસ્વતિ, પ્રમદા.

પૂર્ણચંદ્ર.........પત્ની-દેવપાલ (સ્ત્રી). પુત્ર-વિશ્વસેન. પુત્રી-વિદ્યા. પાર્વતિ, મુદ્રા, સુભદ્રા.

યશવર્મા.........પછીથી લેઓ-ટ્સે થનાર પૂજારી.

પુષ્પદંતાચાર્ય......આગળ ઉપર થનાર તત્ત્વેત્તા પ્લેટો.

વામદેવ......ગીરનારનો સાધુ પૂજારી-પત્ની-શકુંતલા. પુત્રો-શાંતિકુમાર-ગૌરી (પુ.)

અભિમન્યુ.........વિંધ્યા પર્વતમાંના મંદિરનો પૂજારી. પત્ની-પ્રમુદા પુત્રો—તિલકકુમાર કર્કટી.

( આગળ ચાલુ. )

---

# ॥ स्वामीश्री विवेकानंद साथेनो वार्तालाप ॥

( અનુસંધાન ગતાંકથી. )

( ૫. )

## મધુર-ભાવ—પ્રેમ—નામકીર્તન—તેનો ભય—જ્ઞાનસંમિશ્ર ભક્તિ—એક અદ્ભુત સ્વપ્ન.

( શ્રી સુરેન્દ્રનાથસેનની ખાનગી ડાયરીમાંથી. ) સોમવાર તા. ૨૪-૧-૧૮૯૮. )

બપોરે હું સ્વામીજી પાસે ફરીથી આવ્યો; તેમની આસપાસ એક મોટું ટોળું એકઠું થયલું જોવામાં આવ્યું. **મધુરભાવ** અથવા ઇશ્વિરની પતિ રૂપે ભક્તિ કરવાના માર્ગ વિષે ચર્ચા ચાલતી હતી. શ્રી ચૈતન્યના અનુયાયીઓમાં આવો ભક્તિભાવ ચાલતો હતો. તેમના કોઇક કોઇક વારના શિષ્યો હાસ્ય ઉપજાવતા હતા. તેવામાં કોઇક બોલી ઉઠયું, " પ્રભુનાં કાર્યો વિષે આટલી બધી હાંસી કરી શકાય એવું શું છે? શું તમે એમ ધારો છો, કે તેઓ એક મહા સાધુ પુરૂષ નહતા: તેમણે જે જે કર્યું તે માનવ જાતના ભલા માટે નથી કર્યું ?"

**સ્વામીજી**—એ કોણ છે! મારા મહેરબાન સાહેબ ત્યારે તો શું મારે પણ તમારી સાથે હાસ્યવિનોદ ભરી વાતચીત કરવી જોઇએ ! તમે માત્ર આ બાબતમાં હાંસીને જ જોઈ શકો છો! ખરૂં કે ? મારા મહેરબાન સાહેબ ! આ મારા જીવનને વિત્ત અને કામનાના ત્યાગની **તેમની** જ્વલંત ભાવનાનુસાર ઘડવા માટે જે જીવનભરના યુદ્ધમાંથી મારે પસાર થવું પડયું છે, એ તમારા લક્ષમાં ઉતરી શકતું નથી; એ ભાવનાનો લોકમાં સઘળે પ્રચાર કરવાના મારા પ્રયાસો તમારી નજરમાં નહિ આવતા હોય! શ્રી ચૈતન્ય, એક ભીમ વૈરાગ્યવાળા પુરુષ હતા, સ્ત્રી અને વિષય વાસનાઓ જોડે તેમને કંઇ પણ લેવા દેવા નહતી. પરંતુ, પછીના જમાનામાં **તેમના** શિષ્યોએ સ્ત્રીઓને તેમના પંથમાં દાખલ કરી, **તેમના** નામે વિવેકવિના તેમના સાથમાં ભળવા માંડ્યું, બધી બાબતનો ભયંકર ગોટાળો વાળ્યો. ભગવાન શ્રી ચૈતન્ય દેવે પોતાના જીવનના દ્રષ્ટાંત વડે પૂરી પાડેલી પ્રેમની ભાવના સંપૂર્ણ રીતે સ્વના, સ્વાર્થના ગંધવિનાની, વિષયવાસનાના કોઈ પણ પ્રકારના પાસવિનાની હતી. પરંતુ પછીથી થએલા વૈષ્ણવગુરૂઓએ, ભગવાનના જીવનની ત્યાગભાવના ઉપર ભક્તોનું ખાસ લક્ષ દોરવાને બદલે લોકસમૂહોમાં **તેમની** પ્રેમભાવનાનો પ્રચાર કરવામાં, ઉપદેશ આપવામાં પોતાનો બધોએ ઉત્સાહ દર્શાવવા માંડયો; આનું પરિણામ એવું આવ્યું, કે સાધારણ લોક આવા પ્રકારની દિવ્યપ્રેમની ભાવનાને સમજીને વ્યવહારમાં મુકી શક્યા નહિ, સ્વાભાવિક રીતેજ આવી ભાવનાને સ્ત્રી અને પુરૂષ વચ્ચેનું અધમાધમ પ્રકારનું સ્વરૂપ આપવા લાગ્યા.

**પ્રશ્ન**—પરંતુ, સ્વામીજી તેમણે તો હરિના નામનો સૌને, ચાંડાલોને પણ ઉપદેશ આપ્યો છે; તો પછી સાધારણ લોકસમૂહનો પણ તેમાં શા માટે ભાગ ના હોવો જોઇએ ?

**સ્વામીજી**—હું તેમના ઉપદેશ વિષે વાત કરતો નથી; પરંતુ તેમની પ્રેમની મહાન્ ભાવના વિષે સૂચવવા માગું છું;—**રાધામાં** પોતાની જાતને વિસરી જઇને તેઓ દિનરાત **રાધા-પ્રેમની*** મહાભાવનામાં મસ્ત બન્યા રહેતા.

**પ્રશ્ન**—આવો પ્રેમ શા માટે સર્વના સાધારણ અનુભવની બાબત ના બની શકે?

**સ્વામીજી**—આપણી પ્રજા તરફ દૃષ્ટિ કરો, આવા પ્રયત્નનું કેવું પરિણામ આવ્યું છે તે તપાસો. આવા પ્રકારના પ્રેમનો ચારે પાસા ઉપદેશ થવાથી જ સઘળી પ્રજા બાયલી બની ગઈ છે—સ્ત્રીઓની એક જાતિ જેવી થઈ ગઈ છે! બધોએ ઓરિસા પ્રાંત બાયલાઓની એક પ્રકારની ભૂમિમાં પલટાઈ ગયો છે; બંગાળ પ્રાંત પણ આવા રાધા-પ્રેમને ગયાં આઠસેં વર્ષ થયાં સર્વ સાધારણ બનાવવા જતાં લગભગ વીરતાના સર્વ પ્રકારના ભાનનો ત્યાગ કરી બેઠો છે! લોકો, આંસુ ગેરવવામાં, રડવા કકળવામાં બહુ સારી રીતે કેળવાયા છે; આ તો તેમના એક પ્રજાકીય વલન સમાન થઇ પડયું છે. એક પ્રજાના વિચારો અને ભાવનાઓના ખરેખરા વારસા રૂપ તેમના ભાષાસાહિત્ય તરફ નજર કરો. ગત ચારસો વર્ષ થયાં બંગાળીસાહિત્યનો ધ્રુવપદ શા માટે શોકના, રડવાના તેના તેજ રાગમાં ગાવામાં આવતાં હશે! આનાથી ખરેખરા વીરતાના ભાવને ઉછાળે એવી કોઈ પણ કવિતાનો જન્મ થવામાં નિષ્ફલતા મળી છે!

**પ્રશ્ન**—ત્યારે તો આવા પ્રેમના ખરેખરા અધિકારી કોણ?

**સ્વામીજી**—જ્યાં સુધી વિષયવાસના હોય—હૃદયમાં તેનો એક ડાઘ સરખો પણ રહી ગયો હોય—ત્યાં સુધી કોઈ પ્રકારનો પ્રેમ સંભવી શકતો નથી. માત્ર મહાત્યાગની ભાવનાવાળાં માનવિઓજ, માત્ર માનવિઓમાં પણ મહા સમર્થપુરૂષોજ આવા દિવ્યપ્રેમના અધિકારી હોય છે. જો પ્રેમની આવા ઉચ્ચ પ્રકારની ભાવના સાધારણ લોકસમૂહોને વ્યવહારમાં મુકવાનું કહેવામાં આવે તો તેથી માનવ હૃદયમાં પ્રબલતા ભોગવતું તેનું દુર્નાચારીનું પ્રતિબિંબજ બારોબાર કેળવાય છે; કારણ કે પોતાને પત્નીતરીકે ધારીને ઇશ્વરીપ્રેમનું ધ્યાન ધરતાં, એ બધો સમય ઘણું કરીને અભ્યાસિ પોતાની પત્નીનું જ ધ્યાન ધરતો હોય છે—આનું પરિણામ બીલકુલ સ્પષ્ટ હોવાથી દર્શાવવું પડે એવું નથી.

**પ્રશ્ન**—ત્યારે તો પ્રેમના આવા માર્ગે એટલે પોતાને આશુક રૂપે ધારીને પોતાના પતિ અથવા આશક રૂપે ઇશ્વરની ભક્તિ કરવાની બાબત ગૃહસ્થો માટે તો અસંભવિત ગણી શકાય?

**સ્વામીજી**—આવાં ગણ્યાં ગાંઠયાં બાધ રૂપ દૃષ્ટાંતો મળી આવે છે; સાધારણ પ્રકારના ગૃહસ્થો માટે તો એ અસંભવિત જ છે, એમાં કંઈ સંશય નથી. બીજા બધા માર્ગો રહેવા દઇને આવા મધુર-માર્ગ માટે આટલો બધો આગ્રહ રાખવાની શી જરૂર છે? શા માટે બીજા ચાર માર્ગોને અનુસરીને તમારા બધા હૃદય બલ સહિત પ્રભુનાં ગાન ગાતા નથી?

---

* વિશ્વના પ્રભુ રૂપે શ્રી કૃષ્ણ પ્રત્યે રાધાના જેવો દિવ્યપ્રેમ.

સર્વથી પ્રથમ હૃદયને વિસ્તરવા દો, બીજું બધુંએ આપોઆપ આવી મળશે. પરંતુ આટલું તો ખાત્રીવા માનજો, કે જ્યાં સુધી વિષયવાસના હોય ત્યાં સુધી પ્રેમનો ઉદય થઈ શકતો નથી. સર્વથી પ્રથમ વિષયવાસનાઓનો ત્યાગ કરવાનો પ્રયત્ન શા માટે કરવામાં નહિ આવતો હોય? તમે કહેશો, "આમ શી રીતે સંભવિ શકે?—હું તો એક ગૃહસ્થ છું." બીલકુલ વિચાર વિનાની વાત એક માનવિ ગૃહસ્થ છે માટે શું એનો અર્થ એટલો જ થઈ શકે, કે તેણે અબ્રહ્મચર્યના અવતાર રૂપ બનવું જોઇએ અથવા તેણે પોતાની બધીએ જીંદગી પતિપત્નીની સંબંધમાંજ ગૂજારવી જોઇએ! સર્વ બાબતનો વિચાર કરતાં, એક માનવિ આવા મધુરભાવનો અભ્યાસ થઈ શકવા માટે પોતાની જાતને એક સ્ત્રી સમાન બનાવે, એ કેટલું બધું અયોગ્ય લાગે છે!

**પ્રશ્ન**—આપનું કહેવું યથાર્થ છે. ટોળામાં મળીને પ્રભુ નામનાં ગુણગાન કરવાં (નામ કીર્તન) એ એક ઉત્તમ પ્રકારની મદદ સમાન છે, તેમ જ સાથે સાથે આનંદદાયક પણ છે. આપણાં શાસ્ત્રોમાંથી આવો ઉપદેશ મળી આવે છે; શ્રી ચૈતન્યદેવે પણ લોકસમૂહોને આવો જ ઉપદેશ કર્યો હતો. તાલમૃદંગનો ઝણઝણાટ થતાં હૃદયમાં આનંદ એટલો બધો ઉભરાઈ જાય છે, કે જેથી નૃત્ય કરવાનું મન થઈ જાય છે.

**સ્વામીજી**—તમારૂં કથન યથાર્થ છે, પરંતુ કીર્તનમાં માત્ર નાચવાનો સમાવેશ થાય છે, એમ તમારે માનવાનું નથી. એનો અર્થ, ગમે તે પ્રકારે પ્રભુનાં ગુણગાન ગાવાં એટલો જ થાય છે. વૈષ્ણવોમાં પ્રવર્તતો નાચ અને લાગણીની હદપારની ઉશ્કેરણી, એ નિઃસંશય સારી વાત છે અત્યંત આકર્ષક છે; પરંતુ આમને અનુસરવામાં પણ ભયનો સમાવેશ થાય છે, તેમાંથી તમારે તમારી જાતનો બચાવ કરવાનો છે. અત્રેજ ભય છે—કાર્યના પ્રત્યાઘાતનાં તેનો સમાવેશ થાય છે. જેમ એક પાસા લાગણીઓ અતિ ઉચ્ચ દશા સુધી એકદમ ઉશ્કેરાઈ જાય છે, ચક્ષુઓમાંથી અશ્રુ પ્રવાહ ચાલે છે, નશામાં હોય તેમ મસ્તક પણ ભમવા માંડે છે—તેમ અન્ય પાસા સંકીર્તન બંધ થતામા તુર્ત જ લાગણીઓનો આવો સમૂહ જેટલો જલદીથી ઉંચે ઉછળ્યો હતો તેટલી જ ઉતાવળથી એકદમ નીચે બેસી જાય છે. સમુદ્રમાં મોજું જેમ જેમ વધારે ઉંચે ચઢે છે તેમ તેમ તેટલા બલ સહિત નીચે પટકાય છે. આવી દશામાં પ્રત્યાઘાતના ધક્કા સામે પોતાની જાતનો બચાવ કરવાની બાબત અતિ વિકટ બની જાય છે; પોતામાં યોગ્ય વિવેક ના હોય તો, વિષયવાસના આદિ જેવી અધમ વાસનાઓમાં સપડાવાનો સંભવ ઉભો થાય છે. અમેરિકામાં પણ આવીજ દશા મારા જોવામાં આવી છે. ઘણા લોક દેવાલયમાં જાય છે, ઘણી ભક્તિસહિત પ્રાર્થના કરે છે, બહુ જ લાગણી સાથે ગાય છે, ધર્મગુરુનાં વ્યાખ્યાનો સાંભળતાં આંસુ ઝરવા સુધી પણ આવી જાય છે; પરંતુ દેવલની બહાર આવતાં, તેમના ઉપર મહાન્ પ્રત્યાઘાત થાય છે, તેઓ વિષયવાસનાઓને આધિન બની જાય છે.

**પ્રશ્ન**—ત્યારે તો સ્વામીજી! અમને બંધ બેસતો આવે એવો શ્રી ચૈતન્યે ઉપદેશેલા સિદ્ધાંતોમાંનો કયો અમારે સ્વીકારવો કે જેથી અમારાથી ભૂલમાં પડાય નહિ? આ વિષે અમને સમજાવો.

**સ્વામીજી**—જ્ઞાન મિશ્રિત ભક્તિ વડે ઇશ્વરનું આરાધન કરો ભક્તિભાવની સાથે વિવેક ભાવને પણ કેળવો. આ ઉપરાંત શ્રી ચૈતન્યદેવમાંથી, તેમના જેવું હૃદય, સર્વ પ્રાણીઓ પ્રત્યે તેમના જેવી પ્રેમળ દયા, ઇશ્વર માટેનો તેમના જેવો જ્વલંત રાગ, આવા સર્વનું ગ્રહણ કરો; તેમના જેવી ત્યાગ ભાવનાને તમારા જીવનનો ઉદ્દેશ બનાવો.

**પ્રશ્ન**—કર્તાએ હવે સ્વામીજીને બંને હાથ જોડીને આ પ્રમાણે પૂછ્યું:—"સ્વામીજી, હું આપની ક્ષમા ઇચ્છું છું. આપનું કહેલું યથાર્થ છે, એ હવે મારાથી સમજી શકાય છે. આપની ચર્ચાનું વલન હું પ્રથમથી સમજી શક્યો નહતો; તેથી વૈષ્ણવોના મધુર-ભાવવાળા પ્રેમની મશ્કરીમાં આપ ટીકા કરતા હશો એમ ધારીને હું તેમાં બાધ્ર ગણતો હતો."

**સ્વામીજી**—(હસતા હસતા, ફરીથી આનંદી મનોભાવ વ્યક્ત કરતા.) ભલે, આટલું વિચારો; જો આપણે જરા પણ ટીકા ચર્ચા કરવી હોય તો તે ઇશ્વર અથવા ઇશ્વરી-માનવિઓ વિષે કરવી એજ ઉત્તમ છે. જો તમે મારૂં અપમાન કરશો તો હું ઘણું કરીને તમારી સાથે ગુસ્સે થઇશ; જો હું તમારૂં અપમાન કરૂં તો તમે તેનો બદલો વાળવાનો પ્રયત્ન કરશો. શું આ આમ નથી? પરંતુ ઇશ્વર અથવા ઇશ્વરી-માનવિઓ કોઈ કાલે અશુભનો બદલો અશુભ રૂપે આપશે નહિ.

સ્વામીજીના પાદમાં પ્રણામ કરીને એ ગૃહસ્થ ચાલ્યા ગયા. મેં પ્રથમ કહ્યું હતું તેમ જ્યારે જ્યારે સ્વામીજી કલકત્તામાં વસતા ત્યારે આવું મોટું મંડલ દરરોજ એકઠું થતું. વ્હેલા પ્રભાતથી માંડીને રાતના આઠ નવ વાગતા સુધી, દિવસના દરેક કલાકે માનવિઓનાં ટોળેટોળાં ઉભરાઈ જતાં, આથી સ્વાભાવિક રીતે તેમના ભોજન સમયમાં ઘણી જ અવ્યવસ્થા થઈ જતી. આવા બનાવ અટકાવવાની ઘણાની ઇચ્છા હોવાથી તેમણે સ્વામીજીને સખ્ત ભલામણ કરી, કે નક્કી કરેલા વિનાના બીજા કલાકોમાં મળવા આવનારાઓની મુલાકાત લેવી નહિ. બીજાને સહાય થવામાં ગમે તેટલી તકલીફ ઉઠાવવાને હમેશાં તત્પર સ્વામીજીનું પ્રેમાળ હૃદય, લોકમાં જાગ્રત થયલી ધર્મ માટેની આવી તૃષા જોઇને દયાભાવથી એટલું બધું પીગળી ગયું હતું, કે શરીર આરોગ્ય ના હોવા છતાં. ઉપરના જેવી કોઇ પણ સૂચનાનો તેમણે સ્વીકાર કર્યો નહિ. તેઓ માત્ર એટલો જવાબ આપતા, "તેઓ તેમના ગૃહોમાંથી આટલે બધે લાંબે ચાલી આવવાની આટલી બધી મહેનત ઉઠાવે છે, તો શું મારે, અત્રે બેસી રહેવા છતાં, મારા આરોગ્યને સહજ ખલેલ પહોચે માટે તેમની જોડે થોડાક શબ્દોએ બોલવા નહિ."

સાંજના ચાર વાગતાને આશરે વાર્તાલાપ બંધ થયો; એકઠું થયલું મંડલ વિખરાયું; ઇંગ્લેન્ડ અને અમેરિકા, અને એવા એવા વિવિધ વિષયો વિષે સ્વામીજી જેમની સાથે વાત ચલાવ્યાં જતા હતા એ થોડાક ગૃહસ્થો ત્યાં આગળ રહ્યા. આવી વાતચીતના પ્રસંગમાં તેમણે કહ્યું:—

"ઇંગ્લેન્ડથી પાછાં ફરવાની મુસાફરીમાં મને એક અદ્ભુત સ્વપ્ન આવ્યું. અમારી સ્ટીમર ભૂમધ્ય સમુદ્રમાંથી પસાર થતી હતી તેવામાં મારી નિદ્રામાં ઋષિના જેવા દેખાતા એક અતિ

વૃદ્ધ પૂજ્ય પુરુષે મારા સામે ઉભા રહીને કહ્યું:—'તમે આવો અને અમારો ઉદ્ધાર કરો, હિંદુ ઋષિઓના ઉપદેશો વડે ઉપજી આવેલા રોગ–શામકોના પ્રાચીન મંડલમાંનો હું એક છું. અમે ઉપદેશેલાં સત્યો અને ભાવનાઓ, ક્રિશ્ચન ધર્માનુયાયીઓ જીસસે ઉપદેશેલી માનીને બહાર પ્રસિદ્ધ કરે છે; અથવા ખરૂં કહેવરાવવા માગો તો, જીસસનું નામ ધારણ કરનારી કોઈ પણ વ્યક્તિ કોઈ કાલે જન્મી નથી. અત્રે ખોદકામ ચલાવવામાં આવશે તો આ બાબતના આધાર રૂપ અનેક પૂરાવાઓ પ્રકાશમાં આવશે.'

'કયા સ્થલ આગળ ખોદ કામ કરવાથી તમે કહો છો તે પુરાવાઓ અને અવશેષો મળી આવશે?' મેં પૂછ્યું. વૃદ્ધ પુરુષે ટર્કીની પડોશમાં એક પ્રદેશ દર્શાવીને કહ્યું, "જુઓ આ સ્થલે." આ પછી એકદમ હું જાગી ઉઠયો, તૂર્ત જ ઉપરના તૂતક ઉપર ગયો, કેપ્ટનને પૂછ્યું, "વર્તમાન ક્ષણે આપણી સ્ટીમર કયા પ્રદેશમાંથી પસાર થાય છે?" કેપ્ટને ઉત્તર વાળ્યો, "પરો જુઓ, ત્યાં આગળ ટર્કી અને ક્રિટનો ટાપુ જણાય છે."

આ માત્ર એક સ્વપ્ન જ હશે અથવા ઉપર દર્શાવેલા સ્વપ્નમાં કંઇ સત્યનો સમાવેશ થતો હશે? કોને માલુમ!

---

# केलवणी विषे केटलाक लेख.

આપણાં બાલકોને આપણાથી અપાતી કેલવણી અનિવાર્ય રીતે આપણાં જીવન જેના એક વિભાગરૂપ છે એવા એકીકરણ વિગેની આપણી પોતાની ભાવનાનેજ દર્શાવે છે આ પ્રમાણે અમેરિકાની શાલા, બાલઅભ્યાસિઓને યાંત્રિક વિધિઓનાં મૂલતત્વો કેવી રીતે શિખવવાં, એ શોધી કાઢતા સુધી, પોતાને અપૂર્ણજ માનશે. ઑસ્ટ્રેલિયાની શાલા ઘણું કરીને ખેતિવાડીનો મૂળપાયો નાખવાનો પ્રયત્ન ચલાવશે. પદાર્થવિજ્ઞાનના ઝમાનાની શાલાઓ પદાર્થવિજ્ઞાનની ઉપયોગિતાનો સ્વીકાર કરશે: ભાષાસાહિત્યનો ઉદ્ધાર કરનારી શાલાઓ, મૃત–પ્રાચીનભાષાઓના અભ્યાસને તેવુંજ સ્થાન આપશે. આથી એટલું ફલિત થાય છે, કે એ ભિન્ન પ્રકારના ઝમાનાઓ કેલવણીની બાબતમાં કોઇપણ કાલે એકબીજાનું બરોબર પુનરાવર્તન કરી શકશે નહિ; આનું સાદુ કારણ એટલુંજ છે, કે ભિન્ન ભિન્ન પ્રકારના ઐતિહાસિક ઝમાનાઓમાં પ્રજાઓ પોતાનાં બાલકો માટે માત્ર ખરેખરી રીતે જાણે અતિ અગત્યની હોય તેમ શિક્ષણની જુદી જુદી જાતની શાખાઓ પસંદ કરે છે; પ્રજાકીયજીવનમાં તેટલા સમય માટે આવી બાબતો બહુજ ઉપયોગી અવયવો જેવી હોવાથી આમ થાય છે.

દષ્ટાંત તરીકે બંગાળામાં ગુપ્ત રાજાઓના વખતમાં સંસ્કૃત ભાષા પૂર્ણ બહારમાં પ્રચલિત હતી; તે સમયે સંસ્કૃત ભાષા અને સાહિત્યનું જ્ઞાન એક ગૃહસ્થના ખાસ લક્ષણરૂપ બન્યું હતું. એક હજાર વર્ષ પછી તેની તેજ સ્થિતિના એક ગૃહસ્થને પર્શ્યન ભાષામાં પણ

પ્રવિણ બનવું પડતું. વર્તમાન કાલે અંગ્રેજી ભાષાનું જ્ઞાન કસોટિ રૂપ બન્યું છે. આ પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારના ઝમાનાઓમાં સાધનોના ફેરફાર વડે સમાન પ્રકારની માનસિક અને સામાજીક પ્રતિષ્ઠા પામી શકાય છે.

હિંદનાં શિષ્ટાચાર, કેળવણીના સદ્દભાગ્યે, હિંદુઓ હમેશાં આવા વિધિની પાછળ વસતા મનને, કેળવણીમાં મૂખ્યત્વે કરીને અસર ઉપજાવવા જેવી બાબત રૂપે સ્પષ્ટ રીતે જોઈ શક્યા છે. આટલાં બધાં સંકટો હોવા છતાં આ બાબતને લીધે જ ભૂતકાલમાં હિંદની બુદ્ધિનો વિનાશ થતો બચ્યો છે. તેની ભાવિ માટેની સુરસ સહિસલામતીનો સમાવેશ પણ આ બાબતમાં જ થાય છે. જ્યાં સુધી યુવકોના મનને એકાગ્રતામાં સીધે સીધાં કેળવવાની બ્રાહ્મણ-સંસ્થા પ્રવર્ત્યા જાય છે ત્યાં સુધી તો હિંદના લોક બદલાતા ઝમાનાઓથી ઉપજી આવતા કોઈ પણ સંકટમાં વિજય મેળવવા જેટલા સમાન બલના રહેશે જ. માત્ર એક જ વાર આવા શિક્ષણ પ્રત્યે બેદરકાર બનો અથવા તેનો ત્યાગ કરો, અને જાતિની શુદ્ધિ છતાં હિંદી માનવિઓનો ઉત્સાહ, સાધારણ રીતે વર્તમાન કાલના લોકની સપાટી સુધી કદાચ ગગડી પડશે, વર્તમાન સમયે તેમનાથી બની શકે એવા આત્મ પ્રકાશનના માપ અને સ્વાતંત્ર્ય પ્રમાણે તેનો ઉદય અને અસ્ત બનશે. વર્તમાનકાલે-મોટે ભાગે બાલ બાલાઓને તેમના ધાર્મિક શિક્ષણ સાથે અમુક ખાસ પ્રકારનું માનસિક શિક્ષણ મળવાને લીધે—હિંદુ બુદ્ધિનાં અત્યંત આગળ પડતાં લક્ષણો બલના સંચય અને શક્તિના પાલન રૂપ બન્યાં છે. આપણે જેમ જેમ દેશનો ઇતિહાસ વાંચતા જઇએ છીએ, તેમ તેમ, બુદ્ધિશાળી માનવિઓ જણાઈ આવવાની આકસ્મિક રીતિથી, તેમનાં જુદાં જુદાં કર્તવ્યોના ઝગઝગાટથી આપણે અચંબામાં ગરકાવ બનીએ છીએ. બારમા શતકમાં હિંદના ભાસ્કરાચાર્યે સમાન પ્રકારની દૃઢ ખાત્રીથી ગુરુત્વાકર્ષણની બાબતની આગાહિ કરે છે-પરંતુ સત્તરમા શતકમાં પાશ્ચાત્ય ન્યૂટનની પેઠે-સામાજીક દશાઓને લીધે તેમનાથી તેની એટલી બધી સ્પષ્ટ વ્યાખ્યા આપવા સુધી જઈ શકાતું નથી. ઝનાનામાં પૂરી મુકેલી, એકાંતમાં ગોંધી રાખેલી સ્ત્રીઓની એક જાતિમાંથી અકસ્માત એકાદ ચાંદબીબી જેવું પુષ્પ ખીલી નીકળે છે. ગત વીશ વર્ષોના અરસામાં સર્વમાન્ય કારકુનગીરીની ભાવના પ્રચલિત હોવા છતાં આપણે દુનિયાને એવાં માનવિઓ પૂરાં પાડ્યાં છે, કે જેમણે માનવજાતને ધર્મમાં, પદાર્થવિજ્ઞાનમાં, કલામાં સમૃદ્ધ બનાવી છે. ધુમ વિનાના દારૂની શોધ, શાસ્ત્રવિદ્યામાં થયલા સુધારાઓ. એ માત્ર જ્ઞાનના વિસ્તાર પામેલા પ્રયોગો સમાન છે. જ્ઞાનમાં વધારો કરી શકે એવું સામર્થ્ય હિંદે જાતે દર્શાવ્યું છે.

હિંદી મન (માનવિ) ની ઉઘતી શક્તિની આવી બાબતો સહજ સૂચન રૂપ છે. સમગ્ર વૃક્ષની જીવતી દશા દર્શાવતાં આ સર્વ આકસ્મિક કુસુમો સમાન છે. તે સર્વેથી આપણને સ્પષ્ટ રીતે સૂચિત થાય છે, કે હિંદી લોકોએ ભૂતકાલમાં જે જે કર્યું છે, તે ભાવિકાલમાં હિંદી લોકો કરી શકે એવા છે. જો આ આમ હોય તો, ગમે તે સમયે ગમે તેવું ખાસ લક્ષણ અતિ અગત્યનું હોવા છતાં આપણા પિતા પ્રપિતાઓ મનના શિક્ષણ અને વિકાસને કદાપિ વિસરી ગયા નથી, એટલી સત્ય બાબતને લીધે આપણો અમર ઉત્સાહ ચાલ્યો આવે છે. અમુક ખાસ વિષય શિખવા-કરતાં અથવા અમુક ખાસ શક્તિને કેળવવા કરતાં, ધ્યાનની એકાગ્રતાની કેળવણી, એજ હમેશાં સ્વામીશ્રી વિવેકાનંદના સાભિમાન કહેવા પ્રમાણે હિંદુ

કેલવણીનું પસંદ થયલું અંતિમ ઉદ્દેશ સ્થાન છે. મનનો નિરોધ અને આત્મ-પ્રેરણા સાધવાના આવા પ્રજાકીય પ્રયત્નના ઇતિહાસમાં મહા પુરુષો માત્ર અકસ્માત રૂપે નિકળી આવે છે.

ત્યારે તો આંતરમાનસિક વિધિના ઉદ્દેશ અને વલનના સંબંધમાં અત્રે પાશ્ચાત્ય શિક્ષણ શાસ્ત્રીઓને હિંદને કંઈ પણ શિખવવાનું નથી. આને બદલે પશ્ચિમની મહત્તાનો સમાવેશ, ગમે તેવી નિશ્ચિત દિશામાં—ભલે સો સ્વ-શિક્ષણના માર્ગમાં—એકઠા થઇને કરવામાં આવતા મહા પ્રયત્નોની ખરી કીમત આંકવામાં તથા શિક્ષણ વિધિથી જણાઈ આવતા તેને યોગ્ય લાગે એવા ખાસ આવશ્યક એકીકરણમાં થાય છે. આ પ્રમાણે સર્વ બાબતનો વિચાર કરતાં હિંદ વસતિના દર હજારના પ્રમાણમાં જર્મની કરતાં; બુદ્ધિશાળી માનવિઓની એક મોટી સંખ્યા ઉપજાવવામાં કદાચ સમર્થ નિવડે; પરંતુ જર્મની, જર્મન પ્રજાવિષે જર્મનીનાં બુદ્ધિશાળી માનવિઓને શી રીતે વિચાર કરતાં બનાવવાં, એ સારી રીતે સમજ્યું છે! એટલે એ દેશે પોતાનાં સાધારણ, લોકમાન્ય માનવિઓને એકત્રિત બનાવ્યાં છે, આવી એક થયલી બુદ્ધિને તેણે પ્રશ્નનું નિરાકરણ સોંપ્યુ છે. તેને જે પ્રશ્નનું નિરાકરણ કરાવવું છે તેની સાથે સંસર્ગમાં આવવાથી ઉપજતા વિચારના, માનસિક ભાર અને વિસ્તાર વિષે, તેનો જડ સમૂહ અને કહેવા મ ગીએ તો તેની સત્તા વિષે પણ આપણે વિચાર ચલાવવા જેવો છે. એ પ્રશ્ન કેવા પ્રકારનો છે? ઘણું કરીને તેનું વલન બહુ જ સંપૂર્ણ પ્રકારનું નથી. જરા પણ અન્યાય વિના આપણે એટલુ ધારી લઇએ, કે જર્મની અને માત્ર જર્મન લોકનાં સમૃદ્ધિ અને કલ્યાણ સંબંધી એ પ્રશ્ન છે. હિંદથી પોતાનાં બાલકો માટે સચવાતા ત્યાગ અને મોક્ષના જેવો આ કોઈ પણ પ્રકારે અપૌરુષેય, કોઈ પણ પ્રકારનો સંપૂર્ણ અંતિમ ઉદ્દેશ નથી. આવો વિચાર બીલકુલ બરોબર છે. છતાંએ એક જર્મની વાસિનાં મનબુદ્ધિને તો તેના દેશનું કલ્યાણ જ એક અપૌરુષેય ઉદ્દેશ રૂપ લાગે છે. હિંદુને પણ સ્થૂલપ્રદેશમાં, આ દુનિયામાં અન્યને માટે સ્વાર્થ ત્યાગ કરવાનો પ્રથમ અભ્યાસ કરીનેજ માનસિક પ્રદેશમાં ત્યાગની ભાવના પર્યંત ઉડવાનો આરંભ કરવાનો છે. હિંદુને પણ કુટુમ્બ સંબંધી વિચાર, " અંધકારમાં થઇને પ્રભુ સમિપ લઈ જતી નિઃસરણિ " સમાન સર્વથી પ્રથમ થઈ આવવાનો સંભવ છે. જો આપણે તેને પૂછીશું તો તે કહે છે, કે તેના ઉપર આધાર રાખીને રહેનારાં, તેને સોંપવામાં આવેલા એક વિશ્વાસ કાર્ય સમાન છે; આવા સાધન વડે તેનાથી તેનાં પોતાનાં કર્મનો અંત લાવીને ખરા વિવેકની ભૂમિએ જવાય છે. એક જર્મનવાસિને પણ પોતાના દેશ માટે શા માટે આ પ્રમાણે ના લાગવું જોઇએ? જીવનની નિઃસરણિઓમાં તેનું અંતિમ મહા કાર્ય શા માટે આ પ્રકારનું ના હોવું જોઇએ?

ધારો કે આમ છે તો પણ, તેને પોતાના સમક્ષ એક સમગ્રરૂપે પોતાના લોકના કલ્યાણકાર્ય માટેનો એક પ્રકારનો ઉચ્ચ અભિભાવ રાખીને, આજીવિકા મેળવવા માટે જરૂરતો અભ્યાસ કરવા સમર્થ બનવાનું છે. આવી ભાવના રાખે તો પણ તેને પોતાને એક પ્રકારના કમાણી કરવાના જીવન માટે તૈયાર થવું પડે છે—એક હિંદુને પણ આમ જ વર્તવું પડે છે!—એમાં એટલો જ ભેદ હોય છે, કે તે સમયે તે પોતાના અભ્યાસમાં અથવા નોકરીમાં, પોતાના ઉદ્દેશના સમગ્ર બલ સહિત અથવા પોતાથી બની શકે એટલી ઉચ્ચ પ્રકારની ભાવના સહિત જોડાતો નથી માત્ર દુનિયાદારીનો, ઐહિક બદલો મેળવવા માટે જ્ઞાનની પ્રાપ્તિ

કરવા જેવું, માનવ જીવાત્માને અધમ બનાવનારું અન્ય કંઈ પણ ભાગ્યે જ હશે. એક પ્રજા માટે પણ માનસિક જીવનને રોટલી કમાવાના એક સાધન રૂપે જોવાની દશાએ આવવું પડે એના જેવું અન્ય કંઈ પણ ભાગ્યે જ અધમ દશાએ લઈ જનાર હશે! આપણે પ્રેમ પૂર્વક સત્ય પામવા માટે પ્રયત્ન કરીશું નહિ, તેને ગમે તેવા ભોગે પણ મેળવવા જેવું ગણીશું નહિ, આપણા પોતાના ખરા આંતર આનંદ સહિત માનસિક જીવન ગાળીશું નહિ, ત્યાં સુધી હૃદય અને બુદ્ધિ વિષેની મહાન બાબતો આપણાથી છુપાયલી જ રહેશે. એકાદ દુનિયાદારીના હેતુથી દોરાઇને એક માનવિ કેટલે દૂર જઈ શકે; એ બાબતની ઘણી જ નિશ્ચિત હદ હોય છે. પરંતુ અન્ય પક્ષે, તેને જે જે વ્હાલાં હોય તેમના માટેનો તેનો પ્રેમ, એટલી બધી ઉચ્ચ અને સત્ય ભૂમિકાનો હોય કે તે વડે જ તેને ઉચ્ચમાં ઉચ્ચ દશા પામવાનું કારણ મળતું હોય; જો તેના અનુભવવામાં આવે કે જેમ જેમ તે વધારે મેળવતો જશે તેમ તેમ સર્વ સારૂં બનતું જશે, ગમે તો આવું તેના નિકટના કુટુમ્બ માટે નહિ બને તો પણ પોતાના દેશ રૂપ મનાતા વિશાલ કુટુમ્બ માટે બનશે, તો તેનો સામાજીક ઉત્સાહ તેને પાંખો આવે એવા પ્રકારનો બનશે. આથી સ્વાતંત્ર્યમાં વૃદ્ધિ થાય છે, બંધનમાં નહિ એ એક મહા કાર્ય રૂપ બને છે, એક સંકૂચિત કાર્ય રૂપ બનતું નથી.

આ બાબતમાં હિંદને પશ્ચિમ પાસેથી કેટલુંક શીખવાનું છે. આપણે સામાજીક ઉદ્દેશને એકાદ માનવિના કુટુમ્બમાં જ અથવા તેની પોતાની જાતિમાં જ શા માટે સંકૂચિત બનાવવો જોઇએ ? દરેક જણ અન્ય સર્વનું શ્રેય ઇચ્છતા, જરૂર હોય તો બધાના ભલા માટે પોતાના કુટુમ્બનો, પોતાના ખાસ સામાજીક મંડલનો પણ ભોગ આપવાને તૈયાર બનેલા આપણ સર્વે એક સાથમાં વસિ શકીએ, એ પ્રમાણે શા માટે મધ્યબિંદુરૂપ ભાવનામાં ફેરફાર કરવામાં ના આવે ? વીરતરની ઇચ્છા હમેશાં આત્માર્પણની એક પ્રેરણા સમાન હોય છે. મારી કલ્પનામાં આવી શકે એવી ઉત્તમોત્તમ, પમરશ્રેષ્ઠ, સત્ય પ્રિય ભાવનાનો સાક્ષાત્કાર કરવા હું પ્રયત્ન કરૂં છું—તે મારા પોતાના કલ્યાણ માટે નહિ—પરંતુ બધા લોકના કલ્યાણ માટે હોવો જોઇએ. આવા માર્ગે કદાચ મારો પોતાનો વિનાશ પણ થાય. આથી પ્રેરાઇને કદાચ મારે ટેલીગ્રાફ સ્ટેશનનું કામ કરવા માટે નદીના પૂરમાંથી તરી પાર ઉતરવું પડે, અથવા એકાદ સાથિને બચાવવા માટે મરણના મુખમાં ઝંપલાવવું પડે. આ ઉભયમાંનું દરેક મરણ શરણ કરનાર છે. શું મારા કુટુમ્બને, ગરીબીમાં, દારિદ્રયમાં રડવતું રહેવા દેવું જોઇએ ? આવી સંકૂચિત દૃષ્ટિને દૂર રાખો ! કર્તવ્ય, ધર્મની હિંદી ભાવના કેવી છે એ દુનિયાને દર્શાવવા માટે શું મારે અને તેમને ઉભયેને આનંદ સહિત મરણ શરણ થવાનું નથી ? એક આખી પ્રજાનું સુખ ખુશાલીથી ઝળકી ઉઠવા માટે શું એકાદ કુટુમ્બ ખુશીથી ભુખે ના મરે ? વીર પુરૂષની પસંદગી એક પલકારામાં થાય છે, તેને તો પારોના દૃષ્ટિ ચિત્ર કરતાં

વિશાલ દૃષ્ટિચિત્ર ઘણું જ નિકટ હોય છે. એક ક્ષણમાંજ તે અનંત કાલ માટેનું કાર્ય કરે છે, કરે છે અને કૃત કાર્ય થાય છે. જર્મન પ્રશ્ન વિષે જર્મનીની બુદ્ધિને એકાગ્ર બનાવતાં અનેક સાધારણ માનવિઓમાંથી યૂરપ એકાદ વીરનરને ઉપજાવી કાઢે છે. આ પણ અનુભવનો એક પ્રકાર છે.

હવે આપણે હિંદી પ્રશ્ન ઉપર હિંદી માનવિઓની એકાગ્રતા વિષે વિચાર ચલાવવાનો છે. આમ થવા માટે મનને પોતાને કેળવવાની પ્રાચીન સંસ્થાનો આપણે ત્યાગ કરવાનો નથી; સંપૂર્ણ, સર્વમાન્ય ભાવનાઓનું તેને મોમીયું બનાવવાનું છે; આપણે કહી આવ્યા તેમ આવી ભાવનાઓ ઉપરજ, હિંદીબલ અને શિક્ષણમાં જે જે જુદુ પડી આવતું છે તેનો ભૂતકાલમાં આધાર બન્યો રહ્યો છે, ભાવિનો પણ તેવો જ આધાર બનવો જોઇએ. પરંતુ વર્તમાન કાલે તો આપણાં લોકમાન્ય માનવિઓનો મોટો વિભાગ, દરેક જણની આ જીવિકા કમાવાના ઉદ્દેશ માટે શિક્ષણની વિવિધ પ્રકારની યુક્તિ પ્રયુક્તિયોમાં મશગુલ બન્યો છે, તેવામાં આવા માનવિઓને ઇચ્છાપૂર્વક એકતામાં જોડવાનાં ઉત્તમ સાધનો વિષે વિચાર ચલાવવાની અમારી મરજી છે; આમ કરવાથી સાધારણ કલ્યાણ, સર્વનું ભલું સાધવામાં આપણાથી સારી રીતે પહોંચી વળાશે. અમુક ખાસ કલ્યાણને સ્થાને સાધારણ કલ્યાણની સ્થાપનાની બાબતની વ્યાવહારિકતા યૂરપમાં તો સ્પષ્ટ રીતે જણાઈ આવે છે; આના પરિણામ રૂપે ઉચ્ચભૂમિકાનું વ્યક્તિ સંબંધી કલ્યાણ સધાતું જાય છે. અમુક નિશ્ચિત કરાયલાં કાર્યો કરવામાં એકત્રિત અને છૂટાં બનેલાં સામાન્ય માનવિઓના વજન અને શક્તિના જોરલો, વર્તમાન કાલે યૂરપના ઇતિહાસના માર્ગનો આધાર ખાસ વ્યક્તિઓ અને જથ્થે મળી આવતી શક્તિઓ ઉપર નથી. લોકમાન્ય કેલવણીના સ્વરૂપ અને ગુણને લીધે તે આ પ્રમાણે સ્વતંત્ર બન્યું છે તથા આવા સ્વાતંત્ર્ય માટે તૈયાર થયું છે. હિંદ અને હિંદના લોકને તેના લાભ મળવાના ઉદ્દેશથી, આવી કેલવણીનાં ઉપયોગી તત્ત્વો કેવાં હોવાં જોઇએ, એ વિચારવાનું કાર્ય આપણે હિંદીઓને માથે જ છે.

ભગિની નિવેદિતા.

---

# ગ્યોરડાનો બ્રુનોનો વૃત્તાંત.

( અનુસંધાન ગતઅંકથી. )

નિર્ભય પાખંડીની આસપાસ તુર્તજ એક તોફાનનું વાદળ ઘેરાયું, બ્રુનો વેનિસમાં નાસી ભરાયો; ૧૫૯૨ ના માર્ચમાં ગીઓવાની મોસીનીગોના મેહેલમાં આપણે તેને વસતો જોઇએ છીએ. અત્રે તે આશરે બે માસ સુધી સુરક્ષિત રહ્યો; આ સમયમાં પોતાના શિષ્યને પોતે મેળવેલી વિદ્યાનો ખજાનો તે અર્પતો હતો. પાણીના સાંકડા માર્ગોમાંથી સફરની હોડીમાં બેસીને શાંતિથી પસાર થતાં તેઓ વારંવાર, કોપરનિકસના સિદ્ધાન્ત જેવા, પદાર્થ વિદ્યાના સંબંધમાં રોમની સત્તાના જેવા તે સમયના તકરારી પ્રશ્નોવિષે છૂટથી વાતચીત ચલાવતા. અભ્રવિનાના આકાશમાં તારાઓ ઝગઝગી રહેતા ત્યારે વારંવાર બ્રુનો તેમના સામે તાકી રહીને, વસતિવાળી બીજી સૃષ્ટિયોનાં પોતાનાં સ્વપ્નોનાં વૃત્તાંત વડે અનંત વિશ્વમાં અસંખ્ય સ્વરૂપે બ્હેંચાયલા અનેકવિધ જીવનવિષે ચર્ચા ચલાવીને, પોતાના સાથિને આંજી નાંખતો હતો. આ સમયે એટલું પણ ભાગ્યેજ તેના ધારવામાં હતું, કે મૈત્રીભાવ ભરી વાતચીતમાં છૂટથી અપાયલા તેના વિચારો, તેના શિષ્યના મુખદ્વારા એક કુટિલ ભ્રકુટિવાળા પાદરીના કર્ણ ઉપરે દરરોજ વારંવાર અથડાતા હતા. આગળ ઉપર આ પાદરીએ ધર્મ-પરિક્ષણ-મંડલના એક ખંડમાં પોતાના સાથી પાદરીઓને મળીને, મરણ શરણ કરી શકાય એવી રીતે બ્રુનોને તેમના સમક્ષ શી રીતે ખુલ્લો પાડવો, એ વિષેની મસલત ચલાવી હતી.

વેનિસ ઉપર સપ્ટેમ્બર માસનો ચંદ્ર વિસ્તારથી પ્રકાશી રહ્યો હતો; મોસીનીગો મહેલનાં વિશાળ ધોળાં પગથીઆંના નીચેના ભાગમાં બ્રુનો આલસુની પેઠે એક બાજુના કઠેરાને અઢેલીને ઉભો હતો; એ પગથીઆંના મૂલને નીલ આદ્રિઆટિક સમુદ્રનાં મોજાં અથડાતાં હતાં. ભર યૌવનવાળો, બલ અને ઉત્સાહના મનોહારી સૌંદર્યવાળો તે ત્યાં આગળ અઢેલીને ઉભો: પોતાનાં ઉંડાં નયનો વડે ચંદ્રપ્રકાશમાં નાચતાં લહરીયાંને, ઝાંખા વાતાવરણમાં આવેલા ચકચકીત પૂર્ણચંદ્રને તાકીને જોઈ રહ્યો હતો. "જીવન કેટલું બધું કલ્યાણકારી છે; પ્રકૃતિ કેટલી બધી સુંદિર છે;" મુખ ઉપર છવાતા આછા હાસ્ય સહિત તેણે આત્મ સંભાષણ ચલાવ્યું "છતાંએ મૂર્ખાઓ નાર્કી-અગ્નિ વિષે ચર્ચા ચલાવી રહ્યા છે, આવા શાંત અવકાશના વિસ્તારમાં, સૃષ્ટિયોની આવી અનંતતાના મધ્યમાં પોતાના બંધુઓને શ્રાપ આપી રહ્યા છે."

મોસીનીગો મહેલ પાસે આવેલી કેનાલ ગાઢઅંધકારમાં છવાતા સુધી પાણીની સપાટી ઉપર ચંદ્ર કીર્ણો તરવરી રહ્યાં હતાં. પોતાની બેદરકારીની શાંત દશામાં જે પગથીઆ આગળ બ્રુનો ઉભો હતો તેની પાર આવેલા અંધકારમાં ઉતાવળી, ગુપચુપ આવીને ઉભી રહેતા સુધી એક સહેલ કરવાની હોડી કોઇના પણ લક્ષમાં આવી નહતી.

"દેવોવિના પણ જીવન કેટલું બધું સૌંદર્યભરપુર છે," તે બબડયો. "સમર્થ વિશ્વમાન્ય માતા! શાંત, પ્રશાંત, નાં બદલાતામાં પણ બદલાતી; તારૂં સૌંદર્ય મનોહારી છે; તારો

પ્રભાવ અલૌકિક છે; તેમની ક્ષુદ્રકલ્પનાઓની મારી પાસે ભક્તિ કરાવવા માટે શું તેઓ મારી પાસે તારી નિંદા કરાવશે? અહા! સૌંદર્ય!" અનંત વિસ્તારમાં પોતાના હાથ પસારીને તે ઉભો થયો; "અહા! અનહદ દિક્! તારા બંધન રહિત સ્વાતંત્ર્ય વિના હું શી રીતે જીવી શકું? તારા પ્રકાશીત.........વિના હું શી રીતે અસ્તિત્વમાં હોઈ શકું?"

સાંજના મનોહારીવાતાવરણમાં મધુરઅવાજ આનંદ પૂર્વક ગાજી રહ્યો, તેના સંગીતના વિસ્તારમાં અમુક પ્રકારનો ખરખર કરતો સ્વર સંભળાયો. જુઓ પેલી ઢાંકેલી સફરી હોડી પગથીઆં આગળ આવી લાગી છે; બુરખાવાળી આકૃતિઓ તેમાંથી બહાર કુદી પડીને તેમની છાયા વડે ચંદ્રિકાને કલંકિત બનાવે છે. આનંદિ મસ્તક ઉપર એક કાળો ઝભ્ભો ફેંકવામાં આવ્યો, મધુર સ્વરોનો એકતાલ, મરણના ઘરેનાના જેવા તૂટતા અવાજમાં ડુબવા લાગ્યો; નાચતી લહરીઓના સ્વાતંત્ર્યને એ ચક્ષુઓએ છેલ્લી વારનું જોઈ લીધું છે; અનંત નીલાકાશ તરફ હવે એ હાથ કદાપિ બંધન વિના વિસ્તરવાના નથી. ગ્યોરલાનો જુનો ધર્મ પરિક્ષણ-મંડલના સપાટામાં સપડાયો છે, સ્વાતંત્ર્યના પરમોત્તમ વીર! હવે કોઈ પણ કાલે તારાં ચક્ષુઓ, તને જન્મ આપીને મોટો કરનાર, તથા તારા જીવનમાં જણાતા છાયા વિનાના આનંદના પ્રકાશમાં મૂર્તિમંત થયલા તારા દેશના સૌંદર્યને સ્વાતંત્ર્યથી નિહાળી શકશે નહિ.

* * * * * * *

જે નીચી કોટડીમાં જુનો પડ્યો છે ત્યાં અંધકાર, નિર્જનતા અને ભેજનું રાજ્ય ચાલે છે; તેની આસપાસ એક ભયંકર ટોળું વીંટાઈ વળ્યું છે. તે નગ્ન દશામાં એક ચોકઠા ઉપર પડ્યો છે, તેનાં ઘુંટણ અને કાંડા સખ્ત રીતે બાંધી લેવામાં આવ્યાં છે, તેનું આનંદી મસ્તક પાછળ નમી પડ્યું છે; તેનાં ભવાં અને ઓષ્ટ નિર્ભય છે; વીરતા ભર્યાં ચકચકીત ચક્ષુઓ ભય રહીત છે. અંધારામાં છુપાતી પેલી આકૃતિને જુઓ, તે જયુદાસ છે; તેને આવી દશામાં સપડાવનાર તે ગીઓવાની મોસીનીગો છે.

"ગીઓવાની! આગળ આવો," અંધકારમાંથી એક અવાજનો ગણગણાટ થયો.

"તમે કબુલ કરી છે તેવી નિંદાને હવે ખુલ્લી કરો."

પેલાં તારકના સમાન ઝગઝગતાં ચક્ષુઓના પ્રદેશમાં જયુદાસને ખેંચીને લાવવામાં આવ્યો, તેમના પ્રકાશથી તે પાછો હઠ્યો, દબાવા લાગ્યો; તેના ઓષ્ટ ફફડવા લાગ્યા, પરંતુ બોલી શકાયું નહિ.

"નહિ નહિ, એ યુવકને જવા દો!" એક ભોંયરામાં થતાં કટુ પડઘાઓને શરમાવતા સંપૂર્ણ મધુર બોલો પોતાના પ્રાચીન સંગીતમાં ગાજી નિકળ્યા. "એ યુવકને જવા દો; એ ભલો માણસ છે! તેણે શું કર્યું છે તે પણ તેના સમજવામાં નથી. તેને માટે તેનો એકરાર હું કરૂં છું. પોતાનાં બાલકોથી માતાને છૂપાવનાર પડદાનો એક ખુણો મેં ઉચક્યો છે. જો તમે એક પુરૂષનો વધ કરવાનો નિશ્ચય કર્યો છે, તો એક બાલકને પીડા કરવાની શી જરૂર?"

"નિંદક! પાખંડિ! ખેંચવાનો સંચો જ તને ધર્મ શ્રદ્ધાનો પાઠ શિખવશે," તેની પાસે ઉભેલો બુરખો ઓઢેલો મંડલનો એક સભ્ય ગુસ્સામાં બોલી ઉઠયો; તેના તરફની નિશાની મળતાં ચક્રો ફરવા લાગ્યાં, ગરગડીઓની ચીચીઆરી થઈ, ભયંકર ખેંચતાણમાં નગ્ન દેહમાંથી દુઃખનો પસીનો છૂટવા માંડયો, ભવાં અને ઓષ્ઠ અસહ્ય દુઃખથી અમળાવા માંડયાં.

"હજુએ, પાખંડિ, તારૂં બોલેલું પાછું ખેંચી લે! તેં નિંદા કરેલા પ્રભુની, તેં ત્યાગ કરેલા દેવલની દયા માટે હવે પ્રાર્થના કર, સ્વધર્મ ભ્રષ્ટ સાધુ, તારા ગુરુને સ્વીકાર! તારા પાખંડિ સિદ્ધાંતોનો ત્યાગ કર, હજુએ તારા ઉપર દયા કરવામાં આવશે."

"મેં જેની ભક્તિ કરી છે એવા હે સત્ય! મને સત્ય પરાયણ જ રાખજે," દુઃખે બેજો બેજો શ્વાસ લેતા ધોળા ઓષ્ઠમાંથી આ શબ્દો નિકળ્યા. બુદ્ધિશાળી મસ્તક નમી ગયું; દયાળુ કુદરતે દુઃખ ભરેલી પીડા ઉપર મૂર્છા રૂપી પડદો ઢાંકયો.

ઘાતકીઓ ખેંચાઇને લાંબા થયલા દેહને ખેંચવાના સંચા ઉપરથી ઉચકીને, કીલ્લાની દીવાલ સાથે અથડાતાં મોજાંની સપાટીથી નીચે આવેલી એક અંધારી કોટડીમાં નાંખી આવ્યા. હે વાચકો, સત્યની ખાતર આવા ભોંયરામાં ગ્યોરડાનો બ્રુનો છ વર્ષ સુધી પડી રહ્યો. કોઈ પ્રકારનો સૂર્ય પ્રકાશ કોઈ કાલે તેને સ્પર્શતો નહિ; કોઈ કાલે કોઈ પણ મિત્રનો અવાજ તેના કાને પડતો નહિ; તેની દુઃખી દૃષ્ટિએ કોઈ પણ પ્રકારનું હાસ્ય દેખાતું નહિ; કોઈ પણ પુસ્તક વડે તેના એકાંતમાં આનંદ મળતો નહિ; તેના બ્હેર મારી ગયલા દુઃખી હાથને કોઈ પ્રકારનું લખવાનું સાધન પણ પૂરૂં પાડવામાં આવ્યું નહતું. આવી ઘોરમાં તેને જીવતો દાટવામાં આવ્યો હતો. વિચાર ચલાવવાની હિંમત ધરનાર માનવિ પ્રત્યે ક્રિશ્ચન ધર્માનુયાયી આવી દયા દર્શાવી શકતા.

* * * * * * * * * * *

આઠ વર્ષ પસાર થયાં છે, છ વેનિસની ઘોરમાં અને પછીનાં બે રોમમાં. છેલ્લાં બે વર્ષ વાદવિવાદમાં પસાર કરવામાં આવ્યાં, ઘણા સમયની મૂઝાયેલી છાતિમાં વાગ્યુદ્ધથી પ્રાચીન ઝમાનાના આનંદનો થોડોક ઉદય થયો છે. પરંતુ શું આ તેનો તે જ બ્રુનો છે? વેનિસના અંધકારમાં તેના ચળકતા વાળ ધોળા પડી ગયા છે; અસાધારણ સૂર્ય પ્રકાશ તેમના ઉપર પડતાં ચક્ષુઓ ઝાંખ મારી જાય છે; બલવાન અવયવો એક વૃદ્ધ પુરૂષના જેવાં નમેલાં, નબળાં પડી ગયાં છે. ક્રિશ્ચનોએ તેના જીવનને ભુખે અને દુઃખે મારી હઠાવ્યું છે. ભર યૌવનમાં પણ પાખંડિ વૃદ્ધ બની ગયો છે.

પરંતુ હવે આઠ વર્ષની વીરતાનો અંત નજીક આવ્યો છે. તે છેલ્લી વાર પોતાના ન્યાયાધિશો સમક્ષ ઉભો છે. એક નાસ્તિક તરીકે તેને પંથ બહાર કરવામાં આવ્યો છે; તેને હઠીલો, કોઇનું ના માને એવો જણાવવામાં આવ્યો છે. તેને દીવાની અમલદારોના હવાલામાં "રૂધિરસ્રાવ કર્યા વિનાની" સજા કરવા માટે સોંપવામાં આવ્યો છે. દહન સ્તંભના ભયંકર દુઃખની પાખંડિને સજા કરનાર ઢોંગનું આવું ભયંકર સૂત્રવાક્ય હતું.

પછીથી બ્રુનો ઉછળીને પોતાના પાદ ઉપર ઉભો થયો; સજા સંભળાવવા માટે તેમણે તેને ઘુંટણીએ પાડયો હતો ! બોલતામાં જેનું માધુર્ય કદીએ ન્યૂન થયું હતું એવો સ્વર ફરીથી ગાજી નિકળ્યો "મારા ધારવા પ્રમાણે તમને એ સજા સંભળાવતાં, એ સાંભળતાં મને લાગે છે તેના કરતાં વધારે ભય લાગે છે" માથું ટટાર રાખીને, લગભગ આનંદી ચહેરે એ હોલમાંથી તે દૃઢતા પૂર્વક ચાલી નિકળ્યો

હજુ પણ પાછું પેચી લેવાની, પોતે માનતો હોય તે સત્યનો નકાર ભણવાની, તેને આઠ દિવસની મહેરબાની આપવામાં આવી પરન્તુ બ્રુનોએ જે મમત્વ યુરપમાં બધે ઉપદેશ આપ્યો હતો, બોલવામાં આઠ લાંબા વર્ષ સુધી દુઃખ સહન કર્યું હતું, તે કંઈ પોતાના પરમ પ્રિય સત્યથી ભ્રષ્ટ થવા માટે નહતું સત્તરમી ફેબ્રુઆરીનું પ્રભાત થયું, તેનો મરણ દિન આવી લાગ્યો મોટે ભાગે યાત્રાળુઓના બનેલા બુમ બરાડા પાડતા, ગાડા ટોળામાં થઈને તેઓ તેને કેમ્પો-ડી-ફીઓરીના સ્થલમાં લઈ ચાલ્યા. તેમણે તેને ગંધકના રંગના પાખંડિના કપડાં પહેરાવ્યાં છે, પીશાચો, જ્વાલાઓ અને કીડાઓના ભયંકર ચીત્રો તેના ઉપર ચીતરેલાં છે, પરંતુ કંઈ લૂગડાંથી, તે શાંતિથી આગળ વધતો જાય છે તેની ભવ્યતામાં ઘટાડો થતો નથી, તેના ચક્ષુઓ પ્રકાશ મારી રહ્યા છે, તેનું કપોલ શાંત છે, તે દૃઢ અને નિશ્ચિત પગલાં ભરે છે ટોળામાંથી એક પાદરી આગળ ધસી આવીને તેના તરફ એક ક્રોસ ધરે છે, પરન્તુ બ્રુનો પોતાનું માથું પાછું ફેરવે છે, તેનો સ્પર્શ કરતો નથી તેઓ તેને દહનસ્તંભ સાથે બાંધે છે, તેના ઓષ્ઠમાંથી એક પણ ઉચ્ચાર નિકળતો નથી, તેની આસપાસ જ્વાલાઓ ફરી વળે છે, પરન્તુ તે જરા પણ બુમ પાડતો નથી, જાણે કે તેને કંઈ પણ દુઃખ ના થયું હોય તેમ તે અંત સુધી મુખ શાંત રહ્યો છે, જ્વાલાઓથી દાઝી જતાં પ્હેલાંનો ટોગાવી જોયનો તેના મુખનો દેખાવ હમેશના જેવો શાંત ગંભિર હતો, હવે ધુમ અને અગ્નિ તેને છાઈ લે છે, ગ્યોર્ડાનો બ્રુનો હમેશ માટે અદૃશ્ય થાય છે

ગયો ? અરે ! ના એમ નહિ ! જ્યાં સુધી માનવિઓ વીરતાને પુજી શકે છે, એક શ્રેષ્ઠ હૃદય પ્રત્યે પ્રેમ, પૂજ્યભાવ દર્શાવી શકે છે ત્યાં સુધી બ્રુનો જીવે છે. તે ગગણુ શગણુ થશે, પરંતુ તેના દહનસ્તંભ આગળથી, યોગ્ય રીતે તેનો મરણ લેખ થઈ રહે એવો તેનો સંદેશ ગાજી રહે છે —

**એક શતકમાં યોગ્યપ્રકારે મરણશરણ થઇ જાણવું, એ ભાવિનાં અનેક શતકોમાં જીવવા સમાન છે.**

[ સમાપ્ત. ]

RG. N. B. 794

આદ્યસ્થાપક.
શેઠ અંબેભાગે પ્રવાસી,
સાક્ષર મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

મૂલ્ય—
વાર્ષિક અગાઉથી રૂપિયા દોઢ.
ટ. ખ. ...

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમના સંબંધ અને સ્વરૂપનો વિચાર )

" सत्यंपरंधीमहि "—भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

પુસ્તક ૨૬, અંક ૩ ] (માસિક) [ ડીસેમ્બર. ૧૯૧૦. ]

## અનુક્રમણિકા.



રંગ પ્રેમ કંપની લિમીટેડમાં મોતીલાલ લાલભાઈએ છાપ્યું—અમદાવાદ.

RG. No. B. 764.

આદ્યતંત્રી.
શ્રી અભેદમાર્ગ પ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમના સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि "—भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૬, અંક ૩ ] (માસિક) [ ડીસેમ્બર. ૧૯૧૦. ]

## હવે તું બોલ, શું કરવું?

———

ભરીને તરબતર લાલી, શરાબે ઇશ્કની પ્યાલી,
લઈ હાજર થઈ વ્હાલી, મજલ કાપી ઘણી લાંબી!
ચુમીને જામ એ ધરતાં, છૂપાં ચશ્મે જિગર ખૂલતાં!
જિગર જિગરે ઝૂકી પડતાં, નૂરે બેહિસ્ત કૈં ભરતાં!

મગર, મુફલેસી આ હૈયે પૂરેપૂરી ભરી પાજીઃ
મિજાઝીએ દગાબાજી કરી કમ્બખ્ત પતરાજી!

અનલ મહબૂબ બે માલૂમઃ કદમ તુજની કદર ભૂલી,
હિસાબે ઇશ્કમાં, વ્હાલી! ગયો દાનાઇમાં ફૂલી!

દુનિયાનો દિવાનો હું: અરેરે! ઝહરનો જન્તુઃ
અહા! અશરારી ઇન્કારી! ફસાયો ફિલસુફીમાં હું!

ખસેડ્યું જામ ત્હારૂં ને વફૂરી મ્હેં કીધી ઝાહિર।
મગર, બદહજમીનો દિલ ડરઃ પિછાનૂં આજ એ, દિલબર!

શરાબે દિલ મ્હીં શંકા. ખરાબી એજ! એ પ્યારી!
જશે ચકચૂર થાવાને અધૂરી એજ તૈયારી!

લૂટાતી ભર બજારે તૂં રહ્યો જોતો ઉભો રોતો:
બખીલી આંસુમાં કીધી: ગપચો જૂઠો નફો તોટો !

હવે, મુફલેસને અફસોસ ! ન લાઝિમ ઝિન્દગાની આ !
ગુમાનીની ગુનેહગારી કબૂલીને ઉભો છૂં, હા !

ખુદાઇ હુસ્નનું પ્યાલું ન લાઝિમ છે મ્હને ધરવું:
નથી જીવવું: નથી મરવું: હુકૂમ તુજ તે અદા કરવું !

ચહું છું હું શરાબીનું હજી તુજ પ્યાલું એ પીવું !
મગર, તુજ લ્યાકતી છે ના ! હજી આંસુથી કરગરવું !

રડી રડીને હવે હરદમ શું આંસમાં ડૂબ્યાં રૂહેવું ?
રજા દે કે મ્હને હક દે: હવે તું બોલ, શું કરવું ?

સ્નેહસદન, ૯-૯-૦૮ } सागर..

---

## तँहिते[†] !

( તોટક. )

" જેમિ ક્યાં ભૂમિ દિવ્ય રૂડી જગમાં,
રમતાં જ્યહિં બાલ ગણો મધુરાં ?
જહિં ઉજ્જ્વલ માત શી ભૂમિ વિશે
વસીએ હસીએ ન કદી રડીએ !
વિલસે ઝુમખાં ફળનાં ઝુમખાં
વિહગો તરૂ અંદર આલપતાં
તંહિતે ! " નહિ વત્સ નહિં તંહિતે !" ૧

§ § § §

" ઝુલતાં તરતાલ તણાં, બનતી
પરિપાક મીઠી કંઈ ખાર કરી:
ફરિખ મદિ ટાપુ લીલા, લહરી

---

† ઉમેદ ઉપરથી.

સુરભીથી સુવાસિત જ્યાં વનની
ઉડતાં ચળકંત વિચિત્ર જહેંહિ
વિહગો કૈંઈ રંગીન રાગ થકી
તૅહિતે ?" "નહિ વત્સ નહિ તૅહિતે !" ૨

§ § § §

"અતિ દૂર પ્રદેશ પુરાતનમાં
જ્યૅંહિરેત સુવર્ણ વિશે ઝરણાં
રમતાં ઝળકે વર્ણો માણુકશાં,
છુપી ખાણુ મૅહિ ચળકંત હીર;
કૈંઈ મૌક્તિક ઉજ્વલ સાગરમાં;
પ્રિય માત હું આતુર કે મુજને
તૅહિતે ?" "નહિ વત્સ નહિ તૅહિતે !" ૩

§ § § §

"નથી માનવ ગોચર દૃષ્ટિ થતી;
પડતું રૂડું સંગીત કર્ણ નથી;
થતું દર્શન સ્વપ્ન મૅહિય નથી:
નથી શોક નિવાસ ન મૃત્યુ તૅહિ
નથી લેશ જ કાળ પ્રભાવ વળી;
અતિ દૂર પયોદથી ને યમથી
તૅહિતે ! તૅહિ વત્સ તૅહિ પ્રિય તે ! ! !"

પ્રવૃત્તિ વિલાસ.
સુરત. } વૈકુણ્ઠ.

---

# ચાંદલો ચ્હોડવા ચ્હાનારને.

---

( અનુષ્ટુભ્. )

ચાંદલો શું કરે, બાપુ ! નકામી તકલીફ એ !
જવા દે ! તું રહેવા દે ! ચાંદલો ન ખપે મ્હને !
ચાંદલો ક્યારે કો હૈયામાં કોતર્યો મ્હને:
સ્થૂલ આ ચાંદલાથી શું વધે કે શું ઘટે હવે !

ચાંદલો કરનારો કો હસ્ત શાશ્વત બાલનો:
અન્તરે ચાંદલો કીધો ઓર લાલ ગુલાલનો.

ચન્દ્રિકા! જ્યોત્સ્નિકા! કોને તન્ત્ર આ ઉર હસ્તક:
સુકાની એ થતાં બીજા વ્યર્થ સૌ સ્થૂલ ચન્દ્રક.

ચાંદલો શું કરે ત્હારો! ઘડી બે ઘડીનોજ એ:
ચાંદલો એકદા કીધો ધરે જે સર્વદા ટકે.

ચાંદલો કરનારી કો પ્રેમાદ્‌ભૂત વિભૂતિ છે:
હમેશાં કાયમી ચાહૂં દિવ્યાદ્‌ભૂત ગુલામી એ.

પાછી, બાપુ! લઈ જા તું સ્થૂલ એ કુંકુમાવટી:
રહેવા દે! જવા દે તું! ચાંદલો ન્હોડવો નથી.

વિધાત્રી ચન્દ્રિકાનો જ્યાં ઉરે સૌભાગ્ય ચન્દ્રક;
આવા શૂં ત્યાં ખપે ત્હારા મિથ્યા કુંકુમ ચન્દ્રક!

જરા ચિન્તા નથી ત્હારા શકુનાપશકુનની!
લાધી ચૂકી ઘડી છે જ્યા સ્વાતિના સુમુહૂર્તની!

રહેવા દો! રહેવા દો! ચાંદલો ન મ્હને કરો:
ભક્ત ખાલી શકુનોનાં કપાલો ચાંદલે ભરો!

**નમસ્કાર** હજો, બાપુ! ને તું હો ખુશબખ્શીમાં:
દિલમાં ચાંદલો આંદીઃ ને એ દિલબક્ષીમાં.

વનવાસ,
૧૭ સપ્ટેમ્બર ૧૯૦૯ } સાગર.

# ધર્મ, પદાર્થવિજ્ઞાન અને કલાનાં ખુલતાં નવીન દ્વારો ॥

## (૩)

બંધુઓ: ગત સંધ્યાઓએ તમને મેં જે બે ભાષણ આપ્યાં તેમાં આપણે આપણું લક્ષ ભૂતકાલ તરફ દોડાવ્યું હતું અથવા આપણે વર્તમાન કાલ તરફ દષ્ટિપાત કરતાં હતાં. હવે આપણે આપણી નજર ભાવિ કાલ તરફ દોડાવનાની છે; વર્તમાન કાલના આધારથી આરંભીને તથા આપણા મધ્યમાં ક્યારનીએ જણાતી કેટલીક નિશ્ચિત બાબતોને લક્ષમાં લઇને, ધર્મમાં, પદાર્થવિજ્ઞાનમાં, અને કલામાં કેવા પ્રકારનાં નવીન દ્વાર ખુલતાં જાય છે, એ વિષે આપણે વિચાર ચલાવવાનો છે. દૂર દૂરના ક્ષિતિજમાં જ્ઞાનના ક્ષેત્ર કેવા નવીન પ્રકારના માર્ગો આપો આપ ખુલતા જાય છે? આવી અંતિમસીમાઓ, ખરેખરી રીતે આવા માર્ગોમાં બંધન રૂપ હોતી નથી, પરંતુ વર્તમાનકાલે આપણાથી ભેદી શકાય તેટલા પૂરતા બંધનને દર્શાવે છે. નવીન દ્વારો ખુલવાની આવા પ્રકારની ખાત્રી એક ખરેખરી બાબત છે, એટલું તમને દર્શાવવા માટે ચર્ચા ચલાવવાનો મારો મુખ્ય ઉદ્દેશ છે; આવા પ્રકારના સ્વરો આપણી આસપાસ શ્રવણગોચર થયાં જાય છે: જાણે કે નવીનદ્વારો ક્યારનાંએ થોડાંક ખુલ્લાં બની ગયાં છે, આપણે એટલું સારી રીતે માની લઇએ, કે જેમ જેમ માનવિ સહજ વધારે ઉન્નતિ પામતો જાય છે, તેમ તેમ એ દ્વારો વધારે વધારે ખુલતાં જાય છે, તેમના દ્વારા માનવજાત વિશેષ બુદ્ધિભરેલા, વધારે સુખી ભાવિકાલમાં પસાર થાય છે. આ બાબતને સમજાય એવી સ્પષ્ટ કરવા માટે, માનવપ્રકૃતિ અને બંધારણનો અમુક નિશ્ચિત દૃષ્ટિબંદુથી થોડીક ક્ષણો માટે મારી સાથે વિચાર ચલાવવાની તમને વિનતિ કરૂંછું; દુનિયાના પ્રાચિનધર્મોમાં આવું દષ્ટિબિંદુ વ્યાવહારિક રીતે સર્વમાન્ય હતું, ક્રિશ્ચીયન સામ્રાજ્યના વિશેષ વર્તમાન કાલના ધર્મમાં આવી બાબત કદાચ વિગતવાર સંપૂર્ણતાથી મળી આવતી નથી, છતાંએ તેનું સૂચન સમજવામાં આવે છે; આવા દષ્ટિબિંદુનો આપણા મધ્યમાં પુનરૂદ્ધાર થવા માંડયો છે, અધ્યાત્મમંડલના સાધનવડે દુનિયામાં સઘળે પ્રચાર થવા લાગ્યો છે; આવું દષ્ટિબિંદુ કંઈ નવીન પ્રકારનું નથી પરંતુ અત્યંત પ્રાચીન છે, માનવના વધતા જતા મનનો વિચાર કરીને માત્ર તેને નવીન વસ્ત્રો ધારણ કરાવવામાં આવ્યાં છે. હવે મારે આવા દષ્ટિબિંદુનો ઉપર ઉપરથી ખુલાસો કરવો જોઇએ; આવા ખુલાસા વિના નવીનદ્વારો ખુલવાની વિધિ બુદ્ધિમાં ઉતરી શકશે નહિ. ટુંકામાં તે આ પ્રમાણે છે: દરેક માનવપ્રાણી મુખ્ય પ્રકારે એક ચૈતન્યમય બુદ્ધિસ્વરૂપ હોવાથી, જે જુદા જુદા પ્રકારની સૃષ્ટિઓમાં તે વસે છે તદનુસાર તે તે જડ વિભાગોને પોતાને બંધબેસતા બનાવતું જાય છે; આવા પ્રકારનું ચૈતન્યસ્વરૂપ, એક બિંદુ રૂપે અથવા દિવ્યતાના બીજરૂપે મહાન્ સૃષ્ટિયુગમાં આરંભ કરે છે; અને જાણે કે અનાજના એક દાણાના સાધારણ બિજકના સંબંધમાં તમારા જોવામાં આવે છે, તેમ જો એ બિજકને ભૂમિમાં વાવવામાં ના આવે, એ ભૂમિના રસો તેને પોષણ કર્તા ના હોય, તેના ઉપર વર્ષા ના વરસે, તેના ઉપર સૂર્યતાપ ના પ્રકાશે તો તેના-

ચાંદલો કરનારો કો હસ્ત શાશ્વત ભાલનોઃ
અન્તરે ચાંદલો કીધો ઓર લાલ ગુલાલનો.

ચન્દ્રિકા! જ્યોત્સ્નિકા! કોને તત્ત્વ આ ઉર હસ્તકઃ
સુકાની એ થતાં બીજા વ્યર્થ સૌ સ્થૂલ ચન્દ્રક.

ચાંદલો શું કરે ત્હારો! ઘડી બે ઘડીનોજ એઃ
ચાંદલો એકદા કીધો ઘટે જે સર્વદા ટકે.

ચાંદલો કરનારી કો પ્રેમાદ્દભૂત વિભૂતિ છેઃ
હમેશાં કાયમી ચાહૂં દિવ્યાદ્દભૂત ગુલામી એ.

પાછી, બાપુ! લઈ જા તું સ્થૂલ એ કુંકુમાવટીઃ
રહેવા દે! જવા દે તું! ચાંદલો ન્હોડવો નથી.

વિધાત્રી ચન્દ્રિકાનો જ્યાં ઉરે સૌભાગ્ય ચદ્રન્ક;
આવા શૂં ત્યાં ખપે ત્હારા મિથ્યા કુંકુમ ચન્દ્રક!

જરા ચિન્તા નથી ત્હારા શકુનાપશકુનની!
લાધી ચૂકી ઘડી છે જ્યાં સ્વાતિના સુમુહૂર્તની!

રહેવા દો! રહેવા દો! ચાંદલો ન મ્હને કરોઃ
ભક્ત ખાલી શકુનોનાં કપાલો ચાંદલે ભરો!

**नमस्कार** હજો, બાપુ! ને તું હો ખુશબખ્તીમાંઃ
દિલમાં ચાંદલો આંહીઃ ને એ દિલબક્ષીમાં.

| | |
|---|---|
| વનવાસ,<br>૧૭ સપ્ટેમ્બર ૧૯૦૯ | सागर. |

---

અવયવો જણાતાં જશે. આપણાં વર્તમાન ઇન્દ્રિય અવયવો પ્રથમતો તીવ્ર બનતાં જશે. આવા પ્રકારની બહુજ તીવ્રતા થયા પછી, નવીન પ્રકારનાં અવયવો આપોઆપ જણાતાં જશે, મરણની બીજી બાજુની સૃષ્ટિ ને ખુલ્લી બનાવતાં અવયવો કેળવાશે. આપણાં કામના—દેહો આ સૃષ્ટિના હોયછે; આપણી જ્ઞાનતંતુ સંસ્થા વધારે કોમલ બનતી જાયછે, આ પ્રમાણે સ્થૂલમસ્તકમાં આપણા શોધ સ્પષ્ટતાથી પ્રતીત થવા માંડે છે. ખુલતાં જતાં નવીન દ્વારોની શોધ ચલાવતાં આ એક બાબત આપણે ખાસ લક્ષમાં રાખવાની છે. માત્ર સ્થૂલદેહજ વધારે કોમળ બનતો જાયછે એટલું નહિ પરંતુ વધારામાં એના પછીનો દેહ પણ આપોઆપ ઘડાયાં જાયછે, ધીમે ધીમે તેની શક્તિયો વિકસતી જાયછે: મરણની બીજી પાસા આપણે જે દેહ ધારણ કરીશું તથા જે દેહને અત્યારે ધારણ કરીને આપણે ઉર્મિઓનો અનુભવ કરીએ છીએ, તેનો પણ વિકાસ થયાં જાયછે; કારણકે આપણે જ્યારે મરણદ્વારા પસાર થઇએ છીએ ત્યારે બીજી સૃષ્ટિમાં આપણે વસ્ત્ર વિના જતા નથી; સ્થૂલદેહ રૂપી આ ધટ્ટવસ્ત્રનો આપણે ત્યાગ કરીએ છીએ પરંતુ તેમાં ઓતપ્રોત થઇને રહેલો, તેમાં મિશ્રિત બનેલો, તેની સાથે એક રૂપ થઇને કામ ચલાવતો, મરણની પેલી પારની સૃષ્ટિના જડનો બનેલો દેહ અત્યારે વિદ્યમાન હોયછે; એ આગામિ દુનિયામાં આપણા સૂક્ષ્મ ઉપયોગ માટે અત્યારે તૈયાર થાયછે, ત્યાં આગળ આપણને થવાના અનુભવો માટે તે ધીમે ધીમે ઘડાયાં જાયછે. હવે પછી હું તમને વિશેષ વિસ્તારથી સમજાવવાનો પ્રયત્ન કરીશ તેવા હવે પછી થવાનાં કુલમાં આ દેહ બહુ ઉચ્ચ પ્રકારે ઘડાયો હશે વધારે વૃદ્ધિ પામ્યો હશે, વર્તમાન કાલે સ્થૂલ દેહ છે તેમ ચૈતન્યના એક સંપૂર્ણ વાહન રૂપ બન્યો હશે; આ દેહની વૃદ્ધિ અને બંધારણ વડે આપણા સમક્ષ ધર્મમાં, પદાર્થવિજ્ઞાનમાં કલામાં નવીન દ્વારો ખૂલતાં જશે. [ આગળ ચાલુ. ]

વિદુષિ બાઇ વસંત.

---

# कविवर वाण.

( અનુસંધાને ગત વર્ષે પૃષ્ઠ ૩૮૦ થી. )

આપણે પ્રથમ એ બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે શ્લેષો અને સમાસોનો પ્રયોગ કરવા માટે બાણ ઉત્તરદાતા નથી પરંતુ એ માટે સમય ઉત્તરદાતા છે. કિંતુ એ પ્રશ્ન ઉત્પન્ન થાય કે એ ઉભય પ્રકારના દોષો માટે કોઇ વ્યક્તિ ઉત્તરદાતા કેમ નહિ. જો એ બંને દોષ રૂપ છે તો કોઇ એકાદ ગ્રંથ પણ એનાથી દૂષિત થશે—અને જો કોઇ પણ લેખક એ દોષના પંઝામાં આવી જાય તો અવશ્ય તે નિન્દનીય ગણાશે. શ્લેષ અને સમાસ, સંસ્કૃત ભાષાના સાહિત્યના માથા ઉપર ભૂતની માફક જે દિવસથી સવાર થયા, સાહિત્ય રૂપી ચંદ્રમાને જે

કે કોઇ પણ વ્યક્તિએ પ્રથમ ઉત્તમ ગ્રંથ લખવો ન જોઇએ, કેમકે જો કોઇ ઉત્તમ ગ્રંથ લખાય તો લોક એનાથી ઉતરતા પ્રકારના ગ્રંથને પસંદ કરે નહિ અને ગ્રંથ રચનાની પ્રક્રિયામાં મહાન વિઘ્ન આવી પડે. ખરી વાત એ છે કે જેટલો અધિક ગુણ સંપન્ન તથા કીર્તિશાળી ગ્રંથ મનુષ્યોની સામે આદર્શરૂપ થશે, તો તે એટલોજ એ વિષયમાં અધિક યત્ન કરશે તથા જ્યાં સુધી બની શકશે ત્યાં સુધી એની સમાનતાએ પહોંચે એવા ગ્રંથ લખવાની કોશિસ કરશે. મનુષ્યપ્રકૃતિ પોતાના દોષોથી એટલી બધી અભિન્ન નથી કે જેટલો કેટલાક સજ્જનોનો ખ્યાલ છે.

ખરેખર શું શ્લેષ તથા સમાસનું બાહુલ્ય નિંદનીય નથી ? આ એક પ્રશ્ન છે કે જે આ સમયે મનમાં ઉત્પન્ન થયા સિવાય રહેતો નથી. આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, શ્લેષ રચના સર્વ દશામાં નિંદનીય છે, અને સમાસનો પ્રયોગ કરવો એ ઉત્તમ તથા ઉપયોગી છે તથા કેટલાક સ્થળે તે રસને વધારનાર હોય છે. પરંતુ એ યાદ રાખવા જેવું છે કે સમાસનો અનહદ ઉપયોગ અયોગ્ય છે. સાથે એ પણ જાણવા જેવું છે કે બાણની કાદંબરી સમાસના અતિશય બાહુલ્યથી રહિત છે. આ ન્યાયે જે હદમાં કાદંબરીમાં સમાસ પ્રયોગ છે, ત્યાં સુધી એ નિંદનીય કહી શકાય નહિ, પરંતુ જ્યારે આપણે હર્ષચરિત તથા વાસવ દત્તાપર દ્રષ્ટી નાખીએ છીએ ત્યારે એમાં ઘણાં ગર્હણીય સ્થળ જણાય છે, જ્યાં સમાસ કલા અતિભૂમિને પ્રાપ્ત થઈ ગઇ છે.

શ્લેષપ્રયોગ પ્રત્યેકસ્થાનમાં નિન્દનીય કેમ છે ? આપણે આ લેખમાં કાવ્યનું લક્ષણ પ્રથમ તપાસી ગયા છીએ. જ્યાં શબ્દ, અર્થ અને રસ એકત્રિત રહે એને કાવ્ય કહેવાય છે. અથવા એમ કહીએ કે શબ્દ, અર્થ અને રસનું એકત્રણજ કવિતા છે. જે રચનાનું અંગ એમાંથી જેને ઉત્તમ બનાવે છે તે કાવ્યને માટે ઉપયોગી છે; અને જો એમાંથી કોઇને પણ દૂષિત કરે તો તે કાવ્યને માટે હાનીકારક છે. શ્લેષ, કોઇપણ પ્રકારે શબ્દના માધુર્ય, ઓજ અને પ્રસાદ એ ત્રણ ગુણોને પરિપુષ્ટ થવામાં સહાય કરતા નથી. અતઃ તે કાવ્યને માટે સર્વથા ઉપયોગી નથી. ત્યારે હવે એ શ્લેષ હાનીકારક છે કે નહિ એ વિચારવાનું રહ્યું. આ સંબંધી એટલુંજ કહીશું કે તે વિચાર શક્તિપર તો કંઇ નહિ ને કંઇ અધિક જોર અવશ્ય નાંખે છે, અને એ નાંખવામાં આવેલું જોર, કાવ્ય રસને વધારવામાં કોઈ પણ પ્રકારે સહાય આપતું નથી. તેથી એ કાવ્યને હાની પહોંચાડનાર થાય છે. શ્લેષથી એક વધુ નુકશાન પણ થાય છે, અને તે એકે શ્લેષના લોભથી કેટલીકવાર અસંગત તથા અનુચિત્ત ઉપમાઓ પણ આપવી પડે છે, કવિતાનો વાસ્તવિક રસ નષ્ટ થઇ જાય છે.

હવે સમાસની વાત રહી. સમાસ પ્રયોગને પણ એજ કસોટીથી કસીએ. સમાસોથી સર્વથા વિરૂદ્ધ તો કોઈ પણ વિદ્વાન નહિ હોય, જો કે લાંબા સમાસો તો ઘણા સજ્જનોનાં હૃદયોમાં કંટકની પેઠે ખૂંચે છે. જેઓ સર્વદા સમાસથી વિરૂદ્ધ છે એને તો અમારે કંઇ પણ કહેવાનું નથી, કેમકે તેતો ' પાછળ દોડે છે 'ની જગ્યાએ ' અનુધાવતિ ' કહેશે નહિ,

અને ઘેર રહેનારાંને ' गृहवासी ' ની જગ્યાએ ' योगृहेवसति ' કહેશે કે જેમાં કંઇક અક્ષરોની માત્રા વધવા સિવાય અન્ય કંઈ સુગમતા આદિ લાભ જણાતા નથી. લાંબા સમાસો સંબંધી પણ એ કહેવાનું છે કે કોઇ મહાશયની કદાચ એ મતિ હોય કે न्यग्रोधखदिर અને कपित्थ–એ સર્વને કહેવા માટે न्यग्रोधखदिरकपित्थाः–કહેવાની જગાએ–न्यग्रोधश्च कपित्थश्च खदिरश्च કહેવું જોઇએ. જો કે એમાં પણ અક્ષરોની સંખ્યા વધવા સિવાય અન્ય કોઇ લાભ થતો જણાતો નથી. પણ હા એમાં તો સંદેહ નથી કે એ એક પ્રકારના કાવ્યના રસને વધારનાર થાય છે. આ ઉપરાંત માત્ર એ પ્રકારના સમાસ રહ્યા કે જેને કઢંગા કહેવાય છે. જેમકે તત્પુરુષ સમાસ પરન્તુ એમાં પણ ' गुरोःकुलं ' ની જગાએ गुरुकुल કહેવામાં શું હાની છે, તે સમઝાતું નથી. આવી રીતે બે અથવા ત્રણ પદોના સમાસમાં કંઇ હાની નથી, એ સ્પષ્ટ છે. હવે આપણે લાંબા અને કઢંગા—જેવા સમાસોના વિરોધીઓ એને ઓળખાવે છે—સમાસોની ઉપયોગિતા અથવા અનુપયોગિતાપર વિચાર કરીએ તો જણાય છે કે જો કે તે બહુ સુબોધ નહિ, પરંતુ એને દુર્બોધ કહેવા એ પણ મહાન ભૂલ છે. આનું કારણ શું? કારણ એ છે કે દુર્બોધતા એક સાપેક્ષ શબ્દ છે. પ્રત્યેક ચીજ કોઈ અમુક માટે દુર્બોધ હોય છે. એક ગ્રંથ કે જે એક વિદ્યાર્થી માટે દુર્બોધ છે તે એક પંડિતને માટે સુબોધ હોઇ શકે છે. સુબોધતા અને દુર્બોધતા અધ્યેતાના જ્ઞાનપર આશ્રિત છે. આ પ્રમાણે કોઈ પણ ગ્રંથને દુર્બોધ એ વખતે કહી શકાય કે જ્યારે તે ગ્રંથ જેને માટે લખવામાં આવ્યો હોય એને માટે દુર્બોધ હોય. એક રીડર બુક કે જે ચોથા ધોરણમાં શીખવવા માટે બનાવવામાં આવી હોય પરંતુ તે ચોથા ધોરણના વિદ્યાર્થીઓ માટે કઠિન હોય તો તે કઠિનજ કહેવાય; જો કે તેને આઠમા ધોરણના વિદ્યાર્થીઓ ગમે તેટલી સરલતાથી વાંચી શકે. એજ પ્રકારે જે પુસ્તક આઠમા ધોરણના વિદ્યાર્થી માટે રચાયું હોય તેને ચોથા ધોરણના વિદ્યાર્થી ન સમઝી શકે તો પણ તે કદાપિ કઠિન કહી શકાય નહિ. જો તે આઠમા ધોરણ માટે કઠિન ન હોય તો. બાણભટ્ટના સમાસ દુર્બોધ છે કે નહિ એ જાણવા માટે, આપણે એ જોવું જોઇએ કે તે કોને માટે લખવામાં આવ્યા હતા; જો સુબોધતા કે દુર્બોધતાને જાણવાને માટે, તથા કઠિન અને સરલતાની ઓળખાણને માટે એ પરિક્ષાને સામે રાખવામાં ન આવે તો સંસારમાં સર્વ કંઇ કઠિન તથા સર્વ કંઈ સરલ થઈ જાય. જો બાણ આજકાલના જેવા સંસારમાં પોતાની કાદંબરીને રચત તો તેના સમાસોને કઠિન કહી શકાત; કેમકે આજ કાલના ઝમાના માટે તે નિઃસંદેહ કઠિન છે. પરંતુ આપણે જાણવું જોઇએ કે બાણે જ્યારે તે લખી હતી તે સમયને માટે તે દુર્બોધ હતી કે સુબોધ? આપણને ઇતિહાસ જ્યાં સુધી એ સર્વ વાતોને ન દર્શાવી શકે ત્યાં સુધી એ સંબંધી કંઇ પણ નિર્ણયપર પહોંચવું એ અશક્ય છે. પરંતુ ઓછામાં ઓછા આ એક પદ્યથી તો જણાય છે કે વિદગ્ધ મુખમંડન ગ્રંથની રચના સુધી કે જેને આપણે દશમી કે અગીયારમી શતાબ્દીમાં રચાયલો ગણી શકીએ તો બાણને દુર્બોધ સમઝવામાં આવતો નહોતો. એનોજ કર્તા લખે છે કેઃ—

સુધન્વા આશરે વિશવર્ષની અને કીર્તિકુમાર અઢારવર્ષની ઉમરે પહોચતાં એ ઉભયે એક શાંતિનામની કુમારીકાના પ્રેમાવેશમાં ઉગ્ર પ્રકારે ફસાયા; તે સમયના પશ્ચિમચિનના રાજાધિરાજ મંગલદેવની તે પૌત્રી હોવાથી તેની નસોમાં રાજકુટુમ્બનું રૂધિર વહી રહ્યું હતું. મંગલદેવની એક પુત્રી વંજ (સ્ત્રી), માલતિ (પુ) સાથે પરણી હતી, આપણું કુટુમ્બ જેમાં વસતું હતું તેનો તે હાકેમ હતો; લોકવાયકા ચાલતી હતી કે, તેણે તેના સાથમાં અંત્યંત કષ્ટ ભરેલી જીંદગી ગાળી. આ સર્વ ગમે તેમ હો, તેમની પુત્રીઓમાંની એકનું નામ શાન્તિ હતું, તે અતિ સૌંદર્યવાન, માયાળુ સ્વભાવની, છતાં અતિ ઉત્સાહવાળી અને કડક હતી. બંને બંધુઓ તેના હસ્ત માટેના એક બીજાની જાણ બહાર રહેલા હરિફો હતા, પરંતુ સદ્ભાગ્યે સુધન્વાએ પોતાનાં બંધુની પ્રેમદશા યોગ્ય સમયે શોધી કહાડી, કીર્તિકુમારની ખાતર તેણે પોતાની લાગણીઓને કચરી નાખવાનો એકદમ સંકલ્પ કર્યો. બાઇશ્રીના ઉચ્ચ કુટુમ્બને છાજતી રીતે લગ્ન કાર્ય પારપાડી શકે એટલા માટે તેણે કુટુમ્બના વારસાનો પોતાનો હિસ્સો કીર્તિકુમારને સ્વાધીન કર્યો — અન્ય માર્ગે તેને જે જોઈતું હતું તે પૂરૂં પડે ત્યાં સુધી તેને જાતેતો પૈસાની કંઈ પણ દરકાર ન હતી: પરંતુ અમૂલ્ય ભેટો વડે, એથી પણ વધારામાં મહા સમૃદ્ધિથી મળતી સત્તાના ઠાઠમાઠ વડે તેના પિતાની સંમતિ ખરીદી લેવાની હતી. ઘણા સમય સુધીતો કીર્તિકુમારે પોતાના બંધુની બક્ષિસ સ્વીકારવા ના પાડી પરંતુ માલતિના (પુ)વલનને લીધે વ્યાવહારિક રીતે તેમ કરવાની અથવા શાંતિનું પાણિગ્રહણ કરવાની ઇચ્છાનો ત્યાગ કરવાની ફરજ પડી. તેને તેના પાણિનો ત્યાગ કરવો પડે એ બાબત સુધન્વા કાને પણ ધરતો નહિ; આવા પ્રકારનો સંબંધ કુટુમ્બને અત્યંત ઉપયોગી થઇ પડશે એમ તે ખાત્રીથી કહેતો; જોકે તેનું આમ વર્તવામાં ખરેખરૂં કારણતો એ હતું, કે જેને પોતે દુનિયામાં અન્ય કંઈ પણ કરતાં વધારે વ્હાલ સહિત ચ્હાતો હતો એવો બંધુ જો આ બાબતમાં નિષ્ફલ નિવડે તો તેના હૃદયના ચૂરેચૂરા થઈ જાય.

તેના હાથ માટે અન્ય પણ દાવો કરનારાઓ હતા—અતિ સમૃદ્ધિવાળો છતાં કુલિન કુટુમ્બનો નહિ એવો એક સાહસિક પરંતુ નિશ્ચય વિનાનો યુવક (પહાડસિંહ) મુખ્ય લક્ષ ખેચતો હતો; તે પોતાનો દાવો આડા અવળા સર્વ પ્રકારના માર્ગે ચલાવવાનો પ્રયત્ન કરતો હતો; યુક્તિ પ્રયુક્તિયો ચલાવતાંયે તે એકદમ સુધન્વા સાથે અથડાઈ પડયો, તેને તેના માટે ખરા હૃદયનો ધિક્કાર, તિરસ્કાર ઉત્પન્ન થયો. આખરે સુધન્વા અને કીર્તિકુમાર લગ્ન પાર ઉતારવામાં ફત્તેહ પામ્યા ત્યારે પહાડસિંહ ક્રોધી બની ગયો ગુસ્સામાં ગભરાઇને તે નાશી ગયો તેમનું વેર વાળવાના કસમ લીધા; પરંતુ તેમણે તો તેના પ્રત્યે માત્ર હાંસ્યવૃત્તિ દર્શાવી તથા તેનાથી થાય તેટલું અશુભ કરવાનું કહેણ કહાવ્યું.

આગળ ઉપર, પોતાના ક્રોધ માટે દીલગીર થવાનો, તે માટે પાશ્ચાત્તાપ કરવાને ખરાજીગરથી તૈયાર બનવાનો, પરિણિત યુગલને સહાય કરવાનો ઢોંગ કરતો પહાડસિંહ પાછો આવ્યો; તેણે કહ્યું, કે તેને ઉભરાઈ આવેલા ગુસ્સા બાબત તેણે એક જ્યોતિષિની સલાહ લીધી હતી; તેણે કહ્યું, કે તમારે માટે નિશ્ચિત થયેલો એક મોટો ખજાનો છે, તે તેમને માત્ર તેની સહાય વડે મળી શકે એમ છે. તેણે વળી ઉમેર્યું. કે દેશના દૂરના ભાગમાં એક

ખીણમાં આવેલી અમુક ગુફામાં આ નિધિ છૂપાવવામાં આવ્યો છે, તમારી મરજી હોય તો તમને તે સ્થાને લઈ જવાને તૈયાર છું. કીર્તિકુમારે પ્રમાણિક અને વ્હેમવિનાનો હોવાથી આવી વાર્તા એકદમ માની લીધી; તેમને લગ્ન માટે પૈસાની તાણ હોવાથી તેણે આવી બાબતમાં સર્વે પ્રકારે શ્રદ્ધા રાખી; પરંતુ સુધન્વાને તો શંકા પડી તેથી તેણે તેમના સાથમાં જવાનો આગ્રહ કર્યો; તેઓ એ સ્થાનના નજીક આવી પહોચતાં પહાડસિંહે પાછળ રહેવાય એવા પ્રકારની યુક્તિ રચી—ખરેખરી રીતે તેણે રસ્તામાં થોડીવાર થાય એમ કરવા માટે-ચાકરને લાંચ આપી; જેથી કીર્તિકુમાર અને એક બીજા નોકરને (બલવંત)બંનેને એકલાંને ગુફા તરફ જવું પડયું.

સુધન્વાને પ્રથમતો આવા વિલંબ વિષે કંઈ પણ લાગ્યું નહિ પરંતુ ગૌણ પ્રકારનાં વિઘ્નો ઉભરાઇ આવતાં તેણે અસ્વસ્થ બનવા માંડયું. એકાએક તેનાં ચક્ષુસમીપ એક પ્રકારની સ્વપ્ન સૃષ્ટિ ખડી થઇ, જેમાં કીર્તિકુમાર ઉપર જંગલી પશુઓ હુમલો કરતાં જણાયાં, આ સર્વ બનાવ એક પ્રકારના અતિઘોર કાવત્રા સમાન છે, એમ તેને આપોઆપ જણાઇ આવ્યું. જો કે આતો માત્ર એક પ્રકારની અંતર્ પ્રેરણા હતી, તેની પાસે કોઇ પ્રકારની સાબીતી ન હતી છતાંએ તેણે એકદમ પહાડસિંહ ઉપર છેતરવાનો દોષ મૂક્યો, તેને મારી નાખવાને તૈયાર બન્યો; તે એટલા બધા આવેશમાં આવી જઇને તેને ધમકી આપવા લાગ્યો, કે ખલ પુરૂષ તેના આગળ થથરી ગયો, પોતાનો ખરેખરો ગુનાહ કબુલ કરી દીધો. સુધન્વાએ તેને બાંધીને એક નોકરના હવાલામાં સોંપ્યો, તથા તેને ખાત્રીથી કહેતો ગયો કે જ્યારે તે પાછો ફરશે ત્યારે કીર્તિકુમારનો એક વાળ પણ વાંકો થયો હશે તો તેને મારી નાંખતાં ચૂકશે નહિ. તેણે પોતાની સાથે બીજા નોકરને લીધો, બંધુની શોધમાં ચાલી નીકળ્યો, ગુફામાં પેસવાનો પ્રયત્ન કરવાના બરોબર વખતેજ તેને પકડી પાડયો. પછીથી તેઓ આસપાસ થઇને ઉપરની ટેકરી ઉપર ગયા, રાની પશુઓની વાતમાં કંઇ સચ્ચાઇ હશે કે કેમ, તે તપાસવા લાગ્યા, તેવામાંજ તેમાંથી બહાર નીકળતા બે વિકાલવાઘ તેમની નજરે ચડ્યા. પાછા આવીને તેમણે પહાડસિંહને એક કેદી તરીકે સાથે લીધો તથા તેને ગવર્નર માર્લતિને (પુ) હવાલે સોંપ્યો; તેણે પણ તેમનો વૃત્તાંત સાંભળીને તેને દેશ નિકાલ કર્યો.

આ બધો સમય કીર્તિકુમારને સુધન્વાના હૃદયને કાતરીખાતા અસંતુષ્ટ પ્રેમ વિષે જરા પણ સંશય આવ્યો નહોતો. સઘળી ગોઠવણો થઇ ગઇ અને લગ્ન દિન ખરેખરો નક્કી કરવામાં આવ્યો ત્યારે સુધન્વા વધારે લથડી પડયો, એકાદ દૂરના શહેરમાં જવાનું કંઈક બાનું કાઢયું. કીર્તિકુમારને આ પ્રસંગે પોતાના બંધુની ગેરહાજરીથી, પોતાને કંઈ ના સમજી શકાવાથી ઘણીજ નવાઇ લાગી, કેટલુંક લાગી પણ આવ્યું; લગ્ન થયા પછી જણાઇ આવ્યું કે શાંતિને પણ વ્હેમનાં કારણ હતાં, તેની આંતરદૃષ્ટિ મારફતેજ આખરે સત્ય તરી આવ્યું. કીર્તિકુમાર પશ્ચાત્તાપથી પ્રજ્વલવા લાગ્યો તથા કહેવા લાગ્યો, કે તેનાથી શાંતિ વિના પણ જીવી શકાત નહિ તેમજ આ પ્રમાણે પોતાના વ્હાલા બંધુનું સ્થાન પોતેજ લેવા કરતાં પોતે ખુશીથી મરણ શરણ થાત. પરંતુ સુધન્વાએ તેને દીલાસો આપતાં કહ્યું કે દેવોની મરજી વિના પોતાના બંધુના મનમાં શું છે તે, તેનાથી સમજી શકાત નહિ તેથી પોતે આપેલો

સુધન્વા આશરે વિશવર્ષની અને કીર્તિકુમાર અઢારવર્ષની ઉમરે પહોચતાં એક શાંતિનાથની કુમારીકાના પ્રેમાવેશમાં ઉગ્ર પ્રકારે ફસાયા; તે સમયના પશ્ચિમચિન ધિરાજ મંગલદેવની તે પૌત્રી હોવાથી તેની નસોમાં રાજકુટુમ્બનું રૂધિર વહી ર મંગલદેવની એક પુત્રી વજ્ર (સ્ત્રી), માલતિ (પુ) સાથે પરણી હતી, આપણું કુટુ વસતું હતું તેનો તે હાકેમ હતો; લોકવાયકા ચાલતી હતી કે, તેણે તેના સાથમાં કષ્ટ ભરેલી જીંદગી ગાળી. આ સર્વ ગમે તેમ હો, તેમની પુત્રીઓમાંની એકનું નામ હતું, તે અતિ સૌંદર્યવાન, માયાળુ સ્વભાવની, છતાં અતિ ઉત્સાહવાળી અને કે બંને બંધુઓ તેના હસ્ત માટેના એક બીજાની જાણ બહાર રહેલા હરિફો હતા સદ્‌ભાગ્યે સુધન્વાએ પોતાના બંધુની પ્રેમદશા યોગ્ય સમયે શોધી કહાડી, કીર્તિ ખાતર તેણે પોતાની લાગણીઓને કચરી નાંખવાનો એકદમ સંકલ્પ કર્યો. બાઇશ્રીને કુટુમ્બને છાજતી રીતે લગ્ન કાર્ય પાર પાડી શકે એટલા માટે તેણે કુટુમ્બના વારસા તાનો હિસ્સો કીર્તિકુમારને સ્વાધીન કર્યો — અન્ય માર્ગે તેને જે જોઈતું હતું તે ત્યાં સુધી તેને જાતેતો પૈસાની કંઈ પણ દરકાર ન હતી; પરંતુ અમૂલ્ય બેટો વડે પણ વધારામાં મહા સમૃદ્ધિથી મળતી સત્તાના ઠાઠમાઠ વડે તેના પિતાની સંમતિ લેવાની હતી. ઘણા સમય સુધીતો કીર્તિકુમારે પોતાના બંધુની બક્ષિસ સ્વીકારવા પરંતુ માલતિના (પુ)વલનને લીધે વ્યાવહારિક રીતે તેમ કરવાની અથવા શાંતિ ગ્રહણ કરવાની ઇચ્છાનો ત્યાગ કરવાની ફરજ પડી. તેને તેના પાણિનો ત્યાગ ક એ બાબત સુધન્વા કાને પણ ધરતો નહિ; આવા પ્રકારનો સંબંધ કુટુમ્બને ઉ પયોગી થઇ પડશે એમ તે ખાત્રીથી કહેતો; જોકે તેનું આમ વર્તવામાં ખરેખરૂ એ હતું, કે જેને પોતે દુનિયામાં અન્ય કંઈ પણ કરતાં વધારે વ્હાલ સહિત ચ્હા એવો બંધુ જો આ બાબતમાં નિષ્ફલ નિવડે તો તેના હૃદયના ચૂરેચૂરા થઈ જાય.

તેના હાથ માટે અન્ય પણ દાવો કરનારાઓ હતા—અતિ સમૃદ્ધિવાળો છત કુટુમ્બનો નહિ એવો એક સાહસિક પરંતુ નિશ્ચય વિનાનો યુવક (પહાડસિંહ) સુ ખેચતો હતો; તે પોતાનો દાવો આડા અવળા સર્વ પ્રકારના માર્ગે ચલાવવાનો પ્રય હતો; યુક્તિ પ્રયુક્તિયો ચલાવતાંયે તે એકદમ સુધન્વા સાથે અથડાઈ પડ્યો, તેને તે ખરા હૃદયનો ધિક્કાર, તિરસ્કાર ઉત્પન્ન થયો. આખરે સુધન્વા અને કીર્તિકુમાર લ ઉતારવામાં ફત્તેહ પામ્યા ત્યારે પહાડસિંહ ક્રોધી બની ગયો ગુસ્સામાં ગભરાઈને ગયો તેમનું વેર વાળવાના કસમ લીધા; પરંતુ તેમણે તો તેના પ્રત્યે માત્ર હાસ્યજન તથા તેનાથી થાય તેટલું અશુભ કરવાનું કહેણ કહાવ્યું.

આગળ ઉપર, પોતાના ક્રોધ માટે દીલગીર થવાનો, તે માટે પશ્ચાત્તાપ કરવ જીગરથી તૈયાર બનવાનો, પરિણિત યુગલને સહાય કરવાનો ઢોંગ કરતો પહાડસિં આવ્યો; તેણે કહ્યું, કે તેને ઉભરાઈ આવેલા ગુસ્સા બાબત તેણે એક જ્યોતિર્વિદ્‌ લીધી હતી; તેણે કહ્યું, કે તમારે માટે નિશ્ચિત થયેલો એક મોટા બંગલો છે, માત્ર તેની સહાય વડે મળી શકે એમ છે. તેણે વળી ઉમેર્યું, કે દેશના દૂરના ભા

તેના ગૃહમાં નિત્ય વસવાનું આમંત્રણ મેળવવામાં પોતાની આવી શક્તિનો ઉપયોગ કર્યો હોય એમ લાગે છે. ધીમે ધીમે તેણે સંજય ઉપર ઘણોજ લાગ વગ જમાવ્યો, તેણે તેની પવિત્ર પુરૂષ રૂપે એક મંદિરમાં સ્થાપના કરી. આ મંદીરમાં તેણે પોતાનું સ્થાન ઘણાં વર્ષ સુધી જાળવી રાખ્યું, લોકો ઉપર પોતાની તંત્રકલાનો મહાફત્તેહ સાથે પ્રયોગ ચલાવવા લાગ્યો. સુધન્વા અને કીર્તિકુમાર પ્રત્યેનું પોતાનું વૈર તે કદાપિ વિસરી ગયો નહતો. ધીમે ધીમે તેણે સંજયના કાન તેમના વિરૂદ્ધ ભંભેર્યા, ઘણી ખટપટ જમાવી, કારણકે શાંતિના પિતા માલતિનાં (પુ) મનમાં પણ તેમના વિરૂદ્ધ અસર ઉપજાવવામાં સંજય થોડી ઘણી ફતેહ મેળવી શકયો, તેથી કુટુમ્બમાં પણ તાણાતાણના સંબંધોની ખટપટ ઉપજી આવી હતી. શંકાશીલવર્તન વાળી એક યુવાન સ્ત્રી પર્વતસિંહમાં (સ્ત્રી) પહાડ સિંહને એક યોગ્ય સાધન મેળી આવ્યું; કીર્તિકુમારના વડિલ પુત્ર મુદા (પુ) સાથે તે પ્યારમાં પડી તથા તેને આપવાની અમુક પ્રકારની પ્રેમ—ઓષધિ મેળવી આપવા માટે પહાડસિંહની મદદ માગી. પહાડસિંહે જો તે તેના પિતા તરફથી વારસામાં મળેલા બધા પૈસા પોતાને આપી દે તો સહાય થવા કબુલ કર્યું. પછીથી તેણે મુદા (પુ) અને યુવાન સ્ત્રીનાં માટીનાં પૂતળાં બનાવ્યાં, તાંત્રિક મંત્રોચ્ચાર સહિત તેમના ઉપર પ્રાણવિનિમયનાં અનેક માર્જન કર્યાં, સુદાના (પુ) શયન ગૃહમાં તેમને છૂપાવવાની યુક્તિ રચી.

તેના જાદુની થોડી ઘણી અસર થઈ, તેથી મુદા (પુ) ના મનમાં યુવાનવ્યક્તિ માટે પ્રેમ ઉપજાવ્યો; આ ઉપરથી તેણે તેની સાથે લગ્ન કરીને તેની જીંદગી ખરાબ કરવાના ગપાટા મારવા માંડયા. પરંતુ મુદાની (પુ) બ્હેન બુધદેવ (સ્ત્રી) આંતરદષ્ટિ વાળી હતી. તેને અમુક પ્રકારના કાવતરાનું ભાન થયું. આવી દુષ્ટ સ્ત્રી તરફ પોતાનો ભાઈ કોઈ કાલે પોતાની મેળે આકર્ષાય નહિ, એવી તેની ખાત્રી થઈ. તેણે આ બાબતની પોતાના પિતા અને કાકાને વાત કરી, આ કાવત્રામાં ગમે તે પ્રકારે પહાડસિંહનો હાથ હોવાની તથા તે ઢોંગ હોવાની પોતાની ખાત્રી ખુલ્લી કરી. સુધન્વાને તો તેને માટે લાંબાં સમયથી શંકા હતી તે લોકને અનેક નાના પ્રકારે તેના ફસાવવાના પૂરાવા જોઇને તથા બુધદેવે (સ્ત્રી) જે કહ્યું તેના આધારે તેણે ખાત્રી ભરેલી શોધ ચલાવવા માંડી; આ સર્વમાં પહાડસિંહનો હાથ તેણે થોડા સમયમાં શોધી કાઢયો. આવા શોધથી પહાડસિંહ એકદમ મરણની સજાને પાત્ર બન્યો કારણકે તેની દેશ નિકાલની સજામાં તેને મરણની સજા ખમવી હોયતોજ દેશમાં પાછા ફરવાની આજ્ઞા કરવામાં આવી હતી; આ ઉપરથી તેનો વધ કરવામાં આવ્યો.

બુધદેવની (સ્ત્રી) શીઘ્ર આંતરદષ્ટિ વડે તેનાં બધાં કાવત્રાં ખુલ્લાં પાડવામાં આવ્યાં હતાં તેથી માત્ર સુદાજ (પુ) તેની મોહજાલમાંથી છુટયો બન્યો હતો એટલુંજ નહિ પરંતુ માલતિ (પુ) અને સંજયના પણ સમજવામાં આવ્યું, કે કેવી રીતે તેમને અવળાદોરવામાં આવ્યા હતા, તેથી હવે સંપૂર્ણ સંપભાવ પ્રવર્ત્યો. માલતિ (·) પોતાની પૂર્વની બેદરકારી અને અવિશ્વાસ માટે પશ્ચાત્તાપ કરવાને આતુર ..યો હતો. તેથી થોડાંક વર્ષ પછી તે માંદો પડયો તથા તેના વૈદ્યોએ મટવાની આશા ના આપી ત્યારે પોતાના મરણ સમાચાર સહિત તેણે મંગલદેવ તરફ એક એલચી મંડલ મોકલ્યું તથા સુધન્વાને પોતાના સ્થાનમાં સ્થાપવાની પ્રાર્થના કરી. મંગલદેવે તેમની વિનતી ખુશીથી કબુલ કરી, સુ-

ધન્વા પ્રાન્તનો હાકેમ બન્યો. તેણે કીર્તિકુમારને મુખ્ય ન્યાયાધિશ નિમ્યો, ઇ. સ. પૂ. ૧૯૪૮૫ માં તેમનાં મરણ થતા સુધી તેમણે અત્યંત માન અને પ્રતિષ્ઠા સહિત તેમનાં પદ દિપાવ્યાં.

પહાડસિંહને ખુલ્લો પાડવાથી સુધન્વાની સાખમાં ઘણોજ વધારો થયો, તથા તેની ચોકસ પ્રમાણિકતાએ તેને ઉચ્ચ દશામાં જાળવી રાખી. આ સર્વ શોધ ખરેખરી રીતે જેને લીધે થયો હતો તે બુધદેવે (સ્ત્રી) પરિચારીકા રૂપે મંદિરમાં વાસ કર્યો, દિવ્યદષ્ટિ માટે તથા અમુક રોગો મટાડવાની તેની શક્તિ માટે તે અતિ ખ્યાતિ પામી.

તે આશરે વીશ વર્ષની થઈ તેવામાં, હવે બહુ વૃદ્ધ બનીગયેલા મંગલદેવે પોતાના રાજ્યમાં એક પ્રકારનો વિજયપ્રવાસ આરંભ્યો હતો; તે તેમના પ્રાન્તમાં આવી પહોચ્યા ત્યારે સુધન્વા અને કીર્તિકુમારને સાથે તેમને આવકાર આપવાની ફરજ પડી. આ પ્રમાણે મંગલદેવ અને બુધદેવનો (સ્ત્રી) ભેટો થયો, તેને જોતાં તેનામાં એકદમ ઉંડી અસર થઈ આવી. તેણે તેને પોતાની દૃષ્ટિ બહાર રાખી નહિ, ધીમે ધીમે તેને મંદિર છોડીને પોતાના એક પૌત્ર ચિદંબર સાથે લગ્ન સંબંધમાં જોડાવા લલચાવી, તેથી આગળ ઉપર તે દેશની રાણિ બની. પરંતુ આ બાબત તેના પિતાના મરણ પછી ઘણે સમયે બની હતી; સુધન્વા અને કીર્તિકુમાર બાલક દશામાં હતા તેવાજ વૃદ્ધ દશામાં પણ અભેદજ હતા એક લાંબા જીવનના અરસામાં તેમના વચ્ચે કોઇ પ્રકારની ગેરસમજ કોઇ વાર થઇ ન હતી, તેઓ એક બીજા વચ્ચે થોડા દિનોના અંતરે મરણ પામ્યાં, દરેકને પોતાનું જીવન અન્યનાવિના અપૂર્ણ લાગતું હતું.

સુધન્વા કદાપિ પરણ્યો ન હતો તેથી કીર્તિ કુમારના પુત્ર મુદ્દાને (પુ) ખાલી પડેલા ગવર્નર સ્થાને નિમવામાં આવ્યો; પોતાની પત્ની ભદ્રાકુની (સ્ત્રી) બહુ સહાય વડે તેણે તે સ્થાન બહુ યશપૂર્વક જાળવ્યું.

---

## પંચમવાર્તાનાં પાત્રો.

મંગલદેવ............રાજાધિરાજ. પુત્રી—વજ્ર (સ્ત્રી) પૌત્ર—ચિદંબર. પિતા—બાલચંદ્ર માતા—બૃહસ્પતિ (સ્ત્રી) બંધુ—શુક્રદેવ બ્હેન—વરૂણતારા.

માલતિ (પુ).......પ્રાંતનો ગવર્નર......પત્ની—વજ્ર (સ્ત્રી) પુત્રી—શાંતિ.

કીર્તિકુમાર .........પિતા—તેજસિંહ:માતા—ચાનચંદ્ર (સ્ત્રી). બંધુઓ—સુધન્વા, કાંતિ (પુ) બ્હેનો—રાજપાલ (સ્ત્રી), પૂર્ણચંદ્ર (સ્ત્રી) પત્ની—શાંતિ પુત્ર—મુદ્દા (પુ) પુત્રી—બુધદેવ (સ્ત્રી.)

કાંતિ (પુ)............પત્ની—તેજપાલ (સ્ત્રી.) પુત્રો—ઉપ:પાલ, વારૂણી, કાંતિકુમાર,પુત્રીઓ —સુલોચના, ધનુ, અનસૂયા.

રાજપાલ (સ્ત્રી).. ...પતિ—વિક્રમ. પુત્રી—ભદ્રાકુ (સ્ત્રી), નર્મદા, મણિ પુત્રો—જશવંતસિંહ, વિકાસરમાં, દીપસિંહ.

પૂર્ણચંદ્ર (સ્ત્રી) ......પતિ—રાજસિંહ પુત્રો—વિવેકાનંદ, ઉર્મીલા (પુ), સત્યવ્રત, શાંતિકુમાર. પુત્રીઓ—હમીર (સ્ત્રી), દુર્ગા.

બુદ્ધ (પુ)............પત્ની—ભદ્રાયુ (સ્ત્રી) પુત્રો—વિજ્ઞાનચંદ્ર, યશવર્મા, પૃથ્વિપાલ. પુત્રીઓ—સાવિત્રિ, તારા.

બુધદેવ (સ્ત્રી).........પતિ—ચિદંબર. પુત્રો—શનીદેવ, વિરાજ, વિશ્વકર્મા. પુત્રીઓ—ઈંદિરા, અજબસિંહ (સ્ત્રી)

સંજય...............રાજ્યદ્વારી પુરૂષ.

કીર્તિવર્મા............અર્ગાના મંદિરનો લામા.

સરસ્વતિ ..............અર્ગાનો યુવાન સાધુ

બલવંત.................કીર્તિકુમાનો એક નિમકહલાલ નોકર.

પ્રમિલા (પુ)............એકઢોંગી મિત્ર.

પહાડસિંહ ............એક હરિફ.

પર્વતસિંહ (સ્ત્રી)........એક સાહસિક સ્ત્રી.

---

# ॥ स्वामीश्री विवेकानंद साथेनो वार्तालाप ॥

( અનુસંધાન ગતાંકથી. )

---

૬

સ્મરણાવશેષો—હિંદમાં દુકાલનો પ્રશ્ન,—આત્માર્પણકરી કાર્યપરાયણ થનારાઓ—પૂર્વ અને પશ્ચિમ—આ તે સત્ય અથવા તમસ!—ભિક્ષુકોની બનેલી એક પ્રજા—"આપવા અને લેવાની" નીતિ—સીધેસીધી રીતે જેની જેની જે જે ખામીઓ હોય તે દર્શાવો અને જનામાં જેનામાં જે જે સદ્‌ગુણ જોવામાં આવે તેની બીજાના આગળ સ્તુતિ કરો—દરેક જણ વિવેકાનંદ થઈશકે—અખંડીત બ્રહ્મચર્ય એજ શક્તિનો મહાન મંત્રછે—સમાધિ અને કર્મ.

[ શ્રી પ્રીયનાથ સિંહ. ]

અમારૂં ગૃહસ્વામીજીના નજીકમાંજ હતું; અમે શહેરના એકજ વિભાગનાં બાલકો હોવાથી મારૂં અને અન્ય બાલકોનું તેમની સાથે વારંવાર રમવું થતું. મારા બાલ્યકાલથીજ મને તેમને માટે ખાસ આકર્ષણ હતું; મારી ખરા હૃદયની શ્રદ્ધા હતી કે તે

એક મહા. પુરૂષ બનશે. તેમણે સંન્યસ્ત ગ્રહણ કર્યું ત્યારે અમને લાગ્યું, કે આવા સુવક માટે રાખેલી ઝગઝગતી કારકીર્દીની આશાનો સર્વ પ્રકારે અંત આવ્યો છે.

તેમના અમેરીકા ગયા પછી, ચીકાગોમાં મળેલી સર્વ ધર્મોની પાર્લામેન્ટમાં, અમેરિકાનાં અન્ય અનેક સ્થલોમાં તેમણે આપેલાં વ્યાખ્યાનોના ઉતારા વર્તમાન પત્રોમાં વાંચીને મને લાગી આવ્યું, કે "અગ્નિ વસ્ત્રમાં છૂપાઈ શકતો નથી;" સ્વામીજીમાં છૂપાઈ રહેલો અગ્નિ હવે જ્વાલા રૂપે પ્રકટી નિકળ્યો હતો; આટલાં બધાં વર્ષ પછી કલિકા ખીલી નિકળી હતી.

થોડા સમય પછી મારા જાણવામાં આવ્યું, કે તેઓ હિંદમાં પાછા ફર્યા છે, મદ્રાસમાં જ્વલંત વ્યાખ્યાનો આપી રહ્યા છે. એ મારા વાંચવામાં આવ્યાં, હિંદુ ધર્મમાં આવાં શ્રેષ્ઠ સત્યોનો સમાવેશ થાય છે, તેમને આટલી બધી સ્પષ્ટતાથી સમજાવી શકાય છે, એ જોઇને મને ઘણીજ નવાઇ લાગી. તેમનામાં કેટલી બધી અદ્‌ભૂત શક્તિ છે! તેઓ તે એક માનવિ અથવા એક દેવ હશે?

સ્વામીજી કલકત્તામાં આવતાં અત્યંત ઉત્સાહ પ્રવર્ત્યો; કાશિપુરમાં ગંગાતટે આવેલા સિલના આરામ-ભવનમાં અમે પણ તેમની પાછળ ગયા. આ પછી થોડાક દિવસે "કલકત્તાના યુવકે" આવકાર સૂચક અભિનંદન પત્રના ઉત્તરમાં લોકની એક મોટી સંખ્યા સમક્ષહૃદય ભાવોને ઉછાળતું એક વ્યાખ્યાન રાજા રાધાકાન્ત દેવના ભવનમાં આપ્યું; કલકત્તા એ તેમને પ્રથમવારજ સાંભળ્યા અને નવાઈમાં ગરકાવ બન્યું; પરંતુ આવી બાબતો તો સર્વના જાણવામાં છે.

તેમના કલકત્તા આવ્યા પછી, તેમને એકવાર એકાંતમાં મળવા માટે અમારા બાલ્યકાલની પેઠે તેમની સાથે છૂટથી વાતચીત કરવામાટે હું અત્યંત ઊત્સુક બન્યો; પરંતુ તેમની આસપાસ હમેશાં ઉત્સુક શોધકોનું એક ટોળું જામેલુંજ રહેતું, જરાપણ અટક્યાવિના વાર્તાલાપ પણ ચાલ્યાં જતો. તેથી કેટલાક દિન સુધીતો મને તેમને મળવાનો લાગ મળી શક્યો નહિ; આખરે એક દિવસે અમે ગંગાજીના તટે આવેલા બાગમાં સાથે ફરવા ગયા; તેમણે તેમના યુવાવસ્થાના સાથી જોડે જૂના સમયની પેઠેજ એકદમ વાતચીત કરવા માંડી; હમારી વચ્ચે થોડી ઘણીવાર વાતચીત ચાલીહશે એટલામાંતો તેમને બોલાવવાને વારંવાર માણસો આવવા લાગ્યાં; એ સર્વે મળવા આવેલા અનેક ગૃહસ્થો વાટ જોઈ રહ્યા વિષે જણાવતાં; આખરે તેમણે થોડાક અધિરા બનીને આવી રીતે સંદેશો લાવનારને કહ્યું, કે "હે ભાઈ, મને થોડોક આરામ લેવાદો; મારા આ બાલ્યકાલના સાથી જોડે મને થોડીક વાતચીત કરવાંદો; થોડાક સમય માટે મને ખુલ્લી હવામાં રહેવાદો. જાઓ અને જે આવ્યા હોય તેમનો આદર સત્કાર કરો, તેમને બેસવા કહો, તેમને તમાકૂ આપો, થોડીકવાર રાહ જોવા વિનતિ કરો."

અમે ફરીથી એકલા પડયા ત્યારે મેં સ્વામીજીને પૂછ્યું, "ઠીક, સ્વામીજી હવેતો

તમે એક સાધુ બન્યાછો. અત્રે તમને આવકાર આપવા માટે ફંડ કરીને પૈસા એકઠા કરવામાં આવ્યાછે; આ દેશમાં ચાલતા દુકાલનો વિચાર કરતાં મને લાગ્યું, કે તમે કલકત્તામાં આવતા પહેલાં, " મારા આવકાર માટે એક પાઇનો પણ ખર્ચ કરશો નહિ; એના કરતાં તો એ બધી રકમ ફેમીનરીલીફ ફંડમાં ભરી દેજો; " એવી મતલબનો તાર કરશો; પરંતુ મારા ધારવા પ્રમાણેતો તમે આવું કાંઈ કર્યું નથી; એમ કેમ ?

**સ્વામીજી**—શા માટે, આના કરતાં મારો વિચાર એવોજ થયો કે મને પોતાનું કેન્દ્ર બનાવે એવો ખૂબ આવેશ ઉછળવાની જરૂર છે; આવા પ્રકારની કાંઈ બાબતવિના લોકો શ્રી રામકૃષ્ણ તરફ શીરીતે આકર્ષાશે, શીરીતે તેમના નામ પાછળ ગાંડા ઘેલા બની જશે, એ તમારા લક્ષમાં આવી શકતુ નથી ? આજે આવકાર આપવામાં આવ્યો તે શું મારી જાત માટે હતો અથવા શું આ વડે તેમના નામની કીર્ત્તિ પસરી નથી ? જુઓ, તેમના વિષે જાણવાની લોકોના મનમાં કેટલી બધી તૃષ્ણા જાગ્રત થઈ છે ! આ સમયથી તેઓ હવે તેમના વિષે થોડે થોડે જાણતા જશે, આથી શું દેશના ભલામાં વૃદ્ધિ નહિ બને ? દેશના ભલા માટે આવનારને લોકો ના પીછાને તો પછી તેમનુ ભલું પણ શી રીતે થાય? તેઓ ખરેખરા કેવા હતા એ જ્યારે તેમના બરોબર સમજવામાં આવશે ત્યારે પુરૂષો—ખરેખરા પુરૂષો—ઉત્પન્ન થઇ આવશે;' આવા પુરૂષો ઉત્પન્ન થઇ આવતાં દુકાળ અને તેના જેવી અન્ય વિપત્તિઓ દેશમાંથી દૂર નસાડી મુકવામાં શીવાર લાગવાની ? તેથી મારે એમ કહેવું છે, કે કલકત્તામાં થોડાક ખળભળાટ, ઉથલ પાથલ થવી જોઇએ, મને પોતાનું કેન્દ્ર બનાવતી એક મોટી સભા મળવી જોઇએ, એવી મારી વિશેષ મરજી હતી; આવા સાધન વડે શ્રી રામકૃષ્ણના સંદેશામાં લોકને વિશેષ શ્રદ્ધા રાખવાનું મન થાય; નહિતો ફક્ત મારે માટેજ આટલી બધી ધાંધલ કરવાની શી જરૂર હતી ? મને તેમાટે શી પરવા છે ? હું તમારી સાથે તમારા ગૃહ આગળ રમતો હતો તેના કરતાં અત્યારે જરા પણ મોટો બની ગયો છું ? હું પ્હેલાં હતો તેવો ને તેવોજ અત્યારે પણ છું. કહો, તમને મારામાં કંઈ પણ ફેરફાર લાગેછે ?

જો કે મેં કહ્યું, " ના, કંઈ લક્ષમાં લેવા યોગ્ય ઘણો ફેરફાર તમારામાં જોવામાં આવતો નથી, " છતાં મારા મનમાં લાગી આવ્યું, કે " તમે તો ખરેખર હવે એક દેવ જેવા બની ગયા છો. "

**સ્વામીજી**—એ આગળ ચલાવ્યું;—" હવે આપણા દેશમાં દુકાળ હમેશની બાબત સમાન બન્યો છે, હવે તો તે આપણામાં એક પ્રકારના નાશ કારક રોગ સમાન થઈ પડયો છે. દુકાળનાં આવાં વારંવારનાં નુકશાન અન્ય દેશમાં તમારા જોવામાં આવેછે ? ના, કારણ કે અન્ય દેશમાં ખરેખરા માનવિઓનો વાસ છે, આપણા દેશમાંતો માનવિઓ મૃત જડ જેવાં, બીલકુલ તામસપરાયણ બની ગયાં છે. શ્રીરામકૃષ્ણના જીવનનો અભ્યાસ કરીને, તેમને તે જેવા ખરેખરા હતાં તેવા જાણીને લોકને પ્રથમ તો તેમની સ્વાર્થી પ્રકૃતિ નો. ત્યાગ કરતાં શિખવાશે, પછીથીજ તેમના તરફથી વારંવાર પડતા દુકાળોને અટકાવવાના ખરેખરા પ્રયત્નો કરવામાં આવશે. ધીમે ધીમે હું પણ એ દિશામાં પ્રવૃત્તિ ચલાવવાનો છું, એ તમારાં જોવામાં આવશે. "

પ્રશ્ન—એતો બહુજ સારૂં થશે. મારા ધારવા પ્રમાણે તમે આ દેશમાં અનેક વ્યાખ્યાન આપવા માગોછો, નહિતો તેમના નામનો શીરીતે પ્રચાર થશે ?

સ્વામીજી—બીલકુલ વિચાર વિનાની વાત ! હું તેવું કંઈ પણ કરવા માંગતો નથી ! તેમનું નામ ખ્યાત થાય એવું કંઇ પણ કર્યા વિના રહેવા દેવામાં આવ્યું છે ? એ દિશામાં પણ જોઇએ તેટલું કરવામાં આવ્યું છે. આ દેશમાં વ્યાખ્યાનોથી કોઈ પ્રકારનું શ્રેય થઈ શકવાનું નથી. આપણા કેળવાયલા દેશીઓ તેમને સાંભળશે અને બહુતો ખુશી થઇને "બહુ સારૂં કર્યું" કહીને તાળીઓ પાડશે. એટલામાંજ સર્વનો સમાવેશ થશે. પછીથી તેઓ ઘેર જઇને તેમણે જેજે સાંભળ્યું હશે તેને આપણે કહી શકીએ તેમ તેમના ખોરાક સાથે પચાવી કાઢશે, કટાયલા જૂના કાલના લોહના ટૂકડાને ટીપવાથી શો અર્થ સરે ? એથી તો તેના વધારે ટૂકડા થઈ જશે. પ્રથમ તો તેને લાલચોળ તપાપવું જોઇએ, પછીથીજ તેને ટીપીને ઘડવો હોય તેવો ઘાટ ઘડી શકાય છે. આપણા દેશ સમક્ષ એક ઝળઝળતું, જીવંત દષ્ટાંત ખડું કર્યા વિના કંઇ પણ વળે એમ લાગતું નથી. થોડાક યુવકો સર્વસ્વનો ત્યાગ કરીને, પોતાના દેશને ખાતર પોતાનાં જીવનો અર્પણ કરે, એટલીજ આપણે જરૂર છે. પ્રથમ તો આપણે તેમનાં જીવનો ઘડવાં જોઇએ પછીથીજ અમુક પ્રકારના ખરા કાર્યની આશા રાખી શકાય.

પ્રશ્ન—ભલે, સ્વામીજી, પોતાનો ધર્મ સમજવાને અશક્ત આપણા દેશનાં માનવિઓ ક્રિશ્ચિયનિટિ, મુસલમાન ધર્મ ઇત્યાદિ જેવા ધર્મોનો સ્વીકાર કરતાં હતાં. તેમને માટે કાંઇ ઉપાય યોજવાનો રહેવા દઇને, તમે તો અમેરિકા અને ઇંગ્લેંડમાં હિંદુ ધર્મનો ઉપદેશ આપવા ચાલી નિકળ્યાછો, એ વિચારથી હમેશાં હું ગૂંચવાડામાં પડતો.

સ્વામીજી—ખરી વાત એમ છે, કે હવે બનાવો પલટાઈ ગયા છે એ તમારા લક્ષમાં આવતું નથી. શું આપણા દેશનાં માનવિઓમાં ધર્મને ધારણ કરીને વ્યવહારમાં મુકવાની શક્તિ રહી છે ! તેઓ અસંત સાત્વિક બની ગયાં છે, એવા પ્રકારના ગર્વનો વાસ તેમનામાં જોવામાં આવે છે. નિઃશંશય એવો સમય હતો કે જ્યારે તેઓ સાત્વિક હતા પરંતુ હવે તેઓ ઘણા અધમ પ્રકારના બની ગયા છે. સત્વમાંથી પાત થતાં માનવિ એકદમ તમસમાં ગગડી પડે છે, તેમને તો આવા પ્રકારનું કંઈક થયું છે. જાતે પ્રવૃત્તિમાં બીલકુલ ના જોડાનાર, એકાદ ખંડમાં ભરાઇને માત્ર હરીનું નામ લીધાં કરનાર, પોતાની નજર આગળ બીજા ઉપર પડતા અનહદ દુઃખ અને વિપત્તિને જોઇને શાંત અને બેદરકાર રહેનાર એક માનવિમાં શું સત્વ ગુણનો સમાવેશ થાય છે, એમ તમારૂં ધારવું છે ? આમાં કોઈ પણ પ્રકારે સત્વનો સમાવેશ થઇ શકતો નથી, તેતો માત્ર અંધ તમસમાં વિટાયાં જાય છે. જે દેશના લોકો પોતાની ભુખને સંતોષવા પૂરતો ખોરાક પણ મેળવી શકતાં નથી તેઓ, શી રીતે ધર્મનો વ્યવહાર કરી શકવાના છે ? જે દેશના લોકના મનમાં ભોગની વાસનાઓ જરા પણ સંતોષ પામી નથી, તેવાઓનાં મનમાં વિરામની ભાવનાનો ઉદય શી રીતે થઇ શકશે ? આટલા માટે સર્વથી પ્રથમતો, માનવિઓને પૂરતું ખાવાનું મળી શકે તથા જીંદગીને સહજ ભોગવી શકાય એટલા પૂરતાં ભોગ સાધનો મળી શકે એવા માર્ગો અને યોજવાની જરૂર છે; પછીથીજ ધીમે ધીમે ખરા વૈરાગ્યનો ઉદય થશે, ધર્મને વ્યવહારમાં મુક-

વાને યોગ્ય અને તૈયાર બનશે. ઇંગ્લેન્ડ અને અમેરિકાના લોક—તેમનામાં કેટલો બધો રજોગુણ ઉભરાઈ જાય છે. દુનિયાંદારીના સર્વ પ્રકારના ભોગોથી હવે તેઓ સંતોષ પામ્યા છે. આ ઉપરાંત ક્રિશ્ચિયન ધર્મ પણ, શ્રદ્ધા અને વ્હેમોથી ઉભરાઇ જતો એક ધર્મ હોવાથી, આપણાં પુરાણોના ધર્મ સાથે મળતો આવે છે. કેલવણી અને શિક્ષણના પ્રચારથી, તેમાં પણ પશ્ચિમના લોકને હવે વધારેનાર શાંતિ મળી શકતી નથી. તેમની વર્તમાન દશાજ એવી છે, કે તેમને એક સહજ આગળ વધારતાં તેઓ સત્વ પર્યંત પહોંચી જશે; આ ઉપરાંત વળી, તમારી પાસે આવીને તમારા પોતાના ધર્મનો ઉપદેશ આપનાર એક પાશ્ચાત્ય ધોળા મુખ વાળા માનવિના શબ્દોમાં તમે જેટલો વિશ્વાસ રાખીને સ્વીકાર કરો છો તેટલો એક ચીંથરે હાલ સન્યાસીના શબ્દોનો સ્વીકાર કરી શકશો?

**પ્રિયનાથ**—એમજ છે મહારાજ! મી. એન એન. ઘોષ* પણ આવું ને આવું જ કહે છે.

**સ્વામીજી**—હા, જ્યારે મારા પશ્ચિમ દેશના શિષ્યો યોગ્ય શિક્ષણ અને જ્ઞાન મેળવીને આ દેશમાં મોટી સંખ્યામાં આવીને કહેશે કે, "તમે બધા શું કરો છો? તમે શા માટે આટલી બધી ઓછી શ્રદ્ધા વાળા બની ગયા છો? તમારા આચારો અને ધર્મ રીતભાત, રીવાજ, રૂઢિયો, નીતિ સિદ્ધાન્તો, કોઇ પણ પ્રકારે શી રીતે ઉતરતા પ્રકારનાં છે? અમે પણ તમારા ધર્મને અતિ ઉત્કૃષ્ટ પ્રકારનો ગણીએ છીએ. ત્યારે તમારા જોવામાં આવશે, કે આપણાં વજનદાર અને મોભાવાળાં માનવિઓની વિશાલ સંખ્યા તેમને શ્રવણે ધરશે. આ પ્રમાણે તેઓ આ દેશનું ઘણુંજ શ્રેય કરી શકશે એવું ક્ષણ પણ ના ધારશો, કે ધર્મના ઉપદેશકોનું સ્થાન લેવાને તેઓ તમારી પાસે આવશે. સ્થૂલ દશાઓના સુધારા માટેની વ્યાવહારિક વિદ્યાઓ આદિમાં નિઃસંશય તેઓ તમારા ગુરૂ બનશે, ધર્મ વિષેની દરેક બાબતમાં આપણા દેશના લોક તેમના ગુરૂ બનશે. હિંદ અને બાકીની સર્વ દુનિયાં વચ્ચેનો આવો ગુરૂ શિષ્ય ભાવનો સંબંધ હમેશાં જળવાશે.

**પ્રિયનાથ**—સ્વામીજી, આમ શી રીતે સંભવે? તેઓ જે ધિક્કારની નજરથી આપણા તરફ જુએ છે તેનો વિચાર કરતાં એટલું સંભવિત નથી લાગતું, કે શુદ્ધ નિઃસ્વાર્થી હેતુથી પ્રેરાઈ કોઈ કાલે તેઓ આપણું ભલું કરે.

**સ્વામીજી**—તેમને આપણો તિરસ્કાર કરવાનાં અનેક કારણો મળી આવે છે તેથી તેઓ તેમના તેવા પ્રકારના વર્તનને યોગ્ય ઠરાવે છે. પ્રથમ તો આપણે એક જીતાયલી પ્રજા છીએ; આ ઉપરાંત દુનિયામાં કોઈ પણ સ્થાને આપણા જેવા ભિક્ષુકોની પ્રજા નથી! અધમ વર્ણોમાં સમાવેશ થતા લોક સમૂહો, અનેક જમાનાદ્વારા ઉચ્ચ વર્ણોના હમેશના જુલમને લીધે તથા તેમણે જે જે પગલાં ભર્યાં તેમાં તેમની સાથે તેઓ ઠટકા અને લાત વિના વર્તતા નહિ હોવાને લીધે તેમનામાંથી માનુષતાનો સંપૂર્ણ નાશ થયો છે, તેઓ ધંધાધારી ભિક્ષુકો જેવા બની ગયા છે. જેઓ આમના કરતાં એકાદ ઉચ્ચ ભૂમિકા સુધી આગળ વધ્યા

---

* કલકત્તાના અત્યારે મરી ગયલા એક સુવિખ્યાત બારિસ્ટર, પત્રકાર અને શિક્ષણ શાસ્ત્રી.

એક ઉત્તમ ઉત્તમ ફૂલોની અવરંપાત માળા અથવા ગુચ્છ છે. ઉપનિષદોમાં ઘણે સ્થળે શ્રદ્ધાની મહત્તા ગાયેલી છે, પરંતુ ભક્તિનું નામ પણ ઘણે ઠેકાણે નથી; આનાથી ઉલટું, ગીતામાં ભક્તિ વિષયે અનેક સ્થળે વિવરણ કરેલું છે; એટલુંજ નહીં પરંતુ—એમાં ભક્તિની સ્વાભાવિક લહેરો ગગન ભેદી થઈ રહી છે.

ગીતામાં જે અનેક વાતોનું વિવેચન કરેલું છે તેમાંની કેટલીક બાબતનો, ચાલો, આપણે વિચાર કરીએ! ગીતાના પૂર્વના ધાર્મિક ગ્રંથો અને ગીતામાં ફેર શો છે? ગીતામાં એવી શું વિશેષતા છે? વિશેષતા એટલીજ છે કે ગીતાનો અવતાર થવાની પૂર્વે ભક્તિ, જ્ઞાન યોગ ઇત્યાદિ માર્ગના જોકે ભિન્ન ભિન્ન ઉત્તમ ભક્તો હતા, તથાપિ તેઓ આપસ આપસમાં ઝગડો કર્યા કરતા હતા. તે દરેક પોતાનોજ માર્ગ સાચો હોવાનો દુરાગ્રહ રાખતા હતા, તે અનેક માર્ગોનું એકીકરણ કરવાનો કોઇપણ પ્રયત્ન કરતા નહોતા.

એ મહાન્ કાર્ય પ્રથમ ગીતાકારેજ કર્યું—તે તે સમયના પ્રચલિત પથોમાં જે ઉત્તમ હતું તે સર્વ ચૂંટી કાઢીને તેણે ગીતામાં તે સર્વનો ઉત્તમ પ્રકારે સંગ્રહ કર્યો; પરંતુ આ વિરોધી પંથોનું પૂર્ણ રીતે સમાધાન કરવાનું સુંદર કાર્ય સ્વયં શ્રી કૃષ્ણચંદ્ર પણ ન કરી શક્યા, અને તેને ઓગણીસમી સદીમાં શ્રી રામકૃષ્ણ પરમહંસે કરી બતાવ્યું.

બીજી વિશેષતા નિષ્કામ કર્મની છે—આજ કાલ લોક તેનો અનેક પ્રકારે અર્થ કરેછે કોઇ કોઇ કહેછે કે નિષ્કામ થવું એટલે હેતુ–શૂન્ય—જો તેનો સત્ય અર્થ આ પ્રમાણે હોય તો આ હૃદય પશુ અને દીવાલો પણ નિષ્કામ કર્મ યોગીઓનાં ઉત્તમ ઉદાહરણ બની જશે વળી કેટલાક માણસો રાજા જનકનું ઉદાહરણ આપે છે; અને તેઓ એવી ઇચ્છા રાખેછે કે અમારી પણ એવીજ પ્રશંસા થાય અને અમે પણ નિષ્કામ કર્મ કરવામાં એટલાજ કુશળ ગણાઇએ, માત્ર જગતનું કાર્ય કરવાથીજ જનકને આવી યોગ્યતા પ્રાપ્ત થઇ નહોતી; પરંતુ આ લોકને તો માત્ર બચ્ચાં પેદા કરીનેજ જનક બનવાની ઇચ્છા થાયછે. ખરો કર્મ યોગી પશુના જેવો નથી થતો, અથવા તે જડ અગર ઉલટા અંતઃકરણવાળો નથી થતો, તે તામસિક નથી થતો; કિન્તુ તે શુદ્ધ સાત્વિક થાય છે. પ્રેમ અને અનુકંપાથી તેનું અંતઃકરણ પૂર્ણ હોય છે. તેનો પ્રેમ જગદ્વ્યાપી હોય છે. તેના વિસ્તૃત પ્રેમ અને સહાનુભૂતિની કલ્પના સાધારણ મનુષ્યોથી નથી થઈ શકતી.

ધર્મના નાના પંથનું સમાધાન અને અનાસક્ત કર્મનો ઉપદેશ એજ બે ગીતાની મૂખ્ય વિષયતા છે.

હવે આપણે બીજા અધ્યાયના કેટલાક શ્લોકનો વિચાર કરીએ

॥ संजय उवाच ॥

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदन ॥ १ ॥

॥ श्री भगवानुवाच ॥

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥२॥
क्लैब्यं मास्मगमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥३॥

પહેલા શ્લોકમાં અર્જુનની ખરી સ્થીતિનું ચિત્ર કેટલું હૃદયંગમ અને કેટલું સુંદર ખેંચવામાં આવ્યું છે। બીજા શ્લોકમાં શ્રીકૃષ્ણચંદ્રે અર્જુનને ઉપદેશ આપેલો છે. "क्लैब्यंमास्मगमः पार्थ." ઇત્યાદિ શબ્દોથી શ્રીકૃષ્ણચંદ્ર અર્જુનને, યુદ્ધ કરવાને માટે શા માટે ઉત્તેજન આપેછે કારણ એજછે કે યુદ્ધ કરવાના સબંધમાં અર્જુનના મનમાં જે વિચાર ઉત્પન્ન થયો હતો તે સત્વગુણ પ્રધાન નહોતો; તેની તે ઉદાસીનતા કેવળ તમોગુણના કારણે ઉત્પન્ન થઇ હતી. તે તામસ વૈરાગ્ય છે. સત્વગુણ પ્રધાન મનુષ્યનું સાચું લક્ષણ એ છે કે સંસારની સર્વ દશાઓમાં આપત્કાલ હો વા સંપત્કાલ હો—તેની શાન્ત વૃત્તિ એક સરખીજ કાયમ રહે છે. પરંતુ અર્જુન ભયાકુલ થયો હતો; દયાથી વ્યાપ્ત થયો હતો—યુદ્ધ કરવા સિવાય બીજા કોઇ પણ હેતુથી તે સમરાંગણમાં આવ્યો ન હોતો, એટલા ઉપરથી સિદ્ધ થાય છે કે યુદ્ધ કરવાનું તેના મનમાં હતુંજ. આપણા નિત્ય વ્યવહારમાં એવી ઘણી વાતો દેખાય છે. ઘણા મનુષ્યોને લાગે છે કે અમે સાત્વિક વૃત્તિ વાળાં છીએ; પણ વાસ્તવીક રીતે જોતાં તેમની વૃત્તિમાં તમોગુણ સિવાય કંઇ પણ મળી શકતું નથી. કેટલાંક મનુષ્યો ઉન્મત પણે રહીને પોતાને પરમહંસ માને છે કારણ તેમણે શાસ્ત્રોમાં માત્ર એટલુંજ સાંભળેલું હોય છે કે પરમહંસોની વૃત્તિ કેવળ જડભરતની માફક અથવા દિવાના સરખી અગરતો બિલકુલ ઉદાસીન હોય છે. તેઓ કહે છે કે પરમહંસ એક પ્રકારે બચ્ચાંજ છે, પરંતુ તેમણે ધ્યાનમાં રાખવું જોઇએ કે આ ઉપમા એકદેશીય છે પરમહંસ અને બાળક એક અને અભિન્ન નથી તે માત્ર ઉપર ઉપરથી જોવાથી એમ જણાય છે. તેમાંથી એક જ્ઞાનાતીત અવસ્થાનો અનુભવ લેતો રહે છે ત્યારે બીજો જ્ઞાન પ્રદેશમાં પગલું પણ ભરતો નથી. પ્રકાશ પરમાણુંઓના અતિ વેગવાન અને અતિમન્દ, બે પ્રકારનાં જે પ્રકંપ થાય છે તે અમારી દૃષ્ટીમાં સમાનજ જણાય છે; પરંતુ પ્રથમ પ્રકારના પરમાણુઓમાં ઉષ્ણતાનું પ્રકર્ષત્વ રહેછે ત્યારે બીજામાં ઘણું કરીને તેનો અભાવ રહે છે. સત્વ અને તમ એ બન્ને વિરોધી ગુણોની પણ એજ સ્થિતિ છે- એ વાત સત્ય છે કે કેટલીક વાતોમાં તેની સમાનતા દૃષ્ટિએ આવે છે, પરંતુ વાસ્તવમાં તેમનામાં જમીન આસ્માનનો અંતર છે. સત્વગુણુંની પીછોડી ઓઢીને જગતમાં સેલ કરવી તમો ગુણને ઘણી પ્રિય લાગે છે—વીરવર અર્જુનમાં આ (તમોગુણ અનુચિત દયાના રૂપે પ્રગટ થયો હતો.

અર્જુનની દ્રષ્ટિપર આ તમોગુણનું જે પટલ આવી ગયું હતું તેને દૂર કરવાને માટે ભગવાને શું કહ્યું? હું જે ઉપદેશ સદા સર્વદા કરતો રહું છું કે કોઇ પણ પાપિ મનુષ્યને

પાપી, પાપી કહીનેજ માત્ર તેનો તિરસ્કાર ન કરવો જોઇએ; કિન્તુ તેના અંતઃકરણમાં જે સર્વશક્તિમાન પરમાત્મા અધિષ્ઠિત છે તેના તરફ તેનું લક્ષ ખેંચવું જોઇએ. આજ ઉપદેશ શ્રીભગવાને અર્જુનને કર્યો છે:—"नैतत्त्वय्युपपद्यते આ તને શોભતું નથી. દુઃખાતીત શુદ્ધ, શાશ્વત આત્મા તું પોતેજ છે. આત્મસ્વરૂપને ઓળખ.

ભૂલીજવાથીજ તને એવો ભ્રમ ઉત્પન્ન થયેલો છે કે હું પાપી છું, સુખ દુઃખથી વ્યાપ્ત છું, શારીરિક અને માનસિક વ્યથાઓથી પરિપૂર્ણ છું, " અને અંતે તારી આ દશા થઇ ગઈ છે—આ તને શોભતું નથી. એટલાજ માટે શ્રી ભગવાન કહે છે કે " क्लैब्यं मा-स्म गमःपार्थ—હે પાર્થ ! આ પ્રકારની દુર્બલતાને વશ ન થા ! જગતમાં પાપ પણ નથી અને વિપત્તિ પણ નથી; રોગ નથી, પીડા નથી, અને જો કદી જગતમાં पाप કહેછે એવું કંઈ છે તો તે दौर्बल्य છે—તારામાં જે દિવ્ય શક્તિ નિહિત છે તે જે ઉપાયે કરીને જાગૃત થાય તેનુંજ નામ पुण्य છે; અને જેમાં તારૂં મન તથા શરીર દુર્બલ થાય તેજ સાચું पाप છે. આ ઉદાસીનતા અને નમર્દપણું છોડી દે. ભાઇઓ " क्लैब्यं मास्मगमः पार्थ नैतत्त्वय्युपपद्यते શ્રી ભગવાનનો આ ઉપદેશ જો તમે સંસાર ભરમાં ફેલાવી શકોતો સર્વ રોગ, દુઃખ, પાપ, કલેશ, આદિ ત્રણજ દિવસમાં આ પૃથ્વી પરથી પોતાનું મ્હોં કાળું કરી ભાગી જશે. દુર્બલતાના વિચારનું નામ પણ નહીં રહે. આ સમયે દુર્બલતાનો પ્રવાહ આ જગતમાં વહી રહ્યો છે તેજ પ્રવાહને પાછો વાળો અને પછી જોઇ લો કે આ જગતનું કેવું રૂપાન્તર થઈ જાયછે. ! તમે, " कर्तुमकर्तुमन्यथाकर्तुं समर्थ " છો, નાહિમત ન થાઓ, પાપનું પ્રત્યક્ષ પુતળું કેમ ન હોય છતા તેનો તિરસ્કાર ન કરો, તેના બાહ્ય સ્વરૂપ તરફ ન જુઓ, પરમાત્માનું નિવાસ સ્થાન જે અંતરંગ છે તેના તરફ નજર કરો; આખા જગતમાં બ્યુગલ ફુંકી જણાવો કે " તમારામાં પાપનો અંશ પણ નથી, વિપત્તિ તમારી પાસે પણ આવી શકતી નથી, અબાધ શક્તિનો તમે ખજાનો છો, ઉઠો જાગૃત થાઓ, અંતરાત્માનું સ્વરૂપ પ્રગટ કરો—"

क्लैब्यं मास्मगमः पार्थ नैतत्त्वय्युपपद्यते।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥

આ શ્લોકનો કોઇ મનુષ્ય મનન પૂર્વક અભ્યાસ કરશે તો તેને આખી ગીતાનો અભ્યાસ કરવાનું પુણ્ય પ્રાપ્ત થશે કારણ કે તે એકજ શ્લોકમાં આખી ગીતાનું રહસ્ય ભરેલું છે.

इति शिवम

પરિખ મણીલાલ કેશવલાલ.

———

# विविध ज्ञानमाला.

૧

### શાસ્ત્રો અવિદ્વાનને માટે છે?

શુદ્ધ આત્માના જ્ઞાને કરી અજ્ઞાનની નિવૃત્તિ થવાથી અહં મમ એ પ્રકારનો અભ્યાસ નિવૃત્ત થયે રાગ દ્વેષાદિક નિવૃત્ત થઇ કર્તૃત્વ, ભોક્તૃત્વ આદિની નિવૃત્તિ થાય છે. એ પ્રકારે આત્મજ્ઞાન સર્વ અનર્થોની નિવૃત્તિનું કારણ છે. ખરી રીતે વિચાર કરતાં જણાય છે કે આત્મા દેવ સર્વ વિકારો રહિત હોવાથી કોઇ કાર્યના કર્તા યા કરાવતા, કહી શકાતા નથી, તથાપિ મૂઢ પુરૂષો અજ્ઞાનને વશ થઇ સ્વપ્નની પેઠે પોતાના આત્મા વિષે કર્તૃત્વાદિક ધર્મનું આરોપણ કરે છે શ્રુતિ કહે છે કે, ध्यायतींवलेलायतीव. મતલબ કે સર્વ વિકારોથી રહિત આત્માનું બુદ્ધિ રૂપ ઉપાધિ જ્યારે ધ્યાન કરે ત્યારે આત્મા ધ્યાનકર્તાની પેઠે જણાય છે; અને બુદ્ધી રૂપ ઉપાધિ જ્યારે ધ્યાનથી ચલાયમાન થાય છે ત્યારે આત્મા ચલાયમાનની પેઠે જણાય છે; તેથી સ્પષ્ટ સમજાય છે કે સર્વ શાસ્ત્રો અવિદ્વાન અધિકારીને માટે છે, વિદ્વાન પુરૂષને માટે કોઈ પણ શાસ્ત્ર નથી: કેમકે વિદ્વાન પુરૂષનેતો આત્મજ્ઞાને કરી અજ્ઞાન રૂપ અધ્યાસ મૂલ સહિત નિવૃત્ત થયેલો હોવાથી આત્મા વિષે કર્તૃત્વાદિ પણું માની શકાતું નથી.

૨

### જ્ઞાનવાન પુરૂષનાં પાપપુણ્યનું શુ થાય છે ?

જ્ઞાનવાન પુરૂષનાં ધનાદિક પદાર્થ તેમના પુત્ર અને શિષ્યાદિક લેછે, તથા તેનાં પુણ્ય કર્મો તેની સેવા કરનાર ભક્ત જન લેછે, અને તેનાં પાપ કર્મોતો તેની નિંદા કરનાર દૂષ્ટ જન હરે છે. તે વિષે શ્રુતિ પણ કહે છે કે, तस्य पुत्रादाय सुपयांति सुहृदः साधुकृत्यां द्विषंतः पापकृत्या । જ્ઞાન વાન્ પુરૂષનાં ભાવી શરીરોની પ્રાપ્તિ કરાવનાર પુણ્ય પાપરૂપ સંચિતકર્મ જ્ઞાનરૂપ અગ્નિએ કરી દગ્ધ થઇ જાય છે, અને જ્ઞાનવાન તે જે પ્રારબ્ધ કર્મે આ વર્તમાન શરીર આપ્યું છે તેનું ભોગાપતન થઈ રહેવાથી તેનો ક્ષય થઈ જાય છે. તથા તે જ્ઞાનવાન્ વર્તમાન શરીરમાં જે પુણ્ય પાપરૂપ કર્મ હોય છે તે તેની સેવા કરનાર ભક્ત જન તથા નિંદા કરનાર દૂષ્ટ જન લે છે.

(૩)

### નઠારી સ્થિતિ શાથી થાય છે ?

શ્રદ્ધા રહિત થવું, કોઇની અસુયા કરવી, ચિત્તની દુષ્ટતા, મૂઢતા, પ્રકૃતિને વશ વર્તવું પુષ્કલ દ્વેષને પ્રાપ્ત થવું, અને પર ધર્મને વિષે પ્રીતિ કરવી એ સર્વે દુમાર્ગની પ્રાપ્તિ કરાવનાર છે.

(૪)

### વૈશ્વાનર. હિરણ્યગર્ભ અને ઇશ્વર એ ત્રણે એકજ પરમાત્માની અવસ્થાવિશેષ છે ?

એકજ પરમાત્મા (ચેતન) સમષ્ટિ સ્થૂલશરીર તથા સમષ્ટિ સૂક્ષ્મ શરીર અને તે બંનેનું કારણ માયા એ ત્રણે કરીને ઉપહિત હોય ત્યારે તે **વૈશ્વાનર** કહેવાય છે.

એકજ પરમાત્મા (ચેતન) સમષ્ટિ સૂક્ષ્મ શરીર તથા તેનું કારણ માયા એ બંનેએ કરી ઉપહિત હોય ત્યારે તે **હિરણ્યગર્ભ** કહેવાય છે.

એકજ આત્મા (ચેતન) કેવલ એક માયાએ કરી ઉપહિત હોય ત્યારે તે ઈશ્વર કહેવાય છે

**શંકાઃ**—વૈશ્વાનર અને હિરણ્યગર્ભ વિષે ઈશ્વર રૂપતા સંભવતી નથી, પણ જીવરૂપતા સંભવે છે; કેમકે ઈશ્વર તો અશના, પિપાસા, શોક, મોહ, જરા, મરણ ઇત્યાદિક સર્વ ધર્મોથી રહિત છે; અને વૈશ્વાનર તથા હિરણ્યગર્ભમાં તો શ્રુતિએ ક્ષુધા, ભય, જન્મ, મરણ બંધ, પરિચ્છેદ મોક્ષ, ઇત્યાદિક ધર્મોનું કથન કરેલું છે તેનું કેમ ? **સમાધાનઃ**-બહુ શ્રુતિ સ્મૃતિ આદિકમાં તો વૈશ્વાનર તથા હિરણ્યગર્ભને વિષે ઈશ્વર રૂપતા કથન કરેલી છે; અને કોઈકજ શ્રુતિમાં વૈશ્વાનર તથા હિરણ્યગર્ભને વિષે જન્માદિક ધર્મોનું પ્રતિપાદન કરેલું છે. તેતો અધિકારી પુરૂષને અનિત્યાદિક દોષ દૃષ્ટિ કરાવી તે હિરણ્યગર્ભાદિક પદથી વૈરાગ્યની પ્રાપ્તિ થવા વાસ્તે કથન કરેલું છે, કાંઈ વૈશ્વાનર, હિરણ્યગર્ભના જીવપણા વિષે તે વચનોનું તાત્પર્ય નથી.

૫

## બ્રહ્મનું અખંડ પણું કેવી રીતે ?

સજાતિય, વિજાતિય અને સ્વગત એ ત્રણ [૧] ભેદ તથા ત્રિવિધ પરિચ્છેદ [૨] થી રહિત સ્થિતિ તે બ્રહ્મને વિષે અખંડપણું કહેવાય છે. બ્રહ્મને વિષે સજાતિય ભેદ ત્યારે સિદ્ધ થાય કે જ્યારે બ્રહ્મના જેવો સજાતીય કોઈ બીજો પદાર્થ હોય. પણ બ્રહ્મના જેવો સજાતિય કોઇ બીજો પદાર્થ નથી. વખતે એમ કહો કે જીવ બ્રહ્મનો સજાતીય છે. આમ કહેવું પણ સંભવતું નથી. કેમકે **तत्त्वमसि अहंब्रह्मास्मिअयमात्माब्रह्म, क्षेत्रज्ञंचापिमां विद्धि** ઇસદિક શ્રુતિ સ્મૃતિઓએ જીવ બ્રહ્મ એ બેની અત્યંત એકતા કથન કરી છે, અને સજાતિય પણું તો ભિન્ન વસ્તુ વિષે હોય છે. અભિન્ન વસ્તુ વિષે સજાતિય પણું હોતું નથી જેથી બ્રહ્મને વિષે સજાતિય ભેદ સંભવતો નથી. ( ચાલુ )

**શ્યામચંદ્ર ગોવર્ધનદાસ.**

---

૧ એક પદાર્થની તેના પોતાના વર્ગના અન્ય પદાર્થોથી ભિન્નતા તે સજાતિય ભેદ કહેવાય જેમકે વૃક્ષ વર્ગમાં આમ્રવૃક્ષ તથા કેલનું વૃક્ષએ ઉભય વૃક્ષ વર્ગમાં આવેલાં છે તો પણ તેમાં ભિન્નતા છે. એક વર્ગના પદાર્થથી અન્ય વર્ગના પદાર્થની ભિન્નતા તે વિજાતિય ભેદ જેમકે વૃક્ષથી શીલા આદિની ભિન્નતા એક વસ્તુ વિષે પોતાના અવયવોએ કરી જે ભેદ છે તે સ્વગત ભેદ જેમ કે એક વૃક્ષ વિષે શાખા પત્ર પુષ્પ ફલ ઈત્યાદિક ભેદ તે ૨ પરિચ્છેદ ત્રણ પ્રકારના છે (૧) અત્યંતાભાવના પ્રતિયોગીપણાનું નામદેશપરિચ્છેદ જેમ ઘટત્વાદિક ધર્મોનો પટાદિકો વિષે અત્યંતાભાવ રહે છે. અને તે અત્યંતા ભાવનું પ્રતિયોગી તે ઘટત્વાદિક ધર્મ વિષે રહે છે. અને ઘટત્વાદિક ધર્મો વિષે દેશ પરિચ્છેદ (૨) પ્રાગભાવ તથા પ્રધ્વંસા ભાવના પ્રતિયોગીપણાનું નામ કાલપરિચ્છેદ જેમ ઘડાનું પોતાની ઉત્પત્તિ પૂર્વે પોતાના ઉપાદાન કારણ રૂપ કપાલો વિષે પ્રાગભાવ રહે છે. તથા પોતાના નાશ પછી તે કપાલો વિષે પ્રધ્વંસા ભાવ રહે છે તે પ્રાગભાવ અને પ્રધ્વંસા ભાવનું જે પ્રતિયોગીપણું જે ઘટ વિષે રહે છે એજ ઘટ વિષે કાલપરિચ્છેદ. (૩) અનોન્યાય ભાવના પ્રતિયોગીપણાનું નામ વસ્તુપરિચ્છેદ, જેમ ઘટનો પટ વિષે ભેદ રહે છે, અને પટનો ઘટ વિષે ભેદ રહેછે એ ભેદ રૂપ અન્યોન્યા ભાવનું પ્રતિયોગી પણું જે ઘટપટને છે એજ તે ઘટપટ વિષે વસ્તુ

૧ ત્રણ કાલ વિષે જે અભાવ હોય તે અત્યંતા ભાવ કહેવાય જેમ વાયુ વિષે રૂપનો અભાવ ૨ પદાર્થોનો પરસ્પરમાં જે અભાવ તે જેમ ઘટપટનો પરસ્પરમાં અભાવ છે તેમ તેને અન્યોન્યાભાવ કહે છે.

આદ્યદ્રષ્ટા.
એક અભેદમાર્ગ પ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ દ્વિવેદી..

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમના સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૬–અંક ૪ ] (માસિક) [ જાનેવારી. ૧૯૧૧. ]

## जीगरनो सफर.

હવે જખ્મી જિગર પર આ પિદા કોઇ થશો, ના ! ના!
પરાયૂં એ ! ધવાયૂં છે ! હરાયૂં એ હવે ! ના! ના!
સનમ સોદાગરે ખુશીથી ખરી ખરિદી કરી લીધી!
ફકીરી શહનશાહીની મ્હને શી ભેટ આ દીધી!
ચૂકેલૂં દિલ ન આ ક્યાંહી ઝૂકે છે તે ત્હને હરદમ!
રડૂં છું તોય ઓ આશૂક ! અજબછે દિલઅને આ ગમ!
શરીઅતમાં પુરાયેલાં ત્હને ન પિછાનશે, મહબૂબ !
મગર, ઝાંખી મ્હને, વ્હાલી ! સનમ! તુજ હુસ્ન આબેહૂબ!
હવે દિલબર! ડરે શાની ! પરેશાની હમેશાની !
હકીકત ત્યાંજ છે છાની ! અને છે ત્યાંજ તે ઝાંખી!
હજારો લાખ ગુલ ચમને મગર, તૂં છે મીનોહ ગુલ!
હવે તૂં દૂર તોયે શૂં ? ચુમી ચૂમ્યૂં ત્હને બુલબુલ!
અહો આફ્રીન છે! આફ્રીન! અહીં બુલબુલ! તહીં તૂં ગુલ!
અહીં કબ્જો! ઉંડો એ ભેદ! અગર આલમની મુફલેસી!
મુકામે એક છે અર્વાહ! ગુલે બુલબુલ! શી ઉદાસી!
મુસાફિરી આકરી પ્હેલી! જડ્યૂં હોડ઼ા! પછી રહેલી!
પૂરી આ ઇશ્ક દરિયાની તુફાની છે સફર છેલ્લી!

સ્નેહસદન,
૧૫: ૯: ૧૯૦૯ } सागर.

# सेविका.



અંધારી મેઘલી કાળી, રાત્રિ ઘોર મળી હતી.
ક્યારેક વીજળી તેમાં, આવી હાસ્ય કરી જતી.

ઓઢીને વાદળાં પ્રેમે, રૂડા આકાશ હીંચકે;
સૂતા'તા તારલા સર્વે, વર્ષાના સુખ કારણે.
રસીલા સ્વામીની સાથે, રસીલા ખેલ ખેલતી;
પ્રસ્વેદ પૂર્ણ નારી શી, ભૂમિ પણ ભીની હતી.

રસીલી ભૂમિની સાથે, રસાઇ રમમેઘથી;
હર્ષવાતો સમી લ્હેરે, ફરતો વા ધીમી ગતિ.
ઓઢેલી શ્યામ સાડીના,-પાલવે ભોંય વાળતાં;
પતિસંગોત્સુકા પ્રેમી, નારીના સમ ચાલતાં

સૂતેલી સૃષ્ટિને પ્રીતે, પંપાળી પ્રેમ દાખતી;
ગળામાં મધુરૂં ગાતી, નિશા પાદ ઉપાડતી.
વર્ષાથી પ્રેમ ઘેલુડાં-બની ગાન ગજાવતાં;
કંસારી તમરાં રૂડું, શાંતિનું સુખ માણતાં.

સુભાગી દંપતી જેમ, હર્ષાતુર થઈ જતાં;
વર્ષાથી વ્હાલ પામેલા, મોરો ક્યારેક બોલતા.
નિહાળી અન્યનાં સુખો દ્વેષીઓ જેમ દ્વેષથી
ક્યારેક તે મયુરોની પૂઠે ભૈરવ બોલતી.

ભૂત પ્રેત પિશાચોને, કુકર્મી ચોર આદિના;
આનંદતા ઉરોપ્રત્યે, ખુલ્લો ધીક્કાર દાખતા;
બહુ ઉંડે પુરમાંથી, ગૃહ સૈનિક શ્વાનના;
શૌર્ય ધૈર્ય ભર્યો ભીષ્મ, અવાજો આવતા હતા.

એવે એક કૂવા પાસે, ઉના: નિશ્વાસ સાથમાં
"હાં નાથ ! હા પતિ !," એવા, શબ્દે દુઃખ ઉછાળતાં;
આસપાસ નમી કાંઈ, ઉપાડી વળા શોધતી;
દુર્ભાગ્યથી દબાએલી બાળા કો ફરતી હતી.

ફરી ફરી. લઈ કાંઈ કૂવા કાંઠે જઇ ઠરી;
"હવેના ભવમાં" એવું વદી શાંત બની ગઈ.
બની શાંત મુખે કિંતુ ઉર ના શાંત તે થયું;
રાત્રિની શાંતિમાં ત્હેને, નિશ્વાસો કરતા છતું.

'ભરેલું દુઃખ છાતીનું, કહાડવા ઇશ્વર થકાં;
રચાયાં વાતને આંસુ, રસ્તા અદ્યાપિ સૃષ્ટિમાં!
વસ્તુઓ મૂકવા ઠામ, આસપાસ બધે મળે;
પરંતુ વાત મૂક્યાનું, ઠામ જોતાં ન સાંપડે'

ભરાયે ઉર ડુમાથી, હાકલ્યું: હાથ ના રહે;
સંભારી વ્હાલ વ્હાલાને, સંબોધી સાવ તે ખરે;;
મોકળું મુખ મૂકીને, પીડા ઉર થતી બધી;
શ્રાવણી વાદળી જેમ, અચીંતી વરષી પડી

"રે રે નાથ-દયાસિંધુ, આવડા ક્રુર શે થયા?
નિત્યની દાસ ત્યાગીઆ, એકલા પંથ કાં પળ્યા?
લીધી'તી હર્ષથી હાથે, નિત્યે હર્ષ પમાડવા;
ડુબાડી શોક સિંધુ તે, શાને નાથ છળીગયા!

મૃગાક્ષિ, મધુરી, મ્હારી: વ્હાલી, પ્રાણ, રમા, પ્રિયા;
કહી ગોષ્ટી કરેલીને, રડાવી આમ કાં ગયા?
રંગીને પ્રેમને રંગે, અંગ સુંદર સૌ કરી;
નિત્ય રોવા દઇ જાતાં, આવી દયા શું ના જરી.

પીયરે પીપળો મ્હારે, સાસરીયું સતું થયું;
દશે દિશા મહીં મ્હારૂં, નાથ! કોઇ નહિ રહ્યું."
સુણતાં શોક બાળાનો, સૃષ્ટિ શોકાતુર થઇ,
મેહુલે અશ્રુ સાર્યાં ને રોતાં "રો ન" વદ્યો જરી;

ધસી ત્યાં વીજળી આવી ધીમે શીર દબાવીને;
કહ્યું 'રે શાન્ત થા બેની, વિધિ લેખ વિચારીને.'
બોધે છે એમ તેણીને ત્યાં, આવે એક યુવાન;
જોઇ, મુગ્ધ કુમારીથી, દોડી ભરાઇ વાદળે.

(આગળ ચાલુ)

હળવદ
તા ૧૦-૩-૧૧ } કહાન અફુ ગાંધી.

---

# विमार बुलबुल.



બિચારૂં ઑલિયૂં બુલબુલ ! બિમારી ઇશ્કની રોતૂં !
થયૂં દિલ ગૂમ: ન ખોતૂં ગમ ! ગગન ભેદી નથી જોતું !
ઉડે ના એ: ન એ ગાતૂં: ન આંસુ આંખમાં માતૂં !
અરે રે ! ચેકતૂં રોતૂં ! ન જોયૂં એ હવે જાતૂં !

અયે ! રોવૂં નથી લાઝિમ અગર મુફલેસ મરવાનૂં !
હવે, બચ્ચા ! મુસાફિરને મુનાસિબ કૂચ કરવાનૂં !
ગરીબી રો નહીં, બાપુ ! ખરે ! બદબખ્ત તૂં બુલબુલ !
વિસારે કાં અજબ ચુમ્યૂં દરમ ગુલઝારનૂં ત્હેં ગુલ !

તરીકતમાં તૂં ગાતૂં તે હકીકતમાં થયૂં ઝાહિર;
"હજારો માસથી મોંઘી સુહાગી લયૂલ-તુલ્-કાદર !
હતો રમઝાનનો મહિનો અને એ ચાંદ છબિશમો !
બિમારીમાં ભલાઇ શી ભરી એ દિલ-ગુલે ખુશબો !

સિકન્દર શહનશાહીમાં ન તલ્વારે શક્યો લાધી—
ઝરો આબેહયાતીનો ! તહીં બુલબુલ મૂક્યૂં લાધી !
ખડી ચૌકી ન છે ક્યાંહી ! જૂઠાં ચશ્મો ભૂલે ખાલી !
ઉઠાવી મુસીબત પી લે ! ન પી તો મનસબી ત્હારી !

મગર, બુલ બુલ ! ગુમે મશગુલ ! ધરી બો-યાદગીરી તાજી,
ભલા ! કૈં બેતબાજીમાં બિમારી ગા ખુમારીની !
ન રો બિલકુલ ! હવે બુલબુલ ! ગરીબી આંસુથી રો ના !
રૂવે તો ખૂનથી રોવૂં: અગર, આંસુ બધાં પી જા !

હકીકત છે: કહૂં ? 'યારી-ચમનદાગી ભલે છોડી,'
'બિમારીમાં જીવી લેવૂં' રૂહે ગુલ બુલબુલે જોડી.'

વનવાસ,
૨૪: સપ્ટેમ્બર: ૧૯૦૯

सागर.

# काव्यार्थ प्रदीप.

( અનુસંધાન પૃષ્ઠ ૨૨ થી ).

કવિતાના લક્ષણનો ઉત્તરાર્ધ તે કલાનો ભાગછે. જગતના સર્વ વ્યવહારમાં આત્માનો આવિર્ભાવ તો અનિવાર્ય છે. સારૂં નઠારૂં સર્વ કાર્ય કરવામાં મનુષ્ય જાણ્યે અજાણ્યે પોતાના આત્માનેજ ચીતરેછે તેમજ ઉચ્ચ આત્મા પણ અનેક વિધિ અને અનિવાર્યપણે પોતાને ચિતરશેજ. મનુષ્ય સારો વા નઠારો પોતાનો ભાવ ભજવ્યા વિના રહેતો નથી. આવા આવિર્ભાવને માટેજ જન્મની સાર્થકતા છે. છતાં જગતમાં મનુષ્યનો એક બીજા સાથે એવો ગાઢ સંબંધ છે અને એના યત્નનું બંધારણજ એવું છે કે એક આત્માના આવિર્ભાવની અસર બીજા ઉપર થયા વિના રહેતી નથી. જે માણસો આ સત્ય સમજે છે તે પોતાના આવિર્ભાવને સાભિપ્રાય સમજી હમેશ પોતાના અંકુશમાં રાખેછે અને અનિવાર્ય રીતે એની જે અસર જન સમુહ ઉપર થવાનીજ છે તે અસર જો ઇચ્છવા યોગ્ય હોયતો તેને સરળ અને સુદઢ કરવામાં ઘણાજ સહાયક થાય છે. આવી રીતે ઉચ્ચ આત્માનો જે આવિર્ભાવ કવિ પક્ષે કેવળ નૈસર્ગિક છે, અનિવાર્ય છે, તેજ આવિર્ભાવની જન સમુહ ઉપર સુદઢ અને સરળ અસર થાય તેને માટે કવિને કળાનો આશ્રય લેવો પડેછે. ઉચ્ચ આત્માના દર્શનથી તેને જોઈ તેનાજ વિચારમાં રમમાણ રહેનાર પુરૂષનો આત્મા પણ ઉચ્ચ સંસ્કાર વાળો થવાથી તેના પ્રત્યાઘાત રૂપે એનાંજ ઉચ્ચતાનાં સ્ફુરણ થાય છે. આ નિયમે જે કવિતા એક કવિના ઉચ્ચ જીવનનું અનિવાર્ય અને નિસર્ગફળ છે તેજ વાચકને ઉચ્ચ સ્થિતિ ઉપર લાવનાર સાધન પણ બને છે. આ દૃષ્ટિએ કવિતા એકી વખતે કારણ અને કાર્ય રૂપે સાહિત્યમાં દર્શન દેછે અને એ એક ઉચ્ચ અને સબળ કારણ બની શકે માટે એમાં કળાની આવશ્યકતા સ્વીકારાઇ છે. વળી આ કળામાંય આત્મરેખા ખેંચાયાં જાયછે. કવિતાના જીવન ભાગમાં અને આ કળાભાગમાં એટલોજ ભેદ છે કે પહેલામાં જ્યારે આવિર્ભૂત થતો મુખ્ય વિચારજ સર્વાંગે ચિત્રાય છે અને એજ આ ચિત્રનો મુખ્ય ઉદ્દેશ છે ત્યારે કળામાં ચિત્રાતો આત્મા એના મુખ્ય સ્વરૂપમાં જણાતો નથી પરંતુ કેવળ સાધન યોજવામાં છાયા રૂપેજ ગુંથાયલો રહેછે; અને આ સાધન યોજવામાં પણ એના મૂળ જીવનભૂત કારણના સ્પર્શવાળી ઉચ્ચગામી વૃત્તિના નિયંતા છે. આવી રીતે કળામાં પણ કવિતાના કેટલાક અંશજળતાજ રહેછે છતાં એ ગૌણ ભાગે રહેવાથી કળા કવિતાનું મુખ્ય અંગ બની શકતું નથી. એ મુખ્ય અંગ નથી છતાં ઉપર જણાવ્યાં તે બે કારણને લીધે એ કવિતામાં અનિવાર્ય પણ છે.

ઉપર જણાવ્યાં તે બે કારણથી કળા એ કવિતાનો આવશ્યક ભાગ છે એ સ્વીકાર્યા પછી કલાનો પ્રકાર ભેદ તપાસી તેને સ્પષ્ટ કરવાની જરૂર છે. કલાના ભાગ ઉપર સંસ્કૃત સાહિત્યમાં ઘણું વિશાળ લખાણ છે અને ત્યાં જેની સ્પષ્ટતા સારી થયેલી છે તેના ઉપર વધારે લખવાની અહીં ઇચ્છા નથી. કવિ આવિર્ભાવ અર્થે પ્રથમતો વસ્તુની પસંદગી કરેછે

અને એ વસ્તુને અનેક પ્રકારે વસ્ત્રાલંકાર પહેરાવી તેને ચિત્તાકર્ષક કરી એક મનોહર સૃષ્ટિ રચી કાઢે છે. આ સર્વે સૃષ્ટિમાં એના આત્માનો સંપૂર્ણ ચિતાર જણાય છે અને મુખ્ય વસ્તુમાં એનો પ્રવાહ જોસ ભેર વહી તેમાં વાચકના આત્માને ઝબોળી શાન્ત પાડેછે. આ વસ્તુની પસંદગીના ધોરણે અંગ્રેજી કવિઓમાં બે પ્રકારના કવિનો સ્વીકાર થયો છે; અને અંગ્રેજી કવિતાના અનુકરણમાં માત્ર સામ્યદૃષ્ટિએ ઉપજાવી કાઢેલા સ્વાનુભવરસિક ( subjective ) અને સર્વાનુભવરસિક ( Objective ) એવા કવિના બે ભેદ ગુજરાતીમાં પણ દાખલ થયા. આ ભેદ માત્રથી આપણા લોક અટક્યા નથી. કવિતાનો અર્થ સમજ્યાવિના એટલે સુધી તેમના અનુકરણમાં આગળ વધ્યા અને કહેવા લાગ્યા કે સ્વાનુભવરસિક કવિ સર્વાનુભવરસિક કવિ કરતાં ઉચ્ચ પંક્તિનો કવિ છે. આ મોટા વિચારે અહીંના સાહિત્યનું વલણ કેટલેક દરજ્જે ફેરવ્યું અને લખાણ તો ઘણુંક લખાયું છતાં ખરા સાહિત્યમાં ભાગ્યેજ વધારો થયો. આ અંગ્રેજી પ્રકાર ભેદ ઉપર જરા વધારે લંબાણથી તેની સારાસારતાનો વિચાર આગળ ઉપર કરીશું, હાલતો કલાના પ્રકારનો ભેદ સ્પષ્ટ કરી, અલંકાર શાસ્ત્ર વિગેરેનું કવિતાના વિચારમાં અપાતું સ્થાન નક્કી કરીએ.

કવિ આત્માની ગુંથણીનું સૂક્ષ્મ દૃષ્ટિએ અવલોકન કરતાં કળાવિધાન મુખ્ય ત્રણ ભાગમાં વેંહેચાતુ જણાશે. **વસ્તુની પસંદગી, વસ્તુની ચાલવણી કરી વાચક આગળ ધરવાનું તેના સર્વાંગે મનોહર શરીરનું બંધારણ અને એ મનોહર ચિત્ર ચિતરનાર શૈલી અને ભાષાની યોજના,** ટુંકામાં **વસ્તુ, પ્રતિભા** અને **પ્રસાદ.**

આખા કાવ્યમાં વસ્તુના ઉપરજ કવિઆત્માનો આવિર્ભાવ થવાનો હોવાથી તેની પસંદગી એ અગત્યનો ભાગ છે. એની પસંદગીમાંજ કવિનો ઘણે અંશે આવિર્ભાવ થઈ જાયછે અને એ વસ્તુ તે વસ્તુને અંગે દર્શાવેલા પ્રધાન વિચારનું એક માનસિક શરિર છે. એ શરીર એજ કવિનું સત્વ છે અને પ્રત્યેક કવિની આ માનસિકસૃષ્ટિ કાંઇક વિલક્ષણતાવાળી હોય છે. આ વિચારને દૃષ્ટાન્ત દ્વારા વધારે સ્પષ્ટતાથી સમજાવાશે. આપણે આગળ જોઇ ગયા કે આ દેશમાં શૃંગારની ઉચ્ચ વૃત્તિનો ચિતાર એક ધાર્યો પ્રાચીન વેદ કાલથી ચાલ્યો આવેછે પરંતુ તેજ ચિતારને તપાસી જોતાં આપણને જણાયું કે એકજ પ્રેમભાવે જુદી જુદી વસ્તુનો સ્વીકાર કરી ત્યાં તેણે પોતાનો આવિર્ભાવ કર્યો. એકજ ઉચ્ચ પ્રેમ આવી રીતે ભિન્ન વિષયમાં સંચરતાં સ્વરૂપે એક હોવા છતાંય એનું રૂપાન્તર થાયછે અને તે પ્રત્યેક કવિની વ્યક્તિનું તાદૃક ચિત્ર ખડું કરેછે. એકનો એક શૃંગાર સૃષ્ટિની સમષ્ટિમાં ભળીજતાં જગતના મહાન નિયમોને દેવરૂપ આપી તેને પોતાની વસ્તુ કરી લઈ ત્યાં આવિર્ભાવ પામેછે. તેજ પ્રેમ રામાયણ મહાભારતમાં વાલ્મિકિ અને વ્યાસની પ્રેમી વ્યક્તિનું ચિત્ર ચિતરેછે અને ત્યાં આગળ રામ અને યુધિષ્ઠિર તથા કૃષ્ણને પોતાની વસ્તુ તરીકે સ્વીકારે છે. આવી રીતે એકજ રસપ્રવાહ વસ્તુની ભિન્નતાએ કવિઆત્માની વ્યક્તિને સર્વાંશ ચિતરતાં તેજ આત્માનો આવિર્ભાવ કરે છે અને વાચકને તરતજ કવિ વ્યક્તિનું આકર્ષણ થાયછે. ત્યાંથી આગળ જતાં એજ શૃંગાર કાલિદાસની શકુન્તલામાં અને ભવભૂતિના ઉત્તરરામચરિતમાં ચિત્રાતાં આ ઉભય ભિન્ન ભિન્ન વસ્તુના અવલંબને વિલાસી કાલિદાસના અને ગંભીર ભવભૂતિના આત્માનો ચિતાર ખડો કરેછે. એકજ રસ વસ્તુની પસંદગીમાં કવિ આત્માના

આવિર્ભાવમાં કેટલો ભેદ પાડી દેછે તે આટલા દષ્ટાન્ત ઉપરથી સ્પષ્ટ થયા વિના ભાગ્યેજ રહેશે. પ્રત્યેક કવિએ વસ્તુની પસંદગી કરવામાં કેવી રીતે પોતાના આત્માનેજ ચિતર્યો છે તેની કોને ખાતરી થયા વિના રહેશે ? શું કાલિદાસે શકુન્તલા લખી ત્યારે એમને રામચરિતનું ભાન નહોતું કે ભવભૂતિએ રામ ચરિત લખ્યું ત્યારે શકુન્તલા અને એના જેવાંજ બીજાં અનેક મહાભારતાંતર્ગત રત્નો એમની દષ્ટિએ ચઢયાં નહોતાં ? નહીં. બન્ને મહાન્ સમર્થ વિદ્વાન્ હતા. બન્નેયને આ ભંડાર ખુલ્લા હતા. પણ કાલિદાસના પ્રેમે પોતાના આવિર્ભાવને યોગ્યજ વસ્તુ આ ભંડારમાંથી ખોળી લીધી અને શકુન્તલા રચી, ત્યારે ભવભૂતિને ગંભીર દામ્પત્ય ઉપર પ્રેમ થતાં રામનું ચરિત ચિત્તાકર્ષક જણાયું. આવી રીતે ઉભય મહાન્ કવિએ એજ પ્રેમભાવનો આવિર્ભાવ કરવા જુદીજ વસ્તુની પસંદગી કરી અને પસંદગીમાંજ ઘણે અંશે એમના આત્માનો આવિર્ભાવ થતો આપણે જોયો.

આ ત્રણ વિભાગમાં પણ આપણે તણાસી જોઈશું તો જણાશે કે કળાનો વિકાસ વસ્તુથી શરૂ થઈ છેવટે ભાષામાંજ સર્વાંશે ફલિત થાય છે. કળામાં પણ આપણે જોયું તેમ આત્મ વિકાસનો અવકાશ હોઇ નિસર્ગતા ગૌણ રૂપે સત્તાવલીજ રહે છે અને જેમ જેમ આ નિસર્ગતાના અંશ આ ત્રણે વિભાગમાં ઓછા થતા જાય છે તેમ તેમ કળાની કૃત્રિમતા તેટલા અંશે વધતી જાય છે. **કળા એ નિસર્ગતાના અનુકરણમાં ચાલતી કૃત્રિમતા** છે, અને વસ્તુમાંજ કવિઆત્માનો ઘણે અંશે આવિર્ભાવ થવાનો હોવાથી કવિની ઉત્કટ વૃત્તિઓના સ્વાભાવિક વેગનું વસ્તુની પસંદગીમાં પ્રાબલ્ય વિશેષ રહે છે. જો કે પોતાની ઉચ્ચ વૃત્તિઓને અનુકૂળ કઇ વસ્તુ થશે એ તપાસવામાં કવિબુદ્ધિ ગુંથાય છે પરંતુ વસ્તુનાજ ઉપર આત્માના આવિર્ભાવની સ્થિતિ રહેતી હોવાથી આત્માનુરૂપ વસ્તુમાંજ કવિમાંજ કવિનું આકર્ષણ થાય છે અને બુદ્ધી અને હૃદયના વિરૂદ્ધાભાસમાં કવિની બુદ્ધિ હૃદય આગળ છેક નમી પડે છે. વસ્તુની પસંદગી એવા પ્રસંગમાં બુદ્ધિના અંકુશમાં રહ્યા છતાંય ઉચ્ચ આત્માનો સ્વભાવજ કરી લે છે. વસ્તુની સંકળના કરી તેને સ્વરૂપ આપવાના કામનાં બુદ્ધિ પ્રાધાન્ય લે છે પણ તેવે પ્રસંગે આત્મોર્મિનું સ્વાભાવિક અંકુશ દબાતું રહે છે. ભાષામાંતો કળાનું પ્રાધાન્ય બહુજ વધે છે અને આત્માના આવિર્ભાવની વિરૂદ્ધ ભાષા ન જાય તેટલા પુરતુંજ હૃદયનું અસ્તિત્વ અથવા કવિતાનું નિસર્ગત્વ જણાય છે. કળાના આ ત્રણ વિભાગમાં આવી રીતે ચઢતા ઉતરતી નિસર્ગતા અને કૃત્રિમતાની રમત રમાય છે અને આજ બાજીમાંથી સહૃદય ખરો કવિને ઢોંગીઓના ટોળામાંથી તારવી કાઢે છે. આ પરીક્ષાનું પ્રકરણ આગળ વિચારીશું.

અહીં આ દષ્ટાન્તોના વિચારની સાથે એક વસ્તુ ઉપર આપણું ધ્યાન રોકાય તેવું છે આપણે જોયું કે કવિઆત્મા વસ્તુની સ્વભાવેજ પસંદગી કરી લે છે તો આ વિધાન નૈસર્ગિક હોઈ એમાં કળાના અંશ ઘણાઓછા હોય છે. ઉપર જણાવ્યા પ્રમાણે વસ્તુની પસંદગીમાં કૃત્રિમતા કરતાં નિસર્ગતાનું પ્રાધાન્ય છે અને તેથીજ વસ્તુના અખુટ ભંડારમાંથી કવિ આત્માનુરૂપ વસ્તુનેજ ઉચકી લે છે છતાં આમાં બુદ્ધીનો અવકાશતો છેજ. આપણે કવિતાના લક્ષણના પ્રથમાંશમાં જોઈ ગયા કે કવિતામાં ઉચ્ચ આત્માનોજ આવિર્ભાવ હોય છે. તો એ ઉચ્ચતાને અનુકૂળ વસ્તુના કેટલાક નિયમ બાંધી શકાય તેમ છે. એ વાત સત્ય

છે કે કવિને આવી ઉચ્ચ વસ્તુને ખોળી કાઢવી પડતી નથી એની દૃષ્ટિજ એનું ગ્રહણ કરી લે છે છતાં કેટલીક વખત પ્રમાદનો પ્રસંગ આવી જાય છે તેમજ કેટલાક અકવિ હોય કવિત્વનો ડોળ ઘાલે છે. એવા પ્રસંગે વસ્તુની પણ ઉચ્ચતાની પરીક્ષાના નિયમો સાહિત્યમાં જણાય છે. આ વસ્તુપરીક્ષામાં નાયકનાયિકાદિના ભેદ, તેમની પરીક્ષા, તેમની ઉચ્ચતા નિચતાના વિચાર અને તેમની વસ્તુ સંકલનામાં કરવામાં આવતી ગુંથણીના ઉપર સંસ્કૃત તેમ ભાષાસાહિત્યમાં ઘણુંજ લખાણ છે. આ લખાણનો ભંડાર તો એટલો બધો વધી ગએલો જોઇએ છીએ કે કદાચ એમ પણ શંકા થાય કે વસ્તુ પસંદગીમાં કળાનુંજ પ્રાધાન્ય છે એમ સાહિત્યકારોનું ધારવું છે.

પ્રાચીન સાહિત્યકારોએ સ્વીકારેલી પરીક્ષાની પદ્ધતિ તપાસતાં એમ મમજાય છે કે એમણે વસ્તુ અને વસ્તુની ચાળવણી કરી વાચક આગળ ધારવાની ક્રિયા એ બે વિભાગ જૂદા પાડયાજ નથી; પરંતુ બન્નેને કળાના એકજ ભાગમાં મૂકી તેના ઉપર સામાન્ય વિચાર કર્યો છે. આમ કરતાં વસ્તુની ગુંથણી જેમાં કળાનું પ્રાધાન્ય છે તે એમના આખા પ્રકરણમાં ઉતરી આવ્યું. આ બન્ને વિભાગને આપણે જૂદા રાખ્યા છે તે સાભિપ્રાય છે. કાવ્યનું જીવન જે આત્માનો આવિર્ભાવ તે કળામાં મુખ્ય ભાગે ક્યાં સંકળાય છે તે સ્પષ્ટ કરવાનો આપણો મુખ્ય ઉદ્દેશ છે તેથી વસ્તુ એકલીને આપણે જૂદી પાડી તે વસ્તુની પસંદગીમાંજ આત્માનો આવિર્ભાવ થઇજાય છે એમ દેખાડયું. પ્રાચીન સાહિત્ય કારોનું લક્ષ આ દૃષ્ટિ બિન્દુ ઉપર ખેંચાયું જણાતું નથી તેથી તેમને એ જૂદું પાડવાની જરૂર ન જણાય. વસ્તુની પસંદગીમાં ત્યારે સ્વભાવેજ બે વિષય ઉપર આપણે ધ્યાન આપવું પડેછે. એકતો વસ્તુની પસંદગી એવી હોવી જોઇએ કે જેના ઉપર ઉચ્ચ આવિર્ભાવનો આરોપ થઈ શકે અને તે વસ્તુ જાતે એવી પ્રસિદ્ધ હોવી જોઇએ કે વાચક અગર સાધારણ શિક્ષિત વર્ગ એનું ત્વરાથી ગ્રહણ કરી શકે. પહેલા નિયમમાં કવિતાનું જીવન જળવાય છે, કવિ આત્માની ઉચ્ચતા પ્રકટિત કરવાની સરળતા સાચવવામાં આવેછે અને તેથી કવિતાનો જે મુખ્ય ગુણ વાચકમાં આનંદ અને શાન્તિ ઉત્પન્ન કરવાનો છે અને જેના ઉપર કવિની પ્રતિષ્ઠાનું ધોરણ છે તે ગુણના અધિષ્ઠાનની સ્થાપના થાયછે. બીજા નિયમથી વાચકમાં વસ્તુ પ્રાપ્તિ આકર્ષણ ઉત્પન્ન કરવાની યુક્તિ યોજી છે. વસ્તુની પ્રસિદ્ધિથી તેની પ્રિતિ સહજ ઉત્પન્ન થએલી છે તેને કવિના ઉચ્ચગામી આત્માના સ્પર્શથી વધારે ઉત્તેજીત કરવામાં આવેછે. આના પરિણામમાં વાચક કવિની ઉચ્ચતાનો સંગી અને અનુરાગી થાય છે. આવી રીતે જે બે અર્થ સાધવા કળાની આવશ્યકતા સ્વીકારી છે તે બન્ને અર્થ આ યોજનામાં ફલિત થાયછે. આ ઉભય નિયમના ઉપર સંસ્કૃત સાહિત્યમાં સારૂં લખાણ છે અને તેથી એને વધારે લખાણથી ચર્ચવાની જરૂર નથી; સાહિત્યના એ વિષયમાં સૂત્ર રૂપ સ્વીકારાયલા આ બે નિયમનું સ્પષ્ટી કરણ કરીને અહીંયાંજ અટકીશું

સાહિત્યમાં આ વિષયની ચર્ચામાં નાયકનાયિકાના અનેક પ્રકારો અને તેમના ગુણ દોષ ઉપર વિવેચન કર્યું છે તે ઉપરથી એમ સમજવાનું નથી કે જ્યાં વસ્તુમાં નાયક નાયિકાનોજ સ્વીકાર હોય ત્યાંજ આ બે નિયમ કવિતાની કક્ષાએ આવશ્યક હોઈ કવિતાની વસ્તુ માત્રને લાગુ પડેછે. કોઇ કાવ્યની વસ્તુ નાયક નાયિકા ન હોય પણ સૃષ્ટિની વિરલ

સૌન્દર્યભરી મનોહર રચનાજ હોય, કોઈ પંખી હોય કે પછી વખતે વનસ્પતિ સૃષ્ટિમાંથી વસ્તુ લીધા હોય. વખતે કવિતાની વસ્તુ કવિ પોતેજ બનતો હોય અને પોતાને સ્વાનુભવરસીક કવિ તરીકે વર્ણવતો હોય! આવે સર્વ પ્રસંગે આ નિયમો તો અસ્ખલિત રીતે જળવાવા જોઇએજ નહીંતો કવિત્વની હાની થયા વિના રહેતી નથી. એક ખુરશી કે લાકડીને પોતાની વસ્તુ કરી લઈ લખવા બેસનાર કવિના આત્માની ઉચ્ચતા કેવી અને કેટલી સારી ચીતરી શકાય! લોક કહેછે કે ખડીઆના ઉપર કવિએ કવિતા કરી, કલમના ઉપર કવિતા રચી એવી એવી અનેક હાસ્ય જનક વસ્તુની પસંદગી કેટલાક લેખમાં થેઇ થેઇ જોવામાં આવેછે. વળી હાલમાં કેટલાકની તો દરિયાકાંઠે એક સુંદરી દીઠી એજ વસ્તુ! પછી આકાશ પાતાળ એક થાય એવી અસંકલિત પંક્તિઓ સ્વચ્છંદે તેઓ લખી કાઢે અને તેને કવિતા કહેવડાવાનો પ્રયત્ન કરેછે. દરિયાકાંઠે સુંદરીનું શુંછે તેનું જે કહેવાનું હોય તેતો લેખક પોતે પણ ભાગ્યેજ સમજે. કેટલાકતો વસ્તુ શી છે તેજ સમજાય નહીં તેમ ક્ષણમાં એક વિચાર અને બીજીજ પંક્તિમાં કાંઇક બીજો વિચાર જણાવવા પ્રયત્નો કરેછે અને કહેવાનો એવો ડોળ ઘાલેછે કે સંકલના ધ્વનિથી ઉપજાવી કહાડો! ખરેખર એમના આત્માનાં ચિત્ર પણ આવાંજ અવ્યવસ્થિત હોય છે. પોતામાં હોય તેટલો અને તેવોજ સ્વભાવે કે બળાત્કારે પણ દેખાવ કરી શકાય છે! જાતનું વર્તન ગમે તેવું હોય તે માણસ સ્વાનુભવરસીક બની જ્યારે ઉચ્ચ આત્માનો આવિર્ભાવ ચિતરવાનો પ્રયત્ન કરેછે ત્યારે તે કેવો હાસ્યાસ્પદ થાયછે! તેની પ્રયત્ને યોજેલી કલાજ તેને ફસાવેછે અને સૂક્ષ્મ દૃષ્ટિવાળો સુહૃદય તેને તરત પકડી કહાડેછે. પક્ષાપક્ષના દોષવાળી અંધ દૃષ્ટિને વખતે હવામાં ઉડતી અનેક ભૂતાવળ જણાતી હશે પણ એવી ભૂતાવળથી નથી લેખકને લાભ કે નથી વાચકને, લેખકને તો હાનીજ છે. પોતામાં નહીં એવા ગુણને કલ્પી એના આગળ વધતા વિકાસ ક્રમને તે અટકાવી દેછે.

(આગળ ચાલુ)

મગનભાઈ ચતુરભાઈ પટેલ.

---

# । વિવિધ જ્ઞાનમાલા ।

(અનુસંધાન ગતાંકથી)

(૬)

બ્રહ્મ જગતનું ઉપાદાન તથા નિમિત્ત કારણ છે? અસંગ નિર્વિકાર શુદ્ધ બ્રહ્મ જગતનું ઉપાદાનકે નિમિત્ત કારણ નથી, પણ અનિર્વચનીય માયા ઉપહિત બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણ છે.

(૧) આવરણશક્તિવિશિષ્ટ માયારૂપ ઉપાધિની પ્રધાનતાએ કરીને બ્રહ્મ જગતનું ઉપાદાન કારણ છે.

(૨) જ્ઞાનશક્તિવિશિષ્ટ માયાઉપહિત પોતાના સ્વરૂપની પ્રધાનતાએ કરી બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ છે.

(૭)

## વિધિનિષેધ કોને હોયછે ?

આત્મજ્ઞાન પ્રાપ્ત થવાથી જેનું દેહાભિમાન નિવૃત્ત થઈ ગયું છે, ત્હેવા જ્ઞાનવાન પુરુષને શાસ્ત્રકૃત વિધિનિષેધ પ્રાપ્ત થતો નથી, પણ દેહાભિમાની અજ્ઞાની પુરૂષને શાસ્ત્રકૃત વિધિ નિષેધ પ્રાપ્ત થાયછે. તાત્પર્ય કે જ્યાં સુધી અહંબ્રહ્માસ્મિ એ પ્રકારનો સાક્ષાત્કાર નથી થયો ત્યાં સુધી વિધિ, નિષેધ, મોક્ષ એ ત્રણે પ્રતિપાદિત શાસ્ત્ર છે; અને બ્રહ્મ સાક્ષાત્કાર થયેલા જ્ઞાનવાન્ પુરૂષ ઉપર તે વિધિ નથી ને શાસ્ત્ર પણ નથી; કેમકે દેહઇન્દ્રિયાદિકો વિષે અહંમમ અભિમાનથી રહિત જ્ઞાનવાન પુરૂષને પ્રમાતાપણું સંભવતું નથી. અને પ્રમાતાવિના પ્રમાણની પ્રવૃત્તિ થતી નથી; જેથી જ્ઞાનવાન પુરૂષને કિંચિત્ માત્ર પણ કર્તવ્ય નથી.

देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि ।
यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः ॥

(૮)

## મનોનિગ્રહ.

અંતઃકરણને લય, વિક્ષેપ, કષાય અને રસાસ્વાદ નામનાં વિઘ્નોથી મુક્ત કરી સદ્‌ગુરૂએ ઉપદેશેલા કોઇ ધ્યેય વિષયમાં એકાગ્ર કરવું તે મનોનિગ્રહ કહેવાય છે. મનોનિગ્રહની મુશ્કેલી માટે અર્જુન કહે છે કે

चंचलं हिमनः कृष्ण प्रमाथि बलवद् दृढम् ।
तस्याहं निग्रहं मन्येवायोरिव सुदुष्करम् ॥

શ્રી ભ. ગી. અ. ૬ શ્લોક ૩૪

હે કૃષ્ણ! મન બહુ ચંચલ છે, વળી શરીર તથા ઇન્દ્રિયોને હલાવી નાંખનાર છે; બળવાન અને દૃઢછે. વાયુ ને રોકવો એ જેમ કઠીન કાર્ય છે તેમ મનને રોકવું એ પણ પણુંજ કઠીન છે; એમ હું માનું છું.

ભગવાન્ વશિષ્ઠજી પણ તેના સંબંધમાં કહેછે કે,

अप्यब्धि पानान्महतो मेरोरुन्मूलनादपि ।
अपि वह्न्य शनात् साधो विषमश्चित्त निग्रहः ॥

સમુદ્રનું પાન કરવું હોય, મહા મેરૂનું ઉન્મૂલન કરવું હોય, અગ્નિનું ભક્ષણ કરવું હોય એ સર્વથી પણ ચિત્તનો નિગ્રહ કરવો અધિક કઠિન છે.

મનનો નિગ્રહ, ગુરૂ અને શાસ્ત્રે બતાવેલી યુક્તિઓપર શ્રદ્ધા રાખી પ્રયત્ન કરનારને સાધ્ય છે અને તેથી અન્ય વિપરીત ભાવનાં વાળાને તે અસાધ્ય છે. મન જેજે વિષયમાં જાય ત્યાંથી ઉપરામ કરી પરમાત્મામાં લગાડવું એટલે તે ધીરે ધીરે વશ થાયછે. પરમાત્મા શ્રી કૃષ્ણ કહે છે કે,

**असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलं ।**
**अभ्यासेन तु कौंतये वैराग्येणच गृह्यते ॥**

હે મહાબાહો અર્જુન ! મન બેશક ચંચલ અને નહિ રોકી શકાય એવુંછે પણ હે કુંતિપુત્ર ! હમેશ અભ્યાસ (ભાવના) થી અને વૈરાગ્યથી (માયા મુકી દેવાથી) તે એટલે મન રોકી શકાય છે. મન કોને કહેવું ? અને તેનો નિગ્રહ કેમ બને છે તે વિષે યોગી વિષ્ણુ બાવા કહેછે કે,

આંખમાં રૂપ વિષયનું પ્રતિબિંબ પડેછે. તેની છબી આંખમાંથી ઉડાજનારા સૂક્ષ્મ પદાર્થો (મન) ઉપર પડી આંખમાં પડે છે. પછી તે પડેલી છબી મગજમાં ઉડી જઈ અવ્યક્ત થાય છે; ને સમષ્ટિ જ્ઞાતાને સ્થાનકે રહેલા વ્યષ્ટિ જીવાત્માને તે જણાય છે. આ પ્રમાણે પંચ જ્ઞાનેંદ્રિયો માંહેલા પંચ વિષયોના જાણવાનેજ મન કહેવું. તે મન અતિ સંસારની નિષ્ટા રાખનારાથી જીતી શકાતું નથી પણ જેને નિરાકાર સ્વરૂપનું જ્ઞાન થયું હોય, જેને મિથ્યા વિષયો જાણવાની એટલે મનની ગરજ રહી નથી એવો દૃઢ વૈરાગી થયો હોય, જે ઇન્દ્રિયોના ભોગોથી તદન કંટાળી ગયો હોય; અને આસનપર બેસી જે હંમેશાં અભ્યાસ કરતો હોય તે અહંતા ધરનારા મિથ્યા એવા અષ્ટધા પ્રકૃતિ માંહેલા મનને ધરનારા જીવ પ્રકૃતિનોજ ત્યાગ કરી નિરાકાર સ્વરૂપે રહેછે. તેનું મન જે સ્વરૂપમાં પહોંચતુ નથી; તેજ નિરાકાર સ્વરૂપ તે યોગાભ્યાસે કરી થઇ ગયો, એટલે તેણે સહજ્જ મનને જીત્યું એમ થયું. મનને આધાર રહ્યો નહિ તેથી તે મરી ગયું. આવી રીતના અભ્યાસે કરી મન જીતી શકાય છે. સદ્ગુરુ પણ ઉપદેશ કરેછે કે, **यतोवाचोनिवर्त्तते अप्राप्यम नसासह** એટલે જે ઠેકાણે વાણીનું જ્ઞાન તથા મનનું લક્ષ્ય પહોંચતું નથી તેજ નિરાકાર પરબ્રહ્મ છે. વેદશ્રુતિના આ ઉપદેશ સામે કેટલાક ટુંકી બુદ્ધિવાળા મનુષ્યો કહે છે કે, વાણી તથા મન પરબ્રહ્મમાં પહોંચતાં નથી તો સદ્ગુરૂએ વાણીવડે પરબ્રહ્મનો ઉપદેશ શી રીતે કર્યો ? આનો ઉત્તર એટલોજ છે કે ગુરૂ શિષ્ય ને કહે છે કે, વાણી તથા મનનું લક્ષ પરબ્રહ્મમાં પહોંચતું નથી, માટે પરબ્રહ્મની પ્રાપ્તિ સારૂ તેઓનો ઉપયોગ કરવો નહિ. આ પ્રકારે પરબ્રહ્મના વિરાગયુક્ત યોગાભ્યાસથી મન જીતી શકાયછે અને શાંતિ મળેછે.

ચક્ષુશ્રોત્રાદિમાં પાંચ જ્ઞાનેંદ્રિય તથા વાક્પાણિઆદિક પંચ કર્મેદ્રિય આદિ દશે ઇન્દ્રિયોમાં રહેવાના ગોલક માત્રનો નિરોધ કરી હઠથી નિગ્રહ કરવો તેમ હઠકરી મનનો નિગ્રહ કરી શકાય છે, એવા પ્રકારની ભ્રાંતી મૂઢ પુરૂષ ને થાય છે; પરંતુ ઇન્દ્રિયોની પેઠે મનનો હઠ માત્રે કરી નિગ્રહ થઇ શકતો નથી, કારણકે મનને રહેવાનું ગોલક જે હૃદય ક-

મલ છે તેનો નિરોધ થવો અશક્ય છે. માટે મનનો હઠે કરી નિગ્રહ કરવા કરતાં ક્રમથીજ કરવો એ ઘણુંજ ઉત્તમ છે. ભગવાન્ શ્રી વશિષ્ટ પણ કહે છે કે,

उपविश्योपविश्यैव चित्तज्ञेन मुहुर्मुहुः ।
नशक्यते मनोजेतुं विनायुक्तिमनिन्दिताम् ॥ १ ॥
अंकुशेन विनामत्तो यथा दुष्टमतंगजः ।
अध्यात्मविद्याधिगमः साधुसंगम एवच ॥ २ ॥
वासनासंपरित्याग : प्राणस्पन्दनिरोधनं ।
एतास्तायुक्तय : पुष्टा : सन्ति चित्तजयेकिल ॥ ३ ॥
सतीष्वेतासु युक्तिपुहठान्नियमयन्तिये ।
चेतस्तेदीपमुत्सृज्य विनिघ्नन्ति तमोऽञ्जनैः ॥ ४ ॥

ચિત્તનો સ્વભાવ જાણનાર પુરૂષ ગમે તેટલા પ્રયત્ન કરે તો પણ ઉત્તમ યુક્તિના જ્ઞાન વિના મન જીતવું અશક્ય છે.

જેમ દુષ્ટ મહામત્ત હસ્તિ અંકુશ વિના વશ થઈ શકતો નથી, તેમ આ મન પણ વિશુદ્ધ યુક્તિયો વિના વશ થઇ શકતું નથી. તે યુક્તિઓ ચાર છે. ૧ અધ્યાત્મ વિદ્યાની પ્રાપ્તિ ૨ મહાત્માપુરૂષનો સમાગમ ૩ વાસનાનો પરિત્યાગ ૪ પ્રાણ સંરોધન અર્થાત પ્રાણનાસ્પંદનો નિરોધ ( પ્રાણાયામ ) આ ચતુષ્ટય યુક્તિઓ ચિત્તના જયના ઉપાયરૂપ છે. આ ચારે શ્રેષ્ટ યુક્તિઓ વિદ્યમાન છતાં પણ જે પુરૂષ હઠથી આ ક્રમ નિગ્રહ ન કરતાં હઠ નિગ્રહ કરેછે, તેઓ મનરૂપ દીપકને મુકી દઇને અંજનથી અંધકારને હણવાનો પ્રયત્ન કરેછે એમ સમજવું અર્થાત્ કે તે પ્રયત્ન નિષ્ફલ છે.

હવે ક્રમે કરી મનનો નિગ્રહ કરવાની ઉપર દર્શાવેલી ચતુષ્ટય યુક્તિઓનું સ્પષ્ટ રીતે વિવરણ કરવામાં આવેછે.

૧

## અધ્યાત્મવિદ્યાનિ પ્રાપ્તિ.

અધ્યાત્મ વિદ્યાનું જ્ઞાન અર્થાત્ તેનો અપરોક્ષાનુભવ; આ દશ્ય પ્રપંચ વિષે મિથ્યાત્વપણાનો અને દૃષ્ટા સાક્ષી આત્મા વિષે પરમાર્થ સત્ય રૂપતા તથા પરમાનંદ સ્વરૂપ પ્રકાશતાનો બોધ કરેછે. તેવો બોધ થવાથી મન પોતાના વિષય ભૂત દશ્ય પદાર્થો વિષે મિથ્યા પણું માની પ્રયોજનના અભાવનો નિશ્ચય કરતું યથાપ્રયોજનવાળા પરમાર્થ સત્ય પરમાનંદ સ્વરૂપ દૃષ્ટાવિષે સ્વપ્રકાશના હેતુથી પોતાની અવિષયતાનો નિશ્ચય કરતું ઇંધન રહિત અગ્નિની પેઠે પોતાની મેળેજ શાંત થઇ જાયછે. જેથી અધ્યાત્મ વિદ્યાની પ્રાપ્તિ એ મનોનિગ્રહના ઉપાય રૂપછે.

૨

## મહાત્મા પુરૂષનો સમાગમ.

જે પુરૂષ બોધ કરેલા તત્વને સમ્યક્ જાણી શકતો નથી, તેમ બોધ કરેલા તત્વનું વિસ્મરણ કરી દેછે, ત્હેવા પુરૂષને મનોનિગ્રહ કરવા વાસ્તે સાધુ સમાગમજ શ્રેષ્ટ ઉપાય છે; કેમકે મહાત્માજનો અધિકારી પુરૂષને વારંવાર તત્વનો બોધ કરેછે, તથા વારંવાર તત્વનું સ્મરણ કરાવે છે. શ્રુતિ ત્હેવા પુરૂષોની શ્રેષ્ટતા પ્રતિપાદન કરે છેકે,

यस्यानुभवपर्यंता बुद्धिस्तत्त्वे प्रवर्त्तते ।
तद्दृष्टि गोचराः सर्वे मुच्यंते सर्व किल्विषैः ॥

ભાવાર્થઃ—અહંબ્રહ્માસ્મિ એ પ્રકારના અપરોક્ષ અનુભવ પર્યંત જે પુરૂષની બુદ્ધિ પ્રત્યક્ તત્વ વિષે પ્રવર્તમાનછે, તેવા જ્ઞાનવાન પુરૂષની દૃષ્ટિ ગોચર જે થાયછે તે તે સર્વ પાપ રહિત થાય છે.

साधूनां दर्शनं पुण्यं तीर्थभूताहि साधवः ।
कालेन फलते तीर्थं सद्यः साधु समागमः ॥

અર્થઃ—સાધુજનોનું દર્શનજ પુણ્યરૂપ છે. કારણ કે તેઓ તિર્થરૂપ છે. તીર્થતો કાળે કરીને ફ્લ આપે છે; પરન્તુ સતપુરૂષનો સમાગમ તો તત્કાલ ફ્લ આપે છે.

મહાત્મા કબીરદાસજી કહે છે કે,

એક ઘડી આધી ઘડી, આધી ઉનમેં આધ;
સંગત કરીયે સંતકી, તો કટે કોટ અપરાધ
કલિયુગમેં એક નામ હય, દુજા સરૂપ હય સંત;
સાચે મનસે સેવીએ, તો મિટે કરમ અનંત.

૩

## વાસનાનો પરિત્યાગ.

જે પુરૂષ વિધાના મદાદિકે કરી દુર્વાસનાવાલા હોય છે, તેનાથી સાધુ સમાગમ થઇ શકતો નથી, ત્હેવા પુરૂષને વાસનાનો પરિત્યાગજ મનોનિગ્રહનો ઉપાય રૂપ છે. પરમાત્મા શ્રી કૃષ્ણ પણ કયે છે કે,

विहाय कामान यः सर्वान्पुमांश्चरतिनिस्पृहः ।
निर्ममोनिरहंकारः सशान्तिमधिगच्छति ॥

અર્થઃ—જે પુરૂષ સર્વ કામનાઓનો ત્યાગ કરી નિસ્પૃહ મમતા રહિત અને અહંકાર રહિત થઇને વિચરે છે, તે શાંતિ મેળવે છે.

૪

## પ્રાણસ્પંદનો નિરોધ.

જે પુરૂષની વાસનાઓ અતિ પ્રબલ થઇ જવાથી, તેનો ત્યાગ કરવા સમર્થ થઈ શકતા નથી ત્હેવા પુરૂષને પ્રાણના સ્પંદનનો નિરોધજ મનના નિગ્રહનો ઉપાય છે; કેમકે પ્રાણસ્પંદ ( પ્રાણાયામ ) તથા વાસના એ બને ચિત્તનાં પ્રેરક છે, જેથી એ બંનેનો નિરોધ થવાથી ચિત્તની શાંતિ અવશ્ય થાય છે. આ સંબંધમાં મહામુનિ શ્રી વશિષ્ઠ ભગવાન્ પણ વદેછે કે, द्वेबीजे चित्तवृक्षस्य प्राणस्पंदनवासने एकस्मिंश्चतयोः क्षीणेक्षिप्रंद्वेपि विनश्यतः ॥ ચિત્તરૂપ વૃક્ષનાં બે બીજ છે. ૧ પ્રાણનો સ્પંદ ૨ વાસના એ બેમાં એકનો નાશ થવાથી બંનેનો નાશ થઇ જાય છે. प्राणायामदृढाभ्यासैर्युक्त्याच गुरुदत्तया । आसनाशनयोगेनप्राणस्पंदो निरुध्यते. પ્રાણાયામના દૃઢ અભ્યાસથી તથા ગુરૂએ બતાવેલી યુક્તિઓએ કરી તથા આસન ભોજનાદિકોના નિયમે કરી પ્રાણોના સ્પંદનો નિરોધ થાય છે. असंगव्यवहारित्वाद्भवभावन वर्जनात् । शरीरनाशदर्शित्वाद्वासनान प्रवर्तते. અસંગ વ્યવહાર રાખવાથી, પ્રપંચના ચિંતનનો પરિત્યાગ કરવાથી તથા શરીરને નાશવાન જાણવાથી અધિકારી પુરૂષની વાસના પ્રવૃત્ત થતી નથી અર્થાત કે નિવૃત્ત થાયછે;

ભગવાન્ પંતજલીના સિદ્ધાંત પ્રમાણે પ્રાણ સ્પંદના નિરોધ માટે અભ્યાસ રૂપ ઉપાય શ્રેષ્ટ છે. સાધુ સમાગમ તથા અધ્યાત્મ વિદ્યાની પ્રાપ્તિ એ બંને અભ્યાસ અને વૈરાગ્યના ઉપપાદક હોવાથી તે બંનેને વિષે અંતર્ભૂત છે.

મહાત્મા કબીરજી પણ મનોનિગ્રહ માટે કહે છે કે,

મનકે હારે હાર હય મનકે જીતે જીત,
પરબ્રહ્મકું પામીએ મનમેં હોય પ્રતીત.
મનદીક્ષા કરી ઓરકી તન સાધોકિસંગ,
કહે કબીર કોરી ગજી કૈસે લાગે રંગ.
એતો ગતી હય અટપટી, ઝટપટ લખે ન કોય,
જો મનકી ખટપટ મીટે, ચટપટ દરશન હોય.

ભગવાન્ શ્રી કૃષ્ણ પણ મનોનિગ્રહની શ્રેષ્ટતા માટે કયે છે કે,

नास्ति बुद्धिरयुक्तस्यनचायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥

મનોનિગ્રહ ન રાખનારની બુદ્ધિ સ્થિર થતી નથી, કેમકે તેમ ન કરવાથી ભાવના થતી નથી. ભાવના ન થવાથી શાંતિ થતી નથી અને શાંતિ ન થવાથી સુખ થતું નથી. માટે મનોનિગ્રહ તેજ ખરો યોગ છે.

૯

## પરમાત્મા સર્વ જગત્‌ના ઉપાદાન કારણ કેવી રીતે ?

જે કારણથી કાર્યની ઉત્પત્તિ હોય, અને તે કાર્ય પાછું તે કારણને વિષે લય પામે તે કાર્યનું તે કારણ ઉપાદાન કારણ કહેવાય. જેમ ઘટરૂપ કાર્ય મૃત્તિકાથી ઉત્પન્ન થાય છે; અને તેનો લય પણ મૃત્તિકાને વિષેજ થાય છે. તેથી તે મૃત્તિકારૂપ કારણ તે ઘટરૂપ કાર્યનું ઉપાદાન કારણ કહેવાય છે. એવીજ રીતે જગત્ રૂપ કાર્ય પરમાત્મા રૂપ કારણથી ઉત્પન્ન થાય છે. અને પુનઃ તે જગત્ રૂપ કાર્યનો પરમાત્મારૂપ કારણને વિષેજ લય થાયછે, જેથી જગત્ રૂપ કાર્યના કારણરૂપ પરમાત્મા ઉપાદાન કારણ કહેવાય છે.

૧૦

## નિર્ગુણ બ્રહ્મ વિષે જાતિ, ગુણ, ક્રિયા અને સંબંધ નથી.

**एकमेवाद्वितीयम्** આ શ્રુતિ બ્રહ્મને એક અદ્વિતીય રૂપ કહી તેના વિષે જાતિનો નિષેધ કરે છે, કારણ કે અનેક વ્યક્તિઓ વિષે રહેનારો જે એક ધર્મ તે જાતિ કહેવાય. જેમ અનેક ગૌવ્યક્તિયો વિષે રહેનાર જે એક ગોત્વ ધર્મ તે જાતિ. આવી જાતિ અદ્વિતીય બ્રહ્મ વિષે સંભવતી નથી. અને **निर्गुणं निष्क्रियं शांतम** આ શ્રુતિ યથાક્રમે બ્રહ્મ વિષે ગુણ, ક્રિયા, અને સંબંધ એ ત્રણેનો નિષેધ કહે છે. તેમાં **निर्गुणं** એ પદે કરી ગુણનો નિષેધ કરે છે. તથા **निष्क्रियं** એ પદે કરી ક્રિયાનો નિષેધ કરે છે. તથા **शांतम्** એ પદે કરી સંબંધનો નિષેધ કરે છે. અને **असंगोह्ययं पुरुषः अथात आदेशो नेतिनेति** આ બંને શ્રુતિયો તો નિર્ગુણ, બ્રહ્મને વિષે સર્વ પ્રપંચમાત્રનો નિષેધ કરે છે. આવા જાતિ આદિક સર્વ ધર્મોથી રહિત નિર્ગુણ બ્રહ્મ કોઈપણ શબ્દોએ કરી કથન કરી શકાતું નથી. **શંકા**—નિર્ગુણ બ્રહ્મ કદાચિત્ કોઈપણ શબ્દે કરી કથન કરી શકાય નહિ, તો શ્રીમદ્ ભગવદ્-ગીતાજીમાં પરમાત્મા શ્રી કૃષ્ણ કહે છે કે **ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि** જ્ઞેય વસ્તુનું તમારી પાસે કથન કરૂં છું, તથા બ્રહ્મ સુત્રમાં શ્રી વ્યાસ ભગવાન્ કહે છે કે, **शास्त्रयोनित्वात्.** ઉપ-નિષદ્‌રૂપ વેદાંત શાસ્ત્ર એજ બ્રહ્મની યોનિ નામ સિદ્ધિનું સ્થાન છે, શાસ્ત્ર માત્રથી બ્રહ્મનુંજ પ્રતિપાદન થાય છે, માટે સર્વ શાસ્ત્ર પ્રતિપાદ્ય તે બ્રહ્મ છે, અનુમાનાદિકની બ્રહ્મની સિદ્ધિ વિષે પ્રવૃત્તિ નથી, ઇત્યાદિક વચનો અસંગત થવાનો વિરોધ પ્રાપ્ત થશે ? **સમાધાન**—નિર્ગુણ બ્રહ્મને ઉપનિષદ્‌રૂપ શાસ્ત્રોશક્તિ મુખ્યવૃત્તિએ કરી પ્રતિપાદન કરતાં નથી, પણ યથા કિંચિત્ લક્ષણાવૃત્તિએ કરી પ્રતિપાદન કરે છે, માટે તે નિર્ગુણ બ્રહ્મ વિષે શબ્દની પ્રવૃત્તિનો નિષેધ કરનારા **नसत्तन्नासदुच्यते** એ વચનની સાથે **ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि** એ વચનનો તથા **शास्त्रयोनित्वात्** એ સૂત્ર વચનનો વિરોધ થતો નથી.

## આત્માનાં ષટ્ હેતુ ગર્ભિત વિશેષણો.

આત્માગુણ[1] અંગે કરી ઉપદ્રષ્ટા, અનુમંતા, ભર્તા, ભોક્તા, મહેશ્વર, અને પરમાત્મા એમ ૭ પ્રકારનો કહેવાય છે.

### (૧) ઉપદ્રષ્ટા.

યજ્ઞ કરનાર રૂત્વિક તથા યજમાનની પાસે રહેલો અન્ય પુરૂષ પોતે યજ્ઞ રૂપ કર્મનો કર્તા નથી છતાં યજ્ઞ વિદ્યા વિષે કુશલ હોવાથી તે રૂત્વિક તથા યજમાનની યજ્ઞક્રિયા વિષે રહેલા ગુણ દોષને જોઈ શકે છે તેમ, ક્ષેત્રજ્ઞ નામનો પુરૂષ દેહ ઇન્દ્રિયાદિકના વ્યાપારથી રહિત વિલક્ષણ છતાં તે દેહઇન્દ્રિયાદિકના વ્યાપારની સમીપસ્થિત થઈને તે વ્યાપારને જુવે છે, પણ તે દેહ ઇન્દ્રિયાદિકની પેઠે કર્તા હોતો નથી માટે તેને ઉપદ્રષ્ટા કહે છે. શ્રુતિ કહે છે કે,

**सयत्तत्र किंचित्पश्यत्यनन्वागतस्तेन भवत्यसंगोह्ययं पुरुषः**

અર્થ—આત્મા જાગ્રત સ્વપ્નાદિક અવસ્થા વિષે જે જે પદાર્થને જુએ છે, તે પદાર્થો સાથે સંબંધ વાળો હોતો નથી, માટે અસંગ કહેવાય છે. અથવા દેહ, ચક્ષુ, મન, બુદ્ધિ, આત્મા એ પાંચ દ્રષ્ટાઓની મધ્ય વિષે બાહ્ય દેહાદિક ચારે દ્રષ્ટાઓની અપેક્ષા કરીને અવ્યવહિત દ્રષ્ટા આત્મા પુરૂષને ઉપદ્રષ્ટા કહે છે. તે ઉપદ્રષ્ટા વચન વિષે રહેલો ઉપ શબ્દનો અર્થ સમીપતા થાય છે; અને તે અવ્યવધાન રૂપ સમીપતા સ્વયં પ્રત્યક આત્મા વિષે ઘટે છે; પણ અન્ય કોઇ અનાત્મપદાર્થવિષે ઘટતો નથી. માટે આત્મા ઉપદ્રષ્ટા હોવાથી દેહ

---

૧ પુરૂષને દેહ, ઇન્દ્રિય, મન આદિક ગુણોની સાથેનો સંગજ જન્મ મરણનું કારણ છે. તે ગુણ સંગ ચાર પ્રકારનો છે. (૧) જે પુરૂષનો નિષેધ કરી, અને ગુણ માત્રની પ્રધાનતા વડે સંગ થાય તે પ્રથમ પ્રકારનો ગુણ સંગ છે; તેમાં દેહ, ઇન્દ્રિય મનઆદિરૂપ ગુણોના સંઘાતને આત્મારૂપે જણાતો પુરૂષ ભોક્તા કહેવાય છે. ( જેમ ચાર્વાકાદિક દેહાદિકને જ આત્મા માને છે ). (૨) પુરૂષને અંતરભૂત કરી તે ગુણની પ્રધાનતાએ ગુણ સંગ હોય તે બીજા પ્રકારનો ગુણ સંગ કહેવાય છે. તેને વિષે તો તે દેહ ઇન્દ્રિયાદિક રૂપ ગુણો પ્રધાન હોવાથી આત્મા વિષે વાસ્તવ કર્તૃતાદિ અભિમાનથી પુરૂષ કર્મ ફલનો ભર્તા કહેવાય છે ( નૈયાયિકનું સિદ્ધાંત છે. (૩) પુરૂષની તથા તે ગુણોની સમપ્રધાનતા કરીને જે ગુણ સંગ હોય તે ત્રીજા પ્રકારનો ગુણ સંગ કહેવાય છે. તેને વિષે તો આત્માના સાથી તે ગુણોની સમ પ્રધાનતા કરી, ગુણો વિષે રહેલા ભોક્તાપણાને અસંગ આત્મા વિષે, વસ્ત્રમાં અજ્ઞાતકના અંકોની પેઠે માનતો પુરૂષ અનુમંતા કહેવાય છે. ( જેમ સાંખ્ય શાસ્ત્રવાળાનો સિદ્ધાંત છે તેમ) (૪) ગુણોની પ્રધાનતાએ કરી તથા પુરૂષની પ્રધાનતાએ કરી જે ગુણ સંગ હોય તે ચોથા પ્રકારનો ગુણ સંગ કહેવાય છે. તેને વિષે તો સર્વ પ્રકારથી ગુણોના ધર્મોનો આત્મા વિષે પ્રવેશ નહિ જોનાર ઉદાસિન તથા સર્વ ગુણોના પ્રચારને બોધ રૂપે કરી જોનાર પુરૂષ ઉપદ્રષ્ટા કહેવાય છે. (જેમ વેદાંતિઓનો સાક્ષિ આત્મા છે.)

ઇન્દ્રિયાદિકથી ભિન્ન છે. જેમ યજ્ઞનો ઉપદ્રષ્ટા પુરૂષ યજ્ઞના કર્તા ઋત્વિક યજમાનથી ભિન્ન હોય છે તેમ.

## (૨) અનુમંતા

દેહ ઇન્દ્રિયોની પ્રવૃત્તિ વિષે પોતે નહિપ્રવૃત્ત છતાં પણ સમીપતાએ કરી પ્રવૃત્ત હોવાની પેઠે તેને અનુકૂલ થવાથી ક્ષેત્રજ્ઞ પુરૂષને અનુમંતા કહે છે. અથવા પોતે પોતાનાં કાર્ય વિષે પ્રવૃત્ત દેહ ઇન્દ્રિયાદિકને કદાચિત પણ પોતાનાં કાર્ય વિષેથી નિવૃત્ત નહિ કરનાર દેહ ઇન્દ્રિયાદિકના સાક્ષી રૂપ પુરૂષને અનુમંતા કહે છે. શ્રુતિ કહે છે કે,

अनुमंता साक्षी च उपदृष्टानुदृष्टानुमंतैषआत्मा ॥

આત્માદેવ અનુદ્રષ્ટા, સાક્ષી, ઉપદ્રષ્ટા તથા અનુમંતા છે. અર્થાત્ કે આત્મા, અનુમંતા હોવાથી દેહ ઇન્દ્રિયાદિકથી ભિન્ન છે. જેમ વિવાદકર્તા પુરૂષથી તટસ્થ પુરૂષ ભિન્ન હોય છે તેમ.

## (૩) ભર્તા.

ચૈતન્યના આભાસે કરી યુક્ત તથા સંઘાત ભાવને પ્રાપ્ત થયેલા દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિને પોતાની સત્તા તથા સ્ફુરણે કરીને ધારણ કરનાર તથા પોષણ કરનાર ક્ષેત્રજ્ઞ આત્માને ભર્તા કહે છે. તે દેહ ઇન્દ્રિયાદિકથી ભિન્ન છે. જેમ પુત્રાદિકનું ભરણ કરનાર પિતા તે પુત્રાદિકથી ભિન્ન હોય છે તેમ.

## (૪) ભોકતા.

બુદ્ધિની સુખ દુઃખ તથા મોક્ષ વૃત્તિયોને પોતાના ચૈતન્ય સ્વરૂપે કરી પ્રકાશ કરનાર આત્મદેવ નિર્વિકાર છતાં પણ તે સુખ દુખાદિના ઉપલબ્ધા કહેવાય છે તે અર્થાત્ કે આત્મા બુદ્ધિઆદિથી ભિન્ન હોવાથી ભોકતા કહેવાય છે. જેમ દેવદત્ત નામનો ભોકતા પુરૂષ અન્નાદિક ભોજ્ય પદાર્થથી ભિન્ન હોય છે તેમ.

## (૫) મહેશ્વર.

મહાન હોય તેજ ઇશ્વર કહેવાય; અને તેનું નામજ મહેશ્વર તેમાં ક્ષેત્રજ્ઞ નામના આત્મા પુરૂષ સર્વના આત્મારૂપ હોવાથી મહાન કહેવાય છે. તથા તે સ્વતંત્ર હોવાથી ઇશ્વર કહેવાય છે. જેમ ચુંબક પાષાણની સમીપ લોહું રાખવાથી તે જેમ ચેષ્ટા કરે છે; તેમ જેની સમીપતા માત્રે કરી આ બુદ્ધિ આદિક સર્વ પદાર્થ નાના પ્રકારની ચેષ્ટા કરી શકે છે તે ક્ષેત્રજ્ઞ આત્મા ઇશ્વર કહેવાય છે શ્રુતિ કહે છે કે, **महतोमहीयान् ईशानोभूतभव्यस्य.** આત્મા દેવ આકાશાદિક મહાન પદાર્થોથી પણ અત્યંત મહાન છે. તથા ભૂત ભવિષ્ય વર્તમાન સર્વ જગતને પ્રેરણા કરનારા ઇશાન છે. અર્થાત્ કે આત્મા મહેશ્વર રૂપ હોવાથી તે પ્રકૃતિ તથા પ્રકૃતિનાં કાર્યોથી ભિન્ન છે. જેમ મહારાજા પોતાની પ્રજાથી ભિન્ન હોય તેમ.

## ( ૬ ) પરમાત્મા.

અવિદ્યાને લીધે આત્મસ્વરૂપેકરી કલ્પના કરેલા દેહ-આદિથી તે બુદ્ધિ પર્યંત સર્વે જડ પદાર્થોથી જે ઉત્કૃષ્ટ હોય તે પરમ કહેવાય છે. એવા પરમ ઉપદષ્ટત્વાદિક વિશેષણ વિશિષ્ટ આત્માનું નામ પરમાત્મા કહેવાય છે. અર્થાત્ કે દેહ ઇન્દ્રિયોથી ભિન્ન આત્માને પરમાત્મા કહેવાય, પણ દેહ ઇન્દ્રિયાદિકથી ભિન્ન નહોય તેને પરમાત્મા કહેવાય નહિ.

ભોક્તા, ભર્તા, અનુમંતા, ઉપદ્દષ્ટા એ ચારે ગુણોના સંગવાલા છે. એ ચારમાં ઉપદ્દષ્ટા ઉત્તમ છે. અનુમંતા મધ્યમ ભર્તા અધમ અને ભોક્તા અધમથી પણ અધમ છે. ચૈતન્યદેવ તે ગુણોના સંગથીજ તે ભોક્તાદિક ભાવનાને પ્રાપ્ત થાય છે. પણ જે કાલ વિષે તે સર્વે ગુણોને પોતાને વશ કરીને ક્રીડા કરેછે; તે કાલ વિષે તે મહેશ્વર કહેવાય છે. જ્યારે સર્વે ગુણોનો ત્યાગ કરેછે ત્યારે તે પરમાત્મા કહેવાય છે.

શ્યામચંદ્ર ગોવરધનરામ.

---

# स्वामी श्री विवेकानंद साथेनो वार्तालाप.

( અનુસંધાન ગતાંકથી. )

**प्रश्न।**—ભલે તેમ હો મહારાજ ! પરંતુ તમે તમારાં પશ્ચિમમાં અપાતાં ભાષણોમાં આપણી લાક્ષણિક બુદ્ધિ શક્તિ અને સદ્દગુણો વિષે વારંવાર છટાપૂર્વક બોલ્યા છો; ધર્મ માટેનો આપણો સમગ્ર હૃદયનો પ્રેમ દર્શાવવા માટે તેમાં તમે ખાત્રી લાયક પુરાવા આપ્યા છે; હવે વળી તમે કહો છો, કે આપણે તો તમોગુણથી ભરેલા બની ગયા છીએ: વળી સાથે સાથેજ તમે અમને ઋષિઓના નિત્યધર્મના દુનિયા માટેના ઉપદેશકો રૂપે માન આપો છો ! આમ શી રીતે બની શકે ?

**स्वामिजी।**—તમારા કહેવાનો શું એવો ભાવાર્થ છે, કે મારે દેશોદેશ સમાજના સમક્ષ તમારી ખામીઓનું વિસ્તૃત વર્ણન આપતા ફરવું જોઇએ ! આને બદલે શું મારે તેમના સમક્ષ તમને એક પ્રજા રૂપે જુદા પાડતા લાક્ષણિક ગુણોનું વર્ણન ના આપવું જોઇએ ? એકાદ માનવિને તેની ખામીઓ સીધે સીધી બતાવી દેવી તથા આ વિષે તેની ખાત્રી કરી આપવા માટે આમ થાય તે મૈત્રી ભાવથી કરવું, એ હમેશાં શ્રેષ્ઠ પ્રકારનું છે પરંતુ બીજાઓ આગળ તો તમારે તેના સદ્દગુણોનાં ગાનગાવાં જોઇએ. શ્રી રામકૃષ્ણ વારંવાર કહેતા કે જો તમે એકાદ દુરાચારી માનવિને, તે સદાચારી છે, એમ વારંવાર કહ્યાં કરશો તો સમય જતાં તે સદાચારી બની જાય છે; આવીજ રીતે એકાદ સદાચારી માનવિને પણ જો વારંવાર દુરાચારી કહેવામાં આવે તો તે પણ સમય વીતતાં તેવો બની જાય છે પશ્ચિમમાં તો મેં લોકને તેમની ખામીઓ વિષે જોઇએ તેટલું પુરતુ કહ્યું છે. એટલું ધ્યાનમાં

રાખશો, કે મારા ત્યાં જવાના સમય સુધી, આપણા દેશમાંથી પશ્ચિમમાં જનાર સર્વે એ તેમના સદાચારોના વખાણનાં ગાન ગાયાં છે તથા તેમના કાનમાં માત્ર આપણી ખામીઓ નોંજ ખણુગાં ફુંક્યાં છે. આના પરિણામ રૂપે તેઓ આપણુને ધિક્કારતા બન્યા છે. એમાં કોઈ પ્રકારની નવાઈ નથી. આવાં કારણથી જ વર્તમાનમાં હું જેમ તમને તમારી ખામીઓ અને તેમની સારી બાબતો વિષે કહુંછું તેમ તેમના સમક્ષ તમારા સદાચારોનું વર્ણન ચલાવ્યું છે, તથા તેમના દુરાચારો પણ દર્શાવી આપ્યા છે. તમે ગમે તેટલા તમસથી ઉભરાઈ જતા હો છતાંએ, પ્રાચીન ઋષિઓની પ્રકૃતિનો, ગમે તેટલો થોડો હોય તો પણ થોડેક અંશ નિઃસંશય હજુએ તમારામાં રહ્યો છે—વિશેષ નહિતો તેનું ખોખું તો રહ્યુંજ છે. પરંતુ કંઇ આથી એમ સાબીત થઈ જતું નથી, કે કોઇએ ધર્મોપદેશકનું કાર્ય ઉપાડી લેવાની ઉતાવળમાં પડી જવું. સર્વથી પ્રથમતો કોઇને પણ એકાંતમાં પોતાનું ધાર્મિક જીવન સંપૂર્ણ પ્રકારે ઘડવાની જરૂર છે, ત્યાગ ભાવનામાં સંપૂર્ણ ઘડાવાનું છે, જરા પણ ભંગ વિના બ્રહ્મચર્યનું રક્ષણ કરવાનું છે. તમારામાં તમોગુણનો પ્રવેશ થયો છે.—તેથી શું થઈ ગયું ! એ તમસનો નાશ થઇ શકે એમ નથી ? જરા પણ વિલંબ વિના આમ થઇ શકે એમ છે ! આવા તમોગુણના વિનાશાર્થે ભગવાન્ શ્રી રામકૃષ્ણનું આપણા મધ્યમાં આવવું થયું.

પ્રશ્ન—પરંતુ સ્વામીજી ! તમારા જેવા બનવાની કોણ તૃષ્ણા કરી શકે !

સ્વામીજી—તમે એમ ધારો છો, કે મારા મરણ પછી કોઇ પણ વધારે વિવેકાનંદો થઇ આવશે નહિ ! થોડાક સમય પૂર્વે મારા આગળ આવીને સંગીત જમાવનાર પેલું યુવાનીઆઓનું ટોળું, જેનો તમે નિશાની લતમાં પડેલું હોવાથી તિરસ્કાર કરો છો તથા તેમને નિરૂપયોગી યુવાનીઆઓ રૂપે ગણી કાઢો છો, તે જો પ્રભુની મરજી થાય તો તેમનામાંના દરેક અને બધાએ એક વિવેકાનંદ સમાન બની જાય ! જો દુનિયાને જરૂર જણાશે તો વિવેકાનંદોની જરા પણ ખોટ પડશે નહિ———હજારો અને લાખ્ખો વિવેકાનંદો દેખા દેશે———ક્યાંથી, તેની કોને ખબર ! ખાત્રીથી માનજો, કે મારાથી થતું કાર્ય, વિવેકાનંદનું કાર્ય નથી, તેતો તેનું કાર્ય છે——પ્રજાનું પોતાનુંજ કાર્ય છે ! જો એક ગવર્નરજનરલ રીટાયર થાય તો રાજાધિરાજ તરફથી અન્ય તેના સ્થાનમાં ખાત્રીથી નીમાઇ આવશે. તમે ગમે તેટલા તમોગુણમાં વીંટાઈ ગયા હો છતાં એટલું ખાત્રીથી માનજો, કે જો તમે તમારા ખરાજીગરથી તેનો આશ્રય લેશો તો એ સર્વ દૂર પળાઈ જશે. ભવ–રોગનો વૈદ્ય આવેલો હોવાથી અત્યારેજ યથાર્થ અવસર પ્રાપ્ત થયો છે. જો તમે તેનું નામ લઇને કાર્યમાં જોડાશો તો તે જાતેજ તમારી મારફતે દરેક બાબત સિદ્ધ કરાવશે. તમોગુણ જાતેજ ઉત્તમોત્તમ પ્રકારના સત્વગુણમાં પલટાઇ જશે.

પ્રશ્ન—ભલે, આપને જે પાલવે તે કહો, મારાથી તો આવા વિચારો માની શકાતા નથી. આપના જેવી તત્ત્વશાસ્ત્ર સમજાવવાની વક્તૃત્વ ભરેલી શક્તિ કોનામાં સંભવી શકે !

સ્વામીજી—તમને ખબરજ નથી ! એ શક્તિ સર્વમાં સંભવી શકે. ઇશ્વરનો અનુભવ પામવાના એકજ ઉદ્દેશથી, જે કોઈ બાર વર્ષ પર્યંત અસ્ખલિત બ્રહ્મચર્ય પાળે તેનામાં આવી શક્તિનો ઉદય થાય છે. આવા પ્રકારના બ્રહ્મચર્યનો મેં જાતે અભ્યાસ કર્યો છે,

તેથી જાણે કે મારા મગજ ઉપરથી એક પડદો દૂર થઇ ગયો છે. આવા કારણથીજ તત્વ શાસ્ત્ર જેવા સૂક્ષ્મ વિષયનાં કોઈ પણ ભાષણો માટે મારે વિચાર કરવાની અથવા તૈયાર થવાની જરૂર રહેતી નથી. ધારોકે કાલે પ્રભાતમાં મારે વ્યાખ્યાન આપવાનું છે; એમ થાય છે, કે હું જે જે બોલીશ તે સર્વે જાણે કે એટલાં બધાં ચિત્રો હોય એમ આજે રાત્રે મારાં ચક્ષુઓ સમક્ષ દર્શન દેશે. આવી રીતે જોવામાં આવતી સર્વે બાબતોને બીજે દિને મારા ભાષણદ્વારા મારા શબ્દોમાં ગોઠવું છું. હવે તમારાથી સમજાયું હશે, કે આ શક્તિ ફક્ત મારા એકલાનીજ હોય એવા કોઇ પ્રકારની નથી. જે કોઇ બાર વર્ષ પર્યંત અસ્ખલિત બ્રહ્મચર્ય પાળશે તેનામાં ખાત્રીથી આવી શક્તિનો ઉદય થશે. જો તમે આમ વર્તશો તો તમને પણ તે પ્રાપ્ત થશે. અમુક અમુક માનવિઓનેજ તે મળશે અને બીજાઓને તે નહિ મળે, એવું કંઈ આપણાં શાસ્ત્રોમાં ઉપદેશાયું નથી.

**પ્રશ્ન**—મહારાજ, આપને યાદ હશે કે આપના સંન્યાસ ધારણ કરતા પૂર્વે આપણે ..........ના ગૃહમાં બેઠા હતા, આપ અમને સમાધિનું રહસ્ય સમજાવવાનો પ્રયત્ન ચલાવતા હતા. આ કલિકાલમાં સમાધિ સંભવી શકતી નથી, એમ કહીને મેં આપના કહેવાના સત્યમાં શંકા કરી હતી ત્યારે આપે ભાર મૂકીને જણાવ્યું હતું,"તમારે સમાધિ જોવી છે અથવા જાતેજ અનુભવવી છે? હું જાતે સમાધિ કરી શકું છું, હું તે તમને પણ મેળવાવી શકું છું!" આપ આટલું બોલી રહ્યા એટલામાંજ એક અણજાણ્યા પુરૂષ આવી લાગ્યા, આપણે એ વિષય વિષે વિશેષ ચર્ચા પણ ચલાવી નહિ.

**સ્વામિજી**—હા, તે પ્રસંગ મારા સ્મરણમાં છે.

આગળ ઉપર, મને સમાધિ કરાવવા માટે આગ્રહ કરતાં તેમણે કહ્યું, " અનેક વર્ષો થી હમેશાં ભાષણો આપવાને લીધે તથા સખ્ત મહેનતને લઇને મારામાં રજોગુણની હદપારની વૃદ્ધિ થઇ ગઇ છે, એ તમારા લક્ષમાં હશે. તેથી એ શક્તિ હવે મારામાં જાણે કે દંટાઈ ગઈ હોય તેવી બની છે. જો હું સર્વ કાર્યનો ત્યાગ કરીને, હિમાલયમાં જઇને, કેટલાક કાલ સુધી ધ્યાનાભ્યાસ કરૂં તો એ શક્તિનો મારામાં પુનઃ ઉદય થઇ આવે."



# ॥ नवीन युगनो आरंभ ॥

**(૧૯૧૦ ની ૨૬ મી ડીસેમ્બરે આડીઅરમાં થીઓસોફીકલ સોસાયટીનાં પ્રમુખ મિસિસ એનિબેસંટે આપેલું સાર્વજનિક વ્યાખ્યાન.)**

બધુંઓઃ તમારામાંના જેઓ અધ્યાત્મવાદીઓછો તેમને તથા અધ્યાત્મવિદ્યાની ભાવના થી ભીંજાયેલા અન્ય અનેકને, "નવીનયુગનો આરંભ" એટલા શબ્દોનો અર્થ ખુલાસાવિના સમજી શકાય એવો છે. બનાવોની અમુક પરંપરા, એક અનુક્રમ સૂચવવા માટે અમારામાં

"યુગ" શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે; ઉચ્ચ ભુવનોમાં, સૃષ્ટિયો, લોકોમાં બનતા બનાવોની, આપણી સ્થૂલ સૃષ્ટિમાં બનતા બનાવો છાયાઓ સમાન હોય છે; આવા બનાવો એક બીજાને એક નિશ્ચિત ક્રમમાં અનુસર્યા જાય છે, અન્યોન્યમાંથી સ્વાભાવિક રીતે ઉપજી આવતા સિદ્ધાન્તોના આવિર્ભાવો સમાન હોય છે; આવા બનાવો ઇતિહાસના ક્રમમાં નાના અથવા મોટા પ્રમાણમાં ફરી ફરી બન્યાં જાય છે. વૃત્તાંતો કરતાં સિદ્ધાંતો તરફ વિશેષ લક્ષ રાખીને આપણી દુનિયાના ઇતિહાસને તપાસતાં એક ક્રમ પછી બીજો ક્રમ આપણી નજરે ચઢે છે, એક સ્પષ્ટ, ચોક્કસ, નિશ્ચિત, ક્રમ જોવામાં આવે છે; વધારેને વધારે વિશાલ વિસ્તાર સહિત, ઉચ્ચ ઉચ્ચ ભૂમિકાઓ ઉપર આવા ક્રમો વારંવાર બનતા આપણા લક્ષમાં આવેછે; આથી આવા એકાદ ક્રમને સ્પષ્ટરીતે સમજી શકાયતો ભૂતકાલના તેના સમાન બનાવો આપણાથી સમજી શકાય છે તથા તેને મળતા આવતા ભાવિકાલના ક્રમો આપણાથી બરોબર ચોકસાઇથી આગળથી સૂચવી શકાય છે.

આજે આપણે અત્રે આપણો પાંત્રીસમો વાર્ષિકોત્સવ ઉજવવા એકઠાં થયાં છીએ; આ ઉત્સવ વડે દુનિયા માટે પુનરાવર્તન પામતા યુગમાં એક અગત્યની ભૂમિકાના આરંભસૂચન થાય છે. એક પુનઃ થવાના યુગમાં એક નવિન પ્રકારનો માનવી ઘડાવાનો, વૃદ્ધિ પામવાનો છેઃ તેના આગળ તરી આવતા લક્ષણ રૂપે, આપણી માનવજાતના સંવિત્‌ની સપ્ત ભૂમિકાઓમાંની એકનો તેનામાં સમાવેશ થશે; એ ભૂમિકાઓ આ પ્રમાણે (૧)-(૩)શરીરીક અને ઘટ્ટ જડમાં સ્વતઃ આવિર્ભાવ પામતું જીવંત તત્ત્વ, ગર્ભ સબંધી અને જન્મની ત્રિવિધ ભૂમિકાઓ; (૪), રાગપ્રકૃતિની, કામના પ્રકૃતિ પર્યંતની વૃદ્ધી; (૫) માનસિક; (૬) શુદ્ધ બુદ્ધિ વિષયક; (૭), આધ્યાત્મિક—આત્મા સંબંધિ. આવી ભૂમિકાઓના દરેક આવિર્ભાવને અમે એક મૂલ-કુલના નામથી વ્યવહરીએ છીએ, એક પૃથ્વીના જીવનમાં અમે એવા સાતનો સમાવેશ કરીએ છીએ.

આવા મહાયુગોમાંના દરેકમાં આવતા નાના યુગોના એક ક્રમમાં ઉપ-કુલોનો સમાવેશ થાય છે, આવાં પણ દરેક મૂલ કુલમાં સાત હોય છે. આવતા મૂલ-કુલનો આરંભ ચાલતા મૂલ-કુલની તેનાજ જેટલી સંખ્યાના ઉપ-કુલમાં થાય છે, આ પ્રમાણે પંચમ મૂલ-કુલનો આરંભ, ચોથા મૂલ-કુલમાંના પંચમ ઉપ-કુલમાંથી થયો; છઠ્ઠા મૂલ-કુલનો આરંભ, પંચમ મૂલ-કુલના છઠ્ઠા ઉપ-કુલમાંથી થશે. વર્તમાન કાલે આપણે છઠ્ઠીવાર ફરીથી થતા આવા એક યુગની આરંભની ભૂમિકામાં ઉભાં છીએ. પંચમ મૂલ-કુલ આર્યના છઠ્ઠા ઉપ-કુલના નાના યુગની આરંભની ભૂમિકાઓનો ક્યારનોએ આરંભ થઈ ચૂક્યો છે, અતિ અલ્પ બીજક રૂપે છઠ્ઠા મૂલ-કુલનો કાલના ઉદરમાં જન્મ થઇ ચૂક્યો છે.

બોધિના ગુરુઓના બે વૃદ્ધ અને શ્રદ્ધાળુ શિષ્યો એચ. પી. બ્લાવાટ્સ્કી અને એચ. એસ. ઓલ્કૉટ, અત્યારે આટલા બધા વિસ્તારમાં ફેલાયલા મંડલની સ્થાપના માટે એકઠા મળ્યા ત્યારથીજ ઇ. સ. ૧૮૭૫ માં છઠ્ઠા મૂલ-કુલના યુગની ગર્ભદશાની ભૂમિકાનો આરંભ થયો છે. અત્યારથી સાત શતકો પછી, જેમાંથી છઠ્ઠા મૂલ-કુલનો ઉદય થવાનો છે એવા એક સંસ્થાનની સ્થાપનામાં*તેનો જન્મ થવાનો છે; ભાવિમાં બધુભાવથી ઉભરાતા

આરંભ થશે, તેના મોખરે આ મંડળ દુનિયામાં આગળ વધતુંજ ચાલશે. થોડાક બ્હીકણુ સ્વભાવ વાળા આપણા કેટલાક બંધુઓએ ધારી લીધું, કે આવું કથન કેટલીક રીતે અવિચારી હોવું જોઇએ; આટલા ટુંકો સમયમાં કોઈ પ્રકારનો મહા ફેરફાર થવો જોઇએ નહિ, એમ તેમનું માનવું થયું. છતાંએ ૧૯૧૦ નું વર્ષ ભાગ્યેજ શરૂ થયું હશે એટલામાં તો આરંભાતાં નવીન ઉપ-યુગનું પ્રથમ મહાન પગલું ભરવામાં આવ્યું છે, અમારા સમક્ષ ખુલતાં માર્ગની પ્રકૃતિ પણ અમારા સમજવામાં આવી છે; ઉન્નતિના એક નવીન નાના યુગનો આરંભ થવો જોઇએ, એવા શબ્દોની યથાર્થતા જોવામાં આવી છે.

એ સમયથી આજ સુધીમાં લગભગ એક વર્ષ પસાર થઈ ગયું છે; સર્વ પાસાથી શીઘ્ર વૃદ્ધિની, હમેશાં વધતી જતી શકિતની ભાવનાઓ સાંભળવામાં આવે છે. આરંભાતા યુગનો ખાત્રીથી આરંભ થઇ ચૂકયો છે, એટલું જાણીને આપણે આજે અત્રે મળ્યાં છીએ; આધ્યાત્મિક અને સ્થૂલસૃષ્ટિમાં બંનેમાં, દુનિયાએ એક નવીન અને ઉચ્ચપંથે પળવા માંડયું છે, એ બાબતનાં ચિન્હો ઉભરાઈ જવા લાગ્યાં છે.

પ્રથમતો આપણે આધ્યાત્મિકસૃષ્ટિવિષે વિચાર ચલાવીએ; જેમાં દુનિયાની બાબતો માત્ર ઝાંખી છાયાઓ સમાન છે, એવા બનાવો વિષે વિચાર કરીએ. જો કે સ્થૂલસૃષ્ટિનાં માનવિઓ એવાં સ્વપ્ન બાંધશે કે તેમની આસપાસ બનતા બનાવોજ ખરે ખરી રીતે ઉપયોગી બાબતો સમાન છે, અન્ય સર્વ બાબતો કલ્પનિક, સ્વપ્નસમાન, અગમ્ય છે, છતાંએ ખરૂં કહેવા માગીએ તો સ્થૂલસૃષ્ટિના બનાવો માત્ર એવી છાયાઓ સમાન છે કે જેમના મૂલપદાર્થનો સમાવેશ અન્ય સ્થલમાં થાયછે; સર્વે બાબતો આધ્યાત્મિક સૃષ્ટિમાંથી સ્થૂલસૃષ્ટિમાં આવે છે, સ્થૂલસૃષ્ટિમાંથી અધ્યાત્મિકસૃષ્ટિમાં આવતી નથી, મહાન ફેરફારો ઉપરની ભૂમિકાઓમાંથી થાય છે, નીચેની ભૂમિકાએથી આરંભાતા નથી; જ્યાં અતિ-માનુષી સૃષ્ટિએ માર્ગનું નિયમન કર્યું હોય છે ત્યાં માનવસૃષ્ટિ માત્ર લથડતાં ડગલાં ભરી શકેછે.

ત્યાર અધ્યાત્મિક સૃષ્ટિમાં એવો કયો મહાન બનાવ બનવાનો છે, કે જેના અંતરમાં માનવસૃષ્ટિ માટે આશિષનો સમાવેશ થાય છે ? તે એક સમર્થ ઉપદેશકના અત્રે આવવાની તૈયારી કરવા સમાન છે; દેવો અને માનવોના મહાશાશકના આપણા મધ્યમાં આવવાં સંબંધી છે. તે મહા સમર્થ અને કીર્તિવંત પુરુષ કે જે સમયે સમય દુનિયાના ઉપદેશ માટે અવતાર લેછે. આધ્યાત્મિક જીવનનો એક તાજો સૂર નવીન પ્રકારે જમાવવા માટે, માનવસૃષ્ટિમાં પ્રાચીન સંદેશનો નવીન સ્વરૂપમાં ઉદ્ઘોષ કરવા માટે તેમનું આવવું થાયછે. પોતાના શાસનનો સમય પાસે આવી લાગતાં દરેક ઉપ-કુલને તેમજ જેમાંથી નાની શાખાઓ વૃદ્ધિ પામે છે એવા દરેક મૂલ-કુલને પોતાની સહાય અને પ્રકાશ માટે જગતનો મહાગુરૂની યાચના કરવી પડે છે, તેમનો શબ્દ જીવન સમાન હોયછે, તેમનું દૃષ્ટાંત પ્રકાશ સમાન હોયછે.

આપણા પિતાપ્રપિતાઓને સહાય અને બલ અર્પનાર, આર્યકુલનાં મહાન ધર્મો તરફ ભૂતકાલમાં નજર ફેરવો, હમેશાં તેમના અગ્રસ્થાને એક ગુરૂની ભવ્ય આકૃતિ

પ્રકાશતી જોવામાં આવેછે; તેમનું તેજ અતિમાનુષી હોય છે, તેમની દયા અનહદ હોયછે, માત્ર તેમના વિના અન્ય કોઈ પણ ના આપી શકે એવો ઉપદેશ તેઓ આપે છે, પ્રજ્ઞા, પ્રેમ અને સત્યના ખરા તત્વને તેઓ દર્શાવે છે. પ્રાચીન હિંદુધર્મમાં શાશક **વૈવશ્વત મનુના** સાથેસાથમાં રહીને તેમણે **વ્યાસ** રૂપે કાર્ય કર્યું છે. **મહાગુરૂ, મહામુનિ** રૂપે તેમણે હિંદનો ધર્મ બનવાને નિર્માયલા વિખ્યાત ધર્મની સ્થાપના કરવામાં કાર્ય કર્યું છે. પછીથી તેમણે ઇરાનમાં દર્શન દેઇને એવા એક ધર્મની સ્થાપના કરીકે જેના વર્તમાનમાં મળી આવતા ટૂકડાઓ તેના થોડા સમયના ઝગ ઝગાટની ભાખીતી આપેછે; પ્રાચીન કીર્તિના દિનોમાં ઇરાનના સમર્થ સામ્રાજ્ય ઉપર આ ધર્મે રાજ્ય ચલાવ્યું છે; એ ધર્મે વર્તમાનદિનોમાં જૂલમનો સમય આવી લાગતાં પ્રાચીન ધર્મનું નામ જીવતું રાખીને આપણા સમયમાં નવીન જીવનમાં તેનો પુનરૂદ્ધાર થવા માટે પોતાનાં બાકીનાં બાલકોને અત્રે હિંદમાં મોકલાવી દીધાં હતાં. અગ્નિના, જ્યોતિરૂપે દર્શાવાતા પ્રભુના પયગંબર **ઝરથુસ્ત્ર** રૂપે ૨૯૦૦૦ વર્ષો પૂર્વે તેમનું આવવું થયું. **હરમિસ** રૂપે અથવા તેમના ઇજીપ્ત દેશના નામમાં **ટોથ** રૂપે તેમણે પોતાનો સંદેશ ઇજીપ્તના પ્રાચીન સામ્રાજ્યમાં પ્રવર્તાવ્યો તથા એરેબીયામાં અને ભૂમધ્ય સમુદ્રનાં કીનારાઓ ઉપર પોતાનો સિદ્ધાન્ત ફેલાવ્યો. જ્યોતિરૂપ ઇશ્વરવિષે, છુપી જ્યોતિ વિષે, સ્વર્ગમાં અને માનવિમાં ઓઝીરીસ રૂપ જ્યોતિ વિષે, ઉચ્ચમાંઉચ્ચ સ્વર્ગમાં અથવા માનવહૃદયમાં આવેલા ઇશ્વરરૂપજ્યોતિ વિષે તેઓ ઉપદેશતા. હજુએ આગળ ઉપર, વર્તમાન દુનિયાને કલા અને સૌંદર્યની કેલવણી આપનાર ગ્રીસના ભવ્ય શિક્ષાચારની સ્થાપના કરવાની હતી ત્યારે પણ તેમનું હાથમાં વીણા જેવું વાદ્ય લઇને ગાતા ગાતા ગ્રીસ દેશમાં આવવું થયું હતું; નિત્ય શબ્દરૂપે તેમણે પ્રભુનાં ગાન ગાવા માંડયાં, પોતાના શિષ્યો સાથે પણ તેઓ સંગીતમય વાતચીત ચલાવતા. સંપૂર્ણ કલાની સર્વ પ્રકારની એકતાલ દશાઓમાં સૌંદર્યની ભાવના તેમના તરફથી પૂરી પાડવામાં આવતી, ઝંખાઈ ગયલી સૃષ્ટિ ઉપર પૂર પ્રકાશમાં પ્રકાશી રહેતી.

આર્ય કુલે, ઇશ્વરનું સૂર્યરૂપે, અગ્નિરૂપે, જ્યોતિરૂપે, શબ્દરૂપે શ્રવણ કર્યું છે; જ્યાં આગળ મૂલ-કુલ આખરે ઠરી ઠામ પડયું હતું એવી ભૂમિમાં પુનઃ આવતાં ફરીથી વળી તેમણે **મહાગુરૂ** રૂપે દર્શન દીધાં. જેમને દુનિયા ગૌતમ રૂપે, ભગવાન બુદ્ધ રૂપે પીછાને છે, તેઓ એક મર્ત્યદેહમાં છેલ્લી વારનાજ આવ્યા હતા; તેઓ યુવરાજ રૂપે યોગી બન્યા હતા; દુનિયાના શોકની બૂમ શ્રવણે અથડાતાં, હૃદયમાં સાલતાં, દુનિયાના સર્વે પદાર્થોને તુચ્છ ગણી કાઢનાર પુરુષ તેઓજ હતા. ઉપવાસ અને તપ વડે તીવ્ર વેદનાનું અત્યંત કષ્ટ સહન કરીને, શોકનું કારણ અને શોકશમનનો ઉપાય શોધવા માટે તેઓ વનમાં જઇને છ વર્ષ સુધી ભટક્યા. તેમનામાંની આંતરજ્યોતિ દેવો અને માનવોની સર્વે સૃષ્ટિમાં પ્રકાશી નીકળીને વિસ્તરતા સુધી, અંતિમ પ્રકાશની રાહ જોવાનો નિશ્ચય કરીને પવિત્ર બોધિ વૃક્ષની છાયામાં બેસનાર તેઓજ હતા; બુદ્ધપદ પામીને ઉઠનાર, શોક ગ્રસ્ત દુનિયાને સહાય આપનાર, શુભ ધર્મના ચક્રના પ્રવર્તાવનાર પણ તેઓજ હતા.

તેમણે ઉપદેશ આપ્યો અને ચાલ્યા ગયા. તેમના સમર્થ અનુગામિનાં હાથમાં, યુગો ઉપર યુગો થયાં તેના સાથમાં રહીને માર્ગમાં આગળ વધી આવનાર બંધુ-જીવાત્માના

હાથમાં તેમણે દુનિયાના ઉપદેશનું કાર્ય સોંપ્યું છે. આ યુગલે સાથે સાથ રહીને, હાથે હાથ મીલાવીને કાર્ય કર્યું છે. તમારાં શાસ્ત્રોમાં તમે તેમને **ઋષિ મૈત્રેયના** નામથી ઓળખોછો, બુદ્ધધર્માનુયાયીઓ તેમને **બોધિસત્વ** અથવા **બુદ્ધમૈત્રેયના** નામથી ઓળખે છે. વર્તમાન કાલે તેઓ વિશ્વોપદેશકનું સ્થાન ધરાવે છે, અન્ય ઉપ-કુલે પોતાને નિશ્ચિતમાર્ગે દોરીજવા માટે તેમની સહાય માગી હતી સારે તેઓ આવા ઉચ્ચ પદમાં જણાયા હતા. પરદેશી અમલને તાબેદાર, પ્રજાઓમાં પણ કંઈ પણ હિસાબ વિનાની ગણાતી એક ભૂમિમાં બે હજાર વર્ષ પૂર્વે તેમનું આવવું થયું હતું. એક શ્રદ્ધાળુ શિષ્યે તેમને માટે તૈયાર કરેલા દેહનો તેમણે આશ્રય લીધો હતો; આ દેહને થોડોક સમય માનવિઓથી અલગરીતે એસીનીના મઠમાં રાખવામાં આવ્યો હતો. પછીથી તેમણે ક્રીશ્ચિયનો જેમને **ક્રાઇસ્ટના** નામથી વ્યવહરે છે તે રુપે તૈયાર થયેલા દેહમાં દર્શન દીધાં; સંપૂર્ણ જીવનનાં ત્રણ વર્ષ સુધી ફ-રીથી વળી તેમણે જ્યોતિના સંદેશનો પ્રચાર કર્યો; તેમણે તેમનો વિનાશ કર્યો, કે " જેમને માટે દુનિયા યોગ્ય બની નહતી " અરે ના, ના, તેમણે દેહનો વિનાશ કર્યો, તેમનાથી ઉ-પદેશકનો, મહાગુરુનો વિનાશ થઈ શકયો નહિ; જેમ તેમના દેશીભાઇઓએ સંપૂર્ણ દેહને વિકૃત બનાવ્યો તેમ તેમના શિષ્યોએ, તેમના સંપૂર્ણ ઉપદેશને કલંકવાળો બનાવ્યો, પ્રેમને બદલે અત્ર તત્ર દ્વેષનાં બીજકો વાવતા ચાલ્યા, છતાંએ ઉપદેશતો હમેશાં પશ્ચિમમાંને પ-શ્ચિમમાં પસરતો ચાલ્યો; પશ્ચિમમાં પંચમ ઉપ-કુલના ઉગતા બલિષ્ઠ શિક્ષાચારમાં ફરી વળ્યો તેના હઠીલા મનને અધિન કર્યું, યૂરપમાં પોતાના પૂર્વગામિની ઉપર વિજય મેળવ્યો, આખરે ટયૂટન અને લેટીન પ્રજાઓનું એક ક્રિશ્ચિયન સામ્રાજ્ય બન્યું, વ્યક્તિત્વનું બલિષ્ઠ થડ બંધાયું, જેના ઉપર હજુ હવે આત્માર્પણ રૂપી સુંદિર પુષ્પ ખીલવાનું છે.

જગદગુરુના વારંવાર આવી રીતે આવવાના દરેક સમયે, એક નાના યુગનો, એક ઉપ-કુલના યુગનો આરંભ સૂચવાય છે; આવા દરેક વડે માનવની આગળ ધપતી ગતિમાં નવીન પ્રેરણા પૂરાઇ છે; માનવ સંપૂર્ણતાના માર્ગમાં આવા દરેક વડે એક નવીન માઇલ-સ્ટોન ઉભો કરવામાં આવે છે; આવા સર્વ માઇલ દર્શાવનારા પથ્થરો વર્તમાનમાં આપણી પાછળના માર્ગમાં આવી રહ્યા છે.

પોતાના પ્રાચીન માર્ગમાં આગળ ધપ્યાં જતી દુનિયાએ બે હજાર વર્ષો પસાર કર્યા છે: છઠ્ઠા ઉપ-કુલના ખીલી નીકળવા માટે, **મહાગુરૂને** પુનઃ આવવાનો સમય વળી ફરીથી પરિપકવ થયો છે.

વર્તમાન કાલે અધ્યાત્મિક સૃષ્ટિમાં આવા પ્રકારની હીલચાલ ચાલી રહી છે; પ્રાચીન સમયની પેઠે વળી **તેમના** ફરીથી આવવાની તૈયારીઓ ચાલી રહી છે; ફરીથી વળી ગુપ્ત ઋષિમંડલ પ્રભુના માર્ગને તૈયાર કરે છે. પૂર્વના સમયોમાં જેમ તેઓ આવ્યા હતા તેમ વળી ફરીથી તેઓ આવવાના છે; અદૃશ્ય સૃષ્ટિમાં ચાલતી તૈયારીઓનો ખળભળાટ, દૃશ્ય જડ સૃષ્ટિમાં હૃદય અને બુદ્ધિને હચમચાવી રહેલો છે. સર્વ પ્રજાઓના પ્રેમ પાત્ર ફરીથી પાસે આવે છે એવી આશામાં, આનંદથી કેટલાંક મસ્તક ના ઝુકતાં હોય એવો એક પણ દેશ પશ્ચિમમાં ભાગ્યેજ હશે. ક્રિશ્ચિયન દેવલોના અનેક ઉપદેશકો, દુનિયાને નવીન જ્ઞાન પ્રકાશની જરૂર છે, એમ દર્શાવવા લાગ્યા છે; દુનિયાના ધર્મોને એક સ્થાનમાં સંગ્રહે એવા એક શ્રેષ્ઠ ધાર્મિ ગુની ખોટ માટે તેઓ ભાર મૂકીને જણાવવા લાગ્યા છે.

ઈંગ્લેન્ડમાંના ધાર્મિક વિચારના નેતાઓ, અઠવાડીએ અઠવાડીએ જે શ્રોતૃ મંડલો સમક્ષ ભાષણ આપે છે તેમને આવી ભાવનાથી કેવી રીતે ભોમીયા બનાવતા જાય છે એ મારા લક્ષમાં આવ્યું છે; આવી ભાવના માત્ર ઈંગ્લેન્ડમાંજ પસરતી જાય છે, એમ નથી; અન્ય પાશ્ચાત્ય દેશોમાં પણ આવોને આવોજ પુકાર સાંભળવામાં આવે છે; અનેક દેશોમાં માનવિઓ આશા ભર્યા બન્યાં છે; અનેક દેશોમાં હૃદયો જાગ્રત બનવા લાગ્યાં છે, આવી આશા, ઉચ્ચ સૃષ્ટિમાં ચાલતા ફેરફારોની અત્રે પડતી છાયા સમાન હોવી જોઇએ; હિમાલયમાં ચાલવાનો આરંભ કરતા રથનાં ચક્રોના પડઘા પૂર્વમાંથી ને પશ્ચિમમાંથી ઉત્તરમાંથીને દક્ષિણમાંથી શ્રવણ ગોચર થવા લાગ્યા છે. જ્યારે દુનિયાની આશા વધતી જાય છે ત્યારે એનો અર્થ ઉપરના લોકમાંથી મળેલા વચનની પરિપૂર્ણતા, એટલેજ હોવો જોઇએ. તેથી અધ્યાત્મ મંડલમાંના આપણે એક મહાન્ આધ્યાત્મીક **ગુરુના** આવવાની વાટ જોઇ રહ્યા છીએઃ દુનિયામાં પૂર્વે આવેલા છે તેના તેજ **ગુરૂ** ફરી આવવાનાછે તેમના પદનો કાઇ કાલે વિનાશ નથી, તેમનું સ્થાન કદાપિ ખાલી રેહેતું નથી, લોકના તે એક **શ્રેષ્ટ ગુરૂ** છે તેમનો અવાજ સંગીતમય છે, તેમનું હૃદય પ્રેમમય છે. આપણે **એમના** આવવાની આશાવાળાં બન્યાંછીએ, **તેમના** આવવા માટે માનવના સામાજીક મનને તૈયાર બનાવવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ. મેં તમને દર્શાવ્યું હતું તેમ, આગળ ધપતી હીલચાલના આરંભ રૂપે જે વર્ષને દર્શાવવામાં આવ્યું હતું તથા જે વર્ષ હવે લગભગ આપણી પાછળના ભૂતકાલમાં આવી રહ્યું છે, ત્યારથી પ્રથમ નિશ્ચિત પગલું ભરવામાં આવ્યું હતું, એટલું મારા જાણવામાં છે

આવું પગલું નવીન ઉપ-યુગને માટે અત્યંત અગત્યનું છે, કારણ કે તેનાથી તેનો નિશ્ચિત આરંભ સૂચવાય છે; લાંબા સમયથી ચાલતી તૈયારીઓ ખલાસ થઈ છે, હવે શાક્ષાત અનુભવના દિનો દ્વારપર્યંત પણ આવી લાગ્યા છે, એથી એનું આપણને સૂચન મળે છે. તે, દુનિયામાં આવી લાગવાના મહાન્ ફેરફારોના આરંભ સમાન છે.

આવી લાગવાના ફેરફારોની પ્રકૃતિ વિષે થોડું ઘણું સમજવાની તમારી મરજી હોયતો તેમના ઇચ્છાના વાહક રૂપે આવનાર, તેમના સેવક સમાન મંડલે દુનિયાને દર્શાવેલા બોધિના ઉપદેશોમાં છુટી છવાઇ દર્શાવમલી તે તમારા જોવામાં આવશે. એકતા સંપ અને બંધુતા -પ્રાચીન સમયના જેવો, હવે ધર્મના એક બંધુ મંડલમાં નહિ પરંતુ પ્રજાઓના વિશાલ બંધુ મંડલમાં વિસ્તરતો તેનો તેજ ઉદ્ઘોષ છે. સર્વ પાસાથી ધર્મોની એકતાનો સંદેશ ગાજી રહ્યો છે; સર્વે ધર્મોની ઉત્પત્તિ એક મૂલમાંથી હોવી જોઇએ, સર્વે દિવ્ય બોધિના અમર વૃક્ષની શાખાઓ સમાન છે, એવી માન્યતા હવે પસરવા લાગી છે. દુનિયાના-ધર્મોનાં બાલકો માટે, લડયાં કરવું, તકરારો કરવી, એ ખરેખર કહેવા માગીએતો જ્યારે તેમણે હવે યુવકોમાં વૃદ્ધિ પામવી જોઇએ ત્યારે હજુ એ બાલકોને બાલકો જેવાજ રહેવા સમાન છે; હવે આવવાના મહાગુરુના ઉપદેશમાં સ્પષ્ટ અને બલવાન રીતે આવા પ્રકારનો સંદેશ ગાજી ઉઠશે. સર્વે ધર્મો એક છે, સર્વે વિશ્વધર્મો એકજ ઉદ્દેશ સ્થાન પ્રતિ દોરી જાયછે. ધર્મોની એકતાના પ્રતિબિંબરૂપે પ્રજાઓની બંધુતા થવી જોઇએ. સ્વરૂપોની અનેકતા બાંધી શકવાનો માત્ર એકજ આધાર હોવો જોઇએ; એ આધાર તો દરેકમાં આવિર્ભાવ પામતા જીવનની એકતા સમાન છે.

જ્યારે આપણે ઈશ્વરની અંતર્વ્યાપકતા, દરેક માનવ અને પદાર્થમાં ઈશ્વરના અંતર્યામીપણા વિષે વિચાર ચલાવીએ છીએ ત્યારે આપણે જેને એક સૃષ્ટિના નામથી વ્યવહરીએ છીએ તેના બંધારણને બનાવતા અણુઓનો પરસ્પરાશ્રય આપણે સ્પષ્ટરૂપે દર્શાવીએ છીએ. ઈશ્વરની અંતર્વ્યાપકતા અને માનવની એકતા, એ બંને એકજ સત્યને દર્શાવતાં વાક્યો છે,—વિવિધ સત્ય સમાન છે, એક પ્રકાર દિવ્ય છે, અન્ય માનુષિ છે, આ યુગલ હમેશ માટે અભેદ્ય છે.

એકતાનો ઉપદેશ, મૈત્રી ભાવનો પ્રચાર, વર્તમાન કાલે વિરૂદ્ધતા ધરાવતા પંથો વચ્ચે પ્રેમ ભાવનો ઉપદેશ, એજ આ પ્રમાણે નવીન યુગનો સિદ્ધાન્ત બનશે; અને હવે આવતી મહાન શાંતિ લાવવામાં તમારે સહકારી બનવું હોયતો તમારૂં કાર્ય, સર્વ પ્રકારના ધાર્મિક દ્વેષોમાંથી, સર્વ પ્રકારના ધાર્મિક વિરોધોમાંથી, સર્વપ્રકારની પંથ સંબંધિ હરિફાઈમાંથી, બીજાના ધર્મ અને આચારોના સર્વ પ્રકારના તિરસ્કારમાંથી તમારાં હૃદયો શુદ્ધ બનાવવાનું છે; માત્ર આ પ્રમાણેજ આપણે પ્રભુના માર્ગને તૈયાર બનાવી શકીશું, તેમના માર્ગને સીધો જાળવી શકીશું, માત્ર જ્યારે હિંદુ અને મુસલમાન, બુદ્ધાનુયાયી અને ક્રાઇસ્ટાનુયાયી, પારસી અને હિબ્રુ, જૈન અને શિખ—એકજ ખંડમાં અત્રે સાથો સાથ વસતા જીવંત ધર્મોના અનુયાયીઓ—માત્ર જ્યારે તેઓ **એકતાને** જાણીને તે પ્રમાણે જીવન ગાળશે, ત્યારેજ આવતા **મહાગુરુને** આવકાર આપવાને હિંદ તૈયાર બનશે.

સમયો સમય આપણા હિંદુ અને મુસલમાન બંધુઓ વચ્ચે સળગી ઉઠતા, આપણી આસપાસ જોવામાં આવતા વિરોધો હોવા છતાં એકતાની ભાવના પસરતી જાયછે, થોડાક સમયમાં સ્પષ્ટ રીતે જણાઈ આવશે એવી એકતા વૃદ્ધિ પામતી જાયછે. ઉભય પક્ષના નેતાઓ, ઉશ્કેરવાના નહિ પરંતુ સમજાવવાના, ગુસ્સે કરવાના નહિ પરંતુ શાંત પાડવાના પ્રયત્ન ચલાવી રહ્યાછે. વીશમા શતકમાં હજુએ ધર્મના નામે લોહી રેડવામાં આવે, એ વિચારથી દુનિયાના સર્વ સ્થલના સાધુપુરૂષો શરમાવા લાગ્યા છે; આવી લાજની સામાજીક ભાવના, આવી માન્યતાનો સામાજીક સ્વીકાર, એ ધાર્મિક યુદ્ધો અને કલહોને આનંદના અને ધન્યવાદના વિષયો રૂપે ગણવામાં આવતા હતા એ દિનો હવે ભૂતકાલના બન્યા છે તેની નીશાનીઓ રૂપછે. હવેતો આવી બાબતો શોક અને નિંદા પાત્ર બની છે. જેમ જેમ આવી ભાવના પસરતી જશે, જેમ જેમ જાડા અને મોભાગ્ર બુદ્ધિના લોકને વધારે બુદ્ધિશાળી અને વધારે આધ્યાત્મિક લોકની અસર થતી જશે, તેમ તેમ ખરી ધાર્મિકએકતાનો ધીમો આરંભ આપણા જોવામાં આવશે, ધાર્મિક તિરસ્કાર, દ્વેષના ઝમાનાનો અંત આવશે, બંધુ ભાવના યુગનો ઉદય જોવામાં આવશે. પછીથીજ હિંદ, માતૃ-કુલરૂપે ખાસ પોતાના બોધિના અગસ્તા સિદ્ધાંતોનો એકે અવાજે ઉદ્‌ઘોષ કરશે, આવતા **સિદ્ધ** અને **મહાગુરુને** આવકાર આપવાને પોતાના કુટુમ્બને તૈયાર બનાવશે

હવે પછી થવાના આધ્યાત્મિક બનાવોના આવિર્ભાવ માટે અત્રે આવા પ્રકારની તૈયારી કરવાની છે. હવે આપણે આપણી સ્થૂલ દુનિયા તરફ દૃષ્ટિપાત કરીએ તથા એક નવીન યુગ આરંભાવાનાં કોઇ ચિન્હો મળી આવે છે કે નહિ, તે તપાસીએ.

( આગળ ચાલુ. )

---

# ॥ ટિબેટના સિદ્ધ પુરુષો ॥

અને

## પુરાણોમાં મળી આવતા મરૂ અને દેવાપિ.

આડિઆરમાં ૧૮૮૪ માં મળેલા થીઓસોફીકલ મંડલના વાર્ષિક મેળાવડા વખતે મદ્રાસના માજી માનવંત સીટીજજ્જ દીવાન બહાદુર પી. શ્રી નિવાસરાવે, ઉપરનાં નામવાળા બંને ઋષિઓના સંબંધે એક લેખ વાંચ્યો હતો, તે ઘણોજ સૂચક ગણવામાં આવ્યો હતો. છતાંએ આ લેખ કોઇ કાલે છાપવામાં આવ્યો નથી. ૧૯૦૫ ના મે માસમાં મેં જજ્જ શ્રી નિવાસરાવને આ લેખ મોકલાવવા લખ્યું; એ લેખનો મોટો ભાગ ખોવાઇ ગયો છે, એમ તેમનું ઉત્તર મળ્યું. છતાંએ તેમણે આરંભમાં જાતે લખેલાં મૂળ ટીપ્પણો મને મોકલાવી આપ્યાં; આલેખ આ ટીપણોને વિસ્તારીને તૈયાર કરવામાં આવ્યો હતો. અત્રે જે આપવામાં આવે છે તે આ ટીપ્પણોને આધારે છે.

શ્રી ભાગવત પુરાણમાં એવું ભવિષ્ય કથન કરવામાં આવ્યું છે, કે શંતનુનો ભ્રાતા 'દેવાપિ' અને ઇક્ષ્વાકુનો વંશજ **મરૂ**, મહા યોગના બલ વડે **કલાપ** નામના ગ્રામમાં નિવાસ કરેછે; કલિયુગના અંતે વાસુદેવ (પરબ્રહ્મ) ના આદેશાનુસાર તેઓ લોકના વર્ણાશ્રમ ધર્મની પૂર્વની પેઠે સ્થાપના કરશે " ( સ્કંધ-૧૨-અધ્યાય-૨-શ્લોક-૩૬-૩૭)

देवापिः शंतनोर्भ्राता मरुश्चेक्ष्वाकु वंशजः ।
कलापग्राम आसाते महायोग बलान्वितौ ॥ ३६ ॥
ताविहत्य कलेरन्ते वासुदेवानुशिक्षितौ ।
वर्णाश्रमयुतं धर्मं पूर्ववत्प्रथयिष्यत. ॥ ३७ ॥

" વિષ્ણુ પુરાણમાં આ ઉભય મહાત્માઓનાં નામ વર્ણવીને દર્શાવવામાં આવ્યું છે, કે કલાપગ્રામમાં ચારે યુગોનો બધોએ સમય તેઓ પોતાનો વાસ ચાલુ રાખશે; કૃતયુગના આરંભમાં ( અન્ય રીતે કહેવા માગીએ તો કલિયુગના અંતમાં ) તેઓ અત્રે પાછા ફરશે; મનુના 'ક્ષત્રિય કુલના, કુટુમ્બને ચાલતું રાખવાના બીજક રૂપ તેઓ બનશે. " ( વિષ્ણુ પુરાણ-૪-અધ્યાય-૨૪-શ્લોક-૩૭. ) મત્સ્ય પુરાણમાં પણ આવું ને આવુંજ ભાવિનું સૂચન મળી આવે છે. ( અધ્યાય-૨૭૧, શ્લોક-૫૭ )

" આવા પ્રકારનાં અવતરણો કંઇ પુરાણોમાં આકસ્મિક રીતે છૂટાં છવાયાં વેરાયલાં, સંબંધ વિનાનાં મળી આવતાં નથી, પરંતુ આથી ઉલટી રીતે હિંદુઓનાં પવિત્ર શાસ્ત્રોમાં આ મહાન્ યોગીઓમાંના દરેકનો એક સંપૂર્ણ, વીગતવાર વૃત્તાંત મળી આવે છે. સૂર્ય અને ચંદ્ર અગસના આય દેવો છે, તેમનામાંથી બે મહાન્ શાખાઓમાં ક્ષત્રિય કુલની ઉત્પત્તિ થઇ કહેવાય છે. સૂર્યના પુત્ર વૈવસ્વત મનુ, તેમના પુત્ર ઇક્ષ્વાકુ. ઇક્ષ્વાકુના અનેક વંશજો થયા, તેમાં પરબ્રહ્મના અવતારરૂપમનાતા, રામાયણ નામના વીરકાવ્યના નાયક અને યુવરાજ શ્રી રામ ૫૩ મા થયા; રામનો પુત્ર કુશ થયો, કુશનો ૧૯ મો વંશજ શિઘ્ર થયો. 'આ શિઘ્રનો પુત્ર તે **મરૂ**. જે યોગ બલ વડે હજુએ કલાપ નામના ગ્રામમાં વસેછે,"

તથા ભાવિ યુગોમાં સૂર્ય વંશને વિસ્તારનાર છે. ' વિષ્ણુ પુરાણ-૪-અધ્યાય-૪ શ્લોક ૪૭.
તથા, શ્રી ભાગવત પુરાણ સ્કંધ-૯અધ્યાય-૧૨-શ્લોક-૬

ભાગવત...... शीघ्रस्तस्य मरुः सुतः ॥ ५ ॥

योसावास्ते योगसिद्धः कलापग्राममाश्रितः ।
कलेरन्तेसूर्यवंशंनष्टं भावयिता पुनः ॥ ६ ॥

પછીથી પુરાણોમાં **મરુના** વંશજોનું વર્ણન આપવામાં આવ્યું છે; વિખ્યાત ચંદ્રગુપ્ત આમાંના એક થઇ ગયા એમ દર્શાવવામાં આવ્યું છે. **મરુના** વર્તમાન જન્મનો આવો ઇતિહાસ છે, તેઓ તેમના પૂર્વના જન્મોમાં કોણ અને કેવા હતા, એ હજી સુધી મારાથી શોધી શકાયું નથી. "

" હવે બીજી શાખા વિષેઃ—

ચંદ્રનો પુત્ર બુદ્ધ થયો; બુદ્ધ, વૈવસ્વત મનુની પુત્રી ઈલા સાથે પરણ્યો, તેનાથી પુરુરવા થયો, તેમનો ૪૧ મો વંશજ પ્રતિપ થયો. તેમને ત્રણ પુત્રો હતા, (૧) દેવાપિ, (૨) શંતનુ, (૩) વાહિક. આમનામાંના પ્રથમ દેવાપિએ યુવાવસ્થામાંથીજ યોગીનું જીવન સ્વીકાર્યું, તેમના નાનાભાઈ શન્તનુ રાજા થયા. શન્તનુના પુત્ર ભિષ્મ થયા તેમના વંશજો પાન્ડુ અને ધૃતરાષ્ટ્ર, આ બંને પાંડવો અને કૌરવોના મહાન્ કુલોના નાયકો હતા; તેમનાં વૃત્તાંતોએ મહાભારતનું વસ્તુ પૂરૂ પાડયું છે."

" દેવાપિ અને શન્તનુનાં નામ ઋગ્વેદમાં મળી આવે છે. (મંડલ ૧૦ સૂક્ત ૯૮—મંત્ર ૭):—

यद्देवापिः शन्तनवेपरोहितो होत्रायवृतः कृपयन्नदीधेत् ।
देवश्रुतंवृष्टिवनिंरराणो बृहस्पतिर्वाचमस्माअयच्छत् ॥ ७ ॥

ત્યાં આગળ એમ કહેવાયું છે, કે દેવાપિએ પોતાના ભ્રાતા શન્તનુ ઉપરના પ્રેમને લીધે, બાર વર્ષ સુધી અનાવૃષ્ટિ થઇ ત્યારે શંતનુના રાજ્યમાં પોતાના યોગ બલ વડે ઇન્દ્ર પાસે પુષ્કલ વર્ષા કરાવી હતી. પંડિત ભાષ્યકારસાયણ ખુલાસો કરે છે, કે દેવાપિ અને શન્તનુ ભ્રાતાઓ હતા તથા કૌરવ કુટુમ્બના હતા. વેદમાંનો વૃત્તાંત પુરાણોમાંના વૃત્તાંત સાથે મળતો આવે છે, તેમાં આટલોજ તફાવત છે, કે પુરાણો દેવાપિના વેદ વિરૂદ્ધ શબ્દો ઉચ્ચારવાનો ખુલાસો, યુક્તિબાજ પાખંડિઓના ઉપદેશને લીધે એમ થયું હોવું જોઇએ, એવો કરે છે; ઋગ્વેદમાંથી એટલું મળી આવે છે, કે દેવાપિના ઉપર ઉપરથી જણાઈ આવતા પાખંડ વિચારો, પોતાના નાના ભ્રાતા શન્તનુ ઉપરના પ્રેમને લીધે પ્રવર્તાવવામાં આવતા હતા, કે જેથી બ્રાહ્મણો તેને પોતાને રાજપદ માટે અયોગ્ય ઠરાવે તથા શન્તનુ કાયદાપૂર્વક ગાદીએ આવે. પુરાણોમાં વળી દેવાપિને એક ક્ષત્રિય રાજા પ્રતિપના પુત્ર ગણવામાં આવેછે. વેદોમાં એમ જણાવવામાં આવે છે, કે તેઓ એક બ્રાહ્મણઋષિ અરિષ્ટસેનના પુત્ર થતા હતા. આમ હોવાં છતાં એટલી વાત ખરીકે દેવાપિ પોતાના પૂર્વ જન્મમાં એક

બ્રાહ્મણના પુત્ર હતા. મહાભારતના કેટલાક ઉતારાઓ વડે હું દર્શાવવાનો પ્રયત્ન કરીશ તેમ તેઓ પછીથી એક ક્ષત્રિયના કુટુમ્બમાંજ જન્મ્યા હતા."

"બ્રહ્માને છ માનસ-પુત્રો, મહર્ષિઓ હતાઃ—મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ અને ક્રતુ; મરિચિનો પુત્ર કશ્યપ, સપ્ત મુખ્ય ઋષિઓમાંનો એક હતો. (મહાભારત આદિપર્વ અધ્યાય-૬૫-શ્લોક. ૧૦-૧૧.)

ब्रह्मणोमानसाः पुत्राविदिताः षण्महर्षयः ।
मरीचिरत्र्यंगिरसौपुलस्त्यः पुलहः क्रतुः ॥ १० ॥
मरीचेः कश्यपः पुत्रः * * * * * * * * ॥

કશ્યપ, દક્ષની તેર પુત્રીઓ સાથે પરણ્યા આમાંની એકનું નામ દનું હતું. (મહા. ભા. આદિપર્વ. અધ્યાય-૬૫-શ્લોક-૧૧-૧૨.) તેના દ્વારા તેમને અનેક પુત્રો ઉત્પન્ન થયા, તેમનાથી દાનવોના નામથી ઓળખાતો વર્ગ બંધાયો, આમનામાંના એકનું નામ નિકુમ્ભ હતું. (એજન-શ્લોક-૨૬)

निचंद्रश्चनिकुंभश्चकुपटः कपटस्तथा ।
शरभः शलभश्चैव सूर्याचंद्रमसौतथा ।
एतेख्यातादनोर्वंशे दानवाः परिकीर्तिताः ॥ २८ ॥

આ દાનવોને તેમના જેવા અન્ય વર્ગોની પેઠે રાજર્ષિઓ અથવા બ્રહ્મર્ષિઓનાં કુટુમ્બોમાંથી ગમે તેમાં પૃથ્વી ઉપર તેમની જાતે અવતરવાનો હક અને પસંદગી હતાં. (એજન-શ્લોક ૪૦)

ततोब्रह्मर्षिवंशेषु पार्थिवर्षिकुलेषुच ।
जज्ञिरेराजशार्दूल यथाकामं दिवौकसः ॥ ४ ॥

અતુપમેયબલ અને શ્રેષ્ઠબુદ્ધિશાળી નિકુમ્ભ પૃથ્વી ઉપર એક મહા યુવરાજ રૂપે જન્મ્યો હતો, પછીથી તે દેવાપિના નામથી ઓળખાયો હતો. (મહાભારત આદિપર્વ અધ્યાય ૬૭-શ્લોક-૨૬-૨૭)

* * * * * ।
निकुंभस्त्वजितः संख्येमहामतिरजायत ॥ २६ ॥
भूमौभूमिपतिश्रेष्ठो देवापिप इति स्मृतः ।
* * * * * ॥ २७

કાશ્યપ વળી અરિષ્ટસેનના નામથી પણ જાણીતા થયા છે. (જુઓ મહાભારત શાન્તિ પર્વ અને વાયુ પુરાણ.)

"દેવાપિએ રાજ્યનો ત્યાગ કર્યો તથા માનવજાતમાં ધર્મની પુનઃસ્થાપના કરવા માટે અને ચંદ્રવંશને નિત્ય જાળવી રાખવા માટે પોતાની સ્વતંત્ર ઇચ્છાથી યોગાભ્યાસનો સ્વીકાર કર્યો. આ પ્રમાણે કહેવામાં આવ્યું છેઃ—એક યોગી રૂપે દેવાપિ હજુએ કલાપ નામના

ગ્રામમાં વસે છે; કલિયુગના અંતે તેઓ ચંદ્રવંશની અને ધર્મની પુનઃ સ્થાપના કરશે."
(ભાગવત પુરાણ સ્કંધ–૯–અધ્યાય–૨૨ શ્લોક–૧૭

* * * * *

देवापिर्योगमास्थायकलापग्राममाश्रितः ॥ १७ ॥
सोमवंशेकलौ नष्टेकृतादौस्थापयिष्यति ।

* * * * *

(વળી જુઓ વિષ્ણુ પુરાણ–૪–અધ્યાય–૨૦–શ્લોક ૩૩)

"વૈવસ્વત મનુના પુત્રના વંશજ સૂર્યવંશના **મરુ** તથા તેના તેજ વૈવસ્વત મનુની પુત્રીના વંશજ **દેવાપિ** તેમના વર્તમાન જન્મમાં, આ પ્રમાણે **કલાપ** નામના ગ્રામમાં વસતા કહેવાય છે; એ ગ્રામ વિષે ભાગવત પુરાણના ટીકાકાર કહે છે, કે 'યોગીઓના વાસસ્થાન રૂપે આ ગ્રામ પ્રસિદ્ધ છે.' વિષ્ણુ પુરાણના ટીકાકાર ઉમેરે છે, કે આ ગ્રામહિમાલયના સીમાડાના પ્રદેશમાં આવેલું છે. ભાગવતમાં આ પ્રદેશને ઋષિઓના વાસસ્થાન તરીકે ગણવામાં આવ્યો છે." (સ્કંધ–૧૨–અધ્યાય–૯)

બંને ઋષિઓ સંબંધી આટલાં અવતરણો આપ્યા પછી, મી. શ્રીનિવાસ રાવે આ બંને અને મેડમ. બ્લાવાટ્સ્કીથી કહેવાતા બંને મહાત્માઓ વચ્ચે મળતી આવતી બાબતો શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો; તેમને લાગ્યું કે આ ઉભય યુગલો અનેક બાબતોમાં સમાનજ હતાં છતાંએ તેઓ સાવધાની ભર્યા હતા; તેમણે એવી આશા દર્શાવી, કે વર્ષો વીતતાં થીઑસોફીના અંતરંગ પક્ષના અભ્યાસિઓ તરફથી આ વિષય ઉપર વિશેષ અજવાળુ પાડવામાં આવશે.

"મરુનું" નામ, એચ. પી. બ્લાવાટ્સ્કી જેમને પોતાના ગુરુ રૂપે માનતાં હતાં એવા સિદ્ધ નામની સાથે મળતું આવે છે, પરંતુ જોડણીમાં સહજ ફેરફાર રહે છે. અન્ય મહાત્મા નું નામ "દેવાપિ" નામથી બીલકુલ ભિન્ન પડી આવે છે, વળી કલાપગ્રામ હિમાલયમાં આવેલું છે, એચ. પી. બીને પ્રેરનારા બંને સિદ્ધ પુરૂષોતો હિમાલય પારના કોઈક અજ્ઞાત પ્રદેશમાં વસતા કહેવાય છે.

મરુ ક્ષત્રિય હોય એમ જણાય છે. પુરાણોમાં ક્ષત્રિય કહેવાયલા દેવાપિને વેદોમાં બ્રાહ્મણ કુટુંબમાં જન્મેલા દર્શાવવામાં આવે છે, પરંતુ આ બાબતનો ખુલાસો એમ કરવામાં આવે છે, કે તેઓ તેમના પૂર્વ જન્મમાં બ્રાહ્મણ હતા. પુરાણોમાં કહેવાયું છે કે, મરુ અને દેવાપિ કલિયુગના અંતે ધર્મની પુનઃ સ્થાપના કરવાના છે, જ્યારે હજુ તો આપણે એ યુગના આરંભ કાલમાં છીએ.

પૌરાણિક વાર્તાઓને વાંચીને ઘણીજ સંભાળ પૂર્વક વિચારવાની છે. ઘણા જણ એવું માનવા લાગ્યા છે, કે પુરાણોમાંના બન્ને ઋષિઓ, એચ. પી. બીને ઉપદેશીને સહાય કરનાર બંને સિદ્ધ પુરૂષો સાથે બરોબર મળતા આવે છે, છતાં એ જ્યારે ખાસ કરીને શોકો માટે ભાગે લાગણીઓ, ઉર્મિઓનું ભરણું ભરવા લાગ્યા છે. ત્યારે [illegible] મુશ્કેલ [illegible] જોવા-

વિષય સબંધી પુરાણો અને અન્ય હિન્દુ પવિત્ર શાસ્ત્રોમાં મળી આવતા બધા પુરાવા એક ઠા કરવામાં આવેતો, અતિ ઉત્તમ પ્રકારનું કાર્ય પાર પડે.

મેડમ બ્લાવાટ્સ્કીએ એક સમયે લખ્યું હતુંઃ—

"મારા જાણવામાં આવ્યા છે તે ગુરૂદેવો, એકાદ જંગલમાં વર્ષોનાં વર્ષો સુધી ભરાઇ રહેનારા, હિંદમાં જોવામાં આવે છે તેવા યોગીઓ નથી, તેમજ તેઓ તપ આદરતા નથી શ્વાસ રૂંધતા નથી. માત્ર તેઓ અધ્યાત્મવિદ્યા અને ગુપ્તવિદ્યાના સિદ્ધપુરૂષો છે. આ સિદ્ધોનાં મુખ્ય વાસસ્થાન ટીબેટના એક અમુક ભાગમાં આવેલાં છે; તેમના શિષ્યો દુનિયામાં સઘળે વિસ્તરેલા છે; કેટલાક તદ્દન વિશુદ્ધ છે અન્ય કેટલાક થોડાઘણા તેવા છે."

આ સિદ્ધ પુરૂષો વિષે ઘણોજ ભૂલ ભરેલો વિચાર પ્રવર્તે છે; જો આપણે આપણા માનેલા ધોરણ મુજબ તેમના માર્ગો અને રીતિયોનો, આવી બાબતોના યથાર્થ જ્ઞાન વિના ખુલાસો આપવા દોરાઈ જવાને બદલે, આપણે જે વિષે સંપૂર્ણ ખાત્રી ભરેલા નથી તે માટે કંઈ પણ કહેવામાંથી આપણે દૂર રહીએ તો આપણાથી સત્યની યથાર્થ સેવા કરી શકાશે. આ સર્વ આધારો અને અવતરણોની રાગ રહિત અને ચર્ચા ભરેલી શોધ ચલાવવામાં આવેતો ઉપયોગી થઇ પડશે; સંસ્કૃતમાં સારી પ્રવિણતા મેળવેલા આપણા હિંદુબંધુઓ આ કાર્ય ઉઠાવી લઇને આ વિષય વિષેના તેમના શ્રમનું પરિણામ પ્રસિદ્ધ કરશે એવી આશા રાખવામાં આવે છે. કલ્કિપુરાણમાંથી આ બને ઋષિઓ વિષે ઘણું મળી આવે એવું કહેવાય છે.

મી. શ્રીનિવાસરાવના લેખ ઉપર, દામોદર માવલંકરે લખેલી એક ટીપ્પણીમાં મને નીચે પ્રમાણે મળી આવે છેઃ—

"યુવરાજ દેવાપિ ગુહ્યવિદ્યામાં પોતાની નિપુણતાને લીધે, વિખ્યાત ઋષિ વિશ્વામિત્રની સાથે તેજ સમયે અને સ્થલે બ્રાહ્મણત્વ પામ્યા છે. આ ગૃહ ઊપરના તેમના પ્રથમ જન્મમાં તેઓ મહર્ષિ કશ્યપના એક પુત્ર હતા. ઋષિ કશ્યપે સ્થાપેલું ગોત્ર, જેમ વર્તમાનમાં મળી આવે છે તે મુખ્યત્વે કરીને એક બૌદ્ધગોત્રછે. ચાર માનુષિ બુદ્ધોમાંના, શાક્ય સિંહના તુર્તજ પૂર્વેથઈ ગયલા એક આ ગોત્રમાંજ જનમ્યા હતા, કશ્યપ તથાગતના નામથી પ્રસિદ્ધ થયા હતા. આ ગોત્રના અન્ય પુરૂષ મોટાકશ્યપ, ગૌતમબુદ્ધના પ્રથમ શિષ્યોમાંના એક મહાઅર્હત હતા. આ છેલ્લા નામ વાળાના ભ્રાતા અને સાથી અભ્યાસિ એક બીજા કશ્યપ હતા, તેમણે પણ ગૌતમબુદ્ધ પછી થયલા અર્હતોમાં મુખ્ય પદ દીપાવ્યું છે. હવે ગુપ્ત વિદ્યાના સર્વ અભ્યાસિઓને સારી રીતે જાણીતું છે તેમ વિશ્વામિત્ર, બુદ્ધોમાંના અંતિમ પુરૂષે શોભાવેલા સમાન પદના એક સિદ્ધ પુરૂષ હતા તથા વિશ્વામિત્રના એક સાથી દીક્ષિત તરીકે મહર્ષિ દેવાપિ પણ તેજ સમયે હોવા જોઇએ. આપણા ગુરુદેવ પોતાને શા માટે એક બૌદ્ધ કહે છે, એ બાબત ઉપર આથી થોડો ઘણો પ્રકાશ પડશે; આ સંબંધમાં બૌદ્ધ શબ્દનો, ગૌતમ બુદ્ધે ઉપદેશેલા તત્ત્વ શાસ્ત્રમાંથી ઉપજાવી કાઢેલા ધાર્મિક પંથ સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ નથી.

એન. ડી. કે.

---

R. No. B. 764.

આનંદદ.
એક અભેદમાર્ગ પ્રવાસી,
સ્થાપક મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૬—અંક ૬ ] (માસિક) [ માર્ચ. ૧૯૧૨. ]

અનુક્રમણિકા.



અમદાવાદ—ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં—મોતીલાલ શામળદાસે છાપ્યું

R. No. B 764.

પ્રસિદ્ધકર્તા મણિલાલ નભુભાઈ દ્વિવેદી
શેઠ અભેદમાર્ગ પ્રવાસી,

મંત્રી.
આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि "—भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૬—અંક ૬ ] (માસિક) [ માર્ચ. ૧૯૧૧. ]

## ॥ નાથની પધરામણી. ॥

વ્હાલા નાથ ! પધારો આજ
હૃદય મંદિરમાંરે—વ્હાલા !
વિનતિ નાથ ! ત્હમારી કરૂં છું,
કંઇ દિનથી તવ ધ્યાન ધરૂંછું,
આશ પૂરીછે, આજ વસો મુજ દિલમાંરે ! વ્હાલા !
પ્રસન્ન થયુ આ આન્તર મ્હારૂં,
ક્યારે તજ્યું છે ચિતડું મ્હારૂં,
માંડ મળ્યાછો નાથ ! હવે તજશો નહીંરે ! વ્હાલા !
હૃદયે હર્ષ અતિ ઉછળે છે
શાન્તિ અપૂર્વ અહા ! શું મળે છે
આજ રહેછે આન્તર નિષ્પાપણું કહીંરે ! વ્હાલા !
ચિત સઘળે વ્યાપક શું જાણું,
બ્રહ્મ બધાં સ્થાનોમાં માણું,
ભેદ ટળ્યા છે સર્વ, અભેદ મ્હને મળ્યોરે ! વ્હાલા !
શાન્તિ કદિ આવી નહિ દીઠી,
લ્હેર મધુર શું ? ! આવે મીઠી,
ચીઠ્ઠી હજુર પડે આ રૂબરૂમાં કરે રે ! વ્હાલા !

ઉભું થવાનું ગ્યોહ્યું ચૂકી,
વાણી તણા વ્યવહારો ભૂલી,
નારાયણમાં નેત્ર અનિમિષ મેળવ્યાં રે ! વ્હાલા !

આ તન ત્હેનું આજ થયુંછે,
ઇન્દ્રિયગણ સૌ એમ બન્યું છે
આદર ને સત્કાર્ય પછી છે બધું વૃથા રે ! વ્હાલા !

શ્વાસો શ્વાસ ભરૂંછું સઘળા,
નાથ નહીં નીકળશો પ્રબળા
સ્થિર કરીને રહેજો આ દિલમાંયે વસીરે ! વ્હાલા

ચિન્તા સઘળી આજ ટળી છે,
નાથ ! ત્હમારી-ખૂબી મળી છે.
અન્યતણાં કલ્યાણ તણી ઇચ્છા ફળી રે ! વ્હાલા !

મઠડાકર—નાગર.

---

# हाफेझ

## ( ૩ )

કોણ પીયુ હુઝુર સંદેશો પોંચાડે
મને નજરથી દૂર ના કાંડે કોણ.

હું ભમણામાં ભુલ્યો પ્યારી તારાં પ્રેમી જનોને
મુખ ઉજ્વલ શશિસમ દીલકુ ક્યમ પત્થર શું દેખાડે—કોણ

પરમેશ્વરને કાજ બચાવો ભૂતપલીતોથી
તેજ પ્રભા કાન્તિ મુખડાની મદદ મને પોંચાડે—કોણ.

જાહોજલાલી ગાલ લાલની દુનીયાં બરમ કરે
મ્હેર કરે ક્યમ ના દરદીપર પ્યારી નહો શું કાંડે—કોણ.

કાળી આંખની પલક ઇસારો ખુનપર અગર કરે
જો જે પ્યારી પ્રપંચ તને ના પશ્ચાત્તાપ પમાડે—કોણ.

રાત ગુજારી તમામ આશમાં પ્રાતરકાળ હવા
સ્નેહી જનની ખબર લાવી મનને આનંદ પમાડે—કોણ.

પ્યાલો પૂર ભરી મદિરાનો દે હાફિજ તયાર
મસ્તાન હુવા ઉંડી અસર કરે તવ અંતરે પ્રેમ જગાડે—કાણ્.

( ૪ )

' માશુકના સુલતાન ! રહમ ખા અમો ગરીબ પરદેશીની, '
' તૃષ્ણામાં' કહે ' ગુમ થઇ છે રાહ મુફ્લીસ પરદેશીની.' ૧
' બેશ ઘડીભર ' કહેતામાં તો ચહે માફ પરદેશની;
નાજુક દીલડાને દરકારથી અમો પીડા પરદેશની. ૨
પાદશાહી બીસ્તરપર લેટે માશુકને પરવા શેની,
સખ્ત પથરસમ કંટકમયગર સેજ બને પરદેશીની. ૩
ઝુલ્ફ ફંદમાં પડી ઝીન્દગી કંઇ ગરીબ પરદેશીની,
ગૌર ગાલપર શ્યામ તિલ એ ખરી મઝા પરદેશીની ૪
આકૃતિ તવ મુખડાની અલૌકિક ચઢાવે રતિ પરદેશીની,
ચિત્રાલયમાં એ આકૃતિ નવ નઝર બાર પરદેશીની. ૫
શશિસમ મુખપર છાય મદિરા પડે નજર પરદેશીની,
શ્વેત શેવતિ* પર પડે જ્યમ અરઘવાન*પરદેશીની. ૬
શ્યામ ઝુલ્ફવાળી તું સંધ્યા અમો ગરીબ પરદેશીની,
પ્રભાતમાં જોજે ગમગીન ના કરે ગરજ પરદેશીની. ૭
હૃદય ચંદ્રમાં ! ગાલ ગુલાબી જુવે આંખ પરદેશની,
નહીંતો ઘાયલ થકીત થશેરે દશા અમો પરદેશીની. ૮
વિસ્મયયુક્ત બની હાલત હાફિજ ગરીબ પરદેશની,
શું નવાઈ મસ્તાન દશાએ છિન્ન ભિન્ન પરદેશની. ૯

( ૫ )

માશુકની ગમગીનીમાં દીલડું બધું સળગી ગયું;
ને ઘર મહીંએ આગલાગી ઝુંપડું સળગી ગયું. ૧
દીલબરતણી જુદાઇથી દીલડું બધું પીગળી ગયું;
ને આગ મહબ્બતની મહીં દીલ કુમળું સળગી ગયું. ૨
તવ ઝુલ્ફની ઝંઝીરમાં પકડાય જે દીલ અમે પરી
પરેશાનીમાં, મુજદીલ દીવાના પર નહીં સળગી ગયું ૩
બળતું જીગર તું જોઇ લે અમ આંસુ કેરી આગથી;
રાતે મહબ્બત પ્યાલમાં રે ! પતંગીઉં સળગી ગયું; ૪

* શેવતી=ગુલદાવરી.
* અરઘવાન=હિંદુસ્થાનમાં થતો ફુલનો છોડ રંગે લાલ હોય છે,

અમ જીગરનું પ્યાલું ફુટયું રો જીગર કેરી આગથી
મદિરા સુરાહી આપવિણુ ત્યમ દીલડું સળગી ગયું. ૫

વાત કરવે શું વળે અમ ચશ્મ પુતળી ખેંચી લે,
કંયા પૂરા અહેશાનમાં દીલડું બધું સળગી ગયું. ૬

જેથી જીગર દાઝયું હમારૂં દોસ્તી તે નાદર નહીં;
જ્યાં જ્યાં વળી પાગલ બનું દીલપારકું સળગી ગયું. ૭

શરાબ અમથી લેઇશે કંયા હમારા મજનુની;
મદિરા તણી આતીશથી ઘર તર્કનું સળગી ગયું. ૮

મસ્તાન ગપ્પાં છોડ પી હાફીજ મદિરા એકદમ;
ગપ્પાં મહિ જઇ રાત્રીએ નૂર જીવનનું સળગી ગયું ૯

ટી. બી. કથારીયા

---

# મિથ્યાભિમાન.

——xx——

સોરઠો:— દેવ વર્ગમાં આજ આનન્દોત્સવ થાય છે.
હર્ષે ભર્યો સમાજ ઇન્દ્ર ભવનમાં સૌ મળ્યા.

માલિની:— સુરવર ઉર બારે હર્ષથી ઉછળે છે
અસુર દળ હરાવી સ્વાભિમાને ઠરે છે
નિજબળકૃતિશક્ત માની સર્વોપરિને
દઢઅભિમતિ ધારી તુચ્છકારી અદષ્ટે

વસંતતિલકા: મિથ્યાભિમાન વશ દેવસહુ થયા છે
પોતા તણો વિજય તે મહિમા ગણી એ
બુદ્ધિ અદ્‌ભ્રમ વિક્ષિપ્ત ભ્રમિત થાતાં
ના મૂળ કારણુ ખરાં રહમજી શકાતાં

શ્લોક— શાન્ત ગંભીરતા છાઈ સભા દીપે અતિ ઘણી
એક અદ્‌ભૂત દેખાવે આકર્ષી દષ્ટિ સર્વેની

સોરઠો:— અદષ્ટ પૂર્વે વિચિત્ર યક્ષ નિહાળ્યા તે સ્થંભે
સર્વે થયા વિસ્મિત સ્વરૂપ ન જરી કળી શકે.

શિખરિણી:— ગયા સાભિમાને પ્રથમ ઝટ અગ્નિ અતિ જવે
મૂકેલ એ યક્ષે તૃણ પણ જરીના દહી શકે
વળી વાયુએ ના અતિશ્રમથી તે ગ્રાજવી શકે!
પડયા આશ્ચર્યે એ વિપુલ બળ શક્તિ નિરખીને.

ઉપજાતિ— સ્વવીર્યે સ્વાભાવિક વ્યર્થ જાતાં
સ્વરૂપ નિર્ધાર બની શકયોના
ગળ્યું અભિમાન વૃથા ધરેલું
અપૂર્વ આ અદ્ભૂત તે થએલું

હવે બને ઇન્દ્ર તયાર પોતે
ધસે જવાને અભિમાની હૈયે
થયા તિરોધાન કૃપાળુ યક્ષ
વિસ્મિતતા મગ્નજ થાય ઇન્દ્ર
ન વાયુ અગ્નિ જયમ એ વળે છે
સશંક ભાવે ઉભી ચિંતવે છે.
ઉમા પધાર્યા તહિં દેવી પોતે
દિવ્ય પ્રભાએ અતિ શોભતાં જે

સોરઠો— સનમ્ર ભાવે ઇન્દ્ર દેવીને પ્રણમી વદે
"કોણ યક્ષએ" ઇન્દ્રિ ! વિજય હેતુ તમ યક્ષએ.

શિખરિણી— અરે મિથ્યા મિથ્યા સ્વબળકૃતિશક્તિ અભિમતિ
હરાવ્યું સ્વાતન્ત્ર્યે અસુરદળના આપ બળથી
વૃથામાનિ લીધો વિજય મહિમા સર્વ નિજમાં
ન જાણ્યો અજ્ઞાને કુદરત તણી ગૂઢ ઘટના

વસંતતિલકા— વિશ્વસ્થિતિ સમવધારક ગૂઢ શક્તિ
વ્યાપી સહુ સ્થળ અપૂર્વ અનન્ત શક્તિ
સંયોજતી સહુ ક્રિયા ફળ પ્રાણીનાં જે
તેનાજ ગૂઢ કંઈ હેતુથી જીત આ છે.

શ્લોક "કરું છું ને કર્યું છે મ્હેં" એ મિથ્યા અભિમાન છે;
કરી તે શું શકે પ્રાણી ! બાજી હરિને હાથ છે.

મુંદરા.

તા. ૧-૫-૧૧ ન્હાનાલાલ વિ. દેવશંકર વૈદ્ય.

# स्वामीश्री आनन्दानन्दनो पत्र.

ॐ

## तत्सत्



અદ્વૈતાશ્રમ માયાવતી.
આલ્મોરા, હિમાલય.
તા. ૪-૬-૧૯૧૧.

મહાશય !

મનુષ્ય જીવન આત્માની પ્રગતિને માટે સર્વોત્કૃષ્ટ સાધનોની વિશેષતા યુક્ત હોવાથી સૌથી વધારે કિમ્મતી છે. એ જીવનનો સદુપયોગ દુરૂપયોગ કે નિરૂપયોગ સર્વાંશે આત્માના સ્વાધીન છે. સંસ્કાર તેમાં ભાગીદાર ખરા; પરન્તુ જીવનના માર્ગના મૂળ અને મુખ્ય કારણ રૂપે નહિ. પૂર્વ જન્મના સંસ્કારો મનુષ્યના વર્તમાન જીવનનાં કર્મોનાં સર્વંશે કારણ રૂપ નથી. તેમનું અસ્તિત્વ સ્વતંત્ર હશે, પરન્તુ કાર્યશક્તિ સ્વતંત્ર નથી. એ સંસ્કારોને આ જન્મના સંસ્કારો અને સાધનોની સાથે મળીનેજ કાર્ય કરવું પડે છે. તુંબરૂના આ જન્મના સંસ્કારો અને વિચારો પર તે પોતાની influence or માત્ર ઉપાડી શકે છે. અર્થાત્ અસંસ્કારી કિંવા પૂર્વ જન્મના ક્ષુદ્ર સંસ્કારો કિંવા અત્યન્ત દુષ્ટ સંસ્કાર વાળો આત્મા આ જન્મની પ્રગતિ કરી શકે છે. કોઇને નિરાશ થવાનું કારણ નથી. હું અનુભવસિદ્ધ કરી શક્યો છું કે, "નિરાશાને સ્વતંત્ર અસ્તિત્વ જ નથી. નિરાશા એટલે નિશ્ચયની નિર્બળતા અને અશ્રદ્ધા " નિશ્ચયી અને શ્રદ્ધાળુ અંતઃકરણના માર્ગમાં નિરાશા છેજ નહિ "

આત્મવિકાસ—દૃષ્ટિની વિશાળતા એટલે ક્ષુદ્રત્વનો—બંધનોનો ક્ષય અને એજ મુક્તિનો માર્ગ ! મોક્ષ એટલે બંધનોનો અભાવ અને બંધનજ જ્યાં નથી ત્યાં તો મોક્ષ પણ આમાં નથી ! અર્થાત્ સ્વયંસિદ્ધ—મુક્ત આત્મા—જ્યાં બંધન અને મોક્ષ એ સ્થિતિજ હોતી નથી તે કૈવલ્ય ! કૈવલ્ય અનંતતાનું—અગાધતાનું—અમર્યાદિતપણાનું ! પ્રભુ અનંત છે-અગાધ છે-કલ્પનામાં આવી શકે તેના કરતાં વિશેષ છે અને હું બ્રહ્મ છું તો હું એટલો અનંત હોવું જોઇએ; મારી દૃષ્ટિ અતિ વિશાળ હોવી જોઇએ; અનંત બ્રહ્માંડનો હું અંશ નહિં. પરન્તુ અનંત બ્રહ્માંડ મ્હારાં અંશ એટલે હું મોટું હોવું જોઇએ.

" अहंब्रह्मास्मि " એ કહેવું કિંવા Theoratically સમજીલેવું એ એકાદ મિનિટનું કામ છે; પરન્તુ એ સાક્ષાત્કાર અનુભવવો—પ્રત્યક્ષ બ્રહ્મ બનવું—ઇશ્વરરૂપ બની રહેવું-એના જેટલી અનંતતા—વિશુદ્ધિ મેળવવી એ તુંબરૂના જન્મોના જન્મો સુધી ફાંફાં મારવાં પડે

એટલું વિકટકાર્ય છે. ઇશ્વરને—' અનિર્વચનિય પ્રેમ સ્વરૂપ ' કહ્યો છે. એજ સત્ય પ્રેમ ! પ્રેમ એટલે કહી કે, સમજાવી ન શકાય; માત્ર અનુભવી શકાય એવું કંઇક ! જ્યાંસુધી કોઇ પણ જાતની ઇચ્છા—વાસના કે આશા વચ્ચે છે, ત્યાં સુધી એ સત્ય પ્રેમ નથી. એતો પ્રેમના નામ નીચે આપણે આપણો સ્વાર્થ છુપાવીએ છીએ. "હે પ્રભુ ! મ્હને મોક્ષ આપ, મ્હને પુત્ર આપ, મ્હારૂં કલ્યાણ કર." એમ કહેવું એમાં અને ઇશ્વરને ન માનનાર—નિરીશ્વરવાદી—નાસ્તિકમાં કંઈ ફેર નથી. ભક્ત તો કહે છે કે "હે ઇશ્વર ! હું તને ચાહું છું; તું અનંત છે, હું પણ ત્હારામાં ભળીજવા—" તું " મય બની જવા ઇચ્છું છું; હું મ્હને ભૂલી જવા ઇચ્છું છું; મ્હારે નર્ક કે સ્વર્ગની દરકાર નથી; બંધન કે મોક્ષને હું ઓળખતો નથી, હુંતો માત્ર ત્હારા પ્રવાહમાં-ત્હારી અનંતતામાં પીગળી જવા ઇચ્છુંછું " સમર્થ સ્વામી રામતીર્થ ગંગાને ઉદ્દેશીને ( ગંગા ઉપર-મૂળઆગળ-હિમાલયમાં જેને ' ગંગોત્રીનું શિખર ' કહે છે, ત્યાં તેઓ શ્રી રહેતા હતા. ) કહેતા કેઃ—

' ગંગી તૈ શું સદબલિહારીજાઉં, દેહ મેરા મછલી ચબજાવે તેરેમેં પહુંતો તૂહીં બનજાઉં "

એમ એની અનંતતામાં આપણા ક્ષુદ્રત્વનો, ' અહંત્વ " નો—મમત્વ-નો પરપોટો ફુટી જવો જોઇએ. ગોપીઓ કૃષ્ણને એક મોટા Politician તરીકે, સમર્થ રાજા તરીકે કે ઈશ્વર તરીકે ઓળખતી નહોતી; માત્ર પ્રેમ તરીકેજ ઓળખતી હતી-મૂર્તિમંત પ્રેમ-પ્રેમસ્વરૂપેજ ઓળખતી હતી. સ્વર્ગની કે નર્કની સાથે તેમને ઓળખાણ પણ નહોતી; દ્વારિકા કે વૃંદાવન કૃષ્ણ શિવાય હેમને સ્મશાન હતાં; વસ્ત્ર, અલંકાર અને કૃષ્ણનો દેહ એ સૌ એમને નકામું હતું; પરન્તુ ફક્ત કૃષ્ણના હૃદયને પ્રેમને તેઓ કાચે તાંતણે બંધાઇ હતી-તેની પાછળ ઘેલી હતી. એક ગોપીને માટે મ્હેં ક્યાંક વાંચ્યું હતું કેઃ—તેની માએ તેને બીજાને ત્યાં ( નંદને ત્યાં ) સાંજે દીવો કરવા મોકલી ત્યાં કૃષ્ણને જોતાં તે ભૂલી ગઇ, ( પોતાનું ' અહંત્વ—પોતાની જાત—પોતાનું પ્રત્યક્ષ અસ્તિત્વ. ) હાડકા ચામડાનો હાથ દીવાપર રહીગયો, અને સળગ્યાં કર્યો. ઘણીવાર થવા છતાં ન આવવાથી માતા પાછળ આવી જુએ છે તો પોતાની પુત્રીનો હાથ દીવા ઉપર સળગે છે, અને તેને આનન્દ—પ્રેમ સમાધિ ચડી ગઇ છે. " કૃષ્ણ કૃષ્ણ મૈં કરતીથી તો મૈંહી કૃષ્ણ હો ગઇ " એ એક ગોપીની ઉક્તિનું પણ એજ રહસ્ય છે. " કૃષ્ણ અને ગોપીઓના પ્રેમને મલીન સમજનારાં-વાસના તૃપ્તિનો ગંદો સમ્બન્ધ માનનારાં પોતાનાજ નિર્માલ્ય Standard થી જગતને Judge કરનારા વિકારોના ગુલામ-ક્ષુદ્ર હૃદયી-વિશુદ્ધિનું અસ્તિત્વજ ન માનનારા—નાસ્તિક અને કૃષ્ણ ગોપી જેવા પ્રેમસ્વરૂપ-બ્રહ્મ-સ્વરૂપ આત્માઓના નામોચ્ચારને માટે પણ ના લાયક—આંધળા છે "

આ પ્રેમ સ્વરૂપ—આ અનંતતા—બ્રહ્મનો આટલે દરજ્જે વિકાસ શી રીતે થઈશકે ? અને તે શા માટે કરવો ? એટલાજ માટે કે એ ખરી—છેલ્લી સ્થિતિ છે; એજ સત્ય સુખ-પરમશાન્તિ, જ્યાં પછી સુખ, દુઃખ, આશા, નિરાશા, નિવૃત્તિ કે પ્રવૃત્તિ કોઇ દ્વંદ્વ રહેતું નથી એજ છેલ્લી એક અનિર્વચનીય સ્થિતિ છે. ત્યાં પહોંચ્યા શિવાય તેનાં ફાંફાં અને પ્રયત્ન—પ્રવૃત્તિનો કદિ અંત આવશે નહિં. પોતાની માતા-ને ભૂલી ગયેલું બાળક બીજી કોઇ બાબતમાં મન ઘાલતું, માતાને પુનઃશોધી કહાડવા સુધી રડયા કરેછે-શોધ્યા કરેછે-સ્વ-

સ્થ બેસી શકતુંજ નથી-શાન્ત રહી શકતુંજ નથી; તેમ પોતાના સત્ય બ્રહ્મ સ્વરૂપને ભૂલી ગયેલો-ક્ષુદ્રતાના કૂપમાં પડી જાય, બહારના મહાસાગરની અનંતતા વિસરી ગયેલો આત્મા પુનઃઅનંત બન્યા વિના ફરીથી પોતાના સત્ય સ્વરૂપને ઓળખી શકે ત્યાં સુધી શાન્ત થઇ શકતોજ નથી-સ્વસ્થ બની શકતોજ નથી. એકાદ સ્ત્રી આવતાંજ પેલું બાળક જેમ તેનેજ પોતાની માતા સમજી, રડતું બંધ થઈ, આનન્દથી તેની પાસે જાયછે; પરન્તુ તુરતજ તેને માલુમ પડે છે કે "આતો મારી માતા નથી, કોઇ અન્ય છે;" ત્યારે તે તેને છોડીને પુનઃ રડવા માંડે છે, અને ખરી માતાને શોધી કહાડવા ફાંફાં મારે છે; તેમ ભ્રમમાં પડેલો આત્મા સત્ય સુખની અને ખરી-પરમ-અક્ષર શાન્તિની વસ્તુ ( બ્રહ્મ-પોતાનું સત્ય સ્વરૂપ. હાડકાં, ચામડાં અને સંકુચિત અને મર્યાદિત વિચાર શક્તિવાળો દેહ નહિં; પરન્તુ બ્રહ્મ. ) જગત્-સંસારની વસ્તુઓ ( તૃષ્ણા, કામ, ક્રોધ, લોભ ઇત્યાદિ; કે જેને જેમ જેમ તૃપ્ત કરતા જઇએ, તેમ તેમ ક્ષુધા વધતી જાય. ) ને સમજીને તેમાં પડે છે-ત્હેને પકડે છે; પરન્તુ તુરતજ તેને માલુમ પડે છે કે:- એ વસ્તુઓ ત્હેને ખરૂં સુખ આપી શકતી નથી; સુખ દુઃખ વિગેરેનાં દ્વંદ્વો તેની પાછળ હજુ લાગ્યાંજ છે-છૂટયાં નથી; વખતે વળી તે બીજી જગાએ ખરૂં સુખ મેળવવાનો પ્રયત્ન કરેછે. "જન્મ મરણના ફેરા એ પ્રયત્નની નીષ્ફળતા બતાવનારાં ઢવાતીયાં છે; અર્થાત્ પ્રયત્ન કર્યાસિવાય આત્માનો છુટકોજ નથી-એ એની નૈસર્ગિક પ્રકૃતિ છે." હવે એકજ પ્રશ્ન રહેછે, તે એકે આ સર્વ સમજતાં-Theory-ફક્ત ત્રણ ચાર મિનિટજ લાગે, પરન્તુ આચરવું શી રીતે ?

ભગવાન શ્રી શંકરાચાર્યે પોતાના ભાષ્યની શરૂઆતમાંજ જ્યારે "ब्रह्मसत्यंजगन्मिथ्या" કહે છે ત્યારે પૂર્વ પક્ષ એમ શંકા કરે છે કે:- "જગત્ મિથ્યા છે, અને બ્રહ્મજ સત્ય છે; તો પછી આ બધું ખરૂં કેમ દેખાય છે ?" ત્યારે આચાર્ય શ્રી એટલોજ ઉત્તર આપે છે કે" તમને એ અસત્ય આભાસને સત્ય માનવાની ટેવ પડી ગઇ છે;" તેથી તમને સત્ય લાગે છે. હવે "એ બધું ખોટું છે-મિથ્યા છે." એમ માનવાની ટેવ પાડો-એમ માન્યા કરો કે આ સર્વ મિથ્યા છે. એવી ટેવ પાડો, એટલે જુજ સમયમાં તમને બધું મિથ્યાજ ભાસશે. એમાં થાકેલા આત્માને હાય હાય કરીને નિરાશા અને નિષ્ફળતાઓની માંદગીઓ ભોગવી ભોગવીને એટલી શ્રદ્ધા રહેતી નથી, તેથી આબધું મુશ્કેલ અતિકઠિન-અસંભવિત જેવું લાગે છે.

જુઓ ! પ્રથમ Theory સમજી લેવી કે:—"બ્રહ્મ અનંતછે, અને પ્રેમસ્વરૂપ છે; હું એજ બ્રહ્મછું, મારૂં સત્ય સ્વરૂપએ છે." હવે ધીમે ધીમે એ સમજી લીધા પછી વર્ત્તનમાં લાવવાનો પ્રયત્ન કરવો. હું અનંતછું તો પછી જેટલું મર્યાદિત-અંતવાળું-પરિણામ આણનારૂં-ક્ષુદ્ર-ટુંકું-સંકુચિત એટલું ખોટું એમ માનવાનો પ્રયત્ન કરવો; ધીમે ધીમે પ્રયત્ન કરતાં થોડાજ વખતમાં ભગવાન શ્રીશંકરાચાર્યના કહેવા પ્રમાણે "એ સર્વ ખોટું છે" એમ તમે પ્રત્યક્ષ અનુભવી શકશો.

ઇશ્વર પ્રેમ સ્વરૂપ છે, તે સૌને ચાહે છે; એનામાં તિરસ્કારનું અસ્તિત્વજ નથી. પુણ્યવાન અને પાપી પ્રત્યે તે સરખી-સમાન પ્રેમ દૃષ્ટિ રાખે છે; ઉલટું લુલા, લંગડા કે ખોડીલા બાળકની માતાની પેઠે તે બિના પાપીઓ પ્રત્યે વધારે દયા અને પ્રેમ રાખેછે.

તેની-દયા અને પ્રેમ અનંત અને અનિર્વચનીય છે; તો પછી આપણું એ સત્ય સ્વરૂપ હોવાથી આપણું હૃદય પણ તેટલું વિશાળ થાય, આપણા હૃદયમાં એવો વિશ્વવ્યાપી-બ્રહ્માંડ વ્યાપી-સર્વ વ્યાપી પ્રેમ સ્થિર થાય; કોઈના પ્રત્યે અભાવ કે તિરસ્કાર રહે નહિં એવો, એવી વૃત્તિ ધીમે ધીમે ખીલવવાનો પ્રયત્ન કરવો. નવીનચંદ્રરાયે (સંન્યાસીમાં) કહ્યું છે કે **"પાપને ધિક્કારો, પરન્તુ પાપી ને ધિક્કારતા ના; દુષ્ટને ધિક્કારતા ના પરન્તુ દુષ્ટતાને ધિક્કારો."** એનું રહસ્ય પણ એજ છે. પ્રત્યેક પાપી ઇશ્વર છે. ઇશ્વિરે પાપીઓને રસ્તામાં ડગલે ડગલે ઉભા રાખ્યા છે; તે તમને ખરાબ માર્ગે દોરવાને નહિ, પરન્તુ પાપના પરિણામની ભયંકરતા બતાવી, એ માર્ગે જતા તમને અટકાવી, સત્યના માર્ગે દોરવાના શુભ આશયથીજ ઉભા રાખ્યા છે. એ પાપીઓ તમને માથું અફાળી મરવાની સૂચના આપવા રાખ્યા નથી: પરન્તુ સત્યનો માર્ગ બતાવનારી મશાલો રૂપે રખ્યા છે. સ્વામીશ્રી વિવેકાનન્દ કહે છે કે:—" પ્રત્યેક પાપી ખ્રિસ્ત છે; (પવિત્રતાનો માર્ગ બતાવવામાં પોતાની જાતનો ભોગ આપનાર મહાત્મા) કારણ કે પાપ કરીને પાપનું પુતળું બની જગતને એ માર્ગે જતા અટકાવવાનો પાઠ એ લોકો જગતને આપે છે; અસત્ય માર્ગની ભયંકરતા અને તેમાં પ્રાપ્ત થતી નિષ્ફળતા સમજાવી, સત્ય માર્ગે લોકોને દોરવાનું પવિત્ર કાર્ય કરવામાં તે પોતાનો ભોગ આપે છે. પ્રભુની પ્રભુતાની દ્રષ્ટિથી જોનાર મનુષ્ય પ્રત્યેક પાપી પ્રત્યે પૂજ્ય બુદ્ધિજ ધરાવે છે; તિરસ્કાર નહિજ.

આમ સૌને-સમસ્ત વિશ્વને એકજ બાથમાં પ્રેમથી આલિંગન આપવાનો પ્રયત્ન કરવો; પ્રભુની અનંતતામાં ભળી જવામાં આપણુ ક્ષુદ્રત્વ-અહં-વિસરી જવું; એની મહાન્ વ્યવસ્થામાં એની મહાન્ ઇચ્છામાં આપણી ઇચ્છા મેળવી દેવી, એનામય બની રહેવું; સંપૂર્ણ શ્રદ્ધા પૂર્વક આમ કરવાનો પ્રયત્ન કર્યા કરવો, આપણી ઇચ્છાનું વૈયક્તિક વિશિષ્ટત્વનું અસ્તિત્વ ભૂસી નાંખી અનંતમાં અનંત બની રહેવું એજ છેલ્લી સ્થિતિ-પરમપદ-કૈવલ્ય કિંવા નિર્વાણ.

તમારૂં વ્યક્તિત્વ વીસરી જાઓ, એનામાં ભળીને એનામય રહો. પ્રભુની બ્રહ્મની વ્યવસ્થાના એ મહાન સીતારના તારમાં તમારી ઇચ્છાઓનો તાર મેળવીદો; એના સ્વર તંગ કર્યા કરો, એના સ્વર સાથે તમારો સ્વર સરખાવો, અને જ્યાં સુધી એ બેસુરો જણાય ત્યાં સુધી એની ખૂંટી તંગ કર્યા કરો; આખરે એ તારોમાં તમારો તાર ભળી જશે. એ ધ્વનીમાં તમારો ધ્વની ભળી જશે, અને એકજ ધ્વનિ નીકળશે. એક તાર કંપતાં સર્વ તાર કંપશે. તમારો ધ્વનિ એજ ધ્વનિ અને બધા તારનો કિંવા એમાંના કોઇ પણ તારનો ધ્વનિ એજ તમારો ધ્વનિ બની રહેશે, ધીમે ધીમે હું તાર છું એમ માનવું ભૂલી જઈ, હું સીતારછું એમ તમને લાગશે અને એ તમે પ્રત્યક્ષ અનુભવશો.

એ સીતારના ધ્વનિમાં તમારો ધ્વનિ મેળવીદો તારમાં તાર મેળવો; એની મહાન ઇચ્છામાંજ તમારી ઇચ્છા મેળવીદો, એના થઇ જાઓ; તમારૂં એવું કાંઇ રહેવા દેશો નહિ. તમે તુરત અનુભવશો કે તમે તેના ખોળામાં પહોંચ્યા છો; એ આનન્દ સામાધિ અનુભવોછો; કે જે અનિર્વચનીય છે; જ્યાં સુખ દુઃખ, આશા નિરાશા, બંધન કે મોક્ષ કંઇ નથી.

ત્યાં પહોંચવામાં ધ્યેયમાં—વિશ્વ પ્રેમમાં તદ્રુપતા; બ્રહ્મસ્વરૂપ અને સાધનમાં વિશુદ્ધિ, શ્રદ્ધા અને નિશ્ચયનીજ ફક્ત જરૂર છે.

હું કંઇક વિચિત્ર લાગતો હોઉં તો ભલે; મતવૈચિત્ર્ય એ કુદરતનું રહસ્યછે. વિવિધતા અસ્વાભાવિક નથી. "मुंडे मुंडे मतिर्भिन्ना । ભગવાન પણ એને માટે આપણને નિરાશ થવા દેતા નથી ये यथा मां प्रपद्यंते तां तथैव भजाम्यहम् ॥ તો પછી અમુક એકજ માર્ગ સાચો અને બીજા બધા ખોટા એમ કહેવું એ કેટલું બધું અજ્ઞાન ! ! ! જેને જે માર્ગે શ્રદ્ધા હોય તેણે તે માર્ગે પ્રયત્ન કરવો અને પહોંચવું. મ્હને અને તમને, શિક્ષિત અને અશિક્ષિતને સૌને એકજ માર્ગ પસંદ પડે—ભગવાન શંકરને અને અબ્દુલ રહેમાનને એકજ કોટ Suit થાય એવો દુરાગ્રહ કરવો એ સૃષ્ટિના કાયદાનું અજ્ઞાન બતાવવા જેવું છે; માટે જેને જેને માર્ગે શ્રદ્ધા હોય તે માર્ગે જવું. વિશુદ્ધિ, શ્રદ્ધા અને નિશ્ચયથી ગમે તે માર્ગે ચાલીને પણ એ સ્થળે પહોંચી શકાશે 'एकंसत् विप्रावहुधा वदन्ति ' જે માર્ગે શ્રદ્ધા હોય તે માર્ગે ચાલ્યા જાઓ. અન્ય માર્ગને ખોટા ગણી તેમને બળાત્કારે તમારા માર્ગમાં ખેંચી લાવવાનો મિથ્યા પ્રયત્ન કરશોમા એવો પ્રયત્ન કદિ સફળ થશે નહિ. એ નિસર્ગથી વિરૂદ્ધ છે—પ્રભુની મહાન વ્યવસ્થાનો વિરોધ છે. તેમ કરવામાં તમારો કાળક્ષેપ અને શક્તિનો નિરર્થક ક્ષય થશે, માટે એવું કરતા ના. પોપટની માફક વેદ શાસ્ત્રો પઢી જનારા અને બ્રહ્મ નિરૂપણ કરી જાણનારા શ્રદ્ધા અને વિશુદ્ધિ તથા નિશ્ચયને અભાવે "પુનરપિ જનનં પુનરપિ મરણં" નાં દંદ્વોમાં ચક્રમાં ભટક્યાં કરે છે; અને તદ્દન અભણ અને કંઈ સમજાવી શકવા કે ઉપદેશદેવાના સામર્થ્ય વિનાનો મુમુક્ષુ પણ શ્રદ્ધા વિશુદ્ધિ અને નિશ્ચયથી પરમપદ પામે છે. શાસ્ત્રો અને તત્વજ્ઞાનેજ એ સ્થિતિમાં પહોંચાડવાનો ઇજારો રાખ્યો નથી. ભગવાનશ્રી રામકૃષ્ણ પરમહંસ તદ્દન નિરક્ષર હતા.

"પોતાના આખા ટોળાને છોડી દઇને પણ એકાદ ભૂલા પડેલા મેંઢાને જેમ ભરવાડ શોધે છે, તેમ ભૂલા પડી ગયેલા આત્માને પ્રભુનો પ્રેમ શોધે છે." એમ સ્વ. સ્નેહી કલાપીએ કહ્યું છે. ઇશ્વરનો પ્રેમ—પરમકૃપાળુ પ્રિયતમ પરમાત્માનો ખોળો આપણા માટે તૈયાર છે; અરે ! આપણને સ્વીકારવાને ઉત્સુક છે. તો પછી નિરાશાને અને અંધકારને અસ્તિત્વ છેજ ક્યાં ?

પ્રભુ સર્વને ચાહે છે, તમે સૌને ચહાવાનો પ્રયત્ન કરજો. અસ્તુ.

ॐ शान्तिः शान्तिः शान્તિઃ ॥

તા. ૧૦ મી જુલાઇ ૧૯૧૧.
સુબોધ સદન
વિરમગામ.

( सुबोध–बन्धुमण्डल. )

# ॥ कर्म—विपाक. ॥

( અનુસન્ધાન વર્ષ–૨૩–પૃષ્ઠ ૮૨ થી )

પ્રકૃતિ અને માયાના કેટલાક કિંચિત્ અંશો આપણે જોયા. એ બાબત સર્વજ્ઞતા દર્શાવવી એ બુદ્ધિની ખામી બતાવી આપે છે. હવે આપણે જે જોવાનું છે, તે એજકે—આ વિશ્વની અન્દર ભ્રમણ કરતી પ્રકૃતિ અને માયાને પગલે પગલે અનુસરણ કરનારી કેટલીક ઘણી શક્તિઓ પોતાનાં તંત્ર રચ્યા કરે છે. ત્હેમાં મુખ્યમાંતો આકર્ષક શક્તિ છે. તે પોતાની અદ્ભૂત શક્તિથી આખા વિશ્વનું વહન એવા પ્રકારથી અને એવા અચૂક નિયમથી ચલાવે છે કે તે પોતાના કાર્યમાં લેશ પણ ચૂકતી નથી અને ગમે તેટલે અન્તરેથી સમાનતા શોધી કહાડી ત્હેમનો યોગ કરે છે. એ ઉપરથી નિશ્ચયપૂર્વક કહી શકાયકે અખિલ વિશ્વમાં એક ગતિ ઉત્પન્ન કરનારી શક્તિ તે આ આકર્ષક શક્તિ છે. પ્રકૃતિ અને માયાતો રૂપો ઘડે છે, પણ તેમને અનુસન્ધાન કરનાર કર્મ–વિપાકના અનુવાયી ફલાદેશ રૂપે આ શક્તિ છે. આકર્ષણ શક્તિના નામથી તે ઓળખાય છે. પ્રેમનાં સ્વરૂપો તે ઘડયાંજ કરેછે. અને રજઃકણોના પ્રમાણમાં તે પોતાના યથાસ્થિત ધર્મ બજાવ્યાંજ કરેછે

જો એ શક્તિ આ વિશ્વની અન્દર પ્રવર્તમાન ન હોતતો અદ્યાપિ પર્યન્ત જે ઘટના ચાલી આવે છે, તે કદાપિ ન પણ હોય ! આપણે બુદ્ધિપૂર્વક એટલું તો કબુલ કરવું પડે છે કે–એ આકર્ષક શક્તિ તો અનુસન્ધિ કરાવી આપનાર છે. પણ તેના યોગને કાયમ ટકાવી રાખનાર શક્તિ કોઇ બીજીજ પ્રકારની છે, વાર્દ્ધક્ય અને પોષક શક્તિઓ જે ચૈતન્યાંશ સ્વરૂપે પ્રકાશમાન થઇ શકે છે, તેઓ પેલી શક્તિને સહાયતા કરનાર છે; એ ત્રણે શક્તિઓને એકત્ર કરતાં જે ફલ ઉત્પન્ન થાય છે. તેમાં ચૈતન્ય વિશેષ જોવામાં આવે છે. એ ચૈતન્યને લીધે આકર્ષકશક્તિ પણ વૃદ્ધિમતિ થતી જાય છે. અને એ બધાં વિશ્વાધારને દર્શાવી આપે છે. સૂર્ય, ચન્દ્ર, તારક, જળ, વાયુ, પૃથ્વી વગેરે જોવામાં આવતી અને જોવામાં ન આવતી ચીજો પણ એ શક્તિઓને અવલમ્બી ને રહેલી છે. ચૈતન્ય–પ્રકાશછે, અને પ્રકાશ આકર્ષક છે. અને પુનરપિ કહીએ તો તેજ ચૈતન્ય ત્હેમાં વધારો કરે છે, અને પોષક તત્વ પણ ઉમેરતું જાયછે. પ્રકૃતિ અને માયા તો ત્હેમાં પોતાના તરફથી સ્વરૂપો અર્પણ કરે છે અને ગુણોની ભેટ કરતાં થાય છે જેમ પ્રકૃતિ એટલે ગુણ વધારે, તે પેલા ચૈતન્યાંશને આધારે છે, માટે મુખ્યમાં તો ચૈતન્ય શક્તિને માન આપવું પડેછે. આકર્ષણ શક્તિ પણ એમજ માન્યને યોગ્ય છે. તે બંને શક્તિઓનો પ્રભાવ તો દરેકની શક્તિ કરતાં સંમેલનમાં યવો જોઇએ ત્હેના કરતાં ઘણો વધારે છે

વિકર્ષણ શક્તિ પણ જોવામાં આવે છે. એ શક્તિ પણ પોતાનું કાર્ય યથા શક્તિ બજાવ્યાં કરે છે–આકર્ષણ શક્તિનું પ્રાબલ્ય ગમે તેટલું હોય પણ જો વિકર્ષણશક્તિ નહોય તો પહેલી શક્તિનું કાંઇ પણ બળ ફાવતું નથી. ધૂમાડો અને વરાળ એનાં, કેટલાંક દૃષ્ટાન્તો

ત્યાં પહોંચવામાં ધ્યેયમાં—વિશ્વ પ્રેમમાં તદ્રુપતા; બ્રહ્મસ્વરૂપ અને સાધનમાં વિશુદ્ધિ, શ્રદ્ધા અને નિશ્ચયનીજ ફક્ત જરૂર છે.

હું કંઇક વિચિત્ર લાગતો હોઉં તો ભલે; મતવૈચિત્ર્ય એ કુદરતનું રહસ્યછે. વિવિધતા અસ્વાભાવિક નથી "मुंडे मुंडे मतिर्भिन्ना । ભગવાન પણ એને માટે આપણને નિરાશ થવા દેતા નથી येयथामां प्रपद्यंते तां तथैव भजाम्यहम् ॥ તો પછી અમુક એકજ માર્ગ સાચો અને બીજા બધા ખોટા એમ કહેવું એ કેટલું બધું અજ્ઞાન !!! જેને જે માર્ગે શ્રદ્ધા હોય તેણે તે માર્ગે પ્રયત્ન કરવો અને પહોંચવું. મ્હને અને તમને, શિક્ષિત અને અશિક્ષિતને સૌને એકજ માર્ગ પસંદ પડે—ભગવાન શંકરને અને અબ્દુલ રહેમાનને એકજ કોટ Suit થાય એવો દુરાગ્રહ કરવો એ સૃષ્ટિના કાયદાનું અજ્ઞાન બતાવવા જેવું છે; માટે જેને જેને માર્ગે શ્રદ્ધા હોય તે માર્ગે જવું. વિશુદ્ધિ, શ્રદ્ધા અને નિશ્ચયથી ગમે તે માર્ગે ચાલીને પણ એ સ્થળે પહોંચી શકાશે 'एकंसत् विप्राबहुधा वदन्ति ' જે માર્ગે શ્રદ્ધા હોય તે માર્ગે ચાલ્યા જાઓ. અન્ય માર્ગને ખોટા ગણી તેમને બળાત્કારે તમારા માર્ગમાં ખેંચી લાવવાનો મિથ્યા પ્રયત્ન કરશોમા એવો પ્રયત્ન કદિ સફળ થશે નહિ. એ નિસર્ગથી વિરૂદ્ધ છે-પ્રભુની મહાન વ્યવસ્થાનો વિરોધિ છે. તેમ કરવામાં તમારો કાળક્ષેપ અને શક્તિનો નિરર્થક ક્ષય થશે, માટે એવું કરતા ના. પોપટની માફક વેદ શાસ્ત્રો પઢી જનારા અને બ્રહ્મ નિરૂપણ કરી જાણનારા શ્રદ્ધા અને વિશુદ્ધિ તથા નિશ્ચયને અભાવે "પુનરપિ જનનં પુનરપિ મરણં" નાં ફંદોમાં ચક્કરમાં ભટક્યાં કરે છે; અને તદ્દન અભણ અને કંઈ સમજાવી શકવા કે ઉપદેશદેવાના સામર્થ્ય વિનાનો મુમુક્ષુ પણ શ્રદ્ધા વિશુદ્ધિ અને નિશ્ચયથી પરમપદ પામે છે. શાસ્ત્રો અને તત્વજ્ઞાનેજ એ સ્થિતિમાં પહોંચાડવાનો ઇજારો રાખ્યો નથી. ભગવાનશ્રી રામકૃષ્ણ પરમહંસ તદ્દન નિરક્ષર હતા.

"પોતાના આખા ટોળાને છોડી દઇને પણ એકાદ ભૂલા પડેલા મેંઢાને જેમ ભરવાડ શોધે છે, તેમ ભૂલા પડી ગયેલા આત્માને પ્રભુનો પ્રેમ શોધે છે." એમ સ્વ. સ્નેહી કલાપીએ કહ્યું છે. ઇશ્વરનો પ્રેમ-પરમકૃપાળુ પ્રિયતમ પરમાત્માનો ખોળો આપણા માટે તૈયાર છે; અરે ! આપણને સ્વીકારવાને ઉત્સુક છે. તો પછી નિરાશાને અને અંધકારને અસ્તિત્વ છેજ ક્યાં ?

પ્રભુ સર્વને ચાહે છે, તમે સૌને ચહાવાનો પ્રયત્ન કરજો. અસ્તુ.

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

તા. ૧૦ મી જુલાઇ ૧૯૧૧.
સુબોધ સદન
વિરમગામ.

( सुबोध-चन्द्रमण्डल. )

# ॥ कर्म–विपाक. ॥

( અનુસન્ધાન વર્ષ–૨૩–પૃષ્ઠ ૮૨ થી )

પ્રકૃતિ અને માયાના કેટલાક કિંચિત્ અંશો આપણે જોયા. એ બાબત સર્વજ્ઞતા દર્શાવવી એ બુદ્ધિની ખામી બતાવી આપે છે. હવે આપણે જે જોવાનું છે, તે એજકે—આ વિશ્વની અન્દર ભ્રમણ કરતી પ્રકૃતિ અને માયાને પગલે પગલે અનુસરણ કરનારી કેટલીક ઘણી શક્તિઓ પોતાનાં તંત્ર રચ્યા કરે છે. ત્હેમાં મુખ્યમાંતો આકર્ષક શક્તિ છે. તે પોતાની અદ્દભૂત શક્તિથી આખા વિશ્વનું વહન એવા પ્રકારથી અને એવા અચૂક નિયમથી ચલાવે છે કે તે પોતાના કાર્યમાં લેશ પણ ચૂકતી નથી અને ગમે તેટલે અન્તરેથી સમાનતા શોધી કહાડી ત્હેમનો યોગ કરે છે. એ ઉપરથી નિશ્ચયપૂર્વક કહી શકાયકે અખિલ વિશ્વમાં એક ગતિ ઉત્પન્ન કરનારી શક્તિ તે આ આકર્ષક શક્તિ છે. પ્રકૃતિ અને માયાતો રૂપો ઘડે છે, પણ તેમને અનુસન્ધાન કરનાર કર્મ-વિપાકના અનુવાયી ફલાદેશ રૂપે આ શક્તિ છે. આકર્ષણ શક્તિના નામથી તે ઓળખાય છે. પ્રેમનાં સ્વરૂપો તે ઘડયાંજ કરેછે. અને રજઃકણોના પ્રમાણમાં તે પોતાના યથાસ્થિત ધર્મ બજાવ્યાંજ કરેછે

જો એ શક્તિ આ વિશ્વની અન્દર પ્રવર્તમાન ન હોતતો અદ્યાપિ પર્યન્ત જે ઘટના ચાલી આવે છે, તે કદાપિ ન પણ હોય ! આપણે બુદ્ધિપૂર્વક એટલું તો કબુલ કરવું પડે છે કે–એ આકર્ષક શક્તિ તો અનુસન્ધિ કરાવી આપનાર છે. પણ તેના યોગને કાયમ ટકાવી રાખનાર શક્તિ કોઇ બીજાજ પ્રકારની છે, વાઇકમ અને પોષક શક્તિઓ જે ચૈતન્યાંશ સ્વરૂપે પ્રકાશમાન થઇ શકે છે, તેઓ પેલી શક્તિને સહાયતા કરનાર છે; એ ત્રણે શક્તિઓને એકત્ર કરતાં જે ફલ ઉત્પન્ન થાય છે. તેમાં ચૈતન્ય વિશેષ જોવામાં આવે છે. એ ચૈતન્યને લીધે આકર્ષકશક્તિ પણ વૃદ્ધિમતિ થતી જાય છે. અને એ બધાં વિશ્વાધારને દર્શાવી આપે છે. સૂર્ય, ચન્દ્ર, તારક, જળ, વાયુ, પૃથ્વી વગેરે જોવામાં આવતી અને જોવામાં ન આવતી ચીજો પણ એ શક્તિઓને અવલમ્બી ને રહેલી છે. ચૈતન્ય–પ્રકાશછે, અને પ્રકાશ આકર્ષક છે. અને પુનરપિ કહીએ તો તેજ ચૈતન્ય ત્હેમાં વધારો કરે છે, અને પોષક તત્વ પણ ઉમેરતું જાયછે. પ્રકૃતિ અને માયા તો ત્હેમાં પોતાના તરફથી સ્વરૂપો અર્પણ કરે છે અને ગુણોની ભેટ કરતાં થાય છે જેમ પ્રકૃતિ એટલે ગુણ વધારે, તે પેલા ચૈતન્યાંશને આધારે છે, માટે મુખ્યમાં તો ચૈતન્ય શક્તિને માન આપવું પડેછે. આકર્ષણ શક્તિ પણ એમજ માન્યને યોગ્ય છે. તે બંને શક્તિઓના પ્રભાવ તો દરેકની શક્તિ કરતાં સંમેલનમાં થવો જોઇએ ત્હેના કરતાં ઘણો વધારે છે

વિકર્ષણ શક્તિ પણ જોવામાં આવે છે. એ શક્તિ પણ પોતાનું કાર્ય યથા શક્તિ બજાવ્યાં કરે છે–આકર્ષણ શક્તિનું પ્રાબલ્ય ગમે તેટલું હોય પણ જો વિકર્ષણશક્તિ નહોય તો પહેલી શક્તિનું કાંઇ પણ બળ ફાવતું નથી. ધૂમાડો અને વરાળ એનાં, કેટલાંક દૃષ્ટાન્તો

આપે છે. તે અમને સર્વથા માન્ય નથી. એતો હવાના ઘટઃપ્રમાણમાં ત્હેની નિરંતરની સ્થિતિ દર્શાવેછે પણ રજઃકણો જે નિરંતર હવામાં ઉડ્યાં કરે છે ત્હેને પેલી શક્તિનો પ્રભાવ માનીએ તો માની શકાય. આ વાતમાં ગમે તેટલી સત્યતા હોય, ત્હેની ના કહી શકાય નહીં પરન્તુ આકર્ષણ શક્તિ જે વખતે પોતાનું કાર્ય બજાવતી હોય છે, તેજ વખતે વિકર્ષણ શક્તિ પણ પોતાનું કાર્ય બજાવ્યાં કરે છે. જેમકે સુવર્ણનાં પરમાણુઓ એક બીજાને આકર્ષે છે, ત્હેમનો યોગ થવાને સારૂ વિજાતિય પરમાણુઓ દૂર ખસવા માંડે છે. જો આ પ્રમાણે ન બનતું હોતતો આ પૃથ્વીની અંદરથી એકજ જગ્યાએથી સોનાની–રૂપાની–હીરાની–માણેકની–નીલમની–અબરખની-પારદની વગેરેની ખાણો નીકળી શકત નહીં. આ બાબત જેમ સ્થૂલ પરમાણુઓને લાગુ પાડવામાં આવી છે, તેમજ સૂક્ષ્મ પરમાણુઓને પણ લાગુ પાડવામાં આવી શકે છે. જો એકલી આકર્ષણ શક્તિજ આ દુનિયાની અંદર હોત અને પેલી વિકર્ષણ શક્તિ જો હોત નહીં–તો આ વિશ્વની અંદરની દરેક ચીજ એક બીજાને અથડાઇ ને ભાંગી ભૂકો થઇ જતે અને દરેકનાં પરમાણુઓ હવાની અંદર ઉડ્યાં જ કરત અને વસ્તુઓનાં સ્વરૂપો જોવામાં આવે છે તે આવતજ નહીં. આપણે જે જે વસ્તુઓનાં સ્વરૂપો અને આકૃતિ જોઇએ છીએ, તે બંને શક્તિઓને આધારે છે તારાઓ ગૃહો, સૂર્ય, કાંઇપણ જોવામાં આવત નહીં. પણ અરે! મનુષ્યજ પોતાના સ્વરૂપમાં હોત તો પછી બીજી વાત ના! મનુષ્યો હોત નહીં તો પછી પરમાણુ કે રજકણો જોવાત પણ કોનાથી?

આટલા ઉપરથી નિશ્ચિત થાય છે કે આ બંને શક્તિઓ પોત પોતાના કામમાં નિરંતર મચી રહેલી છે, અને બંને શક્તિઓ સાથે મળી પોતાનું કામ બજાવે છે. બે મળીને બે કામ કરતી નથી, પણ એક કાર્ય થવામાં મદદ કરે છે એક આમંત્રણ કરે છે, બીજું ત્હેને માન આપે છે પરસ્પર વિરૂદ્ધાકર્ષણ એવી એકાદશક્તિનો આકર્ષણ શક્તિની અંદરના પેટા ભાગમાં સમાવેશ થઇ જાય છે. પરમાણુઓ ઉપર આ શક્તિયોનો આધાર નથી. પણ પરમાણુઓના સંઘટ્ટ ઉપર ત્હેની ક્રિયાઓનો આધાર છે એમ પણ નથી. એક પરમાણુ સમૂહ બીજા એવાજ પણ વિરૂદ્ધ ગુણવાળા પરમાણુ સમૂહ તરફ ગતિમાન થાય છે. તેમ જેની સમીપ જવું પડે છે, તે સમૂહ વિદૂર વિદૂર પ્રયાણ કરે છે; અને અન્તરમાં તફાવત પડતો જાય છે. કેટલીક વારે પ્રથમ પરમાણુ સમૂહ સ્થીર થાય છે ત્યારે પેલો બીજો ગતિમાન હોઈ સ્થીર થતો જાય છે, અને પરાવૃત્તિ ગુણનું ધ્યાન ધરતો હોય એમ જણાય છે. કેટલીકવારે પાછો વળી પ્રથમ સમૂહ તરફ ગતિમાન થાય છે. ત્યારે તે પોતાની ગતિને પાછી હડસેલે છે, અને અસલ જગ્યાએ આવી સ્થીતિ પામે છે. તત્સમયે બીજો સમૂહ પાછો ધસડાતો આવતો હોય તેમ આવે છે પણ જગ્યાના અન્તરમાં ફેર પડતો નથી. પડે છે તો પણ વધઘટ ન જણાઇ આવે એવા રૂપમાં હોય છે. અથવા બહુ ન્હાના પ્રમાણમાં હોય છે, આમ ઘણીવાર થયા કરે છે. એમ થતાં થતાં છેવટે તેઓ એકત્વ ભાવને પામે છે, અને વિરૂદ્ધ ગુણ તિરોભૂત થઇ એકજ ગુણ ધરાવતાં માલૂમ પડી આવે છે. રાસાયનિક પ્રયોગોમાં આવાજ પ્રકારની શક્તિ જોવામાંઆવે છે. ફક્ત બને છે આટલુંજ કે રાસાયનિક પ્રયોગમાં બંનેના ગુણથી ભિન્ન ગુણોવાળી વસ્તુ ઉત્પન્ન થાય છે. ત્યારે આ પ્રસંગમાં એમાંથી એકના પણ થોડા ઘણા ગુણોના અંશ રહિ જાય છે. જેને પછી આપણે રાસાયનિક પ્રીતિ

એવા નામથી ઓળખીએ છીએ. એકજ જાતનાં સજાતિય પરમાણુઓ એક એકથી ઘણે દૂર ફરતાં ભમતાં હોય, ત્યાંથી જ્યારે એક બીજાની નજીકમાં આવવા માડે છે ત્યારે સ્વા-ભાવિક યોગ થયો કહેવાય છે અને એક બીજાને પ્રિય થઈ પડેલાં પરમાણુઓ ભેદ ભાવ-નાનો ત્યાગ કરે છે અને તેઓ એકજ અખંડિત સ્વરૂપને પાત્ર થાય છે અને જો સ્થિત્યં-તર ત્હેમને ન ફેરવે તો એકજ રૂપમાં રહે છે.

હવે આ પ્રસંગે જીવન એટલે શું ? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. જીવન સ્થીતિ અને સ્થિતિઅંતરના દેખાવો પ્રત્યક્ષ છે. સ્થિતિ અને સ્થિત્યંતર એટલે જીવન પ્રવાહ છે. જ્યારથી જીવન પ્રવાહ શરૂ થાય છે ત્યારથી તે બંધ થતાં સુધી આપણે ન જાણી શકીએ એવા પ્રમાણમાં અને રૂપમાં સ્થિત્યંતરો થયા કરે છે. આપણે ફક્ત સ્થિતિ જોઇ શકીએ છીએ તે પણ બાહ્ય દૃષ્ટિથી જીવન પ્રવાહની સ્થીતીનાં કારણો જુદાં છે. અને સ્થિત્યંતરનાં કારણો જુદાં છે. તે બંને ને બરાબર જુદે જુદાં કહી બતાવવાં મુશ્કેલ છે. પણ પ્રાણતત્વ અને સ્થૂલતત્વનાં સ્વરૂપોને ઓળખિએ તો તેઓ બંને ઓળખાઈ શકે સ્થૂલતત્વનાં પોશક દ્રવ્યો હવા પાણી ખોરાક મનાયલાં છે, પણ અમારી માન્યતા જુદા પ્રકારની છે. દરેક સજીવન વસ્તુસ્થિતિ અંદર જીવન વૃત્ત હોય છે તેને આધારે તેઓ પોષણ એટલે જીવન પ્રવાહ ચ-લાવ્યા કરે છે જો એમ નહોય હવા, પાણી, અને ખોરાક હોવા છતાં પણ કેટલાંક પ્રાણીઓ-ના જીવન પ્રવાહ અટકી જાય છે. તે અટકી જાત નહીં તેમજ વનસ્પતિને પણ સમજી લેવું મ્હેં એક પ્રથમ વર્ગની સ્કુલમાં ઉંચામાં ઉંચા ધોરણના વિદ્યાર્થીઓ પાસેથી પણ એવાજ પ્રત્યુતત્તરો સાંભળેલા છે કેઃ—હવા,. પાણી અને ખોરાકજ આપણને જીવતાં રાખવાને મુખ્ય-છે ત્યારે એ જગ્યાએ મ્હને પોતાને એવી શંકા ઉદ્ભવ થાય છે કે ત્રણે હોવા છતાં આ-પણે મરણ કેમ પામીએ છીએ ? અને વૃદ્ધપણું તથા અશક્તતા કેમ માલમ પડી આવેછે હવા પણ એની એજ છે પાણી અને ખોરાક પણ ન બદલાયાં હોય, તથાપિ ફેરફાર એટલે સ્થીતિ અને સ્થીત્યંતર થયા કરે છે. જેમ વાર્ધક્ય અને પોષક તત્વો હયાત છે, તેમ શો-ષક અને ક્ષય તત્વો પણ જોવામાં આવે છે. જો કે તેઓ સ્થીતિનાં નામો છે. એકજ અનુક્ર-મમાં આવતા પ્રવાહનાં નામો છે. અમુક સમય સુધી તેઓ પોષક અને વાર્ધક્ય અવસ્થા દર્શાવે છે, અને તે બંને પોતાની છેવટની સ્થીતિએ પહોંચ્યા પછી તેઓ ઉતરતા ક્રમમાં પો-તાના ભાવ ભજાવતા જાય છે. તેનેજ આપણે શોષક અને ક્ષય એવા નામથી ઓળખીએ છીએ. હવે એ શક્તિઓ પોતાના પ્રયોગમાં વધારો ઘટારો કરી શકે છે કે કેમ ? અને હવા પાણી તથા ખોરાકને પોતાનાં અનુકુળ સાધનો બનાવે છે કે નહીં ! તેમજ પોષણ અને ક્ષયમાં ઘટાડો કરે છે. કે કેમ ? અને તેમાં વધારો કેમ કરે છે, તે સઘળું આપણું જાણવું એ અતિ જરૂરનું થઇ પડશે. આ પ્રસંગે આટલું અસંબદ્ધ જેવું લાગતું બાંધવું કરવું પડે છે. પણ તેઓ આ વિશ્વના મહાન પ્રશ્નનું નિરાકરણું કરતો ઉપાય થઇ પડે છે. ધર્મ એટલે શું ? આપણે સ્વાભાવિક રીતેજ આટલે આવી પહોંચીએ છીએ; ત્યારે આ-નંદનો પાર રહેતો નથી. હવે ધર્મ સંબંધી એટલે વિશ્વના ધર્મ વિષેની વાત કરવી પડશે. પ્રત્યેય વ્યક્તિના ધર્મ જો કે સ્થળ અને પાત્ર પરત્વે ભિન્ન ભિન્ન છે તે સઘળા દર્શાવી શકાય નહીં. કારણ કે પ્રકૃતિનાં રૂપો અનન્ત છે. તેને લઇને વ્યક્તિ પરત્વે પણ અસંખ્ય અસીમ ધર્મ પરમાણુઓ હોઇ શકે આપણે તો ફક્ત વિશ્વના સામાન્ય અવલોકન તરીકે.

ધર્મના વિચારનું અનુકરણ કરવાનું છે, અને તે સંપૂર્ણપણે તો બની શકવું મુશ્કેલ છે. માત્ર દિગ્દર્શન રૂપ કૃતિ જે કર્મ-વિપાકની સાથે નિકટનો સંબંધ રાખે છે- તેજ માત્ર દર્શાવવાની અગત્ય છે. બીજા વિશેષ પરિપાકની કૃતિથી અજાણપણું હોવા સાથે તે દર્શાવવા ડોળ કરવો એ બાલિશતા છે. અત્યારે આ પૃથ્વીપર ચાલતા અનેક મતમતાંતરો અને સંપ્રદાયો જાણે પોતેજ ધર્મ હોય, તેમ માની બેઠેલા છે. પણ તે તમામને એકઠા કરીએ, અને તેમાંનાં મળતાં આવતાં સ્વરૂપોને જોડીએ, તો પણ ધર્મ શબ્દના રહસ્યમાં જે તત્વ રહેલું છે. ત્હેની બરાબરી ન કરી શકે કારણ ધર્મ તે બધા કરતાં કાંઇક વધારે ભાવવાચક શબ્દછે.

પ્રકૃતિને વશ કરી તથા માયાને જીતી જેમનો જીવન પ્રવાહ વિશ્વવહનના પ્રવાહ સાથે એકતા મેળવવા યોગ્ય થવા માંડે છે, ત્યારેજ તેઓ ધર્મ એટલે શું ? તે કાંઇક સમજી શકે છે. કાંઠે ઉભેલો જેમ બંને તરફનું ધ્યાન રાખી શકે છે તેમ ધર્મ ઉપદેશકો એવા પ્રકારતા છે, વિશ્વ વહનના નિર્મળ તાજાં અમૃત જળનો જેઓને સ્વાદ છે, તેઓતો વાણીના વ્યવહારને પણ તજી દે છે, અને વાસનાની ઘણા કાળ લગીની અતૃપ્તિને તૃપ્ત કરવાનો જ્યારે સમય આવીને લાગે છે, ત્યારે શા માટે વિશ્રાન્તિ ભોગવે ? અગાધ સરવર અમૃત ભરિયું અવગાહન શાં થાય-અવગાહન કરતાં કરતાં પણ સુધાપાન થઇ જાય ત્યાંહાં વિશ્રાન્તિ કહો કેમ લેવાય ? કર્મના બન્ધ સહુ ટળી જાય.

વાસના તૃપ્ત તૃપ્તથઇ જાય.<br>
સુધાનાં પાન એકલાં થાય.<br>
સમિપમાં પરિ બ્રહ્મ દરશાય.<br>
દષ્ટિની પરાવૃત્તિ ક્યમ થાય ?

આલ્હાદમાં ગરકાવ થયેલો જીવડો બોલે પણ શું ? અને પાછું વાળીને જુએ પણ શું ? અને પછીતો આનંદ મગ્ન મસ્તાન બનીને પોતે પોતાને પણ ભુલી જાય અને એકત્વ ભાવનામાં જોડાઇ જાય. ત્યારે કહો કે એને કર્તવ્ય સંપૂર્ણ થયું. આનું નામ મોક્ષ અને તેજ ખરો ધર્મ.

માયાના અને પ્રકૃતિના પ્રવાહમાં અસંખ્ય જીવો ઉંચા નીચા થતા વિશ્વ વહન તરફ દષ્ટિ કરતા એક બીજા અળખાતા ભટકાતા ઉપર નીચે થતા ડુબતા વળી બહાર ડોકાં કહાડતા કધતો ઉલટી દિશામાં વહન કરતા અને તેનેજ ખરો માર્ગ જાણતા કેટલાક નજીકમાં કેટલાક પાછળ ઘણો મોટો ભાગ બહુ દૂર દેખાતો એવા અનેક જાતિ વિજાતિના વર્ણ વર્ણના કર્મ ક્રિયામાં ભિન્ન ભિન્ન દેખાતા સ્વાર્થી, લોભી, લુચ્ચા, પાખંડી, તરકટી, વિષયી ચોર, લૂંટારા, ઠગ પાપી કૃતઘ્ની, વિરૂપાકૃતિવાળા, મૂર્છા પામેલા એવાના સમૂહના સમૂહોના તરવરાટને કાંઠે ઉભેલા મહાન્ પુરૂષો જોતા હતા અને ત્હેમને બુમો પાડી કહેતા.હતા કે આમ આવો, પણ અરે ! ત્હાં સાંભળે પણ કોણ, પોતાની નજીકમાં આવેલા ધર્મી સુકૃતિવાન, પુણ્યશાળી જીવોને ઈશારા માત્રથી બહાર ખેંચી લેવામાં આવે છે. પણ જો તેઓમાંના તેથી જરા દૂર રહેલાને કાંઠે બહાર કહાડવા ધસેતો પેલા અપૂર્ણ કૃતિવાળાઓ તેનેજ પોતાની અશકિતને લીધેજ પાછો ખેંચી પોતાનાથી આગળ ન જવાદે અને પોતે

પણ ડગલું ન ભરે, એવું થાય. જેમ પાણીમાં જેને તરતાં પણ નથી આવડતું તેવા કોઇ. ડુબતા પુરૂષ (વ્યક્તિ) ને કોઇ તરીઓ બહાર કહાડવા-બચાવવા જાય તેનેજ ડુબતો જેમ ગળે બાઝી પડે છે, અને તારનારને પણ બુડાડે, અને પોતે પણ બુડે, તારનારનું જોર ત્યાં કામ આવતું નથી. કદાચ બહુ સમર્થ પ્રકૃતિ હોય તો એક જુદી વાત છે, આટલાજ વાસ્તે મહાન્ કૃપાળુ દયાનીધિ પ્રત્યક્ષ નથી અને પોતાના સર્વત્ર વહનમાંપણ અદ્દસ્ય રહે છે.

એમ કર્યું હોય કે એક મજબુત સ્થંભ નાંખી નાની મોટી અસંખ્ય સાંકળોની સંકળના કરી હોય કે જેથી બળવાન વ્યક્તિઓ વગર હરકતે વિશ્વવહનને કાંઠે આવી ઉભા રહે. આવી જે સાંકળો ત્હેનું નામ ધર્મના નિયમો.

માયાને જીતવા અને પ્રકૃતિને વશ કરવા જેજે ઉપાયોની યોજના અને ક્રમ ઉત્પન્ન થયાં છે, ત્હેને આપણે ધર્મના નિયમો કહીએ છીએ. કાંઠે આવેલ કે ઉભેલ પોતે જે રસ્તે થઇને આવેલ હોય, તેજ એક રસ્તો સાચો છે અને બીજા બધા ખોટા છે, એમ તે માનતો નથી. અને પોતાના રસ્તાને બહુ ટુંકાણ વાળો-સરલ છે એમપણ કહેતો નથી. બીજા અનેક સુગમ પથની ઉત્પત્તિ ત્હેના મનમાં ઉપજી આવે છે, અને તે દર્શાવવાને તૈયાર થઇ જાય છે. આવી રીતેજ-વેદશાસ્ત્ર-યોગશાસ્ત્ર-ધર્મશાસ્ત્ર-જ્યોતિષશાસ્ત્ર,-વૈદકશાસ્ત્ર વગેરેની ઉત્પત્તિ જાણી શકાશે.

( ચાલુ )

મઠડાકર—નાગર.

---

# બુદ્ધ ઘોષ.

—×—

બુદ્દદેવનો સ્થાપેલો ધર્મ વખતના વહેવા સાથે જગતમાં સર્વત્ર પ્રચાર પામ્યો છે. જે સકળ મહાત્માઓ ઉક્ત ધર્મના પ્રચાર કાર્યમાં સહાયતા કરી ગયા છે તે સર્વમાં બુદ્ધ ઘોષ અનન્યતમ છે. 'મહાવંશ' નામે એક સુવિપુલ પાલિ ગ્રંથમાં બુદ્દદેવનું જીવનચરિત સંક્ષેપે વર્ણિત છે.

મગધના બોધિદ્રુમ સમીપ એક યુવક બ્રાહ્મણ વાસ કરતો હતો; તે સમગ્ર કલામાં સુનિપુણ હતો, અને ત્રણે વેદ સમ્પૂર્ણ રૂપે તે ભણ્યો હતો. તે એકદા 'રેવત' નામે બૌદ્ધ ભિક્ષુ સાથે તર્ક-પ્રવૃત્ત થયો, ને તેમાં પરાજીત થતાં વિજેતાનો ધર્મ તેણે ગ્રહણ કર્યો.

ઉક્ત બ્રાહ્મણનો સ્વર 'બુદ્ધદેવ'ના જેવો ઓજસ્વી અને સુમધુર હોવાથી બૌદ્ધગણે તેને 'બુદ્ધઘોષ' એ ઉપનામ આપ્યું.

બૌદ્ધધર્મથી દિક્ષિત થઇને તે 'બુદ્ધઘોષ' નામથી પ્રસિદ્ધિને પામ્યા છે.

દિક્ષા મહણાન્તર બુદ્ધઘોષે 'જ્ઞાનોદય' નામે એક બૌદ્ધ ગ્રન્થ પ્રણયન કર્યો. અનન્તર તેમણે 'ત્રિપિટકની ટીકા' વિરચન કરવાનો વિચાર કર્યો. એ સમયે 'રેવત' ભિક્ષુએ તેને કહ્યું 'જંબુદ્વિપમાં ત્રિપિટકનો મુલ ગ્રંથ માત્ર વિદ્યમાન છે; પણ તેની વ્યાખ્યા આ દેશમાં વર્તમાન નથી. (સુવિજ્ઞ મહેન્દ્ર; ઇ. પૂર્વે ૨૪૧ ના સુમારે.) સિંહલી ભાષામાં ત્રિપિટકની એ વ્યાખ્યા લખાઇ ચુકી છે, તેનું અવલંબન કરી, પાલિ ભાષામાં 'ત્રિપિટકની ટીકા' વિરચન કરો, એથી જગતનું પ્રકૃત મઙ્ગલ સાધિત થશે;

રેવત ભિક્ષુનાં પરામર્શ અનુસારે બુદ્ધઘોષે સિંહલ યાત્રા કરી. એ સમયમાં (ઇ. સ. ૪૧૦ થી ૪૩૨ દરમ્યાન.) 'મહાનામ' સિંહલનો રાજા હતો. બુદ્ધ ઘોષ સિંહલનાં 'અનુરાધપુર' નગરમાં આવેલા 'મહા વિહાર'માં રહ્યા, અને ત્યાં સ્થવિર સંઘપાલની પાસેથી ત્રિપિટકની સિંહલી વ્યાખ્યા શ્રવણ કરી. સિંહલવાસીઓએ તેમની અસાધારણ વિદ્વત્તાથી સંતુષ્ટ થઇ તેમને 'અતથકથા' (અર્થકથા) નામે પુસ્તક ભેટ કર્યું એ 'અતથકથા' જ ત્રિપિટકની પાલિવ્યાખ્યા. બુદ્ધઘોષે એજ અતથકથા પાલિ ભાષાથી અનુવાદિત કરી, જંબુદ્વિપમાં ત્રિપિટકની યથાર્થ વ્યાખ્યા પ્રચાર કરી.

બુદ્ધઘોષે સિંહલમાંથી જે સમસ્ત બૌદ્ધગ્રંથના ઉદ્ધાર કર્યા, બરમીઝ વા તૈલંગી અક્ષરમાં તે સકલ ગ્રંથની પ્રતિલિપિ પ્રસ્તુત થઇ. એ રૂપે ક્રમે વૃક્ષદેશમાં બૌદ્ધ ધર્મની પ્રચાર વૃદ્ધી થઇ. તદનન્તર તે મગધના 'ઉરૂવેલ' નગરમાં બોધિદ્રુમ (પ્રથમનાં) મૂલે પ્રત્યાગમન કર્યું.

બરમીઝો મહાભક્તિ સહિત બુદ્ધઘોષનું નામ ઉચ્ચાર કરે છે. તેમનું કહેવું એવું છે જે, બુદ્ધઘોષે સુવર્ણદ્વીપમાં અર્થાત વૃક્ષદેશનાં 'થ્યાટન' નગરમાં જન્મ ગ્રહણ કર્યો હતો. ઇ. સ. ૪૦૦ નાં સુમારે તેમણે ત્રિપિટકનું ભાષાન્તર કરવા માટે સિંહલ ગમન કર્યું હતું. માગધી અક્ષરમાં લખેલ ત્રિપિટક તેમણે તૈલંગી (બરમીઝ) અક્ષરમાં લખ્યું છે. સિંહલમાંનું ત્રિપિટક, આનયનમાં ૬૪૦ વર્ષ પછી (ઇ સ. ૧૦૪૦ ના સુમારે) 'થ્યાંટન' 'પેગાન' નગ- માં દાખલ થયું.

બુદ્ધઘોષના જીવનનું પૂજ્યાનુપૂજ્ય વૃતાન્ત 'બુદ્ધઘોષુત્પત્તિ' નામે ગ્રંથમાં વર્ણિત છે. એ ગ્રન્થ પાલી ભાષામાં લખાયલો છે. તેમ તે, કોઇ વૃક્ષ દેશના પંડિતે રચેલો જણાય છે. સિંહલવાસીઓના મત પ્રમાણે બુદ્ધઘોષ પ્રથમ સિંહલમાં ગયા હતા અને તે પછી વૃક્ષદેશમાં યાત્રા કરી; પણ વૃક્ષદેશવાસીઓનો મત એ છે જે, બુદ્ધઘોષે પ્રથમ વૃક્ષદેશના 'પેગુ' નગરમાં બૌદ્ધ ધર્મનો ફેલાવો કર્યો, અને તે પછી તે, સિંહલ ગયા હતા.

'વિશુદ્ધિમગ્ગ' (વિશુદ્ધિમાર્ગ) ગ્રન્થની રચના સમ્બન્ધે મગધમાંથી' સિંહલદ્વીપમાં ગમન કરી, ત્યાંના સ્થવિર ગણુની પાસે નિવેદન કર્યું કે, 'મહાશયગણ, મેં સિંહલી અતથ કથા પાલિ ભાષાથી અનુવાદિત કરવાનું મનમાં ધાર્યું છે. આપના તરફથી મને એક ખંડે સિંહલી અતથકથા ભેટ કરી મારો અભિલાષ પૂર્ણ કરશો.'

તેઓએ બુદ્ધઘોષની ચાતુરીની પરિક્ષા કરવા સારૂ તેને બે શ્લોક આપી કહ્યું કે તું

પહેલાં માત્ર આ બે ગાથાની પાલિ વ્યાખ્યા લખી લાવ, તેથી અમારા મનની ખાત્રી થયે સમગ્ર (આખી) સિંહલી અત્થકથા તને ભેટ કરિશું.'

બુદ્ધઘોષે એ બે ગાથાનું અવલંબન કરી, ત્રિપિટકની સાહાય્યથી સુવિપુલ વિશુદ્ધિમગ ગ્રંથ રચ્યો. એ ગ્રંથ તે ત્યાંના સ્થવિરગણ સમક્ષ વાંચતો હતો, તેવામાં કોઇ અદૃશ્ય રૂપી દેવતા ક્યાંય લઈ ગયો. તદન્તર બુદ્ધઘોષે ત્રીજી વખત વિશુદ્ધિમગ્ગ ગ્રન્થ રચ્યો તે વખતે પણ ઉક્ત દેવતા એ ગ્રન્થ લઇ ગયો. જેથી બુદ્ધઘોષે ત્રીજી વખત વિશુદ્ધિમગ્ગ ગ્રન્થ સહેજે રચ્યો એથી પૂર્વોક્ત દેવતાએ પ્રથમના બન્ને વિશુદ્ધિમગ્ગ ગ્રન્થ પાછા અર્પણ કર્યા. સ્થવિરગણે તે ત્રણે ગ્રન્થ સાથે લઇ વાંચી જોયા. તેઓ મધ્યે કંઇ પણ પાર્થક્ય નથી તેમ કાંઇ શ્લોક, વાક્ય કે પદમાં પ્રભેદ નથી; એવું જણાતાં સ્થવિરગણ ઉચ્ચસ્વરથી બોલ્યાકે, સ્વયમ્ મૈત્રેય બુદ્ધ બુદ્ધઘોષ રૂપમાં અવતીર્ણ થયા છે. તે પછી સ્થવીરગણની પાસેથી સિંહલી અત્થ કથા લઇ, તેણે 'અનુરાધાપુરનાં' 'ગ્રન્થાકર વિહાર'માં અવસ્થાન પૂર્વક પાલિ અત્થકથા રચી સ્થવિર ગણે એ અત્થ કથાને ત્રિપિટકનો ન્યાય પ્રમાણિક ગ્રન્થ કહેવા સ્વિકાર્યું.

# ટોકીયોનું વિશ્વવિદ્યાલય.

ટોકીયો જાપાનનું મુખ્ય શહેર અને રાજધાની છે. સન ૧૮૭૩ સુધી જાપાનમાં કોઇ એવું વિદ્યાલય નહોતું કે જેથી સર્વે પ્રકારની ઉચ્ચ શિક્ષા દઈ શકાય. તેજ વર્ષમાં જાપાન સરકારે મી. ડાયર નામક એક અમેરીકન પંડીતને ટોકીયોમાં કળાકૌશલ્યનું એક વિદ્યાલય સ્થાપીત કરવા બોલાવ્યો. ડાયર સાહેબે ભિન્ન ભિન્ન વિષયોના પાશ્ચાત્ય અધ્યાપકોને બોલાવી ટોકીયોમાં એક વિદ્યાલય ઉઘાડ્યું. ૧૮૭૭ ઇસવીમાં તેને વિશ્વવિદ્યાલયનું સ્વરૂપ આપવામાં આવ્યું. પ્રથમ આ વિદ્યાલય અમેરીકાની પદ્ધતિસર ચાલ્યું હતું, પરંતુ હાલ જર્મનીની પદ્ધતિનો ત્યાં વીશેષ આદર થાય છે.

ટોકીયોનું વિશ્વવિદ્યાલય, શહેરથી દૂર એક ઉંચા અને વીસ્તીર્ણ મેદાનમાં સ્થાપીત છે. આ સ્થાનને 'હોંગો' કહે છે. આ વિશ્વવિદ્યાલયમાં જે જૂદી જૂદી પાઠશાળાઓ છે, તેનાં મકાન ભવ્ય, વીસ્તીર્ણ, હવાદાર અને સુશોભીત છે. વિશ્વવિદ્યાલયના અભ્યાસક્રમ માટે વર્ષના ત્રણ ભાગ કીધેલા છે. પ્રથમ ૧૧ મી સપ્ટેમ્બરથી ૨૩ મી ડીસેમ્બર સુધી, દ્વીતીય ૮ મી જાન્યુઆરીથી ૩૧ મી માર્ચ સુધી અને તૃતીય ૮ મી એપ્રીલથી ૧૦ મી જુલાઇ સુધી છે. ભારતવર્ષમાં ઘણાનો મત એમ હશે કે શીક્ષાની ઉત્કૃષ્ટતા ફીની રકમથી જણાય છે, પણ જાપાનમાં તેમ નથી. વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીને ફક્ત ૨૫ 'યેન' ( ૩૯ રૂપીઆ ) વાર્ષિક દેવા પડે છે. એન્જીનીયરીંગ કોલેજના વિદ્યાર્થિઓને કાગળ, પેનશીલ આદિ સામાન કોલેજમાંથી આપવામાં આવે છે, જેને માટે ૧૦ 'યેન' અધીક આપવા પડે છે. હિંદુસ્તાનની કોલેજોમાં કદી કદી વિદ્યાર્થિની ફી માટે રૂ. ૧૦૦ થી પણ અધિક આપવા પડે છે.

એક બે વર્ષ મુંબઇની એલફીન્સ્ટન કૉલેજના પ્રત્યેક વિદ્યાર્થિ પાસેથી રૂ. ૧૦૪ અને કલકત્તાની પ્રેસીડેન્સી કૉલેજના વિદ્યાર્થિ પાસેથી રૂ. ૧૪૯ સુધી લેવામાં આવ્યા છે. ટોકીયો વિશ્વવિદ્યાલયને માટે જેટલી શિક્ષા–સામગ્રી જોઇએ તેટલી હાલમાં નથી એ વાતનો જાપાન–સરકારને ખેદ છે. સરકાર ઇચ્છે છે કે ૧૨૦૦૦૦૦ પૌંડ ખર્ચ કરી આ સંસ્થાની બધી આવશ્યકતા પૂર્ણ કરી દેવી જોઇએ.

વિશ્વવિદ્યાલયનું એક મોટું સભા–ભુવન છે. તેની આસપાસ કાનૂન, વૈદક, શીલ્પ, સાહિત્ય, ભૌતિકશાસ્ત્ર અને કૃષિશાસ્ત્રની કૉલેજો છે. તે કૉલેજોનું સંક્ષિપ્ત વીવરણ નીચે મુજબ છે.

## College of Law—કાનુનની પાઠશાળા.

આ પાઠશાળાના કાનૂનની પાઠશાળા વીદ્યાર્થિઓને કાનૂન કિંવા રાજનીતિ એ બેમાંથી એક વિષય લેવો પડે છે. ૪ વર્ષ અભ્યાસ કીધા પછી અંતિમ પરીક્ષા થાય છે. આ પાઠશાળા તરફ વિદ્યાર્થિઓનું વીશેષ ધ્યાન રહે છે. નિયમિત વિષયોના નિબંધો લખવા, સંભાષણ કરવું અને વ્યાખ્યાન આપવું એ પણ અહીં શીખાવાય છે.

આ પાઠશાળામાં વિદ્યાર્થિઓ પોતાની ઇચ્છાનુસાર ગમે તેટલાં વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરી શકે છે. અભ્યાસ પૂર્ણ થઇ જાય તેણે પરીક્ષાં માટે નિવેદન કરવું જોઇએ. પાઠશાળામાં એક વર્ષ પર્યંત અભ્યાસ કીધા વીના વિદ્યાર્થિ પ્રથમ પરીક્ષામાં બેસી શકતો નથી. ચાર વર્ષ પછી ચોથી અને અંતિમ પરીક્ષા પાસ કર્યા પછી પણ વિદ્યાર્થિને એક પરીક્ષા હજી વધારે આપવી પડે છે.

આ પરીક્ષામાં નીયત વિષયોમાંથી કોઇ પણ પાંચ વિષયો પર પ્રશ્ન પૂછવામાં આવે છે અને તેમાં પસાર થનાર વિદ્યાર્થિઓને 'હોગાકુશી' (હો=ધર્મશાસ્ત્ર. ગાકુશી=પંડીત) નામક પદવી આપવામાં આવે છે.

આ પ્રકારે પદવી મલ્યા પછી વિદ્યાર્થિ વકીલાત કરી શકે છે અને ન્યાયાધિશનું પદ મેળવવા માટે અધિકારી ગણાય છે. નોકરી કરવાથી તેને તે વિભાગની બીજી બીજી પરીક્ષાઓ દેવી પડે છે. આ પાઠશાળામાં ભિન્ન ભિન્ન વિષયો શીખવવા માટે અનેક શિક્ષકો નીયત છે. નીચે આપેલા વિષયો પર સ્વતંત્ર વ્યાખ્યાનોની વ્યવસ્થા કરવામાં આવી છેઃ—

| | વિષય. | વ્યાખ્યાનકારોની સંખ્યા. |
|---|---|---|
| ૧ | Constitution રાજ્યવ્યવસ્થા | ૧ |
| ૨ | Public Law સાર્વજનીક કાનૂનો | ૧ |
| ૩ | Civil Code દિવાની કાનૂનો | ૪ |
| ૪ | Commercial Code વ્યાપાર સબંધી કાનૂનો | ૩ |
| ૫ | Code of Civil Procedure દીવાની કામ ચલાવવાના કાનૂનો | ૧ |

| | | |
|---|---|---|
| ૬ | Code of Criminal Procedure ફોજદારી કામ ચલાવવાના કાનૂનો | ૧ |
| ૭ | Political economy and Finance અર્થશાસ્ત્ર અને કોશ-વ્યવસ્થા | ૩ |
| ૮ | Statistics અંકશાસ્ત્ર | ૧ |
| ૯ | Politics રાજનીતિશાસ્ત્ર | ૧ |
| ૧૦ | History of Politices રાજનીતિ શાસ્ત્રનો ઇતિહાસ | ૧ |
| ૧૧ | Administrative Law રાજ્યશાસન-નિયમ | ૨ |
| ૧૨ | Public International Law ભિન્ન રાષ્ટ્ર સબંધી સાર્વજનીક કાનૂનો | ૨ |
| ૧૩ | Private International Law ભિન્ન રાષ્ટ્ર સબંધી વ્યક્તિવિષયકકાનૂનો | ૨ |
| ૧૪ | History of Legal Institutions ધર્મશાસ્ત્ર સંસ્થાઓનો ઇતિહાસ | ૧ |
| ૧૫ | Comparative History of Legal Institutions ભિન્ન રાષ્ટ્રિય ધર્મ સંસ્થાઓનો તારતમ્ય સચક ઇતિહાસ | ૧ |
| ૧૬ | Roman Law રોમન કાનૂનો | ૧ |
| ૧૭ | English „ ઈંગ્લીશ „ | ૨ |
| ૧૮ | French „ ફ્રેંચ „ | ૧ |
| ૧૯ | German „ જર્મન „ | ૧ |
| ૨૦ | Jurisprudence ધર્મશાસ્ત્રની મિમાંસા. | ૧ |

આ વિષય-માલિકાથી પાઠકો જાણી શકશે કે ભારતવર્ષ અને જાપાનની આધુનિક કાનુન-શિક્ષામાં શું ફેર છે. ઉપલી પાઠશાળામાં પ્રત્યેક વિષય અતિવ્યાપક રીતિથી શીખવવા માટે પ્રબન્ધ કરવામાં આવ્યો છે. આથી જાપાન સરકારની ઉદારતા અને પ્રજાવત્સલતાનું સહજમાં અનુમાન કરી શકાશે.

## College of Medicine વૈદકશાસ્ત્ર શાખા.

આ પાઠશાળામાં બે શાખાઓ છે. (૧) વૈદક (૨) ઔષધિ-ક્રીયા. વૈદકશાળામાં અભ્યાસ કરવામાં ચાર વર્ષ લાગે છે.

Anatomical and Phisiological Science. શારીર શાસ્ત્ર અને ઇન્દ્રિય વિજ્ઞાનશાસ્ત્ર.

Surgical and Opthalmological Science શસ્ત્રવિદ્યા અને નેત્રવિદ્યા.

Medical Obsterical Science વૈદ્યક અને પ્રસંવ વિદ્યા.

ઉપલી ત્રણે-શાખાઓમાં પાસ થનારને ' ઈગાકુશી ' ( વૈદ્યક-વિશારદ )ની પદવી આપવામાં આવે છે.

આ પાઠશાળોમાં એક ચિકિત્સાલય પણ જોડવામાં આવ્યું છે તથાં પાંચસો રોગી રાખવાનો પ્રબન્ધ છે. વૈદ્યક અને શસ્ત્રવિદ્યામાં નવિન આવિષ્કાર કરવા માટે જે સામગ્રીની અગત્ય છે, તે બધી અહીં સંગ્રહ કરવામાં આવી છે. ચિકિત્સાલયમાં સર્વ પ્રકારના રોગીઓની ચિકિત્સા કરવામાં આવે છે. રોગીઓને માટે અન્નવસ્ત્રનો પણ પ્રબન્ધ છે. આ કારણને લીધે સર્વ પ્રકારના રોગીઓ અહીં આવે છે અને વિદ્યાર્થિઓને અનુભવ પ્રાપ્ત કરવાનો અવસર મળે છે. આ પાઠશાળામાં શસ્ત્રક્રિયા સબંધી, વૈદ્યક અને રંસાયણશાસ્ત્ર સબંધી, ઔષધિ અને વનસ્પતિ સબંધી તથા આરોગ્ય વિષયક બીજી અનેક વસ્તુઓનો મોટો સંગ્રહ છે. આ સંગ્રહ ઉત્તરોતર વધારવાનો પ્રબન્ધ કરવામાં આવે છે. અહીંઆંનાં વિદ્વાનોએ ઘણા પ્રશંસનીય આવિષ્કાર કીધા છે.

ઔષધિ-ક્રિયા શાખાના વિદ્યાર્થિઓને ત્રણ વર્ષ સુધી અભ્યાસ કરવો પડે છે. અભ્યાસ સમાપ્ત થવાથી ત્રણ પ્રકારના અર્થાત્ લિખિત, પ્રયોગ-દર્શક-અને મોઢાની પરીક્ષા લેવાય છે.

લિખિત પરીક્ષામાં બે વિષયો પર પ્રશ્ન કરવામાં આવે છે.

૧ Pharmaceutical Chemistry—ઔષધિ રસાયન-શાસ્ત્ર.

૨ Pharmacography and Dispensing—ઔષધિ લખવા અને દેવાની રીત.

પ્રયોગ પરીક્ષામાં નીચે લખેલા ચાર વીષયો પર પ્રશ્ન કરવામાં આવે છે.

૧ Analysis—પૃથક્કરણ.

૨ Japanese Pharmacopœa—જાપાની ઔષધ ક્રીયા.

૩ Forensic Chemistry—ન્યાય વિભાગ સબંધી રસાયણ-શાસ્ત્ર.

૪ Sanitary Chemistry—આરોગ્ય રક્ષા સબંધી રસાયણ-શાસ્ત્ર.

મોઢેની પરીક્ષામાં પાંચ પ્રકારના પ્રશ્ન પુછાય છે.

૧ Pharmacography—ઔષધિ-લેખન.

૨ Medical Botany—ઔષધીય વનસ્પતિ-શાસ્ત્ર.

૩ Organic Chemistry—સેંદ્રિય રસાયણ-શાસ્ત્ર.

૪ Forensic Chemistry—ન્યાયવિભાગ સબંધી રંસાયણ-શાસ્ત્ર.

૫ Sanitary Chemistry—આરોગ્યરક્ષા સબંધી રસાયણ-શાસ્ત્ર.

આ પરીક્ષામાં પાસ થનાર વીદ્યાર્થીઓને ' યાકુ-ગાકુશી ' (ઔષધિ પ્રક્રિયા-વિશારદ)

ની પદવી પ્રદાન કરવામાં આવે છે. આ શાળામાં બહુજ થોડાં વિદ્યાર્થિઓ દાખલ થાય છે. વૈદ્યકશાસ્ત્ર પાઠશાળામાં કુલ ૨૮ વ્યાખ્યાનકાર શીક્ષકો છે.

## Engineering College શીલ્પશાળા.

શીલ્પશાળામાં નવ શાખાઓ છે. પ્રત્યેક શાખાનો અભ્યાસક્રમ ત્રણ વર્ષ અને ત્રણ મહીનાનો છે.

૧ Civil Engineering—રાજ્યવ્યાપારવિષયક શીલ્પ-વિદ્યા.

૨ Mechanical Engineering—યાંત્રિક શીલ્પ-શાસ્ત્ર.

૩ Naval Architecture—નૌકા પ્રણયન-શાસ્ત્ર.

૪ Technology of Arms—શસ્ત્રાસ્ત્ર કળાવિજ્ઞાન.

૫ Electrical Engineering—વિદ્યુતવિષયક શીલ્પ-શાસ્ત્ર.

૬ Architecture—નિમાર્ણ શીલ્પ.

૭ Applied Chemistry—સપ્રયોગ રસાયણ-શાસ્ત્ર.

૮ Tecnology of Explosives—સ્ફોટક વસ્તુ વિદ્યા.

૯ Mining and Metallurgy—ખનિજ શાસ્ત્ર અને ધાતુ-શોધન ક્રિયા.

આ ૯ વિષયોમાંથી કોઈ પણ એક વિષય પાસ કરનાર વિદ્યાર્થિને 'કો-ગાકુશી' (શીલ્પ-વિશારદ) ની પદવી મળે છે. આ પાઠશાળામાં ભૌતિક શાસ્ત્ર પણ શીખવવામાં આવે છે. વિદ્યાર્થિઓને અનુભવ જ્ઞાન પ્રાપ્ત કરાવવા ઘણો પ્રયત્ન કરવામાં આવે છે. સ્વદેશ કિંવા પરદેશમાં, ગમે ત્યાં, મોટાં મોટાં કારખાનાંઓ, મકાનો અને સંસ્થાઓ છે ત્યાં અનુભવ પ્રાપ્ત કરવા વિદ્યાર્થિઓને સરકારી ખર્ચથી મોકલવામાં આવે છે. આ પાઠશાળામાં જોડાયલાં એવાં ઘણાંય ભુવન છે જેમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં યંત્ર અને અસ્ત્રશસ્ત્ર આદિ રાખવામાં આવે છે. પ્રત્યેક વિભાગના જૂદા જૂદા અધ્યક્ષ છે. નૂતન આવિષ્કાર કરવાવાળા પુરૂષને ખૂબ ઉત્તેજન આપવામાં આવે છે. આ પાઠશાળામાં જોડાયલાં સાત પદાર્થ-સંગ્રહાલય છે. જપાનમાં આ પાઠશાળા બહુ લોકપ્રીય છે. અનેક વિદ્યાર્થિઓને આ પાઠશાળામાં પ્રવેશ ન કરી શકવાને કારણ નીરાશ થવું પડે છે. આ પાઠશાળામાં કુલ ૨૯ અધ્યાપકો છે.

## College of Literature સાહિત્ય-શાળા.

આ પાઠશાળામાં પણ ૯ શાખાઓ છે અને પ્રત્યેક શાખાનો અભ્યાસક્રમ ૩ વર્ષનો છે:-

૧ Philosophy—તત્ત્વજ્ઞાન.

૨ Japanese Literature—જપાની સાહિત્ય.

૩ Chinese Literature—ચીનનું સાહિત્ય.

૪ Japanese History—જાપાની ઇતિહાસ.

૫ Hisory—સામાન્ય ઇતિહાસ.

૬ Comparative Philosophy—અન્યાપેક્ષ ભાષા-વિજ્ઞાન.

૭ English Literature—અંગ્રેજી સાહિત્ય.

૮ French „ ફ્રેંચ „

૯ German „ જર્મન „

આમાંથી કોઇ પણ વિષયની પરીક્ષા પાસ કરનારને 'વન-ગાકુશી' (સાહિત્યવિશારદ) ની પદ્વી મળે છે. આ પાઠશાળાના એક મહાધ્યાપકના સમ્પાદકત્વમાં જાપાનનો એક અતિ ઉત્તમ ઇતિહાસ લખવા માટે સામગ્રી એકત્ર કરવામાં આવે છે. હજી સુધી કુલ ૧૦૦૦૦૦ કાગળ પત્રો અને ગ્રંથ ભેગા થયા છે, જેમાં ૨૦૦ ઘણાજ પ્રાચીન છે. આ પાઠશાળામાં સ્વતંત્ર વ્યાખ્યાનકાર ( Expositer or Professor ) કુલ ૨૧ છે—

સંસ્કૃત સાહિત્યપર વ્યાખાન દેવાવાળો પણ એક અધ્યાપક છે.

## College of Science ભૌતિક શાસ્ત્રશાળા.

આ પાઠશાળામાં આઠ વિષયોની શીક્ષા આપવામાં આવે છે:—

૧ Mathematics—ગણીત.

૨ Astronomy—જ્યોતિષ.

૩ Theoretical Physics—ઔપપતિક પદાર્થ વિજ્ઞાન.

૪ Experimental Physics—સપ્રયોગ પદાર્થવિજ્ઞાન

૫ Zoology—પશુ વીધા

૬ Botany—વનસ્પતિ શાસ્ત્ર

૭ Chemistry—રસાયણ-શાસ્ત્ર

૮ Geology—ભૂરચના શાસ્ત્ર

ઉપર લખેલા વિષયો શીવાય આ શાળામાં ભૂકમ્પશાસ્ત્ર અને મનુષ્ય જાતિ વર્ગીકરણ શાસ્ત્ર આદિ વિષયોની શિક્ષા આપવામાં આવે છે. શીલ્પ અને ઇતિહાસ આદિ શીખવાવાળા વિધાર્થીઓને પણ વ્યાખ્યાનમાં ઉપસ્થિત થવું પડે છે. ઉપર લખેલ આઠ શાખાઓમાંથી કોઈ એક શાખામાં પાસ થનાર વિદ્યાર્થીને 'રી-ગાકુશી' (ભૌતિકશાસ્ત્ર-વિશારદ) નામક પદવી મળે છે. આ પાઠશાળામાં ઝાઝા વિદ્યાર્થીઓ રહેતા નથી.

આ પાઠશાળા સાથે જોડેલું એક મોટું સંગ્રહાલય છે. તેમાં નાના પ્રકારનાં યંત્રો રાખેલાં, ભિન્ન ભિન્ન પ્રકારનાં પ્રાણીઓ, ભુગર્ભસ્થ પદાર્થ અને અનેક પ્રકારની વનસ્પતિ

ત્યાં સુરક્ષિત છે. પાઠશાળામાં સંયુક્ત એક વેધશાળા છે જેમાંથી ફ્રેંચ ભાષામાં એક પંચાગ નીકળે છે. પાઠશાળાથી એક માઈલ છેટે ૪૦ એકરના વીસ્તારમાં વનસ્પતિનો એક બાગ છે વૈદકશાસ્ત્ર અને વનસ્પતિ શાસ્ત્ર શીખવાવાળા વિદ્યાર્થીઓ અહીંઆ આવી વનસ્પતિ શાસ્ત્ર સબંધી વિવિધ પ્રકારનો અનુભવ લે છે. ભૂકમ્પના વિષયમાં મહાધ્યાપકોએ અનેક શોધ કરી છે—આ વિષયનું એક સ્વતંત્ર શાસ્ત્ર બની ગયું છે, ભૂકમ્પશાસ્ત્રનું અધ્યયન કરવા એક અનુપમ વેધશાળા બની છે, કહેવાય છે કે તેના સરખી આખી પૃથ્વીમાં કોઇ વેધશાળા નથી. આ પાઠશાળાના અધિકારમાં સામુદ્રિક જીવોનું પણ એક સંગ્રહાલય છે. તેમાં ભિન્ન ભિન્ન પ્રકારના જળચરોનો સંગ્રહ કરવામાં આવ્યો છે, આ ભૌતિકશાસ્ત્રશાળામાં કુલ ૨૩ વ્યાખ્યાનકારો છે.

## Collegeof Agriculture કૃષિશાળા.

૧ Agricultural Chemistry—કૃષિ વિદ્યા.

૨ Forestry—વનશાસ્ત્ર

૩ Veterinary Medicine—પશુ વૈદકશાસ્ત્ર

આ પાઠશાળામાં પાસ થનારને 'નો–ગાકુશી' (કૃષિશાસ્ત્ર વિશારદ) અને 'જુય–ગાકુશી' (પશુ વૈદક-વિશારદ) નો પદવીઓ મળે છે. આ પાઠશાળા ટાકીયોથી દૂર છે. ખેતી માટે ૧૩૮ એકર જમીન આ પાઠશાળાને મલી છે નાના પ્રકારનાં કૃષિયંત્ર, ધાન્ય અને બીજા કૃષિ સબંધી પદાર્થોનું ત્યાં અપૂર્વ સંગ્રહાલય છે પશુઓને માટે એક દવાખાનું પણ છે. તેમાં સર્વને મફત દવા અપાય છે. જાપાનનાં કેટલાંક જંગલો આ પાઠશાળાના અધિકારમાં છે.

વનશાસ્ત્ર શીખવાવાળા વિદ્યાર્થીઓ અને નવો જ આવિષ્કાર કરવાવાળા અધ્યાપકોને માટે 'ચીચા' નામક જીલ્લામાં ૪૦૦૦ એકરથી પણ વધારે વિસ્તારનું એક જંગલ આ પાઠશાળાને મલ્યું છે. 'હોકોડેટ' નામક પ્રાન્તમાં આ પાઠશાળા માટે એક બીજું મોટું જંગલ મલ્યું છે. તેનો વિસ્તાર ૪૫૦૦૦ એકર છે. ઉત્તમ વૈજ્ઞાનીક રીતિથી આ જંગલોનો પ્રબન્ધ કરવામાં આવે છે. આ જંગલમાં અનેક પ્રકારનાં વૃક્ષો મૂળઅવસ્થામાં સુરક્ષિત છે. આ પાઠશાળા દ્વારા કૃષિ સબંધી એક પુસ્તક નીકળે છે. કૃષિ અને વન સબંધી નૂતન આવિષ્કારનું પુરૂં વીવરણ આ પુસ્તકમાં પ્રકાશીત થાય છે. આ પાઠશાળામાં ૨૩ વ્યાખ્યાનકારો છે.

આ પ્રકારે ટાકીયો વિશ્વ વિદ્યાલયમાં ૬ પાઠશાળાઓ છે, આ પાઠશાળાઓમાંથી જે પદવી લઈ નીકળે છે તેને આગલા અભ્યાસને માટે વિશ્વ વિદ્યાલયના સભા–સ્થાનમાં પ્રવેશ કરવાની આજ્ઞા મળે છે. અહીં કોઈ નિયત વિષય શીખવવામાં આવતો નથી. પોતાની ઇચ્છાનુસાર વિદ્યાર્થિઓ અધ્યયન કરે છે. સભા તરફથી વિદ્યાર્થિઓને અધ્યયનમાં સહાયતા મળે છે. પાંચ વર્ષ આ પ્રકારે સ્વતંત્ર અધ્યયન કર્યા પછી, વિદ્યાર્થી પોતપોતાના વિષયપર નિબંધ લખી સભાના વિદ્યાધિકારીઓ પાસે મોકલે છે. નિબંધની યોગ્યતાનો નિર્ણય થવા પછી વિદ્યાર્થીઓને 'હાકુશી' (શાસ્ત્રી) નામક પદવી મળે છે.

વિષે ફરીથી કોઇ વાર શંકા થઇ શકશે નહિ, તમારી પોતાની યથાર્થતાના અનુભવમાંજ તમને પરમાત્માની યથાર્થતાનો અનુભવ થશે. કશાથી પણ ના ડગાવી શકાય એવો અંતિમ અનુભવ આવા પ્રકારનો હોય છે——અનેક માનવિઓને થયલો માનવઅનુભવ આવા પ્રકારનો છે, તેને માટે આ બાબતથી દુનિયા પલટાઈ ગઈ છે. ભાવિકાલના ધર્મનું ખાત્રી ભર્યુંસ્થાન આવા પ્રકારનું છે; એક યથાર્થ ધર્મજ જેના આધારે યોજી શકાય એવો ખડક પણ આવી જાતનો છે. એક પ્રાચીન હિંદુશાસ્ત્રમાં કહેવાયું છે, યથાર્થરીતે સમજાવવામાં આવ્યું છે. કે આંતરપુરૂષની સાક્ષિમાંજ ઇશ્વરના અસ્તિત્વની એકની એક સાબીતીનો સમાવેશ થાય છે. સર્વ પ્રકારના હુમલાઓથી, સર્વપ્રકારના આક્ષેપોથી નિર્ભય બનીને ધર્મનો આધાર આપોઆપ આવા પાયા ઉપર બનશે. કાલ ગણનાનો કોઇ પણ પ્રકારનો પ્રશ્નઆને ડગાવી શકશે નહિ, કારણ કે દરેક માનવી આવો અનુભવ પોતાની મેળે કરી શકશે; કોઇ પણ પ્રકારની ટીકા—ચર્ચા વડે, શાસ્ત્રોનો વિનાશ કરવાથી આને છિન્ન ભિન્ન કરી શકાશે નહિ, કારણ કે નિત્યાત્માના અમર જીવનમાં તે હમેશાં પુનરૂજ્જીવન પામ્યાં જાયછે; કોઇ પણ પ્રકારનાં મંદિરો, નિષ્ફલ નિવડવા છતાં તેને ડગાવી શકશે નહિ, કારણ કે આને લીધેજ મંદિરો અસ્તિત્વમાં આવ્યાં છે. તેની પોતાની શોધમાં સહાય મળવા માટે આવી યોજના કરવામાં આવી છે; બાહ્ય પ્રદેશમાંથી કશાનો પણ તેને સ્પર્શ થઇ શકે એમ નથી, કારણ કે માનવના આંતર હૃદયમાં તેનો વાસ છે. આ હૃદયગુહામાં હમેશાં વધતા જતા અનુભવો, સંપૂર્ણજ્ઞાન, ઉંડી બુદ્ધિ, ઉભરાઈ જતા પ્રેમનો અને વિવર્તરહિત શાન્તિ તથા આનંદનો સમાવેશ થાય છે. અન્ય સર્વ ભલે વિનાશ શરણ થાય પરંતુ આતો વિવર્ત રહિત છે; આમાંથીજ સર્વની ઉત્પત્તિ થયલી હોવાથી ક્ષણિકનો વિનાશ થવાનો કંઇ હિસાબ નથી કારણ કે અનંત ઉદ્‌ભવસ્થાન તો રહે છે.

ઘણુંજ અગત્યનું હોવા છતાં ધર્મમાં કંઇ આટલુંજ નવીન દ્વાર ખુલ્લું થતું નથી. એટલું કહેલું તમારા સ્મરણમાં હશે, કે હૃદયના વિસ્તાર સાથે ઘણોજ નાજુક પ્રકારે ઘડાતો દેહ વિકાસ પામતો જાય છે. માનવ અંતરમાં વસતા દિવ્યપુરૂષનો સાક્ષાત્કાર થતાં સ્થૂલોપાધિમાં નવીન ઇન્દ્રિયો, નવીન શક્તિયો જાગ્રત બનતી આપણા જોવામાં આવે છે. તમારામાંના દરેકમાં ઉચ્ચ સૃષ્ટિયો સાથે સબંધ ધરાવતી ઇન્દ્રિયો જાગ્રત બનવાની તયારીમાં છે જો તમે મને પૂછશો કે હું આમ શા માટે કહુંછું તો મારો ઉત્તર ઘણોજ સાદો છે; દ્રષ્ટાંત તરીકે જો તમારામાંના દશબાર જણાઓ તમારી મરજીમાં આવે તેમ પ્રાણવિનિમય અથવા સુષુપ્તિસંપાદક વિદ્યાના નામથી જાણીતી વિદ્યા વડે સ્થૂલ ઇન્દ્રિયોને સુસ્ત, શાંત બનાવો કે જેથી તમારાથી સ્થૂલ પદાર્થો જોઇ શકાય નહિ, સ્થૂલ અવાજ શ્રવણ કરી શકાય નહિ, ઇન્દ્રિયો બાહ્યસૃષ્ટિમાં ધાવન કરે તેમ તમારાથી રસ, ગંધ, સ્પર્શ લઇ શકાય નહિ———તો આવી દશાઓમાં બારમાનવિએ લગભગ દશની સંખ્યામાં આવી આંતરઇન્દ્રિયો સ્વતઃઆવિર્ભાવ પામી શકે છે, એક સૂક્ષ્મ સૃષ્ટિના અસ્તિત્વની સાક્ષી પૂરી શકે છે. હવે જ્યારે તમારા સમજવામાં આવે છે, કે આવા પ્રકારની એક કૃત્રિમ વૃદ્ધિ વડે એકાદ સાધારણ પુરૂષ અથવા સ્ત્રીને દિવ્ય દ્રષ્ટિ અથવા દિવ્ય શ્રવણવાળાં બનાવી શકાય અથવા સાધારણ સ્થૂલ સ્પર્શથી અનુભવ ના થઇ શકે એવા પદાર્થોનો સ્પર્શ અને અનુભવ કરાવી શકાય; જ્યારે તમારા સમજવામાં આવે છે, કે સ્થૂલનો નિરોધ સાધવા વડે આવી મૂલઇન્દ્રિયો કાર્ય કરવા સમર્થ

બનેછે——અમુક બંધનોમાં હોવા છતાંએ કાર્ય કરી શકે છે——ત્યારે માનવી અત્યારે મૂલ દશામાં રહેલી ઇન્દ્રિયોને જાગ્રત બનાવવાની તૈયારીમાં છે, તેઓ આપોઆપ જાગ્રત બનવા માટે એકાદ કૃત્રિમ દશાની જરૂર છે, એ બાબતની એટલી સાધારણ પ્રકારની સ્પષ્ટ સાબીતી છે. પરંતુ એવી કૃત્રિમ દશામાં તેઓ સ્વતઃજણાઇ આવે છે એટલું ખાત્રી ભર્યું છે. જો તેમનું અસ્તિત્વ ના હોય તો તમે સ્થૂલ શરીરને ગમે તેટલું શિથિલ બનાવો તેથી તેઓ સ્વતઃ જણાઇ આવશે નહિ; તેમનું એ પ્રદેશમાં અસ્તિત્વ હોવાથીજ તેઓ કાર્યપરાયણ થઇ શકે છે. પરંતુ સ્થૂલ ઇન્દ્રિયો પ્રવૃત્તિમાં આવતાં તેમનાં બલવાળાં આંદોલનોને લીધે મૂલ દશામાં રહેલી જાગ્રત બનતી ઇન્દ્રિયોનાં નાજુક આંદોલનો મરણ શરણ થઈ જાય છે. આવી એકાદ સભામાંથી એકઠા કરેલા વિશાલ સમૂહમાં તમારાથી તેમનો પ્રત્યક્ષ અનુભવ કરી શકાય છે તેનું કારણ એટલુંજ છે, કે તેમની ત્યાં હાજરી છે પરંતુ માત્ર થોડો ઘણોજ વિકાસ થયો છે.

હવે માત્ર આટલુંજ ખરૂં છે એમ નહિ——આ બાબત મેં પ્રથમ દર્શાવી છે કારણ કે હવે પદાર્થવિદ્યાએ તેનો સર્વમાન્ય વ્યાવહારીક રીતે સ્વીકાર કર્યો છે——પરંતુ તેમને પ્રાણવિનિયમની બીલકુલ મદદ વિના કૃત્રિમ રીતે જાગ્રત બનાવી શકાય છે જ્યારે આ એક ગમે તે માનવિને એવો અનુભવ કરાવવાનો એક સતરો માર્ગ છે ત્યારે અન્ય સાધન માટે ચિતિશક્તિના એટલા બધા વિસ્તારની જરૂર છે કે જ્યાર પછી આવી ઇન્દ્રિયોની યથાર્થતાને સંભવિત બાબત રૂપે સ્વીકારમાં આવે છે. સામાન્યરીતે ધ્યાનના નામથી જે કંઇક સર્વેના જાણવામાં છે તે વડે આવું પરિણામ લાવી શકાય છે; માત્ર એકતાનતા પૂર્વક પ્રવર્તતી વિચારપરંપરા એજ ધ્યાન છે. જે કોઇ લક્ષ આપી શકે છે, જે કોઈ એકાદ વિષય ઉપર થોડા સમય માટે દૃઢતાથી મનને ભટકવા દીધા વિના વિચાર ચલાવવાને સમર્થ છે, તે ધ્યાનનો આરંભ કરવાને તૈયાર થયો છે, અધિકારી બન્યો છે. ઉચ્ચ શ્રેષ્ઠ પ્રકારના એકાદ વિચારમાં ગુલતાન બની જાય એવાં માનવિઓ, પ્રથમ દૃષ્ટિએ ભલે કંઇ ના કરી શકે એવાં જણાય પરંતુ ધ્યાનનો આરંભ કરવા માટે તેઓજ સર્વેથી પ્રથમ વિશેષ અધિકારી બનેલાં જણાય છે; જાણે કે આવો વિચાર તેમનામાં એક આવેશ રૂપ બની જાય છે, તમારી એમ કહેવાની મરજી હોય તો તેમનામાં ભૂતની પેઠે ભરાઇ બેસે છે. આ ખરે તેઓ આવા વિચાર માટે વીર નરો ધર્મવીરો સમાન બની જાય છે. મારૂં એમ કહેવું નથી કે આ ઉત્તમોત્તમ દશા છે તે તેવી નથી. એકાદ વિચારના આવેશમાં તણાઇ જવું, એ ઉત્તમ પ્રકારનું નથી, પરંતુ વિચારને આપણા આવેશના આધિનમાં રાખવો, એ ઉત્તમ પ્રકારનું છે——આ એક હજુ ઉચ્ચ પ્રકારની ભૂમિકા છે. પરંતુ એકાદ વિચારના આ વેશમાં તણાઈ જવાની શક્તિથી એટલું તો સચવાય છે, કે તમે ભાવના પ્રદેશની ઉચ્ચ ભૂમિકા તરફ ચડતા જાઓ છો; ગાંડાં રૂપે અંકાયલાં, સમજાવ્યા છતાં પોતાની મૂર્ખતા ભરેલી ભાવનાઓમાંથી દૂર ખસવાની અનીચ્છા વાળાં અનેક સ્ત્રી પુરૂષો, દુનિયાનાં સ્વપ્ન સૃષ્ટિમાં વિહરનારાં, હવાઇ કિલ્લાઓમાં વિહરનારાં, આગામિ સુવર્ણ યુગનાં સ્પ્ન ખડાં કરનારા કવિઓ, પોતામાં ભરાઇ બેઠેલા વિચારના આવેશમાં કોઇ કોઇ વાર બુદ્ધિ વિના દુનિયા પ્રત્યે તિરસ્કાર દર્શાવનારાં સ્ત્રી પુરૂષો, આવાં સર્વે મનની એકાગ્રતાની શક્તિના એવા માર્ગમાં ચાલવા લાગ્યાં છે કે તેમની ભાવનાઓ તેમને આધિન બનતાં, તેઓ યથાર્થજ આ-

ગળ વધવાં જોઇએ ———માનવ વૃદ્ધિ ક્રમની અન્ય ભૂમિકા પર્યંત આવી લાગવાં જોઇએ. ધ્યાન વડે આવી ઇન્દ્રિયોને અપ્રાકૃતિક રીતે જાગ્રત બનાવી શકાય છે; એટલે વિચારના નિયમો જાણીને, તથા તમારી જેવી ઇચ્છા હોય તે મેળવવા પૂરતો તેમનો ઉપયોગ કરવાથી તમે ઉન્નતિક્રમના પ્રાકૃતિક કાર્યોને શીઘ્ર વૃદ્ધિ વાળાં બનાવો છો. જેમ એક પશુપાલકને એક ખાસ જાતિ ઉછેરવાની હોય છે ત્યારે તેને કામ લાગે એવા પ્રકૃતિના નિયમોને તે સહાયમાં લે છે તથા તેને બાધકારક લાગે એવા નિયમોનો ત્યાગ કરે છે અથવા તેમને લક્ષમાં લેતો નથી, તેમ તેટલાજ અર્થે પૂરતી આવી બાબત માત્ર અપ્રાકૃતિક છે. તે સર્વે પ્રકારની વિરૂદ્ધ જતી શક્તિયોને પોતાના માર્ગમાંથી દૂર કરે છે કે જેથી જેમની તેને જરૂર છે એવી શક્તિયો છૂટથી કાર્ય કરી શકે. મનના નિયમોનું પણ આવું ને આવુંજ છે; જો ચિત્ત શક્તિનો વિસ્તાર સાધનારો માનસિક નિયમો તમારાં જાણવામાં હોય તો તમારામાં શ્રેષ્ટ માનસિક શક્તિયો સાધવામાં તમે તેમનો શાસ્ત્રીય રીતે ઉપયોગ કરી શકો; તમારા સૂક્ષ્મદેહના બંધારણમાં પણ આવિ માનસિકશક્તિયોને તમે સહાયમાં લઇ શકો; આથી આવો દેહ ચિતિશક્તિના એક વહન રૂપ બને છે, તમારી જાણવાની ઇચ્છાને અધિન થાયછે. આવું કંઇક તમારામાં ક્યારનુંએ ઉછળી રહેવા માંડ્યું છે; આથીજ તમારે મજ્જાતંતુગત પીડાઓમાં પીડાવું પડે છે; પરંતુ નિયમ તમારા સમજવામાં આવતાં તમારાથી શરીરને નુકશાન વિના સૂક્ષ્મપ્રકારની મજ્જાતંતુસંસ્થાની વૃદ્ધિ કરી શકાશે. માત્ર આવી બાબત માટે એવા પ્રકારના નિયમોની જરૂર છે કે જેમને અનેક લોક લાત લગાવે છે; આપણા ઝમાનાના વિલાસમય અને સુખ શોધતા શિષ્ટાચારમાં એક પ્રકારના સ્થૂલ આત્મ નિરોધની ભાવના લોકપ્રીય નથી. તમારા સ્થૂલદેહને માત્ર એક હથિઆર સમાન બનાવવો, તમારા ઉદ્દેશને ઉત્તમ પ્રકારે પારપાડે એવું જે તમે પસંદ કરો તેજ તેને આરોગવા દેવું, તમારા હેતુને બંધ બેસતું હોય એવુંજ માત્ર તેને પીવા દેવું, તમારા સમક્ષ ખડા થયલા ઉદ્દેશને પાર પાડે તે કરતાં વધારે નહિ પરંતુ જોઇતા પ્રમાણમાંજ તેને નિદ્રા લેવા દેવી—દેહને આત્માના ઉપરિ અથવા સમાન પદવાળો નહિ પરંતુ સેવક સમાન બનાવવો—આવા પ્રકારનાં સાધનો સૂક્ષ્મદેહ અને તેની સૂક્ષ્મઇન્દ્રિયોની શીઘ્ર ચાલતી વૃદ્ધિ સાથે સિદ્ધ થવાં જોઇએ. આપણામાંના ઘણાએ આ પ્રમાણે વર્તે છે; પ્રકૃતિ પણ આ કાર્ય ચલાવી રહીછે, પરંતુ માનવિ પ્રકૃતિના સાથમાં રહીને કરી શકે તેટલી ઝડપથી આવું કાર્ય ચાલી શકતું નથી.

અમેરિકાના પશ્ચિમ કીનારે કેલિફોર્નિયા પ્રાંતમાં વિદ્યુતની દશાઓ અમુક ખાસ પ્રકારની છે; ત્યાં આગળ છોકરાંને ગમતી એક એવી રમત છે, કે શેત્રંજી ઉપર દોડતા જવું તથા જતે જતે પગ ઘસતા જવા. આથી તેમનામાં વિદ્યુત્ પ્રવાહ એટલો બધો પ્રબલ બની જાય છે, કે જો તમે તેમના આગળ એક ગેસના દીવાની નળી ધરો તો તેના ઉપર આંગળી ધરીને તેઓ સળગાવી શકે છે આવી બાબતો આ સ્થલમાં સારી રીતે જાણીતી છે; આવી ખાસ પ્રકારની વિદ્યુતદશામાં મજ્જાતંતુસંસ્થાનું ખેંચાણ બહુજ વધી જાય છે તેથી આવી ઇન્દ્રિયો આપણા વધારે ભીનાશવાળા અને ઓછા પ્રકાશિત વિદ્યુત્- વાતાવરણ વાળા દેશ કરતાં ત્યાં આગળ ઘણીજ સાધારણ રીતે જોવામાં આવે છે. છતાંએ આવી બાબત સર્વેને સમાન બનવાની તૈયારીમાં છે; ત્યાં આગળ થોડે ઘણે ભાગે પ્રાકૃતિક દશા-

આને લીધે આમ થાય છે; અત્ર વૃદ્ધિ ક્રમની દિશામાં પ્રકૃતિના સાથમાં રહીને નિશ્ચય પૂર્વક કાર્ય કરવાની તમારી ઇચ્છા હોયતો તેમ થઇ શકે છે.

ભલે, આવી સૂક્ષ્મઇન્દ્રિયોને વિકસાવવાનું કેવા પ્રકારનું પરિણામ આવે? આથી તમને અન્ય સૃષ્ટિ આ સૃષ્ટિના વિભાગ રૂપ બની જાયછે; આને લીધે ધર્મના પ્રદેશમાં અત્યારે તમને માન્યતા અથવા શ્રદ્ધા રૂપ લાગતી અનેક બાબતો, દરરોજ અનુભવની જ્ઞાનની બાબતો સમાન બની જાયછે. પછીથી મરણની અન્ય બાજુએ માનવવ્યક્તિની હયાતિ વિષેની ચર્ચાચલાવવાની જરૂર રહેશે નહિ. કારણ કે જેમ કેટલાક અત્યારે પણ જોઈ શકેછે તેમ તમે તમારાં મરણ પામેલાંને તમારી આસપાસ સઘળે જોશો. આપણે સર્વે જે ગૃહમાં વસિએ છીએ તેમાં એક ઓરડામાંથી માત્ર બીજા ઓરડામાં જવા સમાનજ મરણ લાગશે, દિવાલો પણ પારદર્શક બની જશે, તેથી કોઇ પણ પ્રકારની ખરેખરી ભિન્નતા રહેશે નહિ. પછીથી આચાર્યો અને પૌરાણિકો માટે મરણની પેલીપારના જીવન વિષે ઉપદેશ આપવાની વધારે વાર જરૂર રહેશે નહિ. કારણ કે સમગ્ર આત્મમંડલ એ જીવનનું અસ્તિત્વ જોઇ શકશે; ઇહલોકમાં આપણે જે કરીએછીએ તેનાં પારલૌકિક જીવનનાં પરિણામો વિષે વધારે વાર ચર્ચા ચલાવવાની જરૂર રહેતી નથી કારણકે વર્તમાન કાલના દૃષ્ટાઓને તેમનાં ચક્ષુઓ સમીપ ખુલ્લું જણાય છે તેમ તે પરિણામો ફલો આપણાં ચક્ષુઓ સમીપ ખુલ્લાં થઇ જશે; તે સમયે એમ કહેવાની વધારે વાર જરૂર રહેશે નહિ, કે મરણથી ભેદ પાડી શકાતો નથી, કારણ કે પોતાનાં પ્રેમી જનો પોતાના સાથમાંજ છે,—સ્પર્શ્ય, દૃશ્ય, શ્રાવ્ય દશામાં વર્તમાન છે—એવું સર્વના અનુભવવામાં આવશે.

હવે વર્તમાન કાલે આપણા પોતાના કુલની એક હમેશાં વધતી જતી સંખ્યામાં આ બાબતો આવી દશાએ આવી લાગી છે; ઉન્નતિ ક્રમ આગળ વધતાં આવી બાબતો સામાન્ય બની જશે. આનું પરિણામ એવું આવશે, કે ધર્મના અનેકાનેક પ્રકારના ગાૈણ સિદ્ધાન્તો વિશાલ સમૂહ માટે સ્પષ્ટ, વ્યક્ત બની જશે; મરણ પછીના જીવનનો અને ત્યાં આગળ પ્રવર્તતી દશાઓ વિષેનો પ્રશ્ન આથી સ્પષ્ટ બનશે એટલુંજ નહિ પરંતુ વર્તમાન કાલે નાસ્તિકવાદ, શંકાવાદ, જડવાદપરાયણ માનવિઓ પ્રાચીન કાલના વ્હેમોરૂપે ધિક્કાર અને તિરસ્કારની દૃષ્ટિયા હસી કાઢે છે એવા અનેક ધાર્મિક આચારો, વિધિયો, ક્રિયાઓની ખરેખરી કીમત પણ સ્પષ્ટ રીતે જણાઇ આવશે. આચારમય જીવનરૂપ એક બાબત સંભવે છે. દરેક મહા ધર્મમાં સમાવેશ થતાં દેવાલયોમાં પ્રવર્તતા આચારો, ક્રિયાઓ આદુનિયા અને આવતી દુનિયા વચ્ચેના એક પૂલ સમાન છે; એકલા ક્રિશ્ચિયન ધર્મમાંજ આમ છે એમ નથી પરંતુ સર્વ ધર્મોમાં આવુંને આવુંજ હોય છે. સુધારકના ઝૂંડાથી પશ્ચિમના ક્રિશ્ચિયન સામ્રાજ્યમાં આવી ઘણી બાબતોનો વિનાશ થયો છે; આવો સુધારો ગુપ્ત વિદ્યાનો નકાર ભણતો હતો કારણ કે તેનો દુરૂપયોગ કરવામાં આવ્યો હતો, સમજણ વિના વ્હેમને માનવામાં આવતા હતા. (આપણા હિંદમાં પણ પશ્ચિમના આવા પ્રકારના સુધારાની ભાવનાઓમાં તણાઈ કેટલાક અંગ્રેજી શિક્ષિતજનો આપણા ધર્મમાં પણ આવા સુધારાઓ ઉપર આવી લાગ્યા છે આપણા દેશમાંજ ઉદ્દભવેલી કેટલીક સંસ્થાઓ આવા કાર્યમાં મચીછે. સર્વત્ર પ્રચલિત બનેલા ક્રિયાકાંડ માટેના કટાક્ષો અને આક્ષેપો આબાબતની

પ્રત્યક્ષ સાબીતી છે. લોકોને છેતરવા ધર્મનો ઢોળ ચડાવેલી સુધારાની સંસ્થાઓ આવા પ્રકારનું કાર્ય ચલાવી રહી છે તેથી સમાજને વિચારીને ચેતતા રહેવાની જરૂર લાગે છે. સર્વ નિષ્પક્ષપાત વિચારકોને આટલી વિચાર પરંપરામાંથી ઘણું ઘણું વિચારવાનું મળી રહેશે. આપણે અહિંયાં પણ આવા પૂરને રોકતી પ્રવૃત્તિઓ પણ સબલ રીતે કાર્ય કરી રહીછે, એટલું ખુશી થવા જેવું છે.—તંત્રી. ) પરંતુ આવું ગમે તે થાય છતાંએ ધાર્મિક સંસ્થાઓના આચારોમાં હજુએ એવું સામર્થ્ય રહ્યું છે, કે એ આચાર વિના તમારાથી તે મેળવી શકાય એમ નથી; આથી આધ્યાત્મિકસૃષ્ટિનો સ્થૂલસૃષ્ટિ સાથેનો ખરેખરો સંબંધ યોજાયછે, ઉચ્ચ જીવનના એક ખરેખરા પ્રવાહનું અવતરણ થાય છે: દેવાલયોના સામાન્ય ભક્તોને આવી બાબતો અદૃશ્ય હોય છે છતાંએ દષ્ટાનાં ચક્ષુઓને દૃશ્ય હોય છે. ધીમે ધીમે આવી ઈન્દ્રિયો સાધારણ બનતી જશે તેમ તેમ સર્વના મનમાં આવા પ્રાચીન આચારોની પુનઃખાત્રી થતી ચાલશે; દિવ્ય પ્રકારે પ્રાપ્ત થયલી આવી ધાર્મિક ક્રીયાઓમાં મહાસામર્થ્યનો, જીવંત આધ્યાત્મિક યથાર્થતાનો સમાવેશ થાય છે, એવું માનવિઓ ફરીથી પીછાનતાં થશે. આધ્યાત્મિક સૃષ્ટિની ઉચ્ચ યથાર્થતાઓ પર્યંત તમારા જીવાત્માનો વિકાસ સિદ્ધ થતાં તમારે આવા આચારોની જરૂર રહેતી નથી. પરંતુ આવી બાબતોનો દરરોજના જીવનમાં અનુભવ કરનાર ગણ્યા ગાંઠ્યાજ હોયછે; સૃષ્ટિયોનો સંયોગ કરતા પૂલસમાન ક્રીયાકાંડના આચારો છે, તમારા અંતરાત્મામાં આવો એક માર્ગ યોજી કાઢતા સુધી તેમનો ત્યાગ કરવો મૌખ્ય બર્યો છે.

તમારાથી એકદમ સમજી શકાશે, કે આવી દિશાઓએ, નમ્રતા અને શ્રદ્ધાએ જે જે મેળવ્યું છે તે જ્ઞાનવડે સિદ્ધ કરતાં કેટલાં બધા નવીનદ્વારો ધર્મમાં ખુલતાં ચાલશે. આવા માર્ગોએ ધર્મ પણ આધ્યાત્મિક પ્રદેશમાંથી દૂરખસ્યા વિના બુદ્ધિગમ્ય તેમજ શાસ્ત્રીય બનતો ચાલશે: ગુપ્તવિદ્યા ધર્મને ખરોકરી બનાવે છે તથા તેનાં અનેક ક્રીયા અને આચારોનો બુદ્ધિગમ્ય, શાસ્ત્રીય ખુલાસો આપે છે; સત્તા અને પ્રાચીન પરંપરા ઉપર આધાર રાખતા ધર્મના અનેક સિદ્ધાન્તોનો ગુપ્ત વિદ્યાવડે સંપૂર્ણ ખુલાસો થઈ રહેછે આ દિશામાં વિશેષ વિચાર ચલાવવાનો મને સમય નથી. ઉચ્ચ યથાર્થતાઓ પ્રત્યે આધ્યાત્મિક વિકાસનાં તથા ધીમે ધીમે અન્ય દુનિયા માનવક્ષિતિજમાં આવતી જાય એવી સૂક્ષ્મઈન્દ્રિયોના વિકાસનાં, ઉભયેનાં નવીનદ્વારો કઈ દિશાઓમાં ખુલતાં જાયછે, એ મેં તમને દર્શાવી આપ્યુંછે.

[ ચાલુ ] (વિદુષિ બાઈ વસંત.

# ॥ ज्ञानमंदिरनो मुसाफर ॥

## ( ૧ )

હજારો વર્ષો પૂર્વે એક મુસાફર, મુસાફરીથી ઘણોજ કંટાળી જઇને એક ઉંચા પર્વતના શિખર તરફ લઈજતા ખડબચડા માર્ગના છેલ્લા વિભાગમાં ઉંચે ચઢતો હતો. આ પર્વત ઉપર એક મંદિર હતું; મરણથી અટકાવ થતા પહેલાં ત્યાં પહોચવાના મુસાફરે સોગન લીધા હતા. મુસાફરી ઘણીજ લાંબી હતી, માર્ગ ઘણો વિકટ હતો, એ તેના જાણવામાં હતું. તે સારી રીતે સમજતો હતો કે "ભાવનાઓ" નામની પર્વતમાલામાંના આ પર્વતનો ચઢાવ અત્યંત વિકટ હતો. પરંતુ તેનામાં સમર્થ રીતે આશા ધરાવનારૂં હૃદય હતું, તેના પાદ ખાત્રી ભર્યા હતા. તેનામાંથી કાલ સંબધી સર્વ વિચાર દૂર પળી ગયા હતા, પરંતુ તેણે આશારૂપી લાગણીનો કદાપિ ત્યાગ કર્યો ન હતો.

તે મનમાં વિચારવ લાગ્યો. "ગમેતો હું માર્ગમાં મુર્છાવશ બનું, શિખરે પહોચવાને અસમર્થ બનુ, છતાંએ ફરયભાવનાઓ પ્રયે દોરી જતા માર્ગમાં પળવું એટલું પણ કંઇ ઓછું નથી "

તે કંટાળી જતો ત્યારે પોતાની જાતને આપ્રમાણે દીલાસો આપતો. તે કોઇ કાલે આથી વધારે આશા ખોતો નહિ; ખાત્રીથી આટલું પણ થોડું ઘણું પૂરતું હતું.

હવે તે મંદિરપાસે આવી પહોચ્યો હતો.

તેણે ઘંટ વગાડયો, એક ધોળા વાળવાળા વૃદ્ધ પુરૂષે દ્વાર ઉઘાડયાં. તેણે મુસાફરને જોઇને શોક પૂર્વક હાસ્ય કર્યું.

"વળી હજુએ બીજો." તે બબડયો, "આ સર્વનો શોઅર્થ ?"

તે જે બબડયો તે મુસાફરે સાંભળ્યું નહિ.

"હે ધોળા વાળવાળા પુરુષ." તેણે કહ્યું. "મને કહે; આપ્રમાણે આખરે હું અદ્ભુત જ્ઞાનમંદિર પાસે આવી પહોચ્યો છું મેં મારૂં બધું જીવન અત્રેની મુસાફરી કરવામાં ગાળ્યું છે. પરંતુ અહા! ભાવનાઓપર્વત ચઢવાનું કાર્ય દુર્ઘટ છે."

વૃદ્ધ પુરુષે મુસાફરના હસ્તનો સ્પર્શ કર્યો. "સાંભળ" તેણે ધીમા અવાજે કહ્યું. 'આ જ્ઞાનમંદિર નથી. ભાવનાઓ પર્વતોની એક માલા સમાન નથી; તેઓ તો મેદાનોના એક વિસ્તાર સમાન છે, તેમના મધ્યમાં જ્ઞાનમંદિર આવેલુ છે. તું ખોટે માર્ગે આવ્યો છે, હા! કમભાગી મુસાફર!.''

મુસાફરનાં ચક્ષુઓમાંનો પ્રકાશ બુજાવા લાગ્યો. તેના હૃદયમાંની આશા મરણ શરણ થઈ. તે પણ વૃદ્ધ, કરમાયેલો બની ગયો. તે ભાર પૂર્વક પોતાના દંડ ઉપર નમી પડયો. તેણે કંટાળીને પૂછ્યું, "અત્ર વિસામો લઈ ચકાશે ?"

"ના."

"આ પર્વતોની બીજી બાજુએ નીચે ઉતરવાનો કોઇ માર્ગ છે?"

"ના."

"આ પર્વતો ને કયા નામથી વ્યવહરવામાં આવે છે?"

"તેમનું કંઇ પણ નામ નથી."

"અને મંદિર—તમે મંદિરનું શું નામ રાખ્યું છે?"

"તેનું પણ કંઇ નામ નથી."

"ત્યારે તો હું તેને ભગ્ન–હૃદય–મંદિરનું નામ આપીશ." મુસાફરે કહ્યું. પછીથી તેણે ફરીને ચાલવા માંડ્યું, પરંતુ વૃદ્ધ પુરૂષ તેની પાછળ આવ્યો. "બંધુ!" તેણે કહ્યું, "અત્રે આવનાર તું પ્રથમજ નથી, પરંતુ તું કદાચ છેલ્લો આવનારજ નિવડે. મેદાનોમાં પાછોજા ત્યાંના વાસિઓને કહે કે યથાર્થ જ્ઞાનનું મંદિર તેમના મધ્યમાંજ આવેલું છે. જેની મરજી હોય તે કોઇ પણ તેમાં પ્રવેશ કરી શકશે; તેનાં દ્વાર પણ વાસવામાં આવ્યાં નથી. હમેશાં મેદાનોમાં, જીવનના, કર્મના, દરરોજના કર્તવ્યના મધ્યમાંજ આ મંદિર આવેલું છે. તત્ત્વવેત્તા તેમાં પ્રવેશ કરી શકેછે; પથ્થફોડો પણ ત્યાં પ્રવેશી શકેછે. તમારા જીવનમાં તમે દરરોજ તેની પાસેથી પસાર થયા હશો; તમારાં ભપકાદાર મંદિરો કરતાં જુદાજ પ્રકારનું આ એક સાદું પૂજ્ય ભવન છે."

"મેં તેના નજીકમાં બાલકોને રમતાં જોયાં છે." મુસાફરે કહ્યું, "હુંએ બાલક હતો ત્યારે ત્યાં આગળ રમતો હતો. અહા! માત્ર તે સમયે મારા સમજવામાં આવ્યું હોતતો! ભલે, થઈ ગયું તે થઇ ગયું"

તેણે એક મોટા પથ્થર આગળ વિસામો લીધો હોત પરંતુ વૃદ્ધ પુરૂષે તેને તેમ કરતાં અટકાવ્યો.

"વિશ્રાંતિ નાલઇશ" તેણે કહ્યું, "જો તું ત્યાં આગળ એકવાર વિશ્રાંતિ લઇશ તો તારાથી ફરીથી ઉઠાશે નહિ. જો તું એકવાર પણ વિશ્રાંતિ ઇશતો તું કેટલો બધો થાકી ગયો છે એ તારા સમજવામાં આવશે."

"આગળ જવાની મારી કોઇ પ્રકારની મરજી નથી," મુસાફરે કહ્યું, "મારી મુસાફરી થઈ ચૂકી છે; ગમે તો તે અવળી દિશામાં હશે છતાંએ તે થઇચૂકીતો છેજ."

"ના, અત્રે રસળવામાં સમય કાઢીશ નહિ," વૃદ્ધ પુરૂષે આગ્રહથી કહ્યું. "તારાં પગલાં પાછાં ફેરવ; જો કે તું તો તારી જાતે ભગ્ન હૃદયનો બન્યો છે, છતાંએ તું બીજાઓને તેમનાં હૃદય ભંગ કરતાં બચાવી શકશે. આ માર્ગમાં જેમને જેમને તું મળે તેમને પાછા વાળજે. જેઓ આ દિશાએ ઉપડવાની તૈયારીમાં છે તેમને તું અટકી જવાની આજ્ઞા કરજે; એક એકાકિ ભયંકર પર્વત ઉપર યથાર્થ જ્ઞાનનું મંદિર બાંધવામાં આવે એમ ધારવું એ કેટલું બધું ઘેલછા ભર્યું છે, એ તેમને સમજાવજે. જો કે ઇશ્વર કઠિન જણાય છે, છતાંએ તે એટલો બધો કઠિન નથી, એટલું તેમને તું સમજાવજે. ભાવનાઓ કંઈ એક પર્વતમાલા સમાન નથી પરંતુ જ્યાં તેમનાં મહાન્ ઘરો બાંધવામાં આવ્યાં છે, જ્યાં અનાજ ઉગેછે, જ્યાં પુરૂષ અને સ્ત્રીઓ કોઇ કોઇવાર શોકમાં અને કોઇ કોઇવાર આનંદમાં મહેનત કરી રહ્યાંછે એવાં તેમનાં પોતાનાં મેદાનો સમાનછે, એટલું પણ તેમને ખાસ સમજાવજે".

"હું જઇશ," મુસાફરે કહ્યું.

પછીથી તે ચાલી નીકળ્યો; પરંતુ તે વૃદ્ધ અને કંટાળેલો બન્યો હતો. મુસાફરી લાંબી હતી આગળ પગલાં ભરવા કરતાં પાછાં પગલાં ભરવાં એ કંટાળા ભરેલું કાર્ય છે. જીવનની સમગ્ર આશા અને ઉત્સાહની સહાય છતાં ઉપર ચઢવાની બાબત જોઇએ તેટલી વિકટ હતી; કોઇ પણ પ્રકારનાં ઉત્સાહ અને આશાની સહાય વિનાની ઉતરવાની બાબત બીલકુલ અશક્ય જેવી થઇ પડી.

તેથી મેદાનોમાં પહોચતા સુધી મુસાફર જીવી શક્યો હશે કે નહિ, એ શંકાની વાત છે પરંતુ ગમેતો તે ત્યાં પહોચ્યો હશે વા નહિ, છતાંએ તેત્યાં જવાને ઉપડી ચૂકયોતો હતોજ.

અનેક મુસાફરો આમ કરી શકતા નથી.

( આ મથાળા નીચેના અમારા વિચારો હવેના અંકમાં આપવામાં આવશે—તંત્રી. )

R. No. B. 706.

આશ્રયદાતા.
શ્રી [illegible]
સ્થાપક. મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

[illegible]

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તંત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૬—અંક ૭ ] (માસિક.) [ એપ્રિલ. ૧૯૧૧. ]

અનુક્રમણિકા.



અમદાવાદ—ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં—મોતીલાલ આમળદાસે છાપ્યું.

તૈયાર છે—તૈયાર છે—તૈયાર છે

## ઘણા સમયથી અપ્રસિદ્ધ રહેલી.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

આવૃત્તિ ( બીજી )

આ આવૃત્તિનીપ્રસ્તાવનામાં ગીતાના સમય વિષે લંબાણુ ચર્ચા ચલાવવામા આવી છે.

સ્વ. મણીલાલ નભુભાઇ દ્વીવેદી રચિત પ્રથમ આવૃત્તિ કરતાં સારા કાગળ ઉપર છપાઇ છે અને આ વખતે ઘણાઓના આગ્રહથી કિંમત ઘટાડી રૂ. ૪-૦-૦ ચાર રાખવામાં આવી છે કર્ત્તાની છબી પણ મૂકવામાં આવી છે, ટપાલ વિ. જુદું પ્રથમથી થયલા ગ્રાહકોએ એક કાર્ડથી બુક મોકલવા માટે ખબર આપવી.

મેનેજર.

સુદર્શન ઓફિસ—નડીઆદ

## સિદ્ધાન્તસાર.

બીજી આવૃતિ.

(મોટાટાઇપ સારા કાગળ પાકુંપુઠું.)

કીંમત રૂપીઆ ૩....૦....૦ )

## નારીપ્રતિષ્ઠા.

બીજી આવૃતિ.

બાળબોધ ટાઇપમાં સારા કાગળ

( કીંમત રૂપી ૦-૮-૦)

## શ્રી હિન્દુ નિરાશ્રીત ફંડ, નડીઆદ.

## જોઈએ છીએ.

નડીઆદ હિન્દુ નિરાશ્રીત ફંડના લાભાર્થે ભીક્ષા માગનાર પરોપકારી સ્વયંસેવકોભાવિક ભિક્ષુકો રૂ. ૧૦૦) એકઠા કરી આપનારને ચાંદીનો ચાંદ અને ૫૦૦) એકઠાકરી આપનારને સોનાનો ચાંદ જાહેર સભા સમક્ષ આપવામાં આવશે. રસીદ બુકો, હેન્ડબીલો ઇ. પુર પાડીશુ લખો.

શ્રી હિન્દુ નિરાશ્રીત ફંડ.
નડીઆદ—( ગુજરાત )

R. No. B. 764.

આદ્યદાતા.
એક અભેદમાર્ગ પ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ દ્વિવેદી.

સહી.
ગો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૬—અંક ૭ ] (એપ્રિલ.) [ એપ્રિલ. ૧૯૧૨. ]

## हाफेझ.

( ૬ )

સ્વર્ગ કેરો બાગ એ એકાંત મહીં દરવેશની;
વૈભવતણું છે મૂલ ખીદમતની મહીં દરવેશની.— ૧

સન્યાસની થાપણ અજબ છે ને તલસમાતે ભરી,
એ ભેદની ચાવી નજર મીઠી મહીં દરવેશની.— ૨

સ્વર્ગના મહેલાતની રીઝવાન રખવાળી કરે;
ત્યાં ફર નજરમાં વાટિકા એ રહેલની દરવેશની.— ૩

જેના કિરણથી શુષ્ક મિશ્રણનું જુવો સોનું બને,
કેવો અજબ એ કિમિયો મજલીસ મહીં દરવેશની.— ૪

પ્રશસ્ત સૂરજ ક્યાં ધરે છે તાજનિજ પરતાપનો,
એ પરતાપનો સૌ તાપ છે વિભૂતિ મહીં દરવેશની.— ૫

ઐશ્વર્ય, જેના નાશથી દિલકું રહિયે ના બળી,
સાંભળી વગર પૂછયે કહું પૂંજી બધી દરવેશની.— ૬

ખુસરૂ જરૂરીને દુવા—દીલ્હા તણો દેનાર છે,
એનો સબબ ખીદમત રૂપી વિભૂતિ મહીં દરવેશની.— ૭

..હાન કેરા શહેનશાહ શોધે પ્રતિમા અહીં તહીં,
પ્રતિબિંબ કેરો આપનો છે હાજરી દરવેશની.— ૮

અયે તવંગર ! શા ઉપર તું આવડો મગરૂર છે,
દોલત અને તવ ઝીન્દગી આખિર નહીં દરવેશની.— ૯

કારૂનો ભંડાર ઉંડો જાય હજૂએ ભૂ મહીં,
તેં પણ કદી વાંચ્યું હશે એ રીસ હતી દરવેશની.— ૧૦

ગૂલામ હું આસેફનો મુજ મરતબો હકુમત નહીં,
એની સુરત સરદારની ખસલત બધી દરવેશની.— ૧૧

હાફેજ ! અહબશર અહીં રહો મુસ્તાનને મસ્તાન સૌ,
ખીદમત ઉઠાવે દોયથી વિભૂતિ તણી દરવેશની.— ૧૨

---

( ૭ )

ઝાહીદ ! ઢોંગી ! માહિતી અમ હાલની જરીયે નથી,
હદમાં રહે તેમાં જગો વિચારની જરીયે નહીં.— ૧.
રસ્તા મહીંની આફતો દિલની હમેશાં પીંખિને,
સરીયામ રસ્તે દીલ સમજ ભૂલામણી જરીયે નહીં. ૨.
પ્યાદુ ચલાવી જોઉં કે આમ રમત કઇ બાજુ વળે,
મસ્તાનની શતરંજમાં શહ શાહની જરીયે નહીં.— ૩
શાની બે પરવાઇ આ બલવાન પથ શાનો ખુલ,
અમઝમ છૂપા—શક્તિયે નિશ્વાસની જરીએ નહીં— ૪
બચ્ચને લીસી વળી ચિત્રેલ છત છે શાની આ,
પંડિત પણ આપે સમજ એ ભેદની જરીએ નહીં— ૫
કદિએ કહો ન હિસાબના હાકેમ અમ દરબારનો,
ને પ્યાર લીલામાં નિશાની પ્યારની જરીએ નહીં.— ૬
પ્યારના ચાહનારને આવો કહો કે જાઓ રે,
જરૂરત અહીં અધ્યક્ષ કે દરવાનની જરીએ નહીં.— ૭
બેડોલ કદને બદસુરત નાલાયકીના છે સબબ,
તવ ઇઝતનો લેબાસ કદરૂપને કમી જરીએ નહીં.— ૮
અમ મઝબના લોકનું છે કામ મયખાને જવું.
અન્યપંથીને ખબર એ રાહની જરીએ નહીં— ૯
ગૂલામ હું મુરશદ તણો જેની કૃપા છે નિત્યની,
ગરન—ઝાહેદ રોબની કદિ છે કદિ જરીએ નહીં.— ૧૦
હાફેજતો બેસે ન પદપર ઉચ્ચ કિસ્મતથી કદિ,
મસ્તાનને દરકાર વૈભવ માનની જરીએ નહીં.— ૧૧

ડી. બી. કંથારીઆ.

# मनुष्यनी जीवन रुतुओ.

( વસંત તિલકા છંદ. )

પ્રત્યેક વર્ષ તણી ચાર રૂતુ પિછાણો;
માનુષ માનસ તણી અવધિ પ્રમાણો;
લીલા રૂડી વિવિધ સર્વ રતે વખાણો;
ગુંપેલ છે અજબ શું જન-જીવ-તાણો;

આનંદની લહરી આલહકાય જ્યારે;
ચૈતન્ય-અંશ ચમકે પ્રયણુ-પ્રસારે,
સંકલ્પ શીઘ્ર જગસુંદરતા નિહાળે,
લારે ઝુલે મન પ્રમત્ત વસંત કાલે;

ઝુલે ! હિંચે ! હલમલે ! વિહરંત ડોલે !
ખેલે ! રસે રસિકરાસ અનંત-ખોળે !
ચાહે, ધરે મનન ભાવન પૂર્વ-ગામી !
ગ્રીષ્મે શીળું ઉર સ્મરે સ્વર્ સૌખ્ય પામી;

કાલાન્તરે કુજન યૌવનસાથ વામે,
પાંખો ભીડી શરદમાં જીવ શાંતિ પામે,
પેખે રૂડી રસિક જાત જતાં અનેરી,
પંખી જુએ ગગન પામર અશ્રુ ખેરી;

સૌન્દર્ય-કાંતિ તનનાં સઘળાં વિરામ્યાં;
અંગો બધાં વિરૂપ થૈ જડભાવ પામ્યાં;
તુષારકાલ તન ભાંગ્યુ જરાનાં સાલ્યાં;
યાત્રા થઈ પુરી અને જીવ પંથ ચાલ્યાં;

પાપાત્મને વિષમ દુઃખ કુકર્મ દેશે !
પ્રાણો પવિત્ર પરમાનંદ પૂર્ણ લેશે !
કર્મોતણો અદલ ન્યાય નકી ચુકાશે !
પુણ્યાત્મતો પરમ અંશ વિષે સમાશે !

નેપીઅન રોડ
મુંબઈ તા. ૧૦-૫-૧૧ } "હરીલાલ" કૃપાશંકર મેહેતા;

# जता प्हेलां प्रिये ! छेल्लुं !

જતા પ્હેલા પ્રિયે ! છેલ્લુ ત્હને કહેવા કંઈ ધારૂં,
કહું કે ના કહું છેલ્લું ત્હને કાંઇ ? ન એ જાણું !
કહ્યું કંઈ ત્હને હાશે મીઠું તીખું અને મોંઘું,
છતાં આજે કંઇ છેલ્લું કહું કે ના કહું જુદું ?
ત્હને કંઈ સુણાવામાં અને કંઈ પઢાવામાં
સિતમગર નિત્ય થાવામાં દિલે ઉંચી હતી આશા !
ત્હને ખેંચી જતાં ઉંચે, ઉંચે ખેંચાઇ હું જાતો,
અને ક્રમમાં પડી આજે સફલતા યત્નની જોતો !
ક્રમે અશ્રુ અને શાન્તિ અને આનન્દ લાધ્યાં છે,
હવે એ સર્વને અન્તે નવું કંઈ આજ આવે છે !
ઉરે ત્હારા જતા પહેલાં નવી કંઈ ઉર્મિ જન્મે છે.
ત્હને યે કંઈ નવું થાશે ઉરે એમાં ન શંકા છે !
પ્રિયે ! આજે ત્હને છેલ્લું ન જાણું કે કહું હું શું,
છતાં ઇચ્છું, ત્હને કાંઇ જતા પ્હેલાં કહું છેલ્લું !
જતા પ્હેલા પ્રિયે ! હૈયું પૂરે ખુલ્લું કરી લેજે;
બધી આશા બધી ઇચ્છા હવે ખુલ્લી કરી દેજે !
અરે આજે વધારે કંઈ નથી અવકાશ કહેવાનો,
મ્હને તો તું જતા પ્હેલાં ગમે દેવા હૃદયભાવો !
અહીંથી તું જતા પ્હેલાં ન જાણું શું કહી દેવું,
અરે ! ત્હારા જતા પ્હેલાં ન જાણું શું કરી લેવું !
ન માલૂમ કાંઇયે એ છે ! થતી બેચેની પૂરી છે !
જતા પ્હેલાં થતું કંઈ કંઈ ! ન જાણું શું થવાનું છે !
જતા પહેલાં હવે છેલ્લે હૃદયનું દે ભરી પ્યાલું,
પ્રિયે ! દેજે, પ્રિયે ! લેજે ! કહી દેજે કહેવાનું !
ત્હને આશા-સરલતાની થજો પ્રાપ્તિ પૂરી, ઇચ્છું,
જતા પ્હેલાં પ્રિયે ત્હારા પ્રભુને એજ યાચુંછું !
અને છેલ્લે, જતા પ્હેલાં અહીંથી શ્રેય નિર્માણે,
થજો ભેટો ફરી વ્હેલો છલકતા હર્ષને ટાણે !
ધરી આશા સુમઙ્ગલએ સુમઙ્ગલ ભાવિને કાજે
વિરહ રહેવા સખિ ! ત્હારો થઉં તૈયાર હું આજે !
છતાં, ત્હારા જતા પ્હેલાં હૃદય દ્રવતું દ્રવી પડતું,
મગર ત્હારા જતા પ્હેલાં ન માલૂમ શું કરી લેઉં !

૬-૨-૧૧ } દ્વિજ.

# । માન્યવર દાદાભાઇને નમન. ।

( ગરબી )

\+ + + +

જાતિ ભેદ તજીને જાતિ સર્વનું,
એય વાંછતાં માની એય અંભાપજો;
રાજ પ્રજાના ઉભય હિતકર નેમથી,
દેશભક્તિની છાપી સુંદર છાપજો.
**ઋષિપણું વંદીએ ઋષિ આપનું?**
મ ર્નવિભવને લક્ષ્મી કેરી લાલચે,
રાગી છતાં એ રાગ ન રાખી કાપજો;
ત્રીશ કોટિ બંધુને બંધુભાવથી,
ચાલ્યાં સાલ્યાં સમજાવ્યાં દઈ સ્હાયજો;
**સાધુપણું વંદીએ સાધુ આપનું**
દેશ ભક્તિએ સાચી ભક્તિ સર્વમાં,
મોક્ષદાયીની ઈહ-લોક પરલોક જો;
જાણી જાણ્યું સિદ્ધ કર્યું તે આપને,
આત્મા સાથે શરીર નમાવે ડોકજે.
**નમન સ્વીકારો પિતા એ તમ પ્રેમથી ! !**

"વ્રજવિહારી"

---

# ॥ પ્રણવવાદ.* ॥

—x—

થીયોસોફીકલ સોસાઇટીની વિરૂદ્ધ સંપ્રતિ વિવિધ સ્થળોએથી જે જે પ્રહારો અને આક્ષેપો કરવામાં આવે છે, અને તેવા પ્રહારો તથા આક્ષેપોએ તે સોસાઇટીના સિદ્ધાન્તો, આદર્શ અને વર્તનથી અજ્ઞાન જન સમૂહમાં જે અંતઃક્ષોભ કરી મુક્યો છે, તેવા સમયમાં તે મંડળનો બચાવ કરવો, તે જેમ સરળ નથી, તેમ આવશ્યક હોય એમ પણ જણાતું નથી. ઇશ્વરે જેને ચક્ષુઓ આપીછે, તે સ્વતઃ જોઇ શકશે; જેઓને શ્રવણેન્દ્રિયો આપી છે

---

* મુનિવર્ય ગાર્ગ્યાયણ પ્રણીત પ્રણવવાદનું ઇંગ્રેજી ભાષાન્તર, ત્રણ વિભાગમાં; ભાષાન્તર કર્તા - શ્રીમાન્ બાબુ ભગવાનદાસ; પ્રસિદ્ધ કરનાર થીયોસોફીકલ સોસાઈટી, બનારસ. પ્રત્યેક વિભાગનું મૂલ્ય રૂ ૪-૮-૦

ગ્રંથનું તેઓએ મને નામ કહેલ નથી, તોપણ તે ગ્રંથના વિષયમાંથી મારી શંકાઓનું સમ્યક પ્રકારે નિવારણ થઈ શક્યું છે.

ત્યાર પછી મહેશ્વર પ્રણીત વ્યાકરણ જેનાં ૨૪૦૦૦ સૂત્રો છે, અને જેની ઉપર ૬૨૦૦૦ શ્લોકોનું નારદીય ભાષ્ય છે, તે ગ્રંથ તેઓએ મને લખાવવા માંડયો. ઈ. સ. ૧૮૯૪ નું વર્ષ સમાપ્ત થતાં સુધીમાં મેં તે ગ્રંથના માત્ર ૧૦૦૦ સૂત્રો લખી લીધાં. પરંતુ તે દરમ્યાન પાણિનિ પ્રણીત મૂળ શિક્ષા ગ્રંથ, જેનાં સૂત્રો ૧૦૦ છે, અને જેની ઉપર આઠ જુદાં જુદાં ભાષ્યો છે, તે મૂળ ગ્રંથ અને આઠ ભાષ્યોમાંથી ઉત્તમ ઉત્તમ ભાગો તેઓએ જે રીતે મને લખાવ્યા, તે મેં લખી લીધા.

ત્યારપછી થોડા દિવસો ને માટે તેઓ પોતાને ગામ જવાનું નિમિત્ત કરી મારે ઘેરથી ગયા, અને ઈ. સ. ૧૮૯૫ ના જાન્યુઆરી માસના છેવટના ભાગમાં ફરીથી પોતાની મેળે પાછા પધાર્યા. આ પ્રસંગે તેઓની સાથે થયેલી વાતચીતથી જાણવામાં આવ્યું કે—શ્રીકૃષ્ણ ભગવાન અને ઉદ્ધવના સંવાદરૂપે **નાર્ણવ*** નામનો ૫૦૦ શ્લોકોનો એક ગ્રંથ છે તે ગ્રંથમાં લખ્યું છે કે કલિયુગના આરંભથી અંતસુધી કેટલાક મહાત્માઓ હિમાલયમાં રહીને મનુષ્યોના વિકાસ માટે પ્રયત્ન કર્યા કરશે. તેઓની પાસેથી આ ગ્રંથ પણ લખી લેવામાં આવ્યો. છેવટે ભગવદ્ગીતા વિશે ચર્ચા થતાં, તેઓએ કહ્યું કે—તે ગ્રંથ ઉપર સાંપ્રત કાળમાં શંકરાચાર્યના નામથી જે ભાષ્ય પ્રચલિત છે, તે મૂળશંકરાચાર્યે પ્રણીત નથી. મૂળશંકરાચાર્ય કૃત ભાષ્ય તેથી ઘણુંજ જુદા પ્રકારનું અને અપ્રસિદ્ધ છે. ભગવદ્ગીતા ઉપર તે સિવાય ગોભિલ ઋષિનું ૩૦૦૦૦ શ્લોકોનું એક વિશાળ ભાષ્ય છે, એમ તેઓએ કહેવાથી, તે ભાષ્ય પણ તેઓ પાસેથી ઈ. સ. ૧૮૯૭ ની આખર સુધીમાં લખી લેવામાં આવ્યું. પરંતુ તે ત્રણ વર્ષો દરમ્યાન નીચે પ્રમાણે ગ્રંથો ઉતારી લેવામાં આવ્યા.

| નામ | શ્લોક સંખ્યા | કેવારૂપમાં છે | વિષય |
|---|---|---|---|
| ૧ વ્યાર્ણવ સંહિતા. | ૧૪૦૦૦ | શ્રીકૃષ્ણ અને રૂકિમણીના સંવાદરૂપે.. | સ્વર્ગ અને પૃથ્વી લોક સંબંધી. |
| ૨ સામ્યાયન કોષ. | ૮૦૦૦ | વ્યાસ પ્રણીત. | |
| ૩ મૂલવૈદિક નિરૂકત સભાષ્ય. | | | |

ઈ. સ. ૧૮૯૬ ના ડીસેંબર માસમાં પંડિત ધનરાજ મિશ્ર કાશીમાં ભરાયેલ થીયોસોફીકલ કન્વેનશનમાં પધાર્યા હતા. તે સમયે મેં થીયોસોફીસ્ટ નામના પત્રના ઈ. સ.

---

* **ન+અર્ણવ=નાર્ણવ**=નિષેધનો સમુદ્ર. જીવ અને જગત્ જડ અને ચૈતન્ય વચ્ચે અમુક પ્રકારનો સંબંધ રહેલો છે; જેમકે જીવ જગત્ નથી અને જગત્ જીવ નથી, તેમજ જડ ચૈતન્ય નથી અને ચૈતન્ય જડ નથી; તે સંબંધને ન અથવા નિષેધક શબ્દ કહેલ છે. તે વિષયનું જેમાં વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે, તે નાર્ણવ નામ આપેલ છે.

૧૮૯૬-૯૭ ના અંકોમાં વ્યાકરણશાસ્ત્ર વિશે કેટલાક લેખો લખ્યા છે, તે તેઓની જ પ્રેરણાથી લખવામાં આવ્યા હતા.

ઈ. સ. ૧૮૯૭ ની આખરે તેઓ થોડા દિવસોને માટે રજા લઇને હટુાના રાજાને ઘેર રહ્યા હતા. તે સમયમાં તેઓએ તે રાજાને પણ ચંદ્રમતિ પ્રણિત વર્ણવાદ નામનો ૮૦૦૦ શ્લોકનો ગ્રંથ લખાવ્યો. ઈ. સ. ૧૮૯૮ અને ૯૯ માં તેઓ કોઇ કોઇ પ્રસંગે મને મળવાને મારે ઘેર આવતા હતા, પરંતુ તે વર્ષોમાં તેઓની સાથે કંઇપણ ઉપયુક્ત કાર્ય થઇ શક્યું નથી. ઇ. સ. ૧૯૦૦ માં તેઓ મારી સાથે ગ્રીષ્મઋતુમાં માત્ર એક માસ પર્યંત રહ્યા હતા; તે અરસામાં મૂળશંકરાચાર્ય પ્રણીત ગીતાભાષ્ય તેઓએ મને લખાવ્યું હતું. ત્યાર પછી તેજ વર્ષમાં તેઓ કાશીમાં ભગવાનદાસને ઘેર જઇને તેઓને પ્રણવવાદ નામનો ગ્રંથ લખાવ્યો. ઇ. સ. ૧૯૦૨ ના ફેબ્રુઆરી માસ સુધીમાં બ્રહ્મસૂત્ર, જેનાં મૂળ સૂત્રો ૧૦૦૦૦ છે, અને જેની ઉપર બાદરાયણ પ્રણીત ૮૦૦૦૦ શ્લોકોનું ભાષ્ય છે, તે ગ્રંથનો કેટલોક ભાગ તેઓની પાસેથી લખી લેવામાં આવ્યો. ત્યાર પછી તેઓ મારૂં ઘર છોડીને પધાર્યા છે, ત્યારથી ફરીથી તેઓનાં મને દર્શન થયાં નથી. "

પરમેશ્વરીદાસ આ અદ્દભુત માણસની કથા સમાપ્ત કરતાં કહે છે કે–' આઠ વર્ષના લાંબા સમય સુધી તેઓ મારી સાથે રહેલા છતાં, હું તેઓનું કંઇપણ રહસ્ય જાણી શક્યો નથી. તેઓએ પોતાને વિશે જે કંઇ કહેલું છે; હજારો પ્રાચીન સંસ્કૃત ગ્રંથો જેનાં નામોથી પણ અખિલ જગત્ અજ્ઞાન છે,—તે વિશે તેઓ તરફથી જે કંઇ કહેવામાં આવ્યું છે; તે સઘળા ગ્રંથો નહિ, તોપણ તે સઘળા ગ્રંથોમાંથી ઓછામાં ઓછા વીશલાખ શ્લોકો તેઓની સ્મરણ શક્તિમાં છે, એમ જ્યારે તેઓ તરફથી જાણવામાં આવ્યું છે; ( જેમાંના ૬૦૦૦૦ શ્લોકો મેં પોતે અને ૧૬૦૦૦ શ્લોકો ભગવાનદાસે પ્રત્યક્ષ ઉતારી લીધા છે;) તદુપરાંત જે ગ્રંથભંડારમાં શ્રીમદ્દભગવદ્દગીતા ઉપર બાવન ભાષ્યોનો, ચાર મૂળવેદોનો, અરાઢ પુરાણોનો, ગેબિલકૃત રહસ્ય દર્શક ભાષ્ય સહિત મહાભારતનો, મૂળ ખરા છએ દર્શનોનો, અથવા વાસ્તવિકરીતે કહીએ તો વિજ્ઞાન અને દર્શનશાસ્ત્રની સઘળી સંભવિત શાખાંનો સમાવેશ થાયછે, એમ કહેવામાં આવ્યું છે; વળી તે સઘળા ગ્રંથો નેપાળ, તેરાઇ અને તેની આસપાસના પંડિતોની પાસે આજ પણ હયાત છે, એમ આપણને ખાત્રીથી કહેવામાં આવેછે;—એ સઘળું સત્ય હોય અથવા તેમાંનો દશાંશ પણ સત્ય હોય, તો ખરે ખર આ મનુષ્ય તે મનુષ્ય નહિ પણ મનુષ્યાકૃતિમાં કોઇ અદ્દભુત સત્વજ હતું, એવી સહજ પ્રતીતિ થાય છે. "

પ્રણવવાદની પ્રાપ્તિ માટે શ્રીમાન્ ભગવાનદાસે જે વૃત્તાંત પ્રગટ કરેલ છે, તે પણ અત્યંત વિસ્મયકારક છે. શ્રીમાન્ ભગવાનદાસ કાશીપુરીના નિવાસી હોઇને ત્યાંના એક પ્રતિષ્ઠાવાન્ ગૃહસ્થ છે. થીયોસોફીકલ મંડળમાં તેઓ અગ્ર ભાગ લે છે, અને સેન્ટ્રલ હિંદુ કોલેજના તેઓ સેક્રેટરી છે. તેઓના રચેલા હૃદયવૃત્તિશાસ્ત્ર (Science of emotions) મુક્તિશાસ્ત્ર ( Science of peace ), મનુસ્મૃતિ કથીત સમાજ તત્ત્વ અને રાજધર્મ તત્ત્વ વગેરે ગ્રંથો વિદ્વાનોમાં પણ બહુ માન્ય થઇ પડયા છે. ઇ. સ. ૧૮૯૬-૯૭ માં જ્યારે તેઓ બારાબાંકીમાં સરકારી નોકર તરીકે રહેતા હતા, ત્યારે પરમેશ્વરીદાસને ત્યાં આ અદ્દભુત

પુરૂષનો તેઓને સમાગમ થયો હતો. ઇ. સ. ૧૯૦૦ ના ઓગષ્ટની ૩૦ મી તારીખથી તે ઇ. સ. ૧૯૦૧ ના જાન્યુઆરી માસની ૧૯ મી તારીખ સુધી એટલે લગભગ માસ ૪ અને દિવસ ૨૦ સુધી પંડિત ધનરાજ મિશ્ર કાશીપુરીમાં તેઓની સાથે દુર્ગાકુંડ નામના સ્થળમાં રહ્યા હતા. તે અરસામાં ૧૬૦૦૦ શ્લોકોનો પ્રણવવાદ નામનો ગ્રંથ તેઓએ તેમજ અલ્હાબાદની સંસ્કૃત કોલેજના પ્રોફેસર પંડિત ગંગનાથ ઝા, એમ. એ. અને રણવીર સંસ્કૃત. પાઠશાળાના શાસ્ત્રી પંડીત અંબાદાસજીએ તેઓ પાસેથી લખી લીધો હતો. પંડિત ધનરાજે પોતે પોતાને વિશે તે સમયાન્તરમાં જે વૃત્તાંત કહ્યું હતું, તે ઉપરથી જણાય છે કે:—

સંયુક્ત પ્રાંતના બસ્તિ પ્રગણામાં બલ્હાર કલ્યાણ નામના ગામમાં આ અદ્ભુત પુરૂષનો જન્મ ઇ. સ. ૧૮૭૩ માં થયો હતો. તેમના પિતાનું નામ નેપાળમિશ્ર અને કાકાનું નામ પતિરાજમિશ્ર, તથા પિતામહનું નામ હરગોવિન્દમિશ્ર હતું. ચંદ્રિકમિશ્ર નામનો તેઓનો વડિલ ભ્રાતા સોળ વર્ષની વયમાંજ પંચત્વને પામેલ હતો. અઢી વર્ષની વયે શીતળાના ઉપદ્રવથી તેઓએ પોતાનાં ચક્ષુરત્નો ગુમાવ્યાં હતાં.

બાલ્યાવસ્થાથીજ આ અદ્ભુત પુરૂષની સ્મરણ શક્તિ અદ્ભુત જણાઈ હતી. પોતાના પિતા જેઓ પરંપરાથી વૈયાકરણશાસ્ત્રી હતા, અને જેઓની પાસે અનેક યોગ્ય શિષ્યો વિદ્યાભ્યાસ કરતા હતા, તેઓની પાસેથી તેઓ પાંચ વર્ષની ઉમર થયા પછી નિત્ય ૧૦૦૦ શ્લોકો જિવ્હાગ્રે કરતા હતા. પરંતુ પોતાના પિતાની પાસેના જ્ઞાનભંડારથી ધનરાજમિશ્રને સંતોષ થયો નહિ. એક સમયે કોઇ સન્યાસીના આકસ્મિક સમાગમથી તેમજ તેઓની અત્યંત અનુકંપાથી તેઓને અપ્રસિદ્ધ પ્રાચીન સંસ્કૃત ગ્રંથોનો ભંડાર રાખનારા પંડિતોનો સમાગમ થયો. જુદે જુદે સ્થળે દશ વર્ષ સુધી તે ગ્રંથોનો અભ્યાસ કરીને તેઓ લાખો શ્લોકો પોતાની સ્મરણ શક્તિમાં સમાવવાને સમર્થ થયા હતા.

પ્રણવવાદની પ્રાપ્તિ માટે ધનરાજનો ભગવાનદાસની સાથે જે સમાગમ થયો હતો, તે જાણે કંઈ ઇશ્વરી સંકેતથી જ થયો હોય નહિ, તેમ જણાય છે પાશ્ચાત્ય અને આપણાં દર્શન શાસ્ત્રોના અભ્યાસથી તેઓએ ઇશ્વર અને જગતનું સ્વરૂપ તથા તે ઉભયના સંબંધમાં કંઇ પ્રચલિત વેદાન્ત સિદ્ધાન્તો કરતાં વિલક્ષણ સિદ્ધાન્ત ઉપજાવ્યો હતો. तत्त्वमसि, अहंब्रह्मास्मि આદિ વેદાન્તનાં જે ચાર મહા વાક્યો છે, તેમાં જીવ અને આત્માનું ઐક્ય દર્શાવી તેઓના સ્વરૂપોનું દર્શન કરાવવાનો યત્ન કરાવવામાં આવ્યો છે. પરંતુ શ્રીમાન ભગવાનદાસના અંતઃકરણનું તે વાક્યોથી સમાધાન થયું નહિ. તેઓએ પ્રથક્કરણ અને સમગ્રીકરણના આધારે आत्मा અને अनात्मा નો સંબંધ દર્શાવવાને માટે अहमेतन्नास्मि એવું સૂત્ર ઉપજાવી કાઢયું હતું; આજ પ્રક્રિયાનો વિસ્તાર તેઓએ હૃદયવૃત્તિ શાસ્ત્ર Science of Emotions અને મુક્તિશાસ્ત્ર (Science of Peace) માં કરેલ છે. ઇ. સ. ૧૮૯૭ માં ભગવાનદાસનો ધનરાજમિશ્ર સાથે પ્રથમ સમાગમ થયો ત્યારે તે સમયેજ તેઓએ પોતાની પ્રક્રિયાં જેવું કંઇ પણ પ્રાચીન અપ્રસિદ્ધ સંસ્કૃત ગ્રંથમાંથી પ્રાપ્ત થઇ શકે તેમ છે કે શી રીતે, તેવો પ્રશ્ન કર્યો તેના પ્રત્યુત્તરમાં ધનરાજ મિશ્રે પ્રણવવાદમાંથી કેટલાંક વાક્યો ઉચ્ચાર્યો, જેમાં अहमेतन्नास्मि એ આખું સૂત્ર અક્ષરશઃ આવી જતું હતું. તે ઉપરથી તેઓએ કાશીપુરીમાં તેઓને નિમન્ત્રણ કરી ઉપર કહ્યા પ્રમાણે ગ્રંથ તેઓ પાસેથી લખી લીધો હતો.

(આગળ ચાલુ.)

માનશંકર પિતાંબરદાસ મેહેતા.

# कर्म विपाक

—※—

(અનુસંધાન ગતાંકથી.)

આ જે નિયમો બાંધનારા ત્હેમનો ડાબો હાથ વિશ્વવહન તરફ હોય છે અથવા તો ત્હેનાં વખાણુ કરતો હોય તેમ જોવામાં આવે છે, તથા જમણો હાથ નિયમો દર્શાવવામાં રોકાયલો જોવામાં આવે છે, અને મુખારવિંદ તો ડાબુ જમણું ફર્માજ કરે છે, આજ પ્રમાણે પ્રભુ મહાત્માનું ક્રોસ જોવામાં આવે છે. શંકર ભગવાનની મૂર્તિ આજ પ્રમાણે છે. બુદ્ધ મહાત્મા પણ એવીજ ભાવ દર્શાવે છે. વ્યાસાદિક પરમ ભગવદીની સન્મૂર્તિઓ ત્હમે જોશોતો આવાજ ભાવની ઉદ્‌ભાવક છે. જે જે ધર્માચાર્યો થઇ ગયા તેમને વિશ્વવહન માત્રનાં દર્શન થયેલાં જાણવાં. અવગાહન અધુરાં કે બાકી સમજવાં આપણે અલ્પજ્ઞ સર્વેએ એવા દિશાદર્શકને જ અવલમ્બીને રહેલા તેમનેજ રસરૂપ જાણી તેમના જ ચરણુમાં માથું નમાવતા ઉભેલા છીએ. અને એટલાજ માટે કહેવામાં આવ્યું છે કે अपार संसार समुद्र मध्ये निमज्जतोऽमेशरणं किमस्ति ? હવે આનો અર્થ સ્પષ્ટ સમજી શકાય છે. મનોબળ-પ્રાણુબળ અને આત્મબળ જેઓને સત્યસ્વરૂપમાં વૃદ્ધિ પામતાં આગળ ચાલે છે, તેઓ અલ્પ પ્રયાસમાં પણ શરણુને શોધી કહાડે છે, અને ત્હેમને દર્શાવેલે માર્ગે ગતિ કરી તેમને અનુસરે છે. આવી રીતે ઉદ્ધાર કરવાનો મહાગંભીર પ્રયત્ન તે મોક્ષ દ્વાર છે. મન પ્રાણુ અને આત્માનાં બળ અસત્ય સ્વરૂપમાં પણ વૃદ્ધિ પામતાં જોવામાં આવે છે, અને ઉલટી દિશામાં પણ તેઓ વધી શકે છે. ત્હેનાં પરિણામો બહુ ખરાબ આવે છે એ આપણે આગળ ઉપર જોઇશું, અને ત્હેનું સંગતિ ફળના એક ભાગ તરીકે વર્ણન કરીશું. પણ હાલ પ્રથમતો મનોબળ શી રીતે વૃદ્ધિ પામી શકે તેજ માત્ર જોઇશું સત્યવાણી સદ્‌વર્તન અને સત્ક્રિયાના નિરંતર સેવનથી મનોબલ વૃદ્ધિ પામતું જાય છે. શરીરના સંવર્દ્ધનની સાથે જો કે એ બળ વધતું જાય છે. એ બળ વધતું જાય છે, એ વાત સાચી છે, પરન્તુ અભ્યાસથી જે બળ વધે ત્હેની તુલ્ય તો તે ન આવે અને શરીર વૃદ્ધિની સાથે વૃદ્ધિ પામતા મનોબળને ઉલટિ દિશામાં વહન કરવાનો માર્ગ ન મળે તેને માટે સતત્ પ્રયત્નની આવશ્યકતા છે. તે એજ કે સત્ય વાણીનું અનુશીલ કરવું. પ્રથમ જે બાબત અગત્યની છે, તે આજ છે. સત્ય વાણીની પાછળ સદ્‌વર્તન, અને સત્ ક્રિયા વિના પ્રયાસે અથવા અલ્પ પ્રયત્ને ચાલ્યાં આવે છે. તે ત્રિપુટીના યોગથી મનોબળ વૃદ્ધિપામી પ્રાણુબલ વધારવાને તત્પર થઈ જાય છે. શમદમાદિક નિયમો મતલબ કે હઠયોગ અને રાજયોગની જે ક્રમશ્રેણીપરંપરા તે આ મનોબલની સાથે પ્રાણુ બળને વધારનારી છે, અને પ્રાણુ બળની વૃદ્ધિ સિવાય અપાર સંસાર સમુદ્રમાંથી બહાર નીકળવાનાં ફાંફાં મારવાં તે મિથ્યા છે. બુદ્ધિબળ પણ ત્યાં સુધી કાંઇ કામમાં આવતું નથી અને બુદ્ધિ પણ શુદ્ધ થતી નથી. બુદ્ધિની શુદ્ધિ વિના આત્મબળ વધે નહીં એ નિર્વિવાદ છે, અને આત્મબળ સિવાય એકલા પ્રાણુબળથી કાંઇ કાર્ય સિદ્ધિ નથી. માટે આત્મ બળ વધવા માટે સતત્ પ્રયત્ન કરવો. એ ઉદ્ધારક છે, એમ સમજવું. હવે તમે ધર્મ શા-

બ્દનો ભાવાર્થ બરાબર સમજી શકશોજ; જે ક્રિયાઓથી મન-પ્રાણ અને આત્માનાં બલ વધી પોતાના-સ્વ અને પારકાના-પર-ના ઉદ્ધાર કરી શકાય હેવું નામ ધર્મ-વિશ્વ વહનમાં આવી મળવું અને મેળવતાં જવું તેનું નામ પણ ધર્મ. આત્મોન્નતિ કરનારો જે સરલપંથ અતિ વિશાળ હોવા છતાં પણ ચર્મચક્ષુને અગમ્ય છે, તે સુગમ્ય કરવાના તમામ પ્રયત્નો પણ ધર્મ કહેવાય છે અને આ વિશ્વમાન્ય ધર્મ એવો સહજ છે કે જો રસ્તો હાથ આવી જાય, તો પછી આગળ વધવું બહુ મુસ્કેલ નથી. મન એક સ્થૂલ પદાર્થછે, અને તે સ્થૂલ દેહની સાથે વૃદ્ધિ પામતું હોય એવું પણ જોઇ શકાય છે. આમજ સર્વદા હોય એવો એક ચોક્કસ નિયમ નથી. ઘણા સ્થૂલ દેહ વાળાઓનાં મન અતિ નિર્બળ પણ હોય છે. તેથી ઉલટા પ્રકારનું ઘણા નિર્બળ દેહો વાળાઓનાં મન અતિ સ્થૂલ પણ હોય છે તો પણ એટલું કહી શકાયકે ભૌતિક પદાર્થથી એટલે પાર્થિવ પદાર્થથી સ્થૂલ દેહ જેમ વૃદ્ધિ પામતો જાય છે, અને જેમ પાર્થિવ પદાર્થો હદ ઉપરાંત સેવન કરવાથી સ્થૂલ દેહને ક્ષીણ કરી કાંખે છે, તેમ તે મનને પણ ક્ષીણ કરી નાંખે છે- ઘણા પ્રસંગોમાં દેહ ક્ષીણ થવા છતાં પણ મન ક્ષીણ થતું નથી.

મન એક સ્થૂલ પદાર્થ છે, તો પણ તે સત્શાસ્ત્રાભ્યાસથી અને ઉચ્ચ સંસ્કારોથી દ્રવ્યરૂપ-રસરૂપ થતું હોય એમ પણ વખતો વખત જોવામાં આવે છે. હૃદયની લાગણીઓ સમય પરત્વે હેનો પ્રત્યક્ષ અનુભવ કરાવે છે. એમ ઉંચા સંસ્કારોથી અને ઉચ્ચ ક્રિયા અને જ્ઞાનથી પેલા વિશ્વ વહનના દ્રવી ભૂત-રસરૂપ સાથે એકતા પામવાની તત્પરતા જોવામાં આવે છે, આ પ્રમાણે મન એક પ્રવાહી પદાર્થ પણ છે. અને સૂક્ષ્મદેહની સાથે તે સૂક્ષ્મ રૂપે પણ રહે છે. સૂક્ષ્મ દેહની જે વાસના તેજ આ મન છે. પ્રવાહી રૂપે મન એક પારદ સમાન છે. પારદ જેમ અપકવ અવસ્થામાં અતિ નુકસાન કરનાર છે તેમ અપકવ મન પણ બહુ નુકસાનકારક છે. જેમ પારદ સ્થીરતા ધારણ કરતો નથી, તેમ મન પણ સ્થીરતા ધારણ કરતું નથી-પારદ પકવ થવો અતિ દુર્ઘટ છે તેમ મન પકવ થવું અતિ વિકટ છે. વસ્તુસ્થીતિપરત્વે પારદ જેમ આકાર ભેદ પામે છે, તેમ મન પણ વસ્તુ વસ્તુ પરત્વે જુદા જુદા આકાર ધારણ કરે છે. પારદ જેમ શ્વેત છે, તેમ મન પણ ઉજવળ છે, પારદ જેમ શ્યામ વસ્તુઓના થર તળે કાર્બન-કોયલાનાં પડો વચ્ચે એકઠો થવાથી તેની ઉજ્વળતાને ઉપરનાં પડો ઢાંકી નાખે છે, તેમ મનને પણ આજુ બાજુની ઉપાધિઓ શ્યામતાનું રૂપ ગ્રહણ કરાવે છે-પારદને શાંતિ-શીતળતાથી ઘનસ્થીતિ ધારણ કરાવવી જેમ વિષમ છે-તેમ મનને શાંતિથી સુદૃઢ કરવું અતિ મુસ્કેલ છે. પારદ ભસ્મ થયા પછી જેમ અનેક વ્યાધિઓ હરે છે, તેમ મન ભસ્મીભૂત સ્થીતિ પછી અનેક સંકટો હરે છે. પારદને જેમ ગરમી લાગવાથી પોતાને વીંટાયલા દેહને જેમ ઉછાળી ઉછાળી પાડી પાડીને નરમ કરી નાંખે છે તેમ આવા પારદ સમાન મનને આનંદ ગુહામાં સ્થીર રાખી શકાય. શ્યામ છાયા ખસેડી ઉજ્વળ બનાવાય, અને આનંદથી ઘન પણ કરી શકાય.

ચક્ષુ એટલે દૃષ્ટિ વડે મન બહારની વસ્તુઓને લીધે વિસ્તૃત થતું જાય છે. ભૌક્તિક પદાર્થ વિજ્ઞાનની વૃદ્ધિ વડે તે મોહિત થતું જાય છે. વિસ્તારનાં સરકલોમાંથી

અને મોહની પ્રવૃત્તિમાંથી મનને પાછું સંકેલી શકાય અને નિવૃત્ત કરી શકાય. હેને માટે સદ્વિદ્યા ઉપાર્જન-ક્રિયાની કુશલતા અને આત્મા પરમાત્મા સંબંધી જીજ્ઞાસા હોવાં જોઇએ અને આવી રીતિથી મનને સ્થીર કરવા તથા હેનું બલ વધારવા ધ્યાનની જરૂરિયાત છે. ત્યાર પછી તે પ્રાણબળોની સાથે વધતું ચાલે છે.

હવે પ્રાણબલો કેમ વધે છે તે જાણવું જરૂરનું છે. હેની પણ શરીર વૃદ્ધિની સાથે વૃદ્ધિ હોઈ શકે એ નિર્વિવાદ છે, તે પણ તેની ખાસ ક્રિયાઓથી કેળવીને વૃદ્ધિ કરવાથી શરીર ક્ષીણ થવા છતાં પણ પ્રાણબલ વૃદ્ધિ પામેલું રહી શકે છે. જેમ અભણ માણસોની ને ભણીગણી હુંશીયાર થઈ કેળવાયલા માણસની શક્તિ કાંઈ સરખી હોઇ શકે ? એ પ્રમાણે ખાસ ક્રિયાઓથી પ્રાણબળો પણ વધારી શકાય છે. પાર્થિવ પદાર્થોમાંથી ઉત્પન્ન થયેલાં સ્થૂલદેહનાં પોષક તત્વો પ્રાણ બળની વૃદ્ધિમાં બહુ ઉપયોગનાં નથી પણ જાતજાતના મેવા ફળફળાદી તથા કંદમૂળ ખડધાન્યો દૂધ એ જરૂરનાં છે. બે કલાક રાત્રીના બાકી હોય ત્યાંથી પથારીમાંથી ઉભાં થવું શૌચાદી ક્રિયા સમેટી પ્રાણાયામની ક્રિયા સાધવા તૈયાર થવું. આરંભમાં બે કલાકથી વધારે અભ્યાસ કરવો નહીં. કારણ કે તેમ કરવાથી ફાયદો મેળવવા જતાં ઉલટું નુકશાન થાય છે. પ્રાણાયામ એ પ્રાણોની કેળવણી છે. જેમ બાળકને એક સામટી કેળવણીથી આગળ વધવાનું મન થતું નથી તેમ આ જગ્યાએ પણ સમજવું. આપણે આગળ શ્વાસોશ્વાસનું હાસ્ય કર્યું હતું, પણ આ સ્થળે હેનો સ્પષ્ટ ખુલાસો છે. "હું શ્વાસોશ્વાસનું કામ કરૂં છું" એ આ પ્રાણાયામના સંબંધમાં ઉચ્ચાર્યું હતું. અને તેથી તે કહેલું નિરર્થક ન હતું. પ્રાણબળ પ્રથમ હતું હેના કરતાં પણ નરમ પડેલું જણાય તો પણ અભ્યાસથી આગળ જતાં પ્રાણબળ પાછું વૃદ્ધિ પામતું જાય છે. મેહેનતથી જેમ શરીર કસાય છે, તેમ આ પ્રાણોપણ કસાતા જાય છે, અને શરીરની પેઠે બળવાન થાય છે. રાત્રીએ પણ થોડા સમય સુધી પ્રાણાયામની જરૂર છે કોઈ પ્રકારની સત્ક્રિયા વિના પ્રાણ બળ વૃદ્ધિ પામે નહીં. કેવળ પ્રાણાયામની સાથે કોઈ એવા અક્ષરોથી બનેલા શબ્દોનાં ભાવના વ્યંજક વાક્યોના સિદ્ધાર્થ સિવાય જોઇએ તેવું ફળ આવતું નથી. હવે આને માટે શું ગોઠવણ છે તે ચાલો જોઇએ. આપણે જે પૃથ્વી ઉપર વસીએછીએ, તે એક સૃષ્ટિનો એક અમૂક અંશ છે, તે સૃષ્ટિનું પ્રાણવહન સૂર્ય છે. અને સૂર્યદ્વારાએ ચંદ્ર-નક્ષત્રગણ-તારા ગૃહો-વાયુ-અને અમૂક પર્થિવ પદાર્થો છે. પાર્થિવ પદાર્થોમાં જલમુખ્ય છે. આખી સજીવન સૃષ્ટિને પોષક તત્વો આ પ્રમાણે સૂર્યમાંથી મળે છે, અને મત્ન્ના કરે, તો પણ તે મેળવવાના ઉપાયથી જે મળી શકે હેની તુલ્ય ન આવે. સવારનું ધ્યાન નિઃવૃત્તિને પુષ્ટિ આપનારૂં છે, અને સ્હાંજનું ધ્યાન પ્રવૃત્તિમાંથી નિઃવૃત્તિમાં લઇ જનારૂં છે, આ બંને વૃત્તિ સાધવા યોગ્ય છે. સવારનાં સૂર્યોદય પહેલાંના શાન્ત-મૃદુ કિરણો પ્રાણને વધારે પુષ્ટિ આપે છે, તેટલાં સ્હાંજનાં સૂર્યાસ્ત પછીનાં કિરણો એટલી પુષ્ટિ આપતાં નથી. કારણકે-પહેલાનાં કિરણો ભરતીમાં ભરતી કરનારાં થઇ પડે છે અને પછીનાં ઓટનાં કિરણો એવાં નથી. જો કે ગૃહતારકાદિક નક્ષત્ર વગેરે હેનાં પોષક દ્રવ્યો છે, તે સૂર્યના પ્રમાણ જેટલું કામ કરતાં નથી. સ્થૂલના વ્યાયામને વિશ્રાન્તિની પણ જરૂર છે. સવારમાં કાંઇ તેવું હોતું નથી. પ્રાચિન કાળના ઋષિ મુનિઓ અને તપસ્વીઓએ જે સંધ્યાદિ પ્રયોગો અને ગાયત્ર્યાદિક જપવિધિઓ પ્રાણ

બળ વધારવાને સ્થાપિત કર્યા છે, તે અનેક રીતિએ પ્રશંશા પાત્ર છે. તે બહુજ તત્વની વાત છે. તો પણ એટલું તો કહી શકાય કે દરેક વ્યક્તિને તે એક સરખું ઉપયોગી થઇ પડે છે, એ સંભવિત નથી. જેમ પાણી એ જીવન પ્રવાહને ટકાવી રાખનાર ગણાય છે, તેજ પાણી જીવોને ડુબાડીને મારી પણ નાંખે છે. હવે જે સાધન છે, અને તેનો કેવી રીતે ઉપયોગ થાય છે, તે જોવું જોઇએ.

રાજયોગ અને હઠયોગ વિષે આપણે આગળ કહી ગયા છીએ તે બંને પ્રાણ બળ વધારવાની ક્રિયાના સમધારક છે, રાજયોગ વિશાળતાને ગ્રહણ કરે છે પણ બહુ બળવત્તર નથી. સાધારણ રીતે તે પોતાના પથને સરલ કરીને વૃદ્ધિ પમાડે છે, હઠયોગ સંકુચિત હદ વાળો હોઇ ગમે તેવા વિષમ પથને ઉલ્લંઘવા તૈયાર થઇ જાય છે, અને ઉલ્લંઘી પ્રાણબળ વધારતો આગળ ચાલે છે. પહેલો નિર્ભય છે, ત્યારે બીજો કદાચિત્ ભયવાળો પણ સંભવિ શકે છે. "अहो तपसी॰जोज्यो न जवाय लपसी." હઠયોગ વાળાનું અંતઃકરણ છેવટમાં બહુજ કુમળું અને દ્રવીભૂત થઇ જાય છે. તેને લીધે તેઓ આવી દશામાં ઉતરી પડે છે, એવું પણ જોવામાં આવે છે. હઠયોગ વાળાઓ પ્રથમથી પોતાના કાર્યપંથમાં વિઘ્નકારક દ્રવ્યો તરફ તિરસ્કાર વૃત્તિવાળા હોય છે, પણ જ્યારે તેઓનાં હૃદય છેવટના ભાગમાં તેવાં રહેતાં નથી, ત્યારે પેલા તિરસ્કૃત પદાર્થો પોતાનું જેટલું હોય તેટલું બળ વાપરવા ચૂકતા નથી.

(આગળ ચાલુ.) ભટ્ટશંકરનાગર.

---

# ॥ पूर्व मीमांसा. ॥



ભારતીયજનોના મુખ્ય પુરૂષાર્થને પ્રતિપાદન કરનાર વેદશાસ્ત્ર છે. તેમાં કર્મ, ઉપાસના, જ્ઞાન, કિંવા ધર્મ તથા બ્રહ્મનો ઉપદેશ છે. તેમાં કર્મ અથવા ધર્મ, શ્રૌત-સ્માર્ત ભેદથી બે પ્રકારનાં છે. શ્રૌત કર્મના પ્રકાર તથા તેમાં પ્રમાણ અને પ્રમાણાભાસ વિગેરે તથા વેદના અર્થ યથાવત્ જણાવવા સારૂ જૈમિનિ મુનીએ પૂર્વમીમાંસા શાસ્ત્ર રચ્યું છે. તે પ્રચલિત કાલમાં લુપ્તપ્રાય હોવાથી, આ શાસ્ત્રનું રહસ્ય જણાવીએ છીએ.

આ શાસ્ત્રમાં, બાર અધ્યાય, સાઠપાદમાં નવસોચાર અધિકરણ અને છત્રીસસો ચુમાલીસ સૂત્ર છે. તેમાં પ્રથમાધ્યાયના ચારપાદ છે, ત્યાં પ્રથમ પાદમાં વિધિનું પ્રમાણ, દ્વીતીય પાદમાં અર્થવાદ અને મંત્રનું, તૃતિયપાદમાં સ્મૃતિ તથા શિષ્ટાચારનું અને ચતુર્થપાદમાં નામધેયનું પ્રામાણ્ય વર્ણન કર્યું છે. દ્વીતિયાધ્યાયમાં ચારપાદ છે. તેમાં પ્રથમ પાદમાં આખ્યાતજ (ક્રિયાપદ)જ અપૂર્વનું બોધક છે, અપૂર્વને લીધે કર્મનો ભેદ; દ્વીતિયપાદમાં ધાતુભેદ પુનરૂક્તિ આદિથી કર્મનો ભેદ, તૃતિય પાદમાં રથન્તરાદિ નામક સામના કર્મ ભેદમાં પ્રામાણ્યનો અપવાદ, ચતુર્થ પાદમાં નિત્યકર્મ તથા કામ્ય કર્મના પ્રયોગનો ભેદ વર્ણીત છે. તૃતિયા

ધ્યાયમાં આઠ પાદ છે., તેમાં પ્રથમપાદમાં શેષત્વને જણાવનાર શ્રુતિ, લિંગ, વાક્ય, પ્રકરણ સ્થાન સામાખ્યાઓના મધ્યમાં શ્રુતિનો વિચાર, દ્વીતીયપાદમાં લિંગનો, તૃતિયપાદમાં વાક્ય પ્રકરણ સ્થાન સામાખ્યાનો વિચાર છે; ચતુર્થ પાદમાં નીવીત, ઉપવિત વીગેરે પદોતો અર્થવાદત્વ, વિધિત્વ આદિ નિશ્ચય કરવાનું કારણ શ્રુતિ લિંગાદિનો પરસ્પર વિરોધ જણાવ્યો છે, પંચમ પાદમાં પ્રતિપત્તિકર્મ, છઠ્ઠાપાદમાં અનારભ્યાધીત, સપ્તમપાદમાં બહુ પ્રધાનનો ઉપકારક પ્રયાજાદિ અને આઠમા પાદમાં યાજ્માન મન્ત્રોનો વિચાર છે.

ચતુર્થ અધ્યાયના ચાર પાદ છે, તેમાં પ્રથમ પાદમાં પ્રધાન ભૂત આમિક્ષા એટલે દધ્યાતયનનો સંબંધ રાખવા વાળી પ્રધાનભૂત વસ્તુનો પ્રધાનની સાથે સંબંધ; દ્વીતિયપાદમાં અપ્રધન વત્સાપાકરણનું શાખા ભેદમાં સંબંધત્વને લીધે અપ્રધાનની સાથે સંબંધત્વ: તૃતિયપાદમાં જુહુપરણમયીત્વાદિથી પાપરહિતપણા રૂપ ફલશ્રુતિના વિચાર અને ચતુર્થ પાદમાં રાજસુયગત પક્ષત્ શ્રુતની ( પાસારમવાની ) ગૌણુતાનો વિચાર કર્યો છે.

પંચમ અધ્યાયના ચારપાદ છે તેમાં પ્રથમપાદમાં શ્રુતિ અર્થ પાઠ વિગેરેથી કર્મના ક્રમનું નિરૂપણ દ્વીતીયપાદમાં કર્મ વિશેનું નિરૂપણ, તૃતિયપાદમાં કર્મ વૃદ્ધિ અને વૃદ્ધિનો અભાવ, અને ચતુર્થપાદમાં કર્મનો નિયમ કરનાર શ્રુતિ, અર્થ, પાઠ, સ્થાન, મુખ્ય અને પ્રવૃત્તિ આ ૭ પ્રમાણુના પ્રબલદુર્બલત્વનો વિચાર કર્યો છે.

છઠ્ઠા અધ્યાયના આઠ પાદ છે, તેમાં પ્રથમ પાદમાં કર્મના અધિકારી અને અનધિકારિનું નિરૂપણ છે, દ્વીતીયપાદમાં સત્ર નામનો યજ્ઞ કરનારને ફલ વીગેરે અધિકારિ ધર્મોનું નિરૂપણ, તૃતિય પાદમાં દ્રવ્યનું પ્રતિનિધિત્વ વીગેરેનું નિરૂપણ, ચતુર્થ પાદમાં પદાર્થ (ક્રિયા) લોપનું નિરૂપણ, પંચમ પાદમાં અકાલમાં કર્મ કરવાથી પ્રાયશ્ચિત વિધાન વિગેરેનું નિરૂપણ, ષષ્ઠમપાદમાં સત્રયાગમાં બ્રાહ્મણનેજ અધિકારનું નિરૂપણ, સપ્તમપાદમાં પિતા, મહાભૂમિ આદિકનું દાન નહિ કરવાનો વિચાર અને અષ્ટમપાદમાં લૌકીક અગ્નિમાંજ ઉપનયન, સ્થપતિષ્ટિ કર્તવ્યતાનુ નિરૂપણ છે.

સપ્તમ અધ્યાયના ચાર પાદ છે, તેના પ્રથમ પાદમાં પ્રત્યક્ષ વચનાતિદેશ, દ્વીતિય પાદમાં ગાનાતિદેશ્યત્વ, તૃતિયપાદમાં અગ્નિહોત્રાતિદેશ અને ચતુર્થપાદમાં દ્રવ્યાદિ લિંગાતિદેશનું વર્ણન કર્યુ છે.

નવમ અધ્યાયના ચારપાદ છે, તેમાં પ્રથમ પાદમાં ઉપોદ્દઘાતપૂર્વક ઉહ વિચારનો પ્રારંભ, દ્વીતીય પાદમાં સામનું ઉહ, તૃતિય પાદમાં મંત્રોનું ઉહ, ચતુર્થ પાદમાં મંત્રના ઉહ સબંધી કેટલાક વિચારો નિરૂપણ કર્યા છે.

દશમ અધ્યાયના આઠપાદછે, તેમાં પ્રથમ પાદમાં બાધના હેતુ દ્વારલોપ, દ્વીતીય પાદમા દ્વારલોપનાં વિસ્તારપૂર્વક ઉદાહરણોનો ઉપન્યાસ, તૃતિયપાદમાં બાધનું કારણકાર્યત્વ, ચતુર્થપાદમાં સમુચ્ચય વિચાર, પંચમ પાદમાં પ્રસંગ સિદ્ધ ગ્રહાદિ ( પાત્રાદિ ) વિચાર, છઠ્ઠાપાદમાં બાધપ્રસંગ સિદ્ધ સામ વિચાર, સપ્તમપાદમાં પ્રકીર્ણ વિચાર અને અષ્ટમપાદમાં પર્યુદાસ અને નઞર્થ વિચાર છે.*

એકાદશ અધ્યાયના ચાર પાદ છે, તેમાં પ્રથમ પાદમાં તંત્રના ઉપોદ્ઘાતનું વર્ણન, દ્વીતિય પાદમાં તંત્ર અને આવાપનું કથન, તૃતિય પાદમાં તંત્રનું વિસ્તારથી ઉદાહરણ સહિત કથન અને ચતુર્થ પાદમાં આવાપનું વિસ્તારથી વર્ણન છે.

બારમા અધ્યાયના ચારપાદ છે. તેમાં પ્રથમપાદમાં પશુધર્મો, પશુપુરોડાશનાં પ્રસંગ વર્ણન વિગેરે છે, દ્વીતિય પાદમાં સવનીય પશુમાં ત્રિકલ્પ વીગેરેનો વિચાર, તૃતિય પાદમાં વચા અને વસ્ત્રના સમુચ્ચયાદિ કથન, ચતુર્થ પાદમાં ઐન્દ્ર બાર્હસ્પત્યાદિકોનું વિકલ્પ સમુચ્ચયાદી ચર્ચિત છે. એવી રીતે આઠપાદોના વિષય જાણવાથી બાર અધ્યાયના વિષયો પણ ક્રમથી પ્રમાણ, ભેદ, શેષત્વ, કૃત્વર્થ, પ્રયુક્તિ, ક્રમ, અધિકાર, સામાન્યથી અતિદેશ, વિશેષથી અતિદેશ ઉહ, બાધ, તંત્ર, પ્રસંગનામા વિષયો છે, એ સ્પષ્ટ છે.

એવી રીતે અધીકરણોના વિષય તત્તદધિકરણોના વિષયો તે તે અધિકરણના વ્યાખ્યાનમાં સ્પષ્ટ થશે. એવી રીતે વિષયનું સ્વરૂપ વર્ણન કરનાર જૈમિનીએ સર્વ વેદના અર્થનો યથાર્થ વિચાર કર્યો છે. તે આ ગ્રંથમાં સ્પષ્ટ થશે. હવે સર્વ શાસ્ત્રના આરંભનો નિયમ કરનાર પ્રથમ અધિકરણ છે, તેનું સ્વરૂપ વર્ણવીએઃ—

। अधिकरण–१ ।

## सूत्र–अथातोधर्म जिज्ञासा ॥ १–१–१.

अतः यतोवेदोअर्थवान् ततोअथवेदाध्ययनानन्तरं धर्मायजिज्ञासा धर्मजिज्ञासाकर्तव्या । धर्मश्चवक्ष्यमाणलक्षणः अत्राधिकरणेचोदनालक्षणो धर्मइत्यारभ्यअन्वाहार्येचदर्शनादित्यन्तं सूत्रजातंविषयः । शास्त्रमारभ्यमनारभ्यं वेतिविषयः.वेदमधीत्यस्नायादिति वचनवलादध्ययनस्नानान्तरालवर्ति कर्मान्तरासंभवादप्रामाण्यमितिपूर्वपक्षः । स्वाध्यायोध्येतव्यइति विधेर्दृष्टार्थरुपार्थ ज्ञानस्य सिद्धेर्वेदमधीत्येत्यत्रान्तरालवर्ति विचारात्मकशास्त्रारंभ निषेधाभावाच्चारंभणीयमितिसिद्धान्तः । वाच्यवाचकादयश्च संगतयइतिविषयादि पंचकात्मकाधिकरणेनशास्त्रारंभः फलवानितिभावः ॥

આ શાસ્ત્રના બીજા સૂત્રથી છેલ્લા સૂત્ર સુધી જેટલાં સૂત્રો છે, તે આ અધિકરણનો વિષય છે, એટલે આ શાસ્ત્ર આરંભણીય છે કે નહિ, એ શંશયના કારણભૂત શાસ્ત્રારંભ ભૂત વિષય આ અધિકરણમાં વર્ણવ્યો છે. વિષય, શંશય, પૂર્વપક્ષ, સિદ્ધાન્ત અને સંગતિ એ પાંચે જે સૂત્ર સંદર્ભમાં હોય છે તેનું નામ અધિકરણ છે. તેમાં વિષય દર્શાવ્યો છે. આ શાસ્ત્રનો આરંભ કરવો કે નહિ એ સંશય છે. વેદનું અધ્યયન કરીને સમાવર્તન કરવું જોઇએ, આ વાક્યમાં મીમાંસાશાસ્ત્રના આરંભમાં પ્રમાણતાનો ભંગ હોવાથી, સ્વાધ્યાય કરવો જોઇએ, આ વિધિના અક્ષર ગ્રહણ રૂપ અધ્યયનથી અદૃષ્ટ ફલને પ્રતિપાદન કરનાર હોવાથી મીમાંસા શાસ્ત્ર આરંભણીય નથી, એવો પૂર્વપક્ષ છે. તેમ છતાં અક્ષર ગ્રહણ માત્રથી વેદાધ્યયન વિધિની સાર્થકતા ના હોવાથી, જેમ ભારતાદિનું અધ્યયન અર્થ જ્ઞાન રૂપ-

દષ્ટ ફલવાન છે, તેમ વેદરાશી પણ અર્થ જ્ઞાન રૂપ દષ્ટ ફલવાન હોવાથી, દષ્ટ ફલની અપ્રાપ્તિમાં કલ્પના કરવા યોગ્ય અદષ્ટ ફલની કલ્પના અર્થજ્ઞાન રૂપ દષ્ટ ફલના અસ્તિત્વમાં અસંભવિત હોવાથી, અને વેદાધ્યયન કરીને સમાવર્તન કરો, આ વાકયમાં મીમાંસાશાસ્ત્રનો આરંભમાં નિષેધ ના હોવાથી, આ શાસ્ત્રઆરંભણીય છે, એવો સિદ્ધાન્ત છે. વાચ્ય, વાચક સાધ્ય, સાધન વીગેરે સંગતિ યથાયોગ્ય જાણી લેવી. એવી રીતે પ્રથમાધિકરણની સિદ્ધિ છે.

યદ્યપિ દ્વીતિય સૂત્રથી, સમસ્તશાસ્ત્ર આ અધિકરણનો વિષય હોવાથી, આ અધિકરણ મીમાંસાશાસ્ત્રથી બહાર છે, એવી શંકા થઇ શકે છે; તથાપિ જેમ સ્વાધ્યાય વિધિ સમસ્ત વેદાધ્યયનને તથા પોતાને પણ સાધક છે તેમ આ અધિકરણ પણ પોતાનું તથા બીજા અધિકરણોનું સાધક છે, માટે આ અધિકરણ આ શાસ્ત્રથી બહાર નથી.

આ અધિકરણનો અર્થ પ્રાભાકરો એવો કરે છે, કે અધ્યયન વિધિ નામની વિધિ, આઠ વર્ષના બ્રાહ્મણને ઉપનયન કરાવવું જોઇએ, તેને અધ્યાપન કરાવવું જોઇએ. તે વિધિથી સિદ્ધ હોવાથી નિતાંતવાદ છે; માટે અધ્યાપનવિધિથી સિદ્ધ આ મીમાંસાશાસ્ત્ર, વિધિ સિદ્ધ નથી વા વિધિ સિદ્ધ છે, એ સંશય છે; વિષય પ્રયોજનના અભાવને લીધે વિધિથી અસિધ્ધ મીમાંસાશાસ્ત્ર આરંભણિય નથી, એવો પૂર્વપક્ષ છે. વિચારશાસ્ત્ર રૂપ વિષય હોવાથી. તેનું નિર્ણય રૂપ પ્રયોજન હોવાથી અધ્યાપન વિધિ પ્રયુક્ત અધ્યયન દ્વારા જાણવામાં આવતા અર્થના વિચાર્યત્વને લીધે વિચારશાસ્ત્રનું વિધિસિદ્ધત્વ છે, એ સિદ્ધાન્ત છે. સંગતિતો ભટ અને પ્રભાકર બંનેના મતમાં તુલ્ય છે.

સૂત્રાર્થ એ છે કે, જે કારણથી વેદ અર્થવાળા છે તે કારણથી વેદાધ્યયન કર્યા પછી, ધર્મ જાણવા માટે જીજ્ઞાસા કરવી જોઇએ. ૧-૧-૧

(सूत्रम्) चोदनालक्षणोऽर्थो धर्मः ॥ १-१-२ ॥ ॥ अधि-२ ॥

चोदनालक्षणः विधिवाक्यविहितः अर्थः यागादिः धर्मोभवति । चोदनाशब्दोत्रवेदमात्रोपलक्षकः। धर्मशब्दश्चा धर्मस्यप्यवंच धर्मोयागादिर धर्मोहिंसादिस्तज्जन्यापूर्वोवावेदेनज्ञातव्यइति । अत्रजिज्ञास्योधर्मो विषयः संशयपूर्वपक्षासिद्धान्तास्तुयथासंभवमुन्नेयाः । संगतिश्चोत्थाप्योत्थापकभाव इति ॥

વિધિવાક્યથી જાણવામાં આવતા જે અર્થ, યાગાદિ તે ધર્મ—અર્થાત વિધિ વાક્યથી ઉપલક્ષિત સર્વવેદથી યાગાદિરૂપ ધર્મ જણાય છે. અહીં ધર્મથી અધર્મ હિંસાદિત્વ ગ્રાહ્ય છે. આ અધિકરણનો વિષય ધર્મ છે. સંશય આમ છે, કે પ્રત્યક્ષાદિ પ્રમાણોનો અવિષય ધર્મ છે કે નહિ. પ્રત્યક્ષાદિ પ્રમાણથી જેનું જ્ઞાન થતું નથી એવો ધર્મ વેદવાક્યથી પણ જણાવી શકાશે નહિ—આ પૂર્વપક્ષ છે. સિદ્ધાન્ત એમ છે, કે જેમ પ્રપિતામહાદિકોનાં નામ પ્રત્યક્ષ પ્રમાણનાં અવિષય હોવા છતાં શબ્દ પ્રમાણથી જાણી શકાય છે તેમ ધર્મ પણ શબ્દ પ્રમાણથી જાણી શકાય છે. એટલા માટે વેદ વાક્યથી જાણવા યોગ્ય ધર્મ છે. આ અધિકરણનો પૂર્વઅધિકરણ સાથે ઉત્થાપ્યઉત્થાપકભાવસંબંધ છે. ભાવ એમ છે, કે

એકાદશ અધ્યાયના ચાર પાદ છે, તેમાં પ્રથમ પાદમાં તંત્રના ઉપોદ્ઘાતનું વર્ણન, દ્વીતિય પાદમાં તંત્ર અને આવાપનું કથન, તૃતિય પાદમાં તંત્રનું વિસ્તારથી ઉદાહરણ સહિત કથન અને ચતુર્થ પાદમાં આવાપનું વિસ્તારથી વર્ણન છે.

બારમા અધ્યાયના ચારપાદ છે. તેમાં પ્રથમપાદમાં પશુધર્મો, પશુપુરોડાશનાં પ્રસંગ વર્ણન વિગેરે છે, દ્વીતિય પાદમાં સવનીય પશુમાં વિકલ્પ વીગેરેનો વિચાર, તૃતિય પાદમાં વચા અને વસ્ત્રના સમુચ્ચયાદિ કથન, ચતુર્થ પાદમાં ઐન્દ્ર બાર્હસ્પત્યાદિકોનું વિકલ્પ સમુચ્ચયાદી ચર્ચિત છે. એવી રીતે આઠપાદોના વિષય જાણવાથી બાર અધ્યાયના વિષયો પણ ક્રમથી પ્રમાણ, ભેદ, શેષત્વ, કૃત્વર્થ, પ્રયુક્તિ, ક્રમ, અધિકાર, સામાન્યથી અતિદેશ, વિશેષથી અતિદેશ ઉહ, બાધ, તંત્ર, પ્રસંગનામા વિષયો છે, એ સ્પષ્ટ છે.

એવી રીતે અધીકરણોના વિષય તત્તદધિકરણોના વિષયો તે તે અધિકરણના વ્યાખ્યાનમાં સ્પષ્ટ થશે. એવી રીતે વિષયનું સ્વરૂપ વર્ણન કરનાર જૈમિનીએ સર્વ વેદના અર્થનો યથાર્થ વિચાર કર્યો છે. તે આ ગ્રંથમાં સ્પષ્ટ થશે. હવે સર્વ શાસ્ત્રના આરંભનો નિયમ કરનાર પ્રથમ અધિકરણ છે, તેનું સ્વરૂપ વર્ણવીએ:—

। अधिकरण-१ ।

## सूत्र—अथातोधर्म जिज्ञासा ॥ १—१—१.

**अतः यतोवेदोअर्थवान् ततोअथवेदाध्ययनानन्तरं धर्मायजिज्ञासा धर्मजिज्ञासाकर्तव्या । धर्मश्चवक्ष्यमाणलक्षणः अत्राधिकरणेचोदनालक्षणो धर्मइत्यारभ्यअन्वाहार्ये चदर्शनादित्यन्तं सूत्रजातंविषयः । शास्त्रमारभ्यमनारभ्यं वेतिविषयः वेदमधीत्यस्नायादिति वचनवलादध्ययनस्नानान्तरालवर्ति कर्मान्तरासंभवादप्रामाण्यमितिपूर्वपक्षः । स्वाध्यायोध्येतव्यइति विधेर्दृष्टार्थरुपार्थ ज्ञानस्य सिद्धेर्वेदमधीत्येत्यत्रान्तरालवर्ति विचारात्मकशास्त्रारंभ निषेधाभावाच्चारंभणीयमितिसिद्धान्तः । वाच्यवाचकादयश्च संगतयइतिविषयादि पंचकात्मकाधिकरणेनशास्त्रारंभः फलवानितिभावः ॥**

આ શાસ્ત્રના બીજા સૂત્રથી છેલ્લા સૂત્ર સુધી જેટલાં સૂત્રો છે, તે આ અધિકરણનો વિષય છે, એટલે આ શાસ્ત્ર આરંભણીય છે કે નહિ, એ સંશયના કારણભૂત શાસ્ત્રારંભ ભૂત વિષય આ અધિકરણમાં વર્ણવ્યો છે. વિષય, સંશય, પૂર્વપક્ષ, સિદ્ધાન્ત અને સંગતિ એ પાંચે જે સૂત્ર સંદર્ભમાં હોય છે તેનું નામ અધિકરણ છે. તેમાં વિષય દર્શાવ્યો છે. આ શાસ્ત્રનો આરંભ કરવો કે નહિ એ સંશય છે. વેદનું અધ્યયન કરીને સમાવર્તન કરવું જોઇએ, આ વાક્યમાં મીમાંસાશાસ્ત્રના આરંભમાં પ્રમાણતાનો ભંગ હોવાથી, સ્વાધ્યાય કરવો જોઇએ, આ વિધિના અક્ષર ગ્રહણ રૂપ અધ્યયનથી અદૃષ્ટ ફલને પ્રતિપાદન કરનાર હોવાથી મીમાંસા શાસ્ત્ર આરંભણીય નથી, એવો પૂર્વપક્ષ છે. તેમ છતાં અક્ષર ગ્રહણ માત્રથી વેદાધ્યયન વિધિની સાર્થકતા ના હોવાથી, જેમ ભારતાદિનું અધ્યયન અર્થ જ્ઞાન રૂપ-

દૃષ્ટ ફલવાન છે, તેમ વેદરાશી પણ અર્થ જ્ઞાન રૂપ દૃષ્ટ ફલવાન હોવાથી, દૃષ્ટ ફલની અપ્રાપ્તિમાં કલ્પના કરવા યોગ્ય અદૃષ્ટ ફલની કલ્પના અર્થજ્ઞાન રૂપ દૃષ્ટ ફલના અસ્તિત્વમાં અસંભવિત હોવાથી, અને વેદાધ્યયન કરીને સમાવર્તન કરો, આ વાક્યમાં મીમાંસાશાસ્ત્રનો આરંભમાં નિષેધ ના હોવાથી, આ શાસ્ત્રઆરંભણીય છે, એવો સિદ્ધાન્ત છે. વાચ્ય, વાચક સાધ્ય, સાધન વીગેરે સંગતિ યથાયોગ્ય જાણી લેવી. એવી રીતે પ્રથમાધિકરણની સિદ્ધિ છે.

યદ્યપિ દ્વીતિય સુત્રથી, સમસ્તશાસ્ત્ર આ અધિકરણનો વિષય હોવાથી, આ અધિકરણ મીમાંસાશાસ્ત્રથી બહાર છે, એવી શંકા થઇ શકે છે; તથાપિ જેમ સ્વાધ્યાય વિધિ સમસ્ત વેદાધ્યયનને તથા પોતાને પણ સાધક છે તેમ આ અધિકરણ પણ પોતાનું તથા બીજાં અધિકરણોનું સાધક છે, માટે આ અધિકરણ આ શાસ્ત્રથી બહાર નથી.

આ અધિકરણનો અર્થ પ્રાભાકરો એવો કરે છે, કે અધ્યયન વિધિ નામની વિધિ, આઠ વર્ષના બ્રાહ્મણને ઉપનયન કરાવવું જોઇએ, તેને અધ્યાપન કરાવવું જોઇએ, તે વિધિથી સિદ્ધ હોવાથી નિતાંતવાદ છે; માટે અધ્યાપનવિધિથી સિદ્ધ આ મીમાંસાશાસ્ત્ર, વિધિ સિદ્ધ નથી વા વિધિ સિદ્ધ છે, એ શંસય છે; વિષય પ્રયોજનના અભાવને લીધે વિધિથી અસિધ્ધ મીમાંસાશાસ્ત્ર આરંભણિય નથી, એવો પૂર્વપક્ષ છે. વિચારશાસ્ત્ર રૂપ વિષય હોવાથી. તેનું નિર્ણય રૂપ પ્રયોજન હોવાથી અધ્યાપન વિધિ પ્રયુક્ત અધ્યયન દ્વારા જાણવામાં આવતા અર્થના વિચાર્યત્વને લીધે વિચારશાસ્ત્રનું વિધિસિદ્ધત્વ છે, એ સિદ્ધાન્ત છે. સંગતિતો ભટ અને પ્રભાકર બંનેના મતમાં તુલ્ય છે.

સુત્રાર્થ એ છે કે, જે કારણથી વેદ અર્થવાળા છે તે કારણથી વેદાધ્યયન કર્યા પછી, ધર્મ જાણવા માટે જીજ્ઞાસા કરવી જોઇએ. ૧-૧-૧

(सूत्रम्) चोदनालक्षणोऽर्थो धर्मः ॥ १-१-२ ॥ ॥ अधि-२ ॥

चोदनालक्षणः विधिवाक्यविहितः अर्थः यागादिः धर्मोभवति । चोदनाशब्दोऽत्रवेदमात्रोपलक्षकः। धर्मशब्दश्च धर्मस्यएवंच धर्मोयागादिर धर्मोहिंसादिस्तज्जन्यापूर्वोवावेदेनज्ञातव्यइति । अत्रजिज्ञास्योधर्मो विषयः संशयपूर्वपक्षसिद्धान्तास्तुयथासंभवमुन्नेयाः । संगतिश्चोत्थाप्योत्थापकभाव इति ॥

વિધિવાક્યથી જાણવામાં આવતા જે અર્થ, યાગાદિ તે ધર્મ—અર્થાત વિધિ વાક્યથી ઉપલક્ષિત સર્વવેદથી યાગાદિરૂપ ધર્મ જણાય છે. અહીં ધર્મથી અધર્મ હિંસાદિત્વ ગ્રાહ્ય છે, આ અધિકરણનો વિષય ધર્મ છે. સંશય આમ છે, કે પ્રત્યક્ષાદિ પ્રમાણોનો અવિષય ધર્મ છે કે નહિ. પ્રત્યક્ષાદિ પ્રમાણથી જેનું જ્ઞાન થતું નથી એવો ધર્મ વેદવાક્યથી પણ જણાવી શકાશે નહિ—આ પૂર્વપક્ષ છે. સિદ્ધાન્ત એમ છે, કે જેમ પ્રપિતામહાદિકોનાં નામ પ્રત્યક્ષ પ્રમાણનાં અવિષય હોવા છતાં શબ્દ પ્રમાણથી જાણી શકાય છે તેમ ધર્મ પણ શબ્દ પ્રમાણથી જાણી શકાય છે. એટલા માટે વેદ વાક્યથી જાણવા યોગ્ય ધર્મ છે. આ અધિકરણનો પૂર્વઅધિકરણ સાથે ઉત્થાપ્યઉત્થાપકભાવસંબંધ છે. ભાવ એમ છે, કે

લક્ષણ અને પ્રમાણથી સર્વ વસ્તુની સિદ્ધિ છે. માટે વેદપ્રમાણથી તથા અર્થવાન છતાં ચોદનાથી જાણવામાં આવતી વસ્તુઓ ધર્મ છે, એવું ધર્મનું લક્ષણ હોવાથી ધર્મની સિદ્ધિ છે.

આ અધિકરણનો અર્થ પ્રાભાકરો એવો કરે છે કે, પૂર્વસૂત્રમાં વેદાર્થ જાણવા જોઇએ એવી પ્રતિજ્ઞા કરી ત્યાં વેદાર્થ મંત્રાર્થવાદથી જાણવામાં આવતાં સિદ્ધ વસ્તુ છે કિંવા વિધિવાક્ય સિદ્ધ અપૂર્વ વેદાર્થ છે, એવો સંશય થવાથી મંત્ર અને અર્થવાદમાં પ્રમાણાંતરથી સિદ્ધ જે વસ્તુ તેજ વેદાર્થ છે, એ પૂર્વપક્ષ છે. ગામાનય। ઇત્યાદિ વાક્યમાં જેમ કાર્ય રૂપ અર્થ છે તેમ વેદાર્થ પણ કાર્ય રૂપ છે તેથી વેદાર્થ જીજ્ઞાસા છે એ સિદ્ધાંત છે અંહીંથી ઉત્તર ગ્રંથની સંગતિ જે ઉત્થાપ્યઉત્થાપક ભાવાદિ છે તે ત્યાં ત્યાં જાણી લેવી.—૧-૧-૨.

**સૂ૦—तस्यनिमित्तपरीष्टिः ॥ १—१—३ । अधि०—३ ॥**

**तस्य ( धर्मस्य ) निमित्तपरीष्टिः प्रमाणपरिक्षाक्रियते ॥**

ધર્મ નિમિત્ત કહીયે પ્રમાણ, તેની પરિક્ષા કરીએ છીએ. આ સૂત્રમાં વિષય ધર્મ સંબંધી પ્રમાણ છે, અને ધર્મ સંબંધી પ્રમાણ છે, કે નહિ એ સંશય છે. લોકમાં અસિદ્ધ વસ્તુનું પ્રમાણ ના હોય —એ પૂર્વપક્ષ છે. લોકમાં અસિદ્ધ વસ્તુનું પણ શબ્દથી જ્ઞાન થઇ શકે છે. જેમ લોકમાં અપ્રસિદ્ધ વંધ્યાપુત્ર શબ્દથી જણાય છે તેમ ધર્મને પણ શબ્દ જણાવે છે, એ સિદ્ધાંત છે. સંગતિ પૂર્વવત્ છે. હવે પ્રત્યક્ષાદિ પ્રમાણથી અસિદ્ધ ધર્મમાં પ્રત્યક્ષાદિ પ્રમાણની અપ્રવૃત્તિ દર્શાવવા વાસ્તે પ્રત્યક્ષાદિ પ્રમાણનુ લક્ષણ કહીએ છીએ. ૧-૧-૩.

**सूत्रम् ।—सत्संप्रयोगे पुरुषस्येन्द्रियाणां बुद्धिजन्मतत्प्रत्यक्षमनिमित्तं विद्यमानोपलम्भात् ॥ १—१—४ । अधि०-४ ॥**

**पुरुषस्यइन्द्रियाणां सत्संप्रयोगे ( भावपदार्थेनसंबंधे प्राप्तेसति ) यत्बुद्धिजन्मतत्प्रत्यक्षम् । अनिमित्तंच । ( अनुमानादि रहितंच ) कुतः विद्यमानोपलम्भात् । ( अभावस्यपदार्थान्तरं स्वरुपत्वात् भावस्यैवप्रत्यक्षम् ॥ )**

પ્રાણીઓની ઇન્દ્રિયનો ( શ્રોત્રાદિ ) ભાવપદાર્થ —ઘટપટાદિકોની સાથે—સંબંધ થાય ત્યારે અનુમાનાદિ પ્રમાણથી ભિન્ન જે જ્ઞાન થાય છે તેને પ્રત્યક્ષ કહે છે, કારણ કે વિદ્યમાન પદાર્થનો અનુભવ થઇ શકે છે; વાસ્તે અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ, અનુપલબ્ધિ, સ્મૃતિ, ભ્રમ, પ્રત્યક્ષજ્ઞાન નથી, અર્થાત એક પ્રત્યક્ષ જ્ઞાન છે—એક પરોક્ષ જ્ઞાન છે. તેમાં પ્રત્યક્ષ જ્ઞાન યથાર્થ તથા ભ્રમરૂપ ભેદથી બે પ્રકારનું છે. તેમાં એકવાર જ્ઞાતવસ્તુનો કાલાંતરમાં બાધ થાય છે તેને ભ્રમ જ્ઞાન કહે છે; બાધ થતો નથી તેવા જ્ઞાનને યથાર્થ જ્ઞાન કહે છે અને પરોક્ષજ્ઞાનના અનુભવમાં કારણ, અનુમાન, ઉપમાન, અર્થાપત્તિ, અનુપલબ્ધી, એ પ્રમાણ હોય છે;; સંશય, સંભાવના, સ્મૃતિ વીગેરે જ્ઞાન લોકમાં પ્રસિદ્ધ છે; પરંતુ તે સર્વ ધર્મમાં પ્રમાણ નથી. આ સૂત્રમાં પ્રત્યક્ષ પ્રમાણ વીગેરે વિષય છે, તેમાં સંશય પૂર્વપક્ષ, સિદ્ધાન્ત, સંગતિ, પૂર્વાધિકરણ તુલ્ય જ્ઞેય છે.—૧-૧-૪.

હવે ધર્મમાં પ્રમાણ જણાવવાને વાસ્તે લૌકીક પ્રમાણથી જુદા વેદપ્રમાણત્વ તથા લૌકીક શબ્દના ભેદદ્વારા વેદનું સ્વતઃ પ્રામાણ્ય કહે છે. (અપૂર્ણ)

સ્વામી શાન્ત્યાનંદ સરસ્વતિ.

# ॥કાલના પડદામાં ચોરા.॥

( અનુસંધાન પૃષ્ટ-૧૫૧-થી. )

આવાં અશુભ સ્વપ્નોના ખરેખરા વિષયની માહીતી મેળવવી સહેલી નથી; પરંતુ તેમનામાં કુશદ્વીપમાં પ્રચલિત વામમાર્ગના કેટલાક યોગ રાત્રીઉત્સવોનું પ્રતિબબ જણાઇ આવતું હતું; મધ્ય કાલમા પ્રચલિત મનાતા ડાકીનીઓના ઉત્સવને મળતા પ્રકારનું આ કંઇક હતું. વર્તમાનમા માનવ જાત બીલકુલ જેની પારના પ્રદેશમાં વર્તે છે એવી ભૂમિકાના પાપની કોઇક વિચિત્ર પ્રકારની મૂર્તિની મસ્તક ફેરવી નાખે એવી બિભત્સ પૂજામાં આનો સમાવેશ થાય છે. તેના ભક્તો અન્ય કેટલોક બાબતો ઉપરાંત અમુક પ્રકારના કવાથ અથવા લેપના ઉપયોગ વડે મરજી પ્રમાણે પશુના સ્વરૂપો ધારણ કરવાને તથા આવા પલટાયલા સ્થૂલ દેહોને અધ્ધર રાખવાને સમર્થ બને છે. અનીચ્છાપૂર્વક આવા અપવિત્ર દેખાવોને અવલોકતા કીર્તિકુમાર હમેશા પોતાને એક સહચરીના સાથમાં જોતો—હમેશા તેની તેજ સહચરી જોવામાં આવતી તે મારી રીતે જાણતો હતો કે એ સહાચારિણીના પ્રેમને લીધેજ આવા દુરાચારી માર્ગમા તે દોરાયો હતો; તેના મોહપાશે જ તેને તેમાં તાણી લીધો હતો, તેમાં આનંદ લેતો બનાવ્યો હતો આવતા ભયના મધ્યમા તેની ખાત્રી હતી. કે તેને આમ દોરવામાં તેનો કોઇ પ્રકારનો અશુભ હેતુ ન હોતો; તેનો પણ તેને માટે પ્રેમ હોવાથી જેટલો સમય જેમાથી તેને સુખ પ્રાપ્તિ થતી હતી તેમા તેને ભાગીઓ બનાવતી હતી. ખરેખરી રીતે તો તેને દુખમા દોરવા કરતાં તે જાતેજ મરવાનું વધારે પસંદ કરત; માત્ર તેના અજ્ઞાનને લીધે તેનામાં ભરાઇ બેઠેલા મલિનસત્વોએ તેનો એક પ્રલોભન રૂપે ઉપયોગ કર્યો હતો. આવાં ના પસંદ કરવા યોગ્ય સ્વપ્નો યુવકને કોઇ કોઇ વાગ્જ આવતાં, આપણી વાર્તામાં વારંવાર દેખા દેતા એક પાત્ર સાથે થોડાક વર્ષ પછી આમનો નિકટનો સંબંધ જણાઇ આવવાથીજ તેમનુ અત્રે આટલું લંબાણથી વર્ણન અપવામાં આવ્યુ છે

કીર્તિકુમારના જન્મના થોડાક વર્ષ પૂર્વે માગોલિયાનો અમુકનાયક અંગદેવના રાજ્યમા આશ્રય શોધતો આવ્યો હતો. આ નાયક એક રાજ્ય કર્તા સરદારનો નાનો બંધુ હતો જેણે તેની પ્રજાની લોકપ્રીતિ ગૂમાવી હતી, સ્પષ્ટ રીતે આમ અયોગ્ય પ્રકારે થયું ન હતું ) આથી ઉલટુ નાનો બંધુ સર્વમાન્ય પ્રેમપાત્ર બન્યો હતો; આ યુવકની બીલકુલ જાણ બહાર, મોટાબંધુને રાજ્યગાદીથી ભ્રષ્ટ કરીને તેને તેના સ્થાનમાં સ્થાપવા માટે એક કાવત્રુ યોજાતું હતું. આ બાબતને શોધી કાઢીને દબાવી દેવામાં આવી, પરંતુ યુવાન બંધુ આ બાબતમાં સલાહકાર નથી એવું વડિલ બંધુને સમજાવી ના શકાવાથી તેને પોતાના જીવના જોખમે નાશી છૂટવુ પડયુ હતું; આ પ્રમાણે તે અંગદેવનો આશ્રય શોધતો આવ્યો હતો. તે અને તેની સાથે નાશી આવેલા બીજા બે ત્રણ મિત્રો નિરૂપદ્રવકારી અને આર્યજાતિના ખરેખરા માનનીય મમ્યો જેવા જણાયા; તેથી તેઓ ત્યાંજ ઠરી ઠામ પડયા, વિશેષ પૂછપરછ વિના તેમનો સ્વીકાર પણ કરવામા આવ્યો.

તેમણે તેમની સાથે પોતાના બાલબચ્ચાં સ્ત્રીઓને આણી હતી તેથી તેઓ મૂખ્ય

પરંતુ ભાલચંદ્ર મુસાફરીની જંજાળમાં અને કાર્યના ભારમાં એટલા બધા ગૂંચવાઈ ગયા હતા કે આ અવસરે તેઓ વિચાર સંસ્કારો ગ્રહણ કરવાની દશામાં હતા નહિ; સદ્ભાગ્યે એક નજીકની ખીણમાં એક નાના કાફલાને સંભાળતા કીર્તિકુમાર, પોતાની માતા અતિચિંતાતુર દશામાં છે, એવા પ્રકારની લાગણીનું ગ્રહણ કરી શક્યા, પોતાના વિચારને બલસહિત તેની દિશામાં દોરતાં તેના મનમાંની સર્વ બાબત તેઓ એક સ્વપ્ન સમાન ઉકેલી શક્યા; તેમણે એકદમ પોતાનો માર્ગ બદલ્યો, પોતાની ટોળીને એક અશક્ય જેવી ડુંગરી ઉપરથી તથા વચ્ચે આવતી કેટલીક પર્વતમાલાઓમાં થઈને આગળ દોરી, દુશ્મનોના છૂપાસ્થલમાં સપડાતાં બચાવી લેવાના અણીના સમયે તે પોતાના બંધુને જઈ મળ્યા, નહિ તો ડુંગરીના જંગલીઓની વ્યવસ્થા એટલી બધી ઉત્તમ પ્રકારે યોજવામાં આવી હતી કે, તેની ટોળીનો સંપૂર્ણ નાશ નક્કી થઈ ચૂક્યો હતો. પરંતુ કીર્તિકુમાર તરફથી મળેલી ચેતવણીને લીધે આર્યો હવે જંગલવાસિઓ ઉપર ઉલટો હૂમલો કરવાને શક્તિવાન બન્યા; ધારી લીધેલી સલામતીમાં તેઓ તપાસ રાખતા હતા તેવામાં તેઓ ઉપરથી તેમના ઉપર તૂટી પડ્યા જેથી તેમને મોટા ભાગે વિનાશ સાથે નસાડી મૂકવામાં આવ્યા; સમગ્ર જાતિ માટે પર્વતોમાંથી ચોખ્ખો માર્ગ ખુલ્લો થયો.

આ પછી થોડા સમયમાંજ મંગલદેવને લાગી આવ્યું, કે કીર્તિકુમારનું લગ્ન કરી નાખવું એ સારી વાત છે. આ બાબતમાં આપણા યુવકને કોઈ ખાસ પ્રકારની ઇચ્છા ન હતી, પરંતુ પોતાના પિતાની મરજીને અનુસરવાને તે તદ્દન તૈયાર હતો, તેથી તેણે પોતાની માતાની સલાહ માગી; તેણે પોતાને યોગ્ય લાગતી અનેક યુવાન બાલાઓ વિષે સૂચના આપી, આખરે કીર્તિકુમારે કાત્યાયનીને પસંદ કરી, તે તેને માટે એક યોગ્ય પત્ની નીવડી, પરંતુ તે થોડી ઘણી ઇર્ષ્યાળુ તથા અધિકાર દર્શાવનારી હતી. તેને સાત બાળકો થયાં, નવીનચંદ્ર ( સ્ત્રી ), વરુણ તારા ( સ્ત્રી ), અને શીવાજી ( સ્ત્રી ) તેમની પુત્રીઓ હતી; પ્રમદા ( પુ ), માનસિંહ, અંબિકા ( પુ ), અને શાંતિ તેમના પુત્રો હતા. વરુણ તારાનું ( પુ ) આગળ ઉપર મહિપાલ ( સ્ત્રી ) સાથે લગ્ન થયું, તેમનું એક બાલક પૂર્ણચંદ્ર ( સ્ત્રી ) હતું, તે કીર્તિકુમારની હમેશની એક માનીતી પૌત્રી રૂપે નિવડ્યું, તેને પણ તેના ઉપર ખાસ અનુરાગ હતો.

ડુંગરી પ્રદેશમાં થઈને પશ્ચિમ દિશામાં મુસાફરી કરતાં અનેક વર્ષ વીત્યાં, કોઈ કોઈ વાર તો આ જાતિને ભારે સંકટ શોષવાં પડ્યાં, પરંતુ સમગ્ર રીતે વીચારતાં તેઓ શ્રેષ્ઠ પ્રકારે આગળ વધ્યા. માર્ગની વિટંબણાઓને લક્ષમાં લેતાં નવાઈ ભરેલી રીતે તેમનામાંનાં ઘણાં જ થોડાં માનવિઓનો વિનાશ થયો હતો. આખરે હિન્દનાં વિશાલ મેદાનોમાં પહોચતાં તેમની પ્રગતિ ઘણી જ સતર થઈ પડી આ મેદાનોમાં તેમનો પ્રથમ પ્રવેશ પોદ્દિપર ( વિરાજ ) નામના મહારાજાના રાજ્યમાં થતો હોવાથી ખાસ કરીને આમ બન્યું; મહારાજાએ તેમનો અને તેમના કાર્યનો વિચાર કરીને તેમને અત્યંત આદરસત્કાર સહિત આવકાર આપ્યો, તેમના આગળના માર્ગમાં જે જે તેમની સત્તામાં હોય તે દરેક સહાય તેમને આપી; પ્રથમ તો તેણે એક નદીના કીનારે ફલદ્રુપ ભૂમિનો એક ટૂકડો તેમને જુદો

કાઢી આપ્યો, તેમાં વાત્રતાનું ખીઆલું પણ તેમને પુર પાડવામાં આવ્યું, તેથી તેઓ તેના આતિથ્યનું સુખ ભોગવતા ત્યાં આગળ એક વર્ષ સુધી છાવણી નાખીને રહ્યા એટલુંજ નહિ પરંતુ આખરે તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા ત્યારે તેમની સાથે લેવાય એવો અનાજનો ઘણો જથ્થો એકઠો થયો. ગયાં ત્રીશ વર્ષની અટક્યા વિનાની મુસાફરીથી કંટાળી ગયેલા તેમનામાંના કેટલાકે આવી મિત્ર સત્તાના રાજ્યમાં હમેશનો નિવાસ કર્યો, પરંતુ મોટા વિભાગે તો આગળ વધવાનોજ નિશ્ચય કર્યો.

છૂટા પડવાના સમયે મહારાજા પોદિષ્પરે મંગલદેવને કુશદ્વીપના શાસ્ત્રનો એક ગ્રંથ તથા અદ્દભૂત શક્તિવાળું એક તાવિજ આપ્યું. અદ્દભૂત પ્રકારે ઝગઝગતા 'સ્ફટિકની ધનાકૃતિનું આ તાવિજ બનેલું હતું, તેના કેન્દ્રમાં આકર્ષક સુવર્ણ પ્રભાનું એક બિન્દુ આવેલું હતું. તેમણે વળી પોતાના સંબંધવાળા અનેક મિત્ર રાજાઓ તરફ એલચીઓ મોકલીને આર્ય લોકોના આવવા વિષે કહેવરાવ્યું તથા તેમને સારી રીતે આવકાર આપવાની સૂચના કરી. આ પ્રમાણે તેમને માટે માર્ગ હવે વધારે સતર થઇ પડયો, હમેશાં મુસાફરી કર્યા કરવાનો કંટાળો પણ ઘણો જ ઓછો થઇ ગયો. ઉત્તર હિંદમાં સઘળે તાવિજ સારી પેઠે જાણીતું હતું, જેમણે જેમણે તે જોયું તે સર્વેએ તેના ધારકને પૂજ્ય ભાવ દર્શાવવા લાગ્યા. એમ માનવામાં આવતું કે તેનો ધારક સદભાગી અને અજીત બનતો, પરંતુ વિરાજે તે મંગલદેવને આપ્યું ત્યારે તેમણે ગર્વ સહિત કહ્યું હતુઃ—

"હવે મારે એની વધારે વાર જરૂર નથી, કારણ કે હું તેના વિના પણ અજીત છું, મારી તલવાર વડે જ હું મારૂં ભાગ્ય ઘડી કાઢું છું."

પોદિષ્પર પાસે બે બાજુએ ધારવાળી, ભવ્ય માણિક્ય બેસાડેલી સોનાની મુઠવાળી એક મોટી તલવાર હતી; આ તલવારમાં જાદુઇ ગુણો હોવાની લોકવાયકા ચાલતી તેથી જેની પાસે તે હોય તેને કાઇ કાલે કોઇ પ્રકારનો ભય લાગતો નહિ તેમજ તેને યુદ્ધમાં ઇજા થઇ શકતી નહિ. મોટે ભાગે જેમ અલ્લાદીન દીવાના ગૂલામો ઉપર હુકમ ચલાવતો તેમ તે પણ અમુક ભૂતો અથવા પિશાચો પાસે સેવા કરાવી શકતો હતો. શુભેચ્છાની વિશેષ સાબીતી રૂપે તથા તેમના વચ્ચેના સંબંધને દૃઢ કરવા માટે મહારાજે પોદિષ્પરે પોતાની પુત્રી બૃહસ્પતિના પતિરૂપે તેના પુત્ર સુમિત્રા (પુ) ની મંગલદેવ પાસે માગણી કરી; મંગલદેવે પણ આ માગણી આનંદથી કબુલ કરી. પૂર્વે બૃહસ્પતિનું (સ્ત્રી) આર્ય ટોળાના એક ઉપ-નાયક સુખવર્મા સાથે લગ્ન થયું હતું; પરંતુ જંગલીઓ સાથેના એક યુદ્ધમાં સુખવર્માનું મૃત્યુ થયું હતું. આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે, કે ત્યાં આગળ એ સમયે એક વિધવાના પુનર્લગ્ન વિષે કોઇ પ્રકારના ભૂલભરેલા વિચાર પ્રવર્તતા નહિ.

એક અથવા બીજા કારણ માટે વર્ષોના વહેવા સાથે મંગલદેવના મોટા ટોળામાંથી માનવિઓનાં નાનાં ટોળાં અત્ર તત્ર છૂટાં પડતાં ગયાં, તેના માર્ગક્રમમાં થોડે થોડે દૂર નિવાસ કરીને રહ્યાં. થોડાંક શતકોના અરસામાં આવાં નાનાં સંસ્થાનો બલવાન જાતિઓમાં

વૃદ્ધિ પામ્યાં, તેમણે આસપાસના લોકને તાબે કર્યા, પોતપોતાને માટે મોટાં રાજ્યોની સ્થાપના કરી. તેઓ હમેશાં ઉદ્ધત અને ક્ષમા વિનાનાં બન્યાં હતાં, તેમના વારંવાર હૂમલા કરવાની ટેવથી તેઓ એટલો બધો કંટાળો આપનારા નિવડયા હતા, કે આશરે એક હજાર વર્ષ પછી કુશ દ્વીપમાંથી આવેલાં રાજ્યો તેમના સામે એકસંપમાં જોડાયાં, સુવર્ણનાં દરવાજાવાળા દિવ્ય મહારાજાની કેટલીક સહાયથી તેમણે આખરે તેમને હરાવ્યા ઘણીજ ખુવારી સાથે તેમને દ્વીપકલ્પની દક્ષિણ દિશામાં હાંકી કાઢવામાં આવ્યા, જ્યાં આગળ તે સમયે મંગલદેવના વંશજો રાજ્ય ચલાવતા હતા અત્રે તેમને આશ્રય મળ્યો તથા તેમનો આદર સહિત સત્કાર થયો; કાલના ક્રમણ સાથે તેઓ એ વસતિના સમૂહમાં ભળી ગયા. દક્ષિણ દેશના ઉચ્ચ વર્ગો, હિંદી સૂર્યમાં ઘણા સમય સુધી ખુલ્લા રહેવાથી થોડા ઘણા કાળાશ પડતા બની ગયા છે, છતાંએ વર્તમાનકાલના લોકના જેટલાજ તેઓ આર્ય છે; માત્ર છૂટા છવાયા પ્રમાણમાંજ તેઓ કુશદ્વીપનાં ઉચ્ચ કુટુમ્બો સાથે મિશ્રિત બન્યા હતા.

આવી રીતે સંખ્યા ઓછી થવા છતાં હજુએ મંગલદેવના અનુયાયીની સંખ્યામાં ભાગ્યે જ કોઈ પ્રકારનો ઘટાડો થયો હતો, કારણ કે તેમના લોકમાં જન્મનું પ્રમાણ મરણ કરતાં ઘણું જ વધારે હતું. આવા ભટકતા જીવન વિના અન્ય પ્રકારના જીવનનો કીર્તિકુમારને અનુભવ ન હતો, એમ કહીએ તો પણ ચાલે, આવી દશામાંજ તેનાં બાલકો પણ જન્મીને મોટાં થયાં હતાં; સૂર્ય પ્રકાશવાળી ભૂમિઓમાંની તેમની યાત્રામાં તેઓ આનંદ લેતા હતા. હવે થોડા ઘણા વૃદ્ધ બનેલા મંગલદેવે પોતાના ટોળાના ત્રણ વિભાગ પાડયા અને પોતાના ત્રણ પુત્રો વારૂણી ભાલચંદ્ર અને કીર્તિકુમારના હવાલામાં સોંપ્યા, તેથી તે વિગતો બાબતની સર્વ પ્રકારની ખટપટથી છૂટા બન્યા; તેમણે માત્ર ઉપર ઉપરની દેખરેખ રાખવા માંડી. તેમની પત્ની બુધદેવની પણ બુદ્ધિ માટે એટલી બધી ખ્યાતિ થઇ હતી, કે ખાસ ગૂચવણોના સમયે બધા લોક તેની સલાહ લેવા આવતા; તેના ત્રણ પુત્રો તેની આંતર્ દૃષ્ટિમાં ઘણોજ વિશ્વાસ રાખતા.

હિંદના દક્ષિણ ભાગમાં આગળ વધ્યાં જવાની પોતાની સૂચનાને લીધે મહારાજા પોદિષ્પરે મંગલદેવને કહ્યું હતું કે, પોતાના રાજ્ય કરતાં કદમાં બીજા નંબરના રાજ્યવાળા રાજા હુયરંદ (કોઇ કોઇ વાર લાહિરિના નામથી જાણીતા) માટે મારા એક સંબંધી રૂપે હું તમને ભલામણ કરૂંછું. ખરેખર કહેવા માગીએ તો આ સમયે આ બંને રાજાઓ પોતપોતામાં હિંદના મોટા ભાગ ઉપર રાજ્ય ચલાવતા હતા. એક ઉત્તરમાં અને બીજો દક્ષિણમાં રાજ્ય ચલાવતો હતો; નાનાં રાજ્યોના એક પટાવડે એ રાજ્યો જુદાં પડતાં હતાં, સરખામણીમાં એ કંઈ પણ હિસાબ વિનાનાં હતાં.

રાજા હુયરંદની (આપણે તેમને શની દેવના નામથી ઓળખીએ છીએ) એક વિચિત્ર પ્રકારની દશા હતી; જો કે તે દેશનો સ્વતંત્ર અને બીન તકરારી રાજા હતો, તેના લશ્કરનો સરદાર અને ન્યાયના ચૂકાદા આપનાર હતો; છતાંએ તેની પાછળ તેના કરતાં પણ એક મહાન સત્તા આવેલી હતી—એક પ્રકારના ધાર્મિક રાજા રૂપ મુખ્ય મહંતની —— એ વ્યક્તિ કોઇ કાલે લોકની દૃષ્ટિએ ચડતી નહિ, છતાંએ તેને અત્યંત ભયપ્રદ માનવામાં

આવતી હતી. આસપાસ ઉંચી ઉંચી દીવાલો વાળા એક વિશાલ બાગના મધ્યમાં એક ભપકાદાર ભવનમાં તદ્દન એકાંતમાં બીજીબધી દુનિયાથી અલગ રીતે તેનો વાસ હતો. આ પદનો સ્વીકાર કર્યા પછી બાગની દીવાલોની બહાર તે કોઇ કાલે આવ્યો ન હોતો, તેના અંતેવાસિઓને પણ તેની બહાર જવાની પરવાનગી ન હતી. બહારની દુનિયા સાથે તે માત્ર પોતાના પ્રનિનિધિ રૂપ ઉપમહંત દ્વારાજ વ્યવહાર ચલાવતો; જો તેને કોઈ જોઇ શકતું તો તે આ ઉપ–મહંતજ તેવા માનવામાં આવતા, કારણ કે જ્યારે તેમની બાગમાં ફરવાની મરજી થતી ત્યારે દરેક જણને માર્ગમાંથી દૂર રહેવાની આજ્ઞા કરવામાં આવતી. આવા સર્વ પ્રકારના એકાંતવાસનું એટલુંજ કારણ હતું, કે તેને મહાગુરૂના પ્રતિનિધિ રૂપે માનવામાં આવતો હતો; એમ ધારવામાં આવતું, કે સાધારણ લોક સાથેના સર્વ પ્રકારના સંસર્ગમાંથી તેને બાલકુલ અલગ રાખવામાં ના આવે તો ઉચ્ચ પ્રદેશમાંથી આવતા સંદેશાઓ સંપૂર્ણ રીતે વહન કરવા જેટલું તેનાથી પવિત્ર અને શાંત રહી શકાય નહિ.

રાજા અને તેના અદૃશ્ય મુખ્ય મહંત વચ્ચેનો સંબંધ, પ્રાચીન સમયમાં જાપાનમાં શોગન અને મિકાડો વચ્ચેના સંબંધને લગભગ મળતો આવતો હોય એવું જણાય છે; રાજા મહંતની સલાહ વિના જરા પણ અગત્યનું કોઇ પણ કાર્ય કરતો નહિ આ વખતે મુખ્ય મહંતનું નામ બ્યાર્વ હતું. તેઓ અતિ બલવાન્ અને બુદ્ધિમાન પુરૂષ હતા—આપણને સર્યના નામથી જાણિતા મહાપુરૂષ કે જેમની જીંદગી કીર્તિકુમારે ત્રણ હજાર વર્ષ પૂર્વે બર્માંમાં પોતાના જીવનના ભોગે બચાવી હતી.

મહારાજા પોદિષ્પરે મોકલેલ એલચી મંડલે રાજા હુયરંદ પાસે આવીને મંગલદેવ અને તેમના ટોળાની તુર્તમાં આવવા વિષેની વાતો કહી ત્યારે હુયરંદે પોતે કેવા પ્રકારે વર્તવું એ વિષે એકદમ સર્યદેવની સલાહ લેવામાં આવી. મુખ્ય મહંતે એવો ઉત્તર કહાવ્યો, કે આવા દેશાંતરગમનની આજ્ઞા દેવોએ કરી છે, આવનારી જાતિ એક સમર્થ પ્રજાના આગામી સૂચન રૂપ છે, જેમાંથી દુનિયાના અનેક મહાન્ ઉપદેશકો ઉપજી આવશે. તેમને સર્વ પ્રકારના માન સહિત આવકાર આપવાની, બધાં મુખ્ય મુખ્ય નગરો પાસે તેમને ભૂમિના ટુકડાઓ આપવાની રાજાને સલાહ આપવામાં આવી; આથી જેમની મરજી હોય તે દેશમાં સઘળે પસરીને નિવાસ કરી શકે. પરંતુ જેમની મરજી એક ભિન્ન જાતિ રૂપે વસવાની હોય તેમને માટે નીલગીરી પર્વતોની તળેટીમાં નિર્જન પ્રાન્ત જુદો પાડી આપવાનો હતો કે જેથી તેઓ ત્યાં આગળ તેમના પિતાપ્રપિતાઓના રીવાજ પ્રમાણે વસિ શકે,

મંગલદેવના આવવાનાં અનેક વર્ષો પૂર્વે આવી દૈવી વાણિ કહેવામાં આવી હતી; તેથી જ્યારે તે ત્યાં આગળ આવ્યા ત્યારે દરેક બાબત તેમને માટે તૈયાર બનેલી જોવામાં આવી રાજા હુયરંદે પોતાના પુત્ર રંભાને રાજ્યને સીમાન્તે તેને લેવા માટે મોકલ્યો; તે રાજધાની પાસે આવી લાગતાં, લોકના ભપકાદાર રસાલાના મોખરે તેને મળવાને તે જાતેજ બહાર આવી પહોચ્યો, તેનો અત્યંત આદર સહિત સત્કાર કર્યો; મંગલદેવે સૂચવવામાં આવતી સર્વે પ્રકારની વ્યવસ્થા એકદમ કબુલ કરી; આખરે તેની ભટકામણીનો અંત આવ્યો તથા તેની મોટી જવાબદારી પાર પડી જોઇને તેણે આભાર માન્યો. નવાઇ ભરેલી રીતે ટુંક

સમયમાંજ મુખ્ય મહંતની આજ્ઞાએ અનુસાર બધું કરવામાં આવ્યું. આના મહાન દાક્ષિણાત્ય રાજ્યની વસતિના એક સ્વીકારાયલા વિભાગ રૂપે આર્ય લોકોએ સલાહ શાંતીથી વાસ કર્યો.

તેમના આવતા પૂર્વે સૂર્યદેવે તેમના વિષે એક વિચિત્ર પ્રકારનો હુકમ બહાર પાડયો હતો; તેમનો કેવી રીતે આવકાર કરવો તથા "ઉત્તરના લાંબા નાકવાળા વિદેશીઓ" સાથે કેવી રીતે વર્તવું, એ વિષે તેમાં પોતાની પ્રજાને સમજાવવામાં આવ્યું હતું. સાધુપુજારીના પદ માટે તેઓ પ્રકૃતિથીજ યોગ્ય હોવાનું તેણે ખાસ વર્ણન આપ્યું હતું તથા એવી આજ્ઞા કરી હતી, કે બનતા સુધી સાધુપુજારીઓની ખાલી પડતી જગાઓ તેમનામાંના શીખાઉઓથીજ પૂરાવી જોઇએ, આવી જગ્યાઓ પણ તેમનામાં બનતા સુધી વંશપરંપરાની હોવી જોઇએ.

તેમનામાંના જેમની મરજી પોતાના લોકમાં ભળી જવાની હોય તેમને તેમ વર્તવાની છૂટ હતી તથા તેમને યુદ્ધ સંબંધી અથવા વ્યાપારીધંધાઓમાં જોડાવાનું હતું; પરંતુ જેઓ સાધુ પુજારીનું કાર્ય ઉપાડી લેવાની ઈચ્છા વાળા હતા તેમને બીજા બધાઓથી એક અલગ વર્ગ રૂપે વસવાની દરેક સગવડ કરી આપવાની હતી; બીજાઓ તરફથી મળતી બક્ષિસો વડે આમનું પોષણ થવાનું હતું પરંતુ તેમને કોઇ પણ પ્રકારની જાતિકી મિલ્કત એકઠી કરવાની ન હતી.

ઉપમહંત કે જેમના દ્વારા આવી બધી આજ્ઞાઓ બહારની દુનિયામાં પ્રવર્તાવવામાં આવી હતી તે આ સમયે બહુ વૃદ્ધ થઈ ગયો હતો; આપણે તેમને ચિદંબરના નામથી ઓળખીએ; પાકી ઉમરને લીધે તેણે પોતાના અધિકારનાં ભારે કર્તવ્યોમાંથી પોતાને છૂટા કરવાની પ્રાર્થના કરી ત્યારે સૂર્યદેવે પ્રજાને એક દૃષ્ટાંત બેસાડવા રૂપે મંગળદેવને તેમના એક પુત્રને ખાલી પડેલી જગ્યાએ નીમવા માટે મોકલી આપવાની માગણી કરી. આવી માગણીથી મંગળદેવે પોતાની જાતને અત્યંત માન મળેલું માન્યું તથા પોતાની જાતને અને પોતાનું જે જે હોય તે સર્વને તે દેવોના સંદેશવાહકની આજ્ઞામાં ગણે છે, એમ તેમણે કહાવ્યું; પરંતુ હવે તે જાતે ઘણો વૃદ્ધ થઇ ગયલો હોવાથી તથા દુનિયાદારીની બાબતોમાંથી તેની અલગ થવાની મરજી થવાથી, જો તેના વડિલ પુત્ર બાલચંદ્રને તેની પોતાની બાબતો સંભાળી લઇને સુખી પદવી પરંપરા અને ખ્યાતિને જાળવવા દેવામાં આવે, અને જો સૂર્યદેવ પોતાના કુટુમ્બને જે અદ્ભૂત માન આપતા હતા તે કીર્તિકુમારને લેવા દેવાની રજા આપવામાં આવે તો તેમે ઘણું જ પસંદ આવે. ( એટલું કહી લેવું જોઇએ, કે વરૂણેતારાએ (પુ) ક્યારનુંએ યોગીનું જીવન ગ્રહણ કર્યું હતું, નીલગીરીની એક ગુફામાં વાસ કર્યો હતો; આ વિષય વિષે તેને પૂછવામાં આવતા તેણે સાધારણ દુનિયામાં પાછા આવવાની દઢતા સહિત ના પાડી. )

સૂર્યદેવે, મંગળદેવે સૂચવેલી ગોઠવણ આનંદ સહિત સ્વીકારવાની કૃપા કરી, તેથી કીર્તિકુમાર એકદમ રાજ્યમાંની ખરેખરી સત્તાના બાહ્યદુનિયાના પ્રતિનિધિની નવાઇ ભરેલી સ્થિતિમાં આવી પડયો —એ ભવ્ય વ્યક્તિનાં જાતોજાત દર્શન કરનાર એ એકલોજ પુરૂષ હતો; આવી રીતે તેમની સાથેના સર્વ પ્રકારના વ્યવહારના, રાજા લુકરંદના જાતના સંદે-

શાઓના વ્યવહારના સાધનરૂપ તે બન્યો; પ્રથમ તો તેને જવાબદારીના ગાંભિર્યથી સહજ ભારે પડયું, પરંતુ તેના કાર્યના ક્રમથી તે ભોમીયો થતો ગયો તથા સૂર્યદેવને સારી રીતે પીછાનતો થયો ત્યારે તેને પોતાના પદનાં કર્તવ્યો સહેલથી થઇ શકશે એમ લાગ્યું. મુખ્ય મુશ્કેલિ પસંદગી કરવા બાબતની હતી—તેના સમક્ષ દરરોજ આવતા કુંડીબંધ પ્રશ્નોમાંથી સૂર્યદેવને પૂછવા જેવા કેટલા હતા તથા તેવા કેટલા નહતા, એ નિશ્ચય કરવા વિષેની હતી. જે તેમના આગળ રજુ કરવા જેવા ન હતા તેમનો તેને જાતેજ ફેંસલો આપવાનો હતો; પરંતુ સૂર્યદેવનાં નિરાકરણોના અવલોકન વડે તેની બુદ્ધિ ઘણી ખીલી નીકળી તથા સમતોલ ન્યાય અને તીવ્રબુદ્ધિ માટે તેની ઘણી ખ્યાતિ થઇ.

ખરેખરી ન્યાયની અદાલતો અલબત તેનાં તાબામાં ન હતી, જોકે ત્યાં આગળ પણ તેની સલાહનું ઘણું વજન પડતું; પરંતુ સંકટમાં સપડાયલા ઘણા લોક કાયદાથી ન્યાય મેળવવાને બદલે સાધુ પૂજારીઓની સલાહ લેતા તથા જ્યાં મુખ્ય મહંત અથવા તેમના પ્રતિનિધિનો નિર્ણય એકવાર આપવામાં આવતો ત્યાં તે માટે કોઇવાર શંકા કરવામાં આવતી નહિ. આવી જવાબદારી જાતે જ કીર્તિકુમાર માટે એક પ્રકારની ઉદાર કેલવણી રૂપ નિવડી, સૂર્યદેવ સાથેનો હમેશનો નિકટનો સંબંધ પણ તેને ઘણો સહાયકારક થયો. આ સર્વની પછવાડે હમેશાં મહાગુરૂનું નિયમન ચાલતું હતું, પરંતુ આ માત્ર સૂર્યદેવને જ સૂચવવામાં આવતું હતું, હમેશાં સ્વપ્નમાં અથવા ધ્યાનમાં આમ થતું પરંતુ કોઈ કોઇવાર તો સીધે સીધા સંભળાય એવા અવાજ વડે આવી સૂચના આપવામાં આવતી. એક પ્રસંગે કીર્તિકુમારને આવી રીતે મહાગુરૂ તરફથી માયા પ્રશંસાના થોડાક શબ્દો સાંભળવાનો હક મળ્યો હતો; આથી તેને તેના મહેનત ભરેલા કાર્યમાં ઉત્તેજન મળ્યું તથા તેનામાં નવું પ્રોત્સાહન આવ્યું. ઓગનાએંશી વર્ષની ઉમરે મરણ થતા સુધી લગભગ ત્રીશ વર્ષ સુધી તેણે આ જવાબદારી ભરેલું પદધારણ કર્યું; આ બધા સમયમાં સૂર્યદેવ સહજ મોટા થયલા જણાયા.

કીર્તિકુમાર આશરે સાઠ વર્ષનો થયો ત્યારે તેની માતાનું મૃત્યુ થયું, આથી તેને અત્યંત શોક થયો; સૂર્યદેવે તેને આપેલા દિલાસા અને સહાય વિના આ બાબત ખરેખર અસહ્યજ થઈ પડત. આ પછી થોડાજ સમયમાં તેની પત્ની કાત્યાયની માતાની પાછળ ગઈ; તેના જીવનનાં છેલ્લાં સત્તર વર્ષમાં તેની વ્હાલી પૌત્રી ગૃહવ્યવસ્થા ચલાવતી હતી પુર્ણચંદ્રને (સ્ત્રી) તેના ઉપર અત્યંત પ્રેમ હતો, બીજા કોઈપણ કરતાં તેજ તેને સારી રીતે સમજી શકતી હતી. મંગલદેવના મરણ પછી એ જાતિના મુખીપદમાં ભાલચંદ્ર આવ્યો પરતુ આ પદ થોડાજ સમયમાં માત્ર નામનું બન્યું, કારણ કે આર્યોએ જે પ્રજાના મધ્યમાં વાસ કર્યો હતો, તેના એક વિભાગ રૂપ બનીને તેઓ હરી ઠામ પડયા, જોકે સાધુ પૂજારીની જાતિ કોઈ કાલે તેમની સાથે પરસ્પર કન્યાવ્યવહાર રાખતી નહિ. આગળ ઉપર રંભા (પુ.) સંતાન વિના મરણ પામવાથી લોકોએ એકમતે ભાલચંદ્રને ખાલી રાજ્યાસન ઉપર આવવાની વિનતિ કરી; આ પ્રમાણે દક્ષિણ હિંદમાં એક આર્યવંશ દૃઢ રીતે સ્થાપિત બન્યો. સાધારણ રીતે કાળા કોકેસવાસિઓરૂપે ગણાતા દક્ષિણના બધાએ બ્રાહ્મણો આપણે જે જાતિનું આગમન વર્ણવ્યું છે તેમાંથીજ નિઃસંશય રીતે ઉતરી આવેલા છે, જો કે ઉષ્ણ ભૂમીમાં લાંબા સમયના વાસને લીધે તેમના પૂર્વજો કરતાં તેઓ વધારે કાળાશ વાળા બન્યા છે.

## છઠ્ઠી વાર્તાનાં પાત્રો.

મહાગુરૂ.......................અદૃશ્ય સહાયક.
મનુ.......................મંગલદેવને સ્વપ્નમાં દર્શન દે છે.
સોમદેવ.......................મંગલદેવના ધાર્મિક ગુરૂ.
સૂર્યદેવ.......................મુખ્ય મહંત આચાર્ય.
ચિદંબર.......................ઉપ-મહંત.
વિરાજ.......................રાજા પોદિષ્પર. પુત્ર—સુમિત્રા.
શનીદેવ.......................રાજાહુપરંદ (કોઇ કોઇ વાર લાહિરીના નામથી વ્યવહરાતાં.)
પુત્ર રંભા
સુખવર્મા.......................ઉપ નાયક.

---

કીર્તિકુમાર.......................પિતા—મંગલદેવ માતા—બુધદેવ. વડિલબંધુઓ—વારૂણી ભાલચંદ્ર. મોટીબ્હેન—બૃહસ્પતિ. નાનીબ્હેન—રઘુપાલ પત્ની—કાત્યાયની. પુત્રો પ્રમદા, માનસિંહ, અંબિકા, દાંતિ. પુત્રીઓ—નવીનચંદ્ર, વરૂણતારા, શીવાજી.
ભાલચંદ્ર......પત્ની—નરસિંહ. પુત્રો—વિશ્વસેન, વિદ્યા મદા. પુત્રીઓ—શારદા, સુભદ્રા
બૃહસ્પતિ (સ્ત્રી)...... ..પ્રથમપતિ—સુખવર્મા. બીજાપતિ—સુમિત્રા.
રઘુપાલ (સ્ત્રી).........પતિ—પાર્વતિ. પુત્ર યશોધરા.
પ્રમદા (પુ).........પત્ની શારદા. પુત્ર—કમલા.
વરૂણ તારા.............પતિ મહિપાલ પુત્રી—પૂર્ણચંદ્ર. પુત્રો ઉર્મલા, કીર્તિવર્મા.
વિશ્વસેન.............પત્ની—વિમલા. પુત્રો—સુબાહુ, શુશિલા, કુબેર. પુત્રી—શકુંતલા.
વિદ્યા ...........પત્ની—રાજસિંહ. પુત્ર—શાંતિકુમાર
સુભદ્રા.......................પતિ—ગુલાબસિંહ.
પુર્ણચંદ્ર..........—...પતિ—કમલા પુત્રીઓ પદ્મા, દેવપાલ
રમણિ...............માંગોલિયાનો નાયક પત્ની—પ્રમુદા. પુત્રી—રમા
રમા...............પતિ—ગૌરી.
તિલકકુમાર............વિરોધિ પક્ષનો નાયક.

# ॥ ज्ञान मंदिरनो मुसाफर. ॥

( ૨ )

હિંદુઓમાં મોક્ષ મેળવવાના માર્ગરૂપ યોગનાં મુખ્ય બે દર્શનો છે,—રાજયોગ અને હઠ યોગ. યોગ શબ્દ યુજ એટલે જોડવું એ ધાતુ ઉપરથી થયો છે. તેના વડે મનનો પરમાત્મા સાથે સંયોગ થઇ શકે છે. પૂર્ણ પદ્મ પ્રભુને પામવા માટે યોગ રૂપ સાધન. છે. રાજયોગ અથવા બધાએ રાજાઓ પણ અનુભવ કરી શકે એવા ખરેખરા યોગના સંબંધમાં રાજાઓ વા ગુલામો હોય, સર્વથી અનુભવ થઇ શકે એવો છે. આ યોગમાં મનો નિરોધને એક અગત્યના વિભાગ રૂપ ગણવામાં આવે છે, આવા માર્ગે ચાલતા માનવિને દુનિયામાં વસવાનું હોય છે. સામાન્ય ભલા માટે તેને તેનાં કર્તવ્યો કરવાનાં હોય છે, તેના પોતાના સ્વાર્થને ઉચ્ચ હેતુને અધિન બનાવવાનો હોય છે પરમાત્મામાં મનની એકાગ્રતા વડે, એ એકનેજ પોતાના સર્વ પ્રકારના સ્વાર્થ અધિન બનાવવા વડે, દેહ ગમે તો યંત્ર વત દુનિયાના વ્યવહારમાં ગૂંથાયલો હોય છતાંએ અભ્યાસિ પોતાના મનોમયકોષ દ્વારા હમેશાં એ ઉચ્ચભૂમિકામાંજ વિહરતો હોય છે.

હઠયોગ અથવા જેમાં મનને હઠ વડે, બલાત્કારે અધિન કરવામાં આવે છે એ યોગના અનુયાયીઓનો એવો આગ્રહ છે. કે મનનો સીધો સીધો નિરોધતો માત્ર ગણ્યાં ગાંઠ્યાં માનવિઓજ કરી શકે. મનોનિરોધમાં આવતાં વિઘ્નોની શોધ ચલાવતાં તેમને દેહ પણ એવા એક વિઘ્ન રૂપ જણાયો. તેથી તેમણે દેહને કબજે કરીને તે દ્વારા મનને કબજે કરવાનાં સર્વ પ્રકારનાં સાધનોની યોજના કરી. આવા ઉદ્દેશથી તેઓ અરણ્યોના એકાંતમાં ભરાવા લાગ્યા, હાથે કરીને ઉભાં કરેલાં દુઃખની પરંપરાદ્વારા દેહને કષ્ટ દેવાની હદપર્યંત પહોચ્યા. વ્યાસ ઋષિના સમયમાં આવા પ્રકારની કષ્ટપરંપરા હદપારની વધી ગઇ હતી; પૂર્વે બંને ભિન્ન માર્ગોએ જતાં આવાં યોગદર્શનોના વિરોધ શમાવતા કેટલાક સિદ્ધાંતો તેમણે ભગવદ્દગીતામાં ઉચ્ચાર્યા છે મહર્ષિ હઠયોગીઓની એટલી વાત સ્પષ્ટ રીતે કબુલ કરે છે. કે લખ્ખો માનવિઓમાં ભાગ્યેજ એકાદ જણ મનનો મનવડે નિરોધ સાધી શકે છે. તેટલા માટે અધ્યાત્મિક દિશામાં કાર્ય કરતા સામાન્ય લોક સમૂહ માટે કેટલાક નિર્ણય થવા જ જોઇએ પરંતુ અરણ્યમાં એકાંતમાં ભરાઇ બેસવાની તથા અત્યંત સંકટકારક કસોટીઓ દ્વારા દેહને કષ્ટ આપવાની હઠયોગના અનુયાયીઓની વિધિને તેઓ તિરસ્કારી કાઢે છે. આ ઉભય માર્ગના અનુયાયીઓને તેઓ દુનિયામાં રહીને ફલથી પ્રેરાયા વિના તેમનાં કર્મ કરવાની સલાહ આપે છે. તેઓ સર્વને માટે ઠરાવેલા સમયોએ નિષ્ફલ થયા વિના અભ્યાસ કરવાનો ધ્યાનનો એક પ્રકારનો વિધિ સૂચવે છે. મનને પણ દેહના જેટલીજ ઠરાવેલા સમયે, ચૂક્યા વિના કસરત આપવાની જરૂરછે. મારા ધારવા પ્રમાણે ઉપરની વાર્તા વ્યાસના ઉપર પ્રમાણેના સિદ્ધાન્તોનું સૂચન કરે છે. એક મુસાફર ખરા જ્ઞાનના મંદિરની શોધમાં નિકળ્યો છે. એ મંદિર તે તેનું હૃદયજ છે, જેમાં તે તેના નિર્દોષી બાલ્ય કાલથી રમતો હતો, હજુ સુધી દુનિયાદારીની વાસનાઓથી (આમનો પછીથી ઉદ્દભવ થાય છે) કલુષિત બન્યા વિનાની આ.

પણી આંતર પ્રેરણાઓનો ઉદ્દભવ પણ અત્રેથીજ થાય છે, એટલું સમજ્યા વિના તેણે ધાર્યું કે એકાદ પર્વતનાં ઉચ્ચ શિખરો ઉપર આત્માનો વાસ હોવો જોઇએ, તેથી તેણે આખરે માત્ર નિરાશ બનવા માટેજ અગમ્ય ઉંચાઇએ ચઢવાનો પ્રયત્ન કરવા માંડયો. ઉચ્ચ ઉદ્દેશોને અધિન પોતાનો સ્વાર્થ બનાવીને તથા ફલની કોઇ પ્રકારની અભિલાષા વિના દુનિયામાં આવી પડેલાં કર્તવ્યો કરવાથી તે અંતર પ્રદેશમાં વસતા ઇશ્વરને શોધિ શકત; પરંતુ હઠયોગના અનુયાયીની પેઠે તેણે નકામું જ માની લીધું, કે ઉદ્દેશ સિદ્ધ કરવા માટે કસોટીઓની પરંપરાની જરૂર હોવી જોઇએ. અંતઃકરણના અધિપતિ રૂપ ધોળાવાળ ચાલવાળા વૃદ્ધ પુરૂષે જે મંદિરમાંથી પૂછ્યું તે વિદ્યાભવનના નામથી અથવા બુદ્ધિના ભંડોળના સ્થાન રૂપ ગણી શકાય એ મંદિરના પૂજ્ય પુરૂષ તેનું નામ આપતા નથી એ ઉપરથી પોતાના નિરૂત્સાહ બનેલા મન અનુસાર યાત્રાળુ કહે છે કે એ ભાગ્નય હૃદયોનું મંદિર છે. અધ્યાત્મ વિદ્યાના ત્રીજા ભુવનમાં યથાર્થ અધ્યાત્મિક જ્ઞાનનો અનુભવ થઇ શકે છે. યોગની પરિભાષામાં કહીએતો, દેહનાં બંધનોમાંથી છૂટા થવા માટે તેનાં જુદાં જુદાં કેન્દ્રોમાંથી જીવાત્માને પસાર થવું પડે છે એવું ભગ્ન હૃદયો અથવા વિદ્યાનું મંદિર તે મસ્તક છે; ખરા જ્ઞાનનું મંદિર તો દરેકના પરમાત્માના વાસસ્થાનરૂપ હૃદય છે.

મુસાફરને પાછા ફરવાનો જે આગ્રહ વૃદ્ધ પુરૂપ કરે છે તેથી એ બાબતો સૂચવાય છે. આધ્યાત્મિક મુસાફરે સતત કર્મપરાયણ રહેવાની ટેવ પાડવી જાઇએ; એમાં કોઇ પણ પ્રકારનો અટકાવ થશે તો તેનો પ્રત્યાઘાત થયા વિના રહેશે નહિ. બીજું, જો મુસાફર એક દમ પાછો ફરીને, એ દિશામાં મુસાફરી કરનારાઓ એકલાનેજ નહિ પરંતુ આવી મુસાફરી માટે તૈયાર થનારાઓને પણ સમજાવશે, કે આધ્યાત્મિક ઉન્નતિનો સમાવેશ માત્ર બુદ્ધિના (મસ્તક) વિલાસમાં અથવા દુનિયામાંથી અલગ થઇ જવામાં થતો નથી, પરંતુ માત્ર હૃદયોના મંદિરમાં અને તે પણ દુનિયામાંજ સમાવેશ થાય છે તો દુનિયાની એક ઉત્તમ પ્રકારનું દૃષ્ટાંત પુરૂ પાડવામાં આવશે, તેનાં સંકટોનો મોટો ભાગ ઓછો થઇ જશે તેના પ્રયત્નોના અંતરગત આવો નિરાશા પણ તેના પરિણામ વિનાની ન હતી, કારણ કે એક પગલું ભરવામાં આવ્યું હતું.

ઉપરની વાર્તામાં સમાવેશ થતું એક તત્વ શીખીધ્વજની વાર્તામાં જણાઈ આવે છે. આત્મજ્ઞાનની શોધમાં એક રાજાએ અરણ્યના એકાંતમાં જપને પોતાનો ઉદ્દેશ પારપાડવા માટે દેહની કષ્ટપરંપરા સહન કરવામાંડી. એક ઉચ્ચભૂમિકાના તત્વજ્ઞાનીએ તેમને જણાવ્યું કે રાજા તમારો સન્યાસ યથાર્થ નથી. આ સંબંધી રાજા ગભરાયો ને મુનીને કહ્યું કે મેંતો રાજ્ય, સ્ત્રી અને બીજા સર્વનો ત્યાગ કર્યો છે. મુનીએ પોતાનું કથન ચાલુ રાખ્યું તે ઉપરથી રાજાએ જે અરણ્યમાં હતો તે માટેના પ્રેમનો પણ ત્યાગ કર્યો. મુનીએ હજુએ પોતાનું કહેવાનું ચાલુ રાખ્યું તે ઉપરથી તેણે પોતાનો બાકીનો સામાન અગ્નિને શરણ કર્યો હજુ પણ મુનીને તેનું તેજ કહેવાની હઠ કરતા જોઇને રાજાએ પર્વત ઉપર ચઢીને પોતાના દેહને નીચે ગબડાવવા માંડયો કે તેથી ખરો વૈરાગ્ય પ્રાપ્ત થાય. પરંતુ મુનીએ તેમે આવા કાર્યમાંથી અટકાવ્યો અને સમજાવ્યું કે દેહના, વિત્તના અથવા દુનિયાંની સમૃદ્ધિના ત્યાગમાં ખરા સન્યાસનો સમાવેશ થતો નથી. તેનો ખરો સમાવેશનો મનના ત્યાગમાંજ થાય છે.

---

(આગળ ચાલુ.)

# ॥ स्वामी श्री विवेकानंद सायेनो वार्तालाप. ॥

(અનુસંધાન પૃષ્ટ ૧૯૦ થી.)

( ૮ )

## સંગીતની કલા અને વિદ્યા—પૈર્વાત્ય અને પાશ્ચાત્ય.

( શ્રી પ્રીયનાથસિંહ. )

બેલુરમાં નીલાંબર મુકરજીના આરામ–ભવનમાં મઠમાં ૧૮૯૮ ના જુલાઇ માસની એક રાત્રીનો સમય હતો. પોતાના સર્વ શિષ્યો સહિત સ્વામીજી ધ્યાન મસ્ત બન્યા હતા; તેની સમાપ્તિ થતાં બહાર આવીને તેઓ એક ઓરડીમાં બેઠા. બહુજ સખ્ત વર્ષાદ પડવાથી થરૂ પવન વાવાને લીધે તેમણે બારણું બંધ કરીને તાનપૂરા નામના વાદ્ય સાથે ગાવાનો આરંભ કર્યો. સંગીત પૂર્ણ થતાં સગીત વિષે લંબાણથી ચર્ચા ચાલી. સ્વામી શીવાનંદે તેમને પૂછ્યું. "પાશ્રાત્ય સંગીત કોના જેવું છે ?"

**સ્વામીજી**—અહા ! તે પણ ખરૂં હોય છે; તેમાં અત્રે હજુ મળી આવતી નથી તેવી એક તાલની સંપૂર્ણતા મળી આવે છે. માત્ર આપણા બીન કેળવાયલા શ્રવણને પ્રીય લાગતું નથી તેથી આપણે તેને પસંદ કરતા નથી. એ ગવૈયાઓ આપણને માત્ર શીયાળવાંની પેઠે રડતા લાગે છે. પ્રથમતો મારો સંસ્કાર પણ આવોજ હતો, પરંતુ તેમનું સંગીત ધ્યાન પૂર્વક શ્રવણ કરતાં તથા તેનો સૂક્ષ્મપ્રકારે અભ્યાસ કરતાં અને તે વધારેને વધારે સમજવા લાગ્યું, આખરે હું નવાઇમાં ગરકાવ બન્યો. એકાદ ઉત્તમ પ્રકારના ચિત્રને અવલોકતાં તેમાં ખરા સૌંદર્યનો સમાવેશ ક્યાં થાય છે, એ આપણાથી સમજી શકાતું નથી વળી અમુક હદ સુધી અક્ષિ પણ કેળવાયલી ના હોય તો, રંગનાં મિશ્રણો અને છાયાઓની સૂક્ષ્મ ખુબીઓ, કલાના કાર્યની ખરી અંદરની ખુબી આપણાથી સમજી શકાતી નથી. આપણા ખરા સંગીતનો સમાવેશ કીર્તનો અને ધ્રુવપદમાં થાય છે, મુસલમાન પદ્ધતિનું અનુકરણ થવાથી બાકીનું બગડી ગયું છે. શું તમારૂં એમ ધારવું છે, કે ટપ્પાના ટૂંકા અને માલ વિનાના રાગ તીણા સ્વરે ગાવા તથા કુદકે ને ભૂસકે એક રાગમાંથી બીજા રાગમાં વીજળીના વેગે દોડાદોડી કરવી, એમાંજ સંગીત સૃષ્ટિની ઉત્તમ બાબતોનો સમાવેશ થઈ જાય છે ? એમ નથી; દરેક માપમાં પ્રત્યેક સૂરને સંપૂર્ણ રીતે લલકારવામાં ના આવે તો સંગીતની સર્વ પ્રકારની વિદ્યાનો નાશ થાય છે. ચિત્રકલાની બાબતમાં પ્રકૃતિની સાથે સંસર્ગમાં રહેવાથી તમે તેને જેટલી કલાવાળી બનાવવી હોય તેટલી બનાવી શકો છો; આમ કરવામાં કાંઇ પણ નુકશાન નથી, આનું પરિણામ પણ શુભ વિના અન્ય નહિ આવે. આ પ્રમાણે સંગીતમાં પણ વિદ્યાને અનુસરીને તમારે જેટલું કૌશલ બતાવવું હોય તેટલું બતાવી શકો અને તે શ્રવણને પણ આનંદકર નિવડશે. માત્ર હિંદમાં આવ્યા પછીજ મુસલમાનોએ ભિન્ન ભિન્ન રાગ અને રાગણીઓ ઉપાડી લીધી પરંતુ તેમણે ટપ્પાના ખ્યાલો ઉપર તેમના પોતાના રંગની એટલી બધી છાપ લગાવી છે, કે સંગીતમાંની સર્વ વિદ્યા કલાનો વિનાશ થયો છે.

**પ્રશ્ન**—એમ કેમ મહારાજ ! ટપ્પાના ખ્યાલ સાંભળવા કોને પસંદ પડતા નથી ?

**સ્વામીજી**—તમરાંનો અવાજ પણ કેટલાકને બહુસારો લાગે છે. સંતાલ લોકો પણ પોતાના સગીતને સર્વ કરતાં શ્રેષ્ઠ માને છે. તમે એટલું ના સમજતા હો એમ લાગે છે કે, જ્યારે આટલી બધી ઉતાવળથી એક રાગમાં બીજો રાગ ઘુસી જાય છે ત્યારે સંગીતમાંથી સર્વ પ્રકારની મીઠાશ દૂર પળે છે એટલુંજ નહિ પરંતુ ઉલટું એનાથી બેતાલ, બેસુર ઉપજી આવે છે. સપ્તસ્વરનાં મિશ્રણો અને ઉપમિશ્રણોમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં રાગરાગિણીઓનો સમાવેશ થતો નથી ? જો કોઈ ટપ્પામાં એકાદ આખા રાગને કલંકિત બનાવીને એકાદ નવીન રાગ ઉપજાવે, આ સર્વ ઉપરાંત ખૂબ મહેનતથી સ્વરને ઉંચામાં ઉંચો ચઢાવવામાં આવે તો તેનો મૂલ રાગ શી રીતે સચવાઇ રહેવાનો હતો ? અસર ઉપજાવવા માટે હલકા અને ટુંકા રાગનો આટલો બધો હદપારનો ઉપયોગ કરવાથી સંગીતની કાવ્ય કલાનો સંપૂર્ણ વિનાશ થાય છે. ગીતથી જેવીચાર સામાનામાં ઉપજાવવાનો હોય તે લક્ષમાં ગખીને ગાવાની બાબત ટપ્પાઓનો પ્રચાર થતાં આપણા દેશમાંથી સંપૂર્ણ રીતે અદ્રશ્ય થવા લાગી નાટ્ય શાલાઓમાં સુધારો થતાં હવે આ પ્રથા થોડી ઘણી ઉદ્ધાર પામતી જણાય છે; પરંતુ અન્યપાસા રાગ અને રાગિણીઓ માટેનો સર્વ પ્રકારનો પ્રેમ વધારે ને વધારે વિનાશ થતો જાય છે. ધ્રુવપદ ગાવા બજાવવાની કલામા જેઓ ઉસ્તાદ મનાય છે તેમના મત પ્રમાણે ટપ્પા સાંભળવા ઘણાજ દુઃખકર લાગે છે. પરંતુ આપણા સંગીતમાં અવાજની તાલ સુર પ્રમાણે ઉંચે નીચે ચઢવાની બાબત ઉતમ પ્રકારની છે. ફ્રેન્ચ લોકો પ્રથમજ આ બાબત શોધીને કીમત કરવા લાગ્યા છે, તેમના સંગીતમાં તેને ઉતારવાનો પ્રયત્ન કરવા લાગ્યા છે. તેમણે આ પ્રમાણે કરવા પછી સમગ્ર યૂરપે હવે તેનો સંપૂર્ણ અભ્યાસ કર્યો છે.

'**પ્રશ્ન**—મહારાજ ! તેમનું સંગીત મૂખ્યત્વે કરીને લડાયક પ્રકારનું લાગે છે, ત્યારે આપણામાંથી એ તત્ત્વ બીલકુલ દૂર થયલું લાગે છે.

**સ્વામીજી**—અરે, ના, આપણામાં પણ તે છે. લડાયક સૂરમાં તાલની ઘણી જરૂર પડે છે. આપણામાં સમતાલની દીલગીરી ભરી ખોટ છે, તેથી આપણામાં તે વિશેષ જણાઇ આવતું નથી. આપણું સંગીત સારી રીતે, નિશ્ચિત પ્રકારે સુધરતું હતું, પરંતુ મુસલમાનો આવી લાગતાં તેઓ તેને એવા પ્રકારે પોતાનું બનાવી બેઠા કે સંગીતનું વૃક્ષ આગળ વધી શક્યું નહિ. પાશ્ચાત્યોનું સંગીત ઘણું વધી ગયું છે. તેમના સંગીતમાં કોમલતા તેમજ વીરતાનો ભાવ જણાઇ આવે છે, તે જેમ હોવું જોઇએ તેમજ છે. પરંતુ આપણું તૂંબડાનું બનેલું પ્રાચીન સંગીતવાદ્ય જરા પણ વધારે સુધરવા પામ્યું નથી.

**પ્રશ્ન**—કયા રાગ અને રાગિણીઓનો સ્વર લડાયક પ્રકારનો છે ?

**સ્વામીજી**—જો દરેક રાગને સમતાલ ગોઠવવામાં આવે અને વાદ્યોને તે પ્રમાણે મીલાવવામાં આવે તો તે રણગીતના પ્રકારનો બની શકે છે. કેટલીક રાગિણીઓનું પણ આમ થઇ શકે છે.

વાળુનો સમય થવાથી વાર્તાલાપ બંધ થયો ભોજન પછી, રાત્રી ગાળવાને કલકત્તેથી મઠમાં આવેલા અતિથિઓની સુવાની ગોઠવણી વીષે સ્વામીજીએ તપાસ કરી; પછી પોતે પણ શયનગૃહમાં ગયા.

( આગળ ચાલુ. )

તૈયાર છે—તૈયાર છે—તૈયાર છે

ઘણા સમયથી અપ્રસિદ્ધ રહેલી.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

આવૃત્તિ. ( બીજી )

આ આવૃત્તિનીપ્રસ્તાવનામાં ગીતાના સમય વિષે લંબાણ ચર્ચા ચલાવવામાં આવી છે.

સ્વ. મણીલાલ નભુભાઇ દ્વીવેદી રચિત પ્રથમ આવૃત્તિ કરતાં સારા કાગળ ઉપર છપાઇ છે અને આ વખતે ઘણાઓના આગ્રહથી કિંમત ઘટાડી રૂ. ૪-૦-૦ ચાર રાખવામાં આવી છે. કર્તાની છબી પણ મૂકવામાં આવી છે, ટપાલ વિ. જુદું પ્રથમથી થયલા ગ્રાહકોએ એક કાર્ડથી બુક મોકલવા માટે ખબર આપવી.

મેનેજર.

સુદર્શન ઓફિસ—નડીઆદ

## સિદ્ધાન્તસાર.

બીજી આવૃતિ.

(મોટાટાઇપ સારા કાગળ પાકુંપુઠું.)

કીંમત રૂપીઆ રૂ....૦....૦ )

## નારીપ્રતિષ્ઠા.

બીજી આવૃતિ.

બાળબોધ ટાઇપમાં સારા કાગળ

( કીંમત રૂપી ૦-૮-૦)

---

## અઢીસો રૂપીયામાં અમર નામ.

નડિયાદ અનાથાશ્રમના મકાનનું બાકીનું કામ ફરીથી શરૂ કરવામાં આવ્યું છે. આ આશ્રમના અંગે દવાખાનું, નિશાળ, ગૌશાળા, અપંગ ગૃહ, સ્ત્રીઓ માટેનું પૃથક ગૃહ વિગેરે માટે હાલમ ૨૫ નવી ઓરડીઓની જરૂર છે. આવી હરેક ઓરડી બાંધતાં રૂ. ૫૦૦) ખર્ચ થાય છે તથાપી જે ગૃહસ્થ એકી વખતે રૂ ૨૫૦ આપશે તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તે ઉપર આરસ પહાણની તખ્તી ચોઢી આશ્રય-દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાનમાં જુદા જુદા સોળ ગૃહસ્થોએ પોતાના નામની ઓરડીઓ બંધાવી [illegible] આશા છે કે દાનશીલ ગૃહસ્થો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી. [illegible] અપો.

મંત્રી—હિ[illegible]

આદ્યતંત્રી.
શ્રી અભેદમાર્ગ પ્રવાસી,
પ્રાતઃસ્મરણીય મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમના સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि "—भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૬—અંક ૫ ] (માસિક) [ ફેબ્રુઆરી. ૧૯૧૧. ]

## હાફેઝ.

(૧)

### લાવણી.

ભરી દે પ્યાલો મુજને યાર—૨
સુરજને વાદળ ઢાંકે ને પ્રફુલિત બન્યું સ્હવાર. ૧
અરે દે પ્યાલો મુજને યાર—૨
આકાશેથી ગુલ લાલાપર ઝરે બરફની ધાર. ૨
હમેશાં પી પી મદિરા યાર—૨
બગીચેથી વંહે પ્રભાતની જો સ્વર્ગીય હવા બહાર. ૩
લાવ સુરેખ મદિરા યાર—૨
મજી જડેલ તખ્ત જમાવે ગુલાબ બાગ મોઝાર. ૪
અમારાં હાથપી ઉ દીલ યાર—૨
નમક લીધું તવ લાલ હોટથી તેજ ખરા હકદાર. ૫
ખોલ જલદી દરવાજા યાર—૨
શાને બંધ કીધાં ફરીથી આ મયખાનાનાં દ્વાર. ૬

# વ્હાલા ગુલને.

અયે! ગમખ્વાર ગુલ્લાલા! ગરીબી ગુઝરી, વ્હાલા!
હમારી દોસ્તદારીમાં ગુમાવી લાલી ત્હેં. પ્યારા!

અરેરે! જર્દીના દર્દે પીડાતૂં તૂં બિમારીમાં!
અરેરે! ગુલ! ચમન છોડી હમારે હસ્ત લાધ્યૂં કાં?

સફેદી દેખીને દાઝે જિગર ત્હારી જવાનીમાં!
અરે! અફસોસ! યારીમાં પડયૂં તૂં પાયમાલીમાં!

હતૂં ગુલઝારમાં ખીલતૂ: અગર નદીએ હતું રમતું:
અહા! ખુશબો અજબ ધરતૂં: મગજ દિલ તરબતર કરતૂં!

મગર, મુફલેસ આ હાથે ત્હને મુફલેસીમાં મૂકયૂં!
ગુઝારી લે તૂં, ગુલ્લાલા! બધૂં એ કીસ્મતે કીધું!

હમારા લોકના એવા બુરા આ હાથ જૂલ્મી છે:
બદન-કૌવત ટકાવાને નથી હક: દરગુઝર કરી લે!

મગર, જર્દ બદન વ્હાલા! ન કરજે ગમ તું, ગુલ્લાલા!
અહીં તુજ દમ બદમ યાદી થતી તાજી, અહો વ્હાલા!

બદનની નાજુકાઇમાં ખુદા છૂટયો નથી, વ્હાલા!
ખુદાઈ યાદી, ખુશબોમાં: તહીં બુલબુલ ઝૂકયું, વ્હાલા!

રહમ કર બેહયાઇપર! ફિરિસ્તો તું ખુદાઇ, ગુલ!
હમેશાં ઇશ્કનાં એવાં બધાં નાદાન છે બુલબુલ!

સ્નેહસદન,
તા. ૧૩-૯-૧૯૦૯.

सागर.

# ॥ नवीन युगनो आरंभ ॥

( અનુસંધાન ગતાંકથી. )

વળી તમારામાંના જેઓ અધ્યાત્મવાદીઓ છે, તે એક પછી એક થતા દ્વીપોની ભાવનાથી ભોમીયા હોવા જોઇએ; આવો દરેક દ્વીપ પોતાના ક્રમમાં એકાદ કુલના વાસસ્થાન રૂપ બને છે, તેને પ્રચાર પામવાના એક કેન્દ્રરૂપ બને છે, એક પ્રકારના વિશ્વવ્યાપક શિષ્ટાચારના મુખ્ય સ્થલ રૂપ બને છે. તમારામાંના જેઓ હિંદુઓ છે, તેઓ પણ આવી ભાવનાથી સારી રીતે ભોમીઆ હોવા જોઇએ, કારણ કે તમારાં પુરાણોમાં દ્વીપ પછી દ્વીપ થયાનું વર્ણન આપવામાં આવ્યું છે, તેમનાં જે જે નામ થઈ ગયાં છે તથા હવે પછી થવાનાં છે તે સર્વ તેમાં આપવામાં આવ્યાં છે. સર્વથી પ્રથમ સંપૂર્ણ વૃદ્ધિ પામેલા ત્રીજા માનવકુલના ઉત્પત્તિ સ્થાન રૂપ પશ્ચિમમાં **લેમુરીયાના** નામથી જણાયલો અને પુરાણોમાં **શાલ્મલિના** નામથી વ્યવહરાતો દ્વીપ ઘણા સમયથી વિનાશ શરણ થયોછે; વર્તમાનમાં જ્યાં આગળ પાસિફિક સમુદ્ર ગર્જના કરી રહ્યો છે, ત્યાં આગળ તેની મહાન નદીઓ, મેદાનો, જંગલો આવેલાં હોવાં જોઇએ, એવું દર્શાવતાં માત્ર તેનાં ભાગ્યાં તૂટયાં અવશેષો રહ્યાં છે. પશ્ચિમમાં **આટલાંટિસના** નામથી અને પુરાણોમાં **કુશના** નામથી વ્યવહારતો દ્વીપ લેમુરીયાના પછી થયો, તેમાં ચોથા કુલના સમર્થ અને ભવ્યશિષ્ટાચારનો ઉદય થયો, તેનો દક્ષિણ હસ્ત ઇજીપ્ત ઉપર અને હિંદ ઉપર પણ આવી રહ્યો હતો, તેનો વામ હસ્ત મેક્સિકો અને પેરૂ સુધી પસરતો હતો; આનો પણ વિનાશ થયો, જ્યાં આગળ એક સમયે સુવર્ણના દરવાજા વાળું શહેર પૂરદમામમાં ગાજી રહ્યું હતું ત્યાં આગળ વર્તમાનમાં અશાંત આટલાંટિક સમુદ્રનાં મોજા ઉછળી રહ્યાં છે. પુરાણોનો **ક્રૌંચ** અને વર્તમાનકાલનો **એશિયા-યુરપ** દ્વીપ પંચમ-કુલનું વાસસ્થાન બન્યો છે, દુનિયાનો રાજ્યદંડ તેના હસ્તમાં છે. જ્યારે તેના પૂર્વગામિઓ મરણ શરણ થયલાના ભેગા ગણાઈ ચૂકયા છે ત્યારે તે હમેશ માટે ટકી રહેશે ? પુરાણો આપણને જણાવે છે " ના "; ગુપ્ત લેખો પણ આપણને સૂચવે છે: " ના. " વર્તમાન કાલે પાશ્ચાત્ય પદાર્થવિજ્ઞાન, થોડાક શીંટા પડી ગયલા અને ધ્રૂજતા ગ્રૂપ વડે, આપણી દુનિયા ઉપર શું થવા બેઠું છે, એવું પૂછવા લાગ્યું છે; પુરાણોમાં નવીન દ્વીપને **શાકદ્વીપના** નામથી વ્યવહરવામાં આવ્યો છે; ગુપ્ત લેખોમાંથી આપણને મળી આવે છે, કે જ્યાં આગળ વર્તમાનમાં પાસિફિક મહાસાગર વિસ્તરી રહ્યો છે, જ્યાં આગળ એક સમયે લેમુરીયાદ્વીપ વિસ્તરી રહ્યો હતો ત્યાં આગળ છઠ્ઠા-કુલના નિવાસસ્થાન રૂપે એ દ્વીપનો ઉદય થવાનો છે. મહાન્ અને વિશાલ વિસ્તારમાં વિસ્તરતા વિનાશ, જ્વાલા મુખીની જ્વાલાઓ, ધરતિકંપો, ભરતિનાં સમર્થ મોજાં, ઉત્તર અમેરિકાના ટૂકડે ટૂકડા કરી નાખશે, તે બધો મોજાં નીચે ડુબી જશે; જેમ અગ્નિવડે લેમુરિયા દ્વીપનો વિનાશ થયો હતો તેમ શાકદ્વીપ અગ્નિથી જન્મીને ઉપર તરી આવશે, એક નવીન કુલને વાસસ્થાન પૂરૂં પાડશે.

ભાવિમાં આગળ ધપતા આવા દષ્ટિપાતમાં આપણા સાહિત્યના અભ્યાસિ માટે કંઈ

પણ નવાઇ ભરેલું નથી; પરંતુ નવાઇ ભરેલું એટલું છે, કે પાશ્ચાત્ય પદાર્થ વિજ્ઞાને આપણી દુનિયા પ્રત્યે વક્ર દૃષ્ટિથી જોવાનો આરંભ કર્યો છે; માનવ જાતિનો વિનાશ કરે એવું, દુનિયાના પડ ઉપરથી તેનું નામ નિશાન દૂર કરનારૂં કોઇ ભયંકર ધર્તિ કંપનું સંકટ આવી લાગવાની તૈયારી થતી હશે કે કેમ, એમ તે પૂછવા લાગ્યું છે. જો પદાર્થ વિજ્ઞાનના જાણવામાં અધ્યાત્મવિદ્યાનું સાહિત્ય વધારે આવેતો આવા મહાન સંકટનો પરિણામથી તેને આટલું બધું ભડકવાનું રહેશે નહિ. પૂર્વે થયલાં આવાં મહા સંકટોમાંથી માનવ જાત બચી આવી છે, જો કે તેનાં લાખ્ખો કરોડો બાલકો ભરતિનાં મોટાં મોજાંઓ નીચે ગરકાવ બની જશે, તૂટીગયલા વિશાલ ઉપસાગરોનાં વિશાલ મૂંખમાં હોમાઇ જશે.' છતાંએ તે આ સંકટમાંથી બચી જશે.

પદાર્થવિજ્ઞાનની વૃદ્ધિ માટેના બ્રીટિશ એસોશીએશન નામના અત્યંત વિચારશીલ અને માનવંત મંડલની છેલ્લી સભામાં—આ મંડલ ખરેખર થીઓસોફીકલ મંડલના જેવું " વક્રોક્તિઓ અને સ્વપ્ન સૃષ્ટિઓ ખડી કરનારાનું " બનેલું નથી—પાસિફિકમાં ઉપર આવતા એક નવીન દ્વીપના આ પ્રશ્ન વિષે તથા એ ભયંકર ઉથલપાથલમાં માનવજાતને ભોગવવાનાં ફલો વિષે ચાલેલો રસ ભર્યો વાદ વિવાદ તમારા જોવામાં આવશે. એમ લાગે છે, કે નવીન દ્વીપ આપોઆપ જણાવાનો આરંભ થઇ ચૂકયો છે; બેગોસ્લોફ બેટો અદ્ભૂત ઉતાવળથી ઉપર નીકળી આવ્યા છે, એક શિખરતો સમુદ્રની સપાટીથી ૧૦૦૦ ફુટ ઉંચે વધ્યું છે. વીશ માસમાં " પાસિફિકના અગ્નિ-વર્તુલમાં " ઓછામાં ઓછા ૧૦૭૧ ધર્તિકંપ થયા છે; ક્યારનીએ નવીન દ્વીપના વિસ્તારની ગણત્રીઓ થવા માંડી છે. આવા બેટ જેટલા જલદીથી ઉપરતરી આવ્યા છે તેજ પ્રમાણમાં જો આ દ્વીપ ઉપર આવશે તો આખી દુનિયા ઉપર ફરી વળે એવું એક મોટું ભરતિનું મોજું ચઢી આવશે. પરંતુ તમારે આવા સંકટની ધાસ્તી રાખવાની નથી કારણ કે આવી ઉપર તરી આવવાની બાબત ઘણા ઓછા સમયમાં બનવાની નથી, તેમજ આ સંકટ આખિ દુનિયામાં વ્યાપક નથી. પદાર્થ વૈજ્ઞાનિકોને ધાસ્તી ઉપજાવનું મહાન ભરતિનું મોજું મોટાં મોટાં ઘાસનાં જંગલો ઉપર ફરીવળતા પૂર્વે, પર્વતોનાં શિખરોની પાર ફરી વળતા પૂર્વે અમેરિકાની હદમાં હજુએ જીવન વિકાસનાં અનેક શતકો બાકી છે. એટલું ખરૂં છે, કે એકાદ મહાસંકટ આવવાનું છે, છતાંએ માનવજાત તેમાંથી બચી ને જીવતી રહેશેજ. જ્વાલામુખીના અગ્નિસાથે ઘોર યુદ્ધમાં અથડાતાં ઉછળતાં મોજાંઓના ભયંકર ખળભળાટના મધ્યમાં, ઉથલી પડતા ખડકોના કડાકાઓ અને સામ સામે અથડાતાં વાદળોના ધડાકાઓના મધ્યમાં, જૂના દ્વીપના ટૂકડે ટુકડા થઇ જશે, ધીમે ધીમે નવીન દ્વીપ ઉપર આવતો જશે. છઠ્ઠા આવતા કુલજેવા એક નવીન અને મહાન કુલના વાસસ્થાન રૂપ બનવા માટે તે ઉપર આવશે; એ કુલ દુનિયામાં એક પ્રકારના બંધુભાવભરેલા શિષ્ટાચારની સ્થાપના કરશે.

પૌરાણિક વાર્તાઓએ અને તિરસ્કારપાત્ર બનેલાં એચ. પી. બ્લાવાટસ્કીએ અત્યાર સુધી પોતાનાજ કરી લીધેલા એક પ્રશ્ન વિષે, એકઠા થયલા પદાર્થ વૈજ્ઞાનિકોનું એક મંડલ ચર્ચા ચલાવે, એશું આ ઝમાનાનું એક ચિન્હ નથી? ખરેખર માનવિઓ જે તેની વાતોને મૌખ્યર્ય ભરેલી માનતાં હતાં, તે બુદ્ધિશાળીની બુદ્ધિ કરતાં પણ વધારે બુદ્ધિ ભરી મનાવા લાગીછે.

ત્યારે તો આવા પ્રકારના મહાસંકટવડે મહાયુગનું સૂચન થશે, જેમાં એક હજાર વર્ષો માત્ર રાત્રિમાં ના એક પ્રહર સમાન છે; એ અરસામાંના યુગનું ભ્રમણ આરંભાવું જોઇએ. છઠ્ઠા ઉપ-કુલનો જન્મ થવો જોઇએ; છઠ્ઠા કુલના બંધારણની તૈયારી માટે આ ઉપ-કુલ વિકાસ પામવું જોઇએ. એક નવીન ઉપ-કુલ આવવાની નીશાનીઓ અમેરિકામાં ક્યારનીએ જણાવા લાગી છે; જેઓ શાની તપાસ કરવી, એ જાણે છે તેમને આવી નીશાનીઓ નજરે આવવા લાગી છે; આવાં માનવિબીજ અન્યના લક્ષ્ય બહાર જાય એવી આરંભની ભૂમિકાઓને સમજી શક્યાં છે. આવા થવાના ફેર ફારો પ્રત્યે હું મારાં ચક્ષુઓ વિશાલતાથી ખુલ્લાં રાખું છું, તેથી સમયે સમય થતી છૂટી બાબતોને તેમના ખરા સંબંધોમાં સમજી શકાય છે તથા આ પ્રમાણે અર્થ સૂચક બની જાય છે.

અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સના એક આગળ પડતા નર-વંશ-વિદ્યા-વાદીના છેલ્લા રીપોર્ટમાં એવું લખવામાં આવ્યું છે, કે અમેરિકામાં એક નવીન પ્રકારનો નમુનો વૃદ્ધિ પામતો જાય છે; આ નમુનાનાં થોડાં ઘણાં લક્ષણો આપવામાં આવ્યાં છે—માથાનો આકાર, અવયવોના આકારનું વર્ણન વીગેરે આપવામાં આવ્યાં છે—એક ઘણોજ સુંદર નમુનો. ખરેખરી રીતે કહેવા માગીએ તો એ રાજ્યોમાં ફરતા અવલોકનની ટેવ વાળા મુસાફરને આટલી બાબત લક્ષમાં લેવા જેવી છે; સાધારણ રીતે લાંબા લાંબા ગાળા પછી જો તે અમેરિકાની મુલાકાત લેતા રહેશે તો આવા નમુનાની શીઘ્ર વૃદ્ધિ પણ તેમના અવલોકનમાં આવશે. શુદ્ધ, સ્પષ્ટ અવયવો, ચોરસ જડબું, વિશાલ ભાલ, એક બુદ્ધિશાલી માનવિની મુખાકૃતિ, આંટલાં વાનાં જો તમે ઝીણી નજરે જોશો તો અમેરિકાના કોઇ પણ જાહેર સ્થલમાં તમારાથી જોયા વિના ભાગ્યેજ રહેવાશે. આવાં બાહ્યચિન્હો જોતાં ઉંડો આનંદ થાય છે; પદાર્થવિજ્ઞાન સર્વે રીતે અણુજાણપણે થવાના ફેરફારોના પૂરાવા પૂરા પાડે છે, સામાજીક મનને તૈયાર બનાવે છે, એ જોઇને પણ ઉપરના જેવીજ લાગણી થઈ આવે છે. જ્યારે પદાર્થવિજ્ઞાન ઉપદેશવામાંડે છે ત્યારેજ પાશ્ચાત્ય સૃષ્ટિ એ ઉપદેશને શ્રવણે ધરી શકે છે, તેનાં વૃત્તાંતો ગમે તેવાં અદ્‌ભૂત પ્રકારનાં હોય તો પણ તે પ્રત્યે માન ભર્યું ધ્યાન આપવામાં આવે છે. હવે જ્યારે બ્રિટિશ એસોશીએશને ખુલ્લી રીતે જાહેર કર્યું છે, કે એક નવો દ્વીપ ઉપર આવવાની તૈયારીમાં છે, ત્યારે એચ. પી. બ્લાવાટસ્કીનાં થવાના દ્વીપ વિષેનાં ભાવિ સૂચનો ઘણાજ આનંદપૂર્વક તથા વિશેષ ખુલ્લા મનથી વાચવામાં આવશે. અમેરિકામાં થવાના નવીન કુલવિષેનાં તેમનાં કથનો, હવે અમેરિકાના નૃવંશવિદ્યા-ખાતામાંથી એ કુલની શરૂઆતની નીશાનીઓ રૂપ બાબતો એકઠી કરીને પ્રસિદ્ધમાં મુકવામાં આવતી હોવાથી ખરાં પડતાં જોવામાં આવશે.

શરૂ થતા યુગ વિષેની, મૂલ-કુલના ભાવિ નિવાસસ્થાન વિષેની, ઉપ-કુલનો આરંભ થવાવિષેની દુનિયામાં મળી આવતી નીશાનીઓનો આપણે આ પ્રમાણે અભ્યાસ કરી શકીએ; સાધારણ જોનારને છૂટી છવાઇ અને અર્થ-શૂન્ય લાગતી આવી કેટલીક યથાર્થ બાબતોનું, સારી રીતે જણાયલી વિચારીને યોજાયલી, આપણી નજર આગળ આરંભાવાની એક હીલચાલના નાનાનાના વિભાગો રૂપે આપણે અવલોકન કરી શકીએ.

આ સંબંધમાં ઉપજી આવતી, આપણને અત્યંત ઉપયોગની બીજી કેટલીક બાબતો

પણ વિચારવાની છે. **પરમગુરુના** આવવાની મહાન્ આધ્યાત્મિક ઉપયોગિતા વિષે મેં તમને સૂચન આપ્યું છે; તેમના સમર્થ સંદેશનો આરંભ થવાનાં સ્થૂલ સૃષ્ટિમાં મળી આવતાં ચિન્હો વિષે પણ મેં સૂચના કરી છે; જેમાં છઠ્ઠા ઉપ-કુલના વિચારનું વહન થશે એવા નમુનાનો આકાર ઘડવા માટે ખાસ કરીને તેમનું આવવું થાય છે, છતાંએ તેમનો સંદેશ એક વિશ્વવ્યાપક સંદેશ સમાન છે, તેની દુનિયાના સર્વે લોક ઉપર અસર થશે. તેમના ઉપદેશનો માત્ર ખરેખરો વિજયતો છઠ્ઠા મૂલ-કુલમાં થશે, જેમાં તેઓ બુદ્ધપદ પામવાના છે; એ કુલને જીવતા રહેવાની કેલવણી તેમના સમર્થ અનુયાયીના દયાળુ હસ્તે અપાશે. પ્રજ્ઞાવાન અને આધ્યાત્મિક કુલના સમર્થ, બંધુતાભર્યા શિષ્ટાચારમાં તેમના ખરેખરા સામ્રાજ્યની સ્થાપના થશે.

પરંતુ આ કુલ પોતાના દ્વીપમાં વસવા આવવાના ઘણા લાંબા સમય પૂર્વે, તેનાં માનવિઓનો ગપ્પાં મારનારા, હવાઈ કીલ્લામાં વિહરનારા એક મંડલ કરતાં કંઇક વિશેષ રૂપે સ્વીકાર થવાનાં અનેક વર્ષો પૂર્વે, એક આગળથી જોવાયલા અંત તરફ લઇ જતા અનેક મહાન્ ફેરફારો થશે; સરખામણીમાં નજીકનાજ ભાવિમાં નાના યુગમાં આવા અંત તરફ જવાનું છે. આવતાં શતકોમાં એ નાના યુગમાં, દુનિયાના નાટકમાં બીજા મહાન્ ફેરફારો થવાના છે; નાના યુગને માટે આપણે શતકોથી વિચાર ચલાવીએ તો મોટા યુગ માટે આપણે હજારો, લાખ્ખોથી વિચાર ચલાવવો જોઇએ. પંચમમૂલ-કુલ, સમર્થ આર્ય સમુદાય હજુ પોતાના શિરોબિંદુએ પહોંચ્યો નથી, જોકે તે જલદીથી તે તરફ વધતો જાય છે. આ પંચમકુલને હજુ ઉંચે ચઢવાનું છે, હજુ દુનિયાના રાજ્યદંડને ધારણ કરીને અમલ ચલાવવાનો છે, સામ્રાજ્ય સૂચક મુકુટ ધારણ કરીને દુનિયાનું શાસન કરવાનું છે. કારણ કે દરેક કુલને પોતાનો મધ્યાહ્ન કાળ હોય છે, તેમજ તેનો જન્મ અને અવસાન કાલ હોય છે; વર્તમાનકાલે પંચમ કુલ આ દશાએ આવવાની તૈયારીમાં છે, તેને રાજ્યાસન ઊપર બેસવા શક્તિવાન બનાવે એવી દશાઓ ઘડાતી જોવામાં આવે છે. અન્ય સર્વ કરતાં બે પ્રજાઓ આ કુલના સૂચક રૂપ ગણી શકાય. અમેરિકા અને જર્મનીને પણ તેના પૂર્ણ વિભાગો રૂપ ગણવા જોઇએ. વર્તમાનમાં હિંદમાં વસતા કુલનાં મૂળીયાં સમાન તેઓ છે, પ્રાચીન દિનોમાં મધ્ય એશિયામાં તેમનો વાસ હતો, ત્યાં તેમણે પોતાનાં બાલકોને પશ્ચિમ તરફના પ્રદેશોમાં વસવા, જીતવા, કેળવવા, રાજ્ય કરવા મોકલ્યાં હતાં. મધ્ય એશિયાના જન્મસ્થાનમાંથી તેઓ આગળ વધ્યાં,—બીજું, ત્રીજું, ચોથું, પંચમ ઉપ-કુલ. તેઓ દુનિયામાં પસર્યા; કુલના મૂલ- સમુદાયે આખરે જન્મ ભૂમિનો ત્યાગ કરીને હિંદના લોકને ઘડવા માટે હિંદને કબજે કર્યું. આ સમુદાયમાંનાં સમર્થ બાલકો પશ્ચિમમાં વિસ્તરવા લાગ્યાં, ઇજીપ્ત અને દક્ષિણ આફ્રિકામાં એક સામ્રાજ્યની સ્થાપના કરી, પર્શિયામાં ૨૮૦૦૦ વર્ષ પર્યંત પહોચતા એક શિષ્ટાચારની સ્થાપના કરી, ગ્રીસનાં કલા અને સાહિત્યને જન્મ આપ્યો, રોમના પ્રજાસત્તાક રાજ્યને ઘડ્યું, આયેન્સના અનુગામિ રૂપે ફ્રાન્સને કેળવ્યું, આટલાંટિકની પાર મેક્ષિકો અને પેરૂ સુધી વિસ્તરતા સ્પેનના રાજ્યની સ્થાપના કરી, એક વિશ્વસામ્રાજ્યને પકડવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેમાં તે નિષ્ફલ નિવડ્યું, હજુએ તેઓ ઉત્તર અને પશ્ચિમમાં આગળને આગળ તે આગળ ધાયા, સ્કેન્ડીનેવીયા, ડેન્માર્ક અને જર્મનીનાં બંધારણ બાંધ્યાં, બ્રીટનને મહત્તામાં વધાર્યું; આટલાંટિકની પાર અમેરિકામાં ડુકો મારીને તેમણે પશ્ચિમના સમર્થ જાસત્તાક

રાજ્યની તથા કેનેડાના બ્રિટિશરાજ્યની સ્થાપના કરી; દક્ષિણ સમુદ્રની પાર કુદી જઇને પ્રાચીન લેમૂરીયાના એક ટૂકડા રૂપ ઓસ્ટ્રેલિયામાં તેમણે વાસ કર્યો, સંસ્થાનો વસાવ્યાં, તથા તેમણે ન્યૂઝીલેન્ડને કેળવ્યું, જીતતું જીતતું જીતવા માટે આર્ય કુલ આ પ્રમાણે એટલે સુધી વિસ્તર્યું છે, હવે એ દિન પાસે આવતો જાય છે કે જ્યારે મૂલ પશ્ચિમમાં મૂલ ધાત્રી બેઠેલી શાખા પોતાના સામાન્ય જીવનને ઓળખવા લાગી છે. તેમના મૂલ એશિયાના વાસસ્થાનમાંથી જૂદાં પડયાં ત્યારથી માંડીને અત્યારે હિંદમાં માતા અને પુત્ર એકઠાં મળ્યાં છે. આ પ્રાચીન ભૂમિમાં તેઓ પરસ્પરને સહાય થવા માટે એકઠાં થયાં છે—અહા! શ્રેષ્ટ દેવો તે પાર પાડો! પૂર્વે થઇ ગયલાં સર્વને માથે ટપી જાય એવું એક આર્ય વિશ્વસામ્રાજ્ય સ્થાપવા માટે તેમનું મિલન થયું છે, કુટુમ્બની અતિયુવાન શાખા પોતાના કુટુમ્બના પ્રદેશમાં ફરીથી રોપવા માટે ગૃહ તરફજ વળી છે; તે બલવાન અને ઉત્સાહી, અંતર પ્રેરણામાં શ્રેષ્ટ, રાજ્ય કરવાને સમર્થ છે. જુઓ હિંદમાંજ કેવી રીતે તેના વેરાયલા લોકો, ઘણા સમયથી જુદા પડી ગયલા પ્રાન્તો આવી સામ્રાજ્ય ભાવનાના બલમાં એક પ્રજા રૂપે એકઠા થતા જાય છે. જીવન અને ઉત્સાહથી ઉભરાઇ જતા, હવેના કાર્યમાં આવશ્યક એકત્રિત હિંદ (યુનાઇટેડ ઇન્ડીયા) ઉપજાવવાની આતુરતાવાળા યુવાન વર્ગનું અવલોકન કરો. વળી એ પણ તપાસો કે પશ્ચિમમાં માતૃભૂમિ માટેની પ્રેમની લાગણી કેવી રીતે વધતી જાય છે; હિંદ, ગૃહમાં એક ભાગીયા રૂપ બનવો જોઇએ, પ્રેમ પાત્ર અને વિશ્વાસુ ભાગીયા રૂપ બનવો જોઇએ, એક ગૂલામ રૂપ નહિ, એવી લાગણી ત્યાં પસરતી જોવામાં આવે છે. આપણા વર્તમાન મહારાજાએ પોતાના વિખ્યાત ગીલ્ડહોલમાં આપેલા ભાષણમાં પ્રેમનો સુર લલકાર્યો તે દિનથી માંડિને, હિંદનું રાજ્ય સહાનુભુતિથી ચાલવું જોઈએ, એમ તેમણે કહ્યું ત્યારથી માંડીને——એ દિનથી આગળ ઉપરના સમયમાં અત્રે વર્તન અને રીતભાતમાં ફેર પડતો જાય છે. જુઓ બંને લોકના નેતાઓમાં સમજવા માટેનો કેટલો બધો પ્રયત્ન પ્રવર્તિ રહ્યો છે, બંને પ્રજાને સાથે જોડવાની કેવી મહેનત કરવામાં આવે છે; વળી એ પણ જુઓ કેવી રીતે ગીલ્ડહોલમાં ભાષણ આપનાર **રાજપુરૂષ**, હિંદુઓની પાંડવોની રાજધાનીમાં, મુસલમાનોની મુગલોની રાજધાનીમાં દીલ્હીમાં અભિષિક્ત થવા માટે અત્રે આવવાના છે, કે જેથી પ્રાચીન સામ્રાજ્યના શહરમાં તેમના પવિત્ર મસ્તક ઉપર પવિત્ર તેલ અને રાજ્ય મૂકુટ ધારણ કરી શકાય; ઇંગ્લેન્ડ અને હિંદમાં અભિષિક્ત થયલા તેઓ ઉભયના વારસ છે, કારણ કે એકત્ર બનેલા ઇંગ્લેન્ડ અને હિંદમાંજ હવે થવાના વિશ્વસામ્રાજ્યના કેન્દ્રનો સમાવેશ થાય છે. શું તમને એમ લાગે છે, કે આવી બાબતોનો કંઈ પણ અર્થ નથી, તેમનાથી કંઇ પણ સૂચવાતું નથી? હું તમને કહું છું કે તેમનાથી આવવાના દિનોનું, નજીકમાં આવી લાગેલા ભાવિનું સૂચન મળી રહે છે. ઇંગ્લેન્ડ અને હિન્દ સાથમાંજ ઉભા રહેશે, સાથમાંજ આગળ વધશે—અથવા તેઓ સાથમાંજ નીચા ગબડશે. જો તેઓ આગળ વધશે તો તેમણે હાથો હાથ મિલાવીનેજ આગળ વધવું જોઇએ; સામ્રાજ્યની એકતાના ચિન્હરૂપ દ્વિવિધ-અભિષિક્ત થયલા રાજાધિરાજને તેમણે તેમનાં હૃદય અને જીવનના શાસક રૂપ સ્વીકારવા જોઇએ; તેઓ તેમની આશાઓના ખજાના રૂપ છે એટલુંજ નહિ પરંતુ દુનિયાના આશ્રય સ્થાન અને રક્ષક રૂપ બનશે. તેઓ જે જે સાથમાં રહીને કરી શકે, તેમનાં હૃદય એક રૂપે ધડકતાં હોય અને તેઓ જે કરી શકે તે તેમનાથી જુદા પડીને બની શકવાનું નથી.

જ્યારે બાદશાહી દીલ્હીના રાજ માર્ગોમાંથી પૂર બાદશાહી દમામમાં એક રાજાધિરાજને તેમનાં રાજ્ઞિસાથે ફરીથી પસાર થતા જોવામાં આવશે; જ્યારે મહાન નવીન ઢીલ ચાલનાં પરિણામ જણાવા માંડશે, જ્યારે રાજકીય પક્ષાપક્ષીનાં કારણોને લીધે નહિ પરંતુ સાબીત થયલી સહાનુભૂતિ અને રાજ્યદારી કુશલતા માટે વાઇસરાયો પસંદ કરવામાં આવશે; જ્યારે એમ સમજવામાં આવશે, કે અંગ્રેજો અને હિંદીઓ વચ્ચેના સર્વ સંબંધોમાં પરસ્પર માન જળવાવું જોઇએ; અહા! ત્યારે તમારૂં સ્વપ્ન દુનિયા ઉપર ખરૂં ના પડે એટલી બધી હદ પારની તમે કલ્પના બાંધિ નહિં કહેવાય. પ્રકૃતિમાં આટલા બધા ભિન્ન પરંતુ ઉત્પત્તિમાં એક એવા આ ઉભય લોકના એકઠા થવામાં—આ બંને જુદા પડી ગયા હતા કે જેથી તેઓ જુદાં જુદાં શિક્ષણ લઇને તેઓ અન્યોન્યને વધારે અસરકારક રીતે સહાય કરી શકે,—એક ગૃહનાં વિશાલતાથી ભિન્ન પડી ગયલાં આવાં બંને બાલકોનાં એકત્રિત થવામાં, આવા પ્રકારના જોડાણમાં ઈંગ્લેન્ડ અને હિંદનીજ નહી પરંતુ સમગ્ર દુનિયાની આશાનો સમાસ છે. કારણ કે આવું મહાસામ્રાજ્ય દુનિયામાં વિશાલતાથી શાંતિ પસારી શકશે. જ્યાં બંને એકત્ર બનેલા આર્ય લોક, હિંદી અને ટયુટોનિક, ભાણીયામાં ભરાઇ રહેવાની આજ્ઞા કરશે ત્યાં તલવારને બહાર ખેંચવાની કોની હિંમત ચાલશે ? જ્યાં તેઓ એકતાનો દ્દઘોષ કરશે ત્યાં વિગ્રહ કરવાની કોની હિંમત ચાલશે ? જ્યાં તેઓ સુલેહનીં ઘોષણા કરીને દુનિયાના ભાવિના રક્ષકો રૂપે હાથોહાથ મિલાવીને ઉભા રહેશે ત્યાં આગળ યુદ્ધ શબ્દનો ઉચ્ચાર સરખો પણ કોણ કરી શકશે?

નાના આરંભાતા યુગમાં આપણા સમીપ આવું આવું થવાનું છે. આવી રીતે એકઠા થવાની બાબત, મહાગુરુ સંભવિત બનાવશે એવી બાબતોમાંની એક બનશે; તેઓ પૂર્વ અને પશ્ચિમમાં જે જે અતિ શ્રેષ્ટ હશે તેનું પોતામાં જોડાણ કરશે; તેઓ પોતાની સંપૂર્ણ વ્યક્તિમાં પૌર્વાત્ય ધર્મમાં જે જે અતિ અધ્યાત્મિક છે તે સર્વનો સંગ્રહ કરશે, તેમજ તેમાં પાશ્ચાત્ય બુદ્ધિમાં જે જે લક્ષ્ય ખેંચે એવું છે તેનો સમાવેશ થશે. મૂર્તિમંત જ્ઞાનરૂપ, પ્રેમના અવતાર રૂપ તેઓ પૂર્વ અને પશ્ચિમનાં પુષ્પરૂપ માનવિઓને સમાન રીતે પોતાની આસપાસ એકઠાં કરશે તથા દર્શાવી આપશે કે બંધુભાવ અને સ્વાતંત્ર્ય એ કંઇ ચામડી-નારંગની, મુખની આકૃતિની, વાણીના વ્યવહાર વિધિની બાબત નથી પરંતુ આપણે સર્વ જેના બાગીઆઓ સમાન છીએ એવા એક જીવનના અનુભવમાં બંધુભાવનો સમાવેશ છે. એક સત્યની સેવા કે જે સંપૂર્ણ સ્વાતંત્ર્ય રૂપ છે, તેમાં સ્વાતંત્ર્યનો સમાવેશ થાય છે.

આરંભાતા યુગની આવી પ્રકૃતિ છે; હવે ક્ષિતિજને અરૂણ બનાવતા દિનનો આવો ઉદય થવાનો છે. એ એક એવો દિન આવશે કે જ્યારે દુનિયા વધારે આનંદિત બનશે. એ દિનથી શોકાતુરને તેમનાં રૂદન બંધ પાડવાની આજ્ઞા આપવામાં આવશે; એ દિનથી પૈસાદાર વર્ગને ગરીબોને સહાય કરવાની આજ્ઞા આપવામાં આવશે, બ્રાહ્મણ નરમાશથી અધમવર્ણના બાલકને રસ્તામાંથી ઉપાડી લેશે; એ એક એવો દિન આવશે કે જ્યારે દેહો ઉપર આધાર રાખતા વિરોધોનો વિનાશ થશે, માનવમાં વસતા અંતર પુરુષમાંથી ઇશ્વરમય પ્રેમ પ્રકાશી નીકળશે.

ઉદય થવાનાં ચિન્હો આપણાથી જોઈ શકાય છે; આરંભાવાનો યુગ આપણી આસ પાસ આવી લાગ્યો છે; પરંતુ શિરો બિંદુની કીર્તિનો ખ્યાલ કોણ આપી શકશે, મધ્યાહ્નના ભપકાનું કોણ વર્ણન કરી શકશે ? માત્ર અમેતો એટલું જાણીએ છીએ, કે જ્યાં જ્યાં પ્રજ્ઞા અને બોધિ હોય છે ત્યાં જે જે શુભ હોય છે તે સર્વ અનુસરી આવે છે; જ્યારે પૂર્વ અને પશ્ચિમ એકત્રિત બનશે ત્યારે માનવનો સંપૂર્ણ નમુનો દુનિયા ઉપર અવતરશે.

---

# कविवर वाण.

અનુસંધાન પૃ૪—૭૮ થી

આ લેખમાં પ્રથમ એક સ્થાનમાં કહેવામાં આવ્યું છે કે બાણભટ્ટ કૃત હર્ષચરિત અને કાદમ્બરી એ બંને ગ્રંથોમાં કોઇ વિશેષ રસનો પરિપક નથી. છતાં પણ એને નીરસ કહી શકાય નહિ. અત્ર આ કથન સબંધી કંઇ વિશેષ વિવેચન કરીશું. એ વાત પુન:કહીશું કે બાણે પોતાના ગ્રંથોમાં કોઈ પણ સ્થળે, વાચકોની સમક્ષ, શૃંગારાદી રસોમાંથી પૃથક વિસ્તાર ઉપસ્થિત કર્યો નથી. જ્યાં કંઇ રસ વર્ણન પ્રસંગ પણ આવી ગયો છે, એને બાણે રસનો પરિપાક કરવાનો પણ યત્ન કર્યો છે ત્યાં એના પ્રસિદ્ધ દોષ 'વિસ્તારે' રસને વાસ્તવિક રૂપમાં પ્રકટ થવા દીધો નથી. અન્ય સ્થાનોમાં એણે ભવભૂતિની માફક રસને અતિભૂમીપર પહોંચાડી હૃદયને માટે તે અનનુભવનીય કરી નાખ્યો છે. એને એટલો ગહન તથા લાંબો કરી મૂક્યો છે કે જેથી તે માનવ પ્રકૃતિની પર જઈ પહોચ્યોછે; આથી તે મનુષ્યો દ્વારા અનુભૂત થઇ શકતો નથી. વિસ્તારથી રસને છૂપાઈ જવું પડ્યું છે એના દ્રષ્ટાન્તાર્થ, કાદમ્બરીમાં પુણ્ડરીકના મરણ પશ્ચાત્ મહાશ્વેતાએ કરેલો વિલાપ જોવા યોગ્ય છે. મહાશ્વેતાનો વિલાપ શું છે ? જાણે એ એક મહાન વ્યાખ્યાન છે. મહાશ્વેતા કહે છે

"हा अम्ब ! हा तात ! हा सख्यः ! हा नाथ ! जीवित निबन्धन ! आचक्ष्व....आर्तास्मि । भक्तास्मि । अनुरक्तास्मि । अनाथास्मि । अनुरक्तास्मि । अनन्यशरणास्मि ।"

આવી રીતે વિસ્તૃત થતાં થતાં એ વિલાપ કાદમ્બરીનાં બસેથી કંઇક ઓછાં પૃષ્ટોમાં સમાપ્ત થયો છે. શોકતથા દુઃખની અવસ્થામાં એક અપ્રતિબદ્ધ દીર્ઘ વ્યાખ્યાન અધ્યેતાના મનમાં કરૂણ રસને ઉત્પન્ન કરવામાં સહાયક થઈ શકતું નથી.

કંઇક સ્થળોમાં રસ એટલા માટે છૂપાઇ ગયો છે કેમકે એને અતિભૂમિ પર પહોચાડી એક પ્રકારે અનનુભવનીય કરી દીધો છે. પુણ્ડરીકનું અર્ધા દિવસનું મૃત્યુ—શૃંગાર અથવા કરૂણ રસનો ભાવ મનમાં ઉદિત કરવાની જગાએ એનાથી ઘૃણા કિંબહુના મનમાં

બીભત્સ રસનો સંચાર થઇ જાય છે. ખરેખર આવા પ્રકારની અસર બાણને પણ અભિષ્ટ નહોતી. આવીજ રીતે જો કે દિગ્વિજયાર્થ પ્રસ્તુત સેનાના વર્ણનમાં કવિ વિરરસનો સચાર કરવા માગે છે, તથાપિ હાથી ઘોડા વિગેરેનાં વર્ણન ચિત્તને પોતાની તરફ ખેંચી જાય છે, અને રસ એક પ્રકારે પૃષ્ટભૂમિમાં જઇ પડે છે.

પરન્તુ શું રસ એ રસ ભેદોમાંજ સમાપ્ત થાય છે કે જે ભેદ આપણા ગ્રન્થકારોએ પાડયા છે? શું શૃંગાર, વીર, કરૂણ, હાસ્ય, રૌદ્ર, બીભત્સ, ભયાનક, શાન્ત તથા વત્સલ એ રસો સિવાય અન્ય કોઈ રસ થઈ શકતા નથી ? રસનાં લક્ષણ શું છે તે જોઇએ.

काव्येष्वधीयमानेषु चिन्मयात्ममयात्मकः ।
आस्वाद्यतामिवायाति यः समोक्तोरसोवुधैः ॥

કાવ્યોના અધીયમાન થવાથી એક જે વિભાવ અનુભાવ તથા સંચારિ ભાવરૂપ થતાં આસ્વાદિત થાય છે એ રસ કહેવાય છે. આ આપણા પ્રાચિન પંડિતોનું લક્ષણ છે. પરંતુ વસ્તુતઃ આ વાકય રસનું લક્ષણ બતાવી શકતું નથી. સાહિત્ય દર્પણકારે રસના લક્ષણમાં કેવી ઉપહસનીય ક્રીડા કરી છે તે જોઇએ. 'ન રસ ભાવ રૂપ છે ન અભાવ રૂપ, ન એ નિત્ય છે ન કારણોત્પાદ્ય' ઇત્યાદિ વિરૂદ્ધ સ્થાપનાઓ કરીને અંતે એ વેદાન્તિયોની બગલમાં ઘુસી જાય છે અને કહે છે કે હવે અમારી જગાએ વેદાન્તીવીર પોતાનો દંડ ઉગામીને રસની અનિત્યતા માનનારાઓપર પ્રહાર કરશે. મ્હારી સમજ પ્રમાણે આ શબ્દશાસ્ત્રના અથવા સાહિત્ય તન્ત્રના પક્ષપતિયોને માટે લજ્જાનું સ્થાન છે કે એ પોતાના રસનું વ્યાખ્યાન કરવાને માટે અન્યના મુખ સામુ તાકી રહે. પરન્તુ વસ્તુતઃ વાત એ છે કે બળદજ અદમ્ય છે ખીલીનો કંઇ પણ દોષ નથી. રસનું લક્ષણ કરવું એ મહા કઠિન કાર્ય છે. એટલું કઠિન છે કે સંધિ અને વિગ્રહની યુક્તિ પ્રયુક્તિને તપાસી નાખનાર વિશ્વનાથકવિ પણ એની જાળમાંથી નીકળી શકયા નથી.

મમ્મટ અને વિશ્વનાથ જેવા સાહિત્યાચાર્ય જેને અવર્ણનીય કહી ગયા, એના લક્ષણને ન કરીએ? જાણવું એ મહા કઠિન કાર્ય છે. છતાં પણ આપણે એ વિષય પર થોડો સમય કેમ વિચાર ન કરીએ? આપણે તેમ કરીશું–સંભવછે, કે કંઇક સારૂ પરિણામ નીકળી શકે. આપણે કાવ્યોને સરસ અને નીરસ કહી શકીએ છીએ એથી પ્રતીત થાયછે કે આપણે રસને સમઝી શકીએ છીએ આથી એને અજ્ઞેય કહેવો એ યોગ્ય નથી. એ વાતમાં પણ સંદેહ નથી કે રસ એ શબ્દ તથા અર્થથી ભિન્ન અથવા એનીજ સદૃશ હોય છે–કેમકે આપણે 'સરસ વાક્ય' તથા 'નીરસ વાકય' નું જ્ઞાન કરી શકીએ છીએ–હવે વિચારીએ કે આપણે કયા વાકય ને સરસ તથા કયાને નીરસ નામથી ઓળખાવીએછીએ. જે વાકયને આપણે સરસ કહીએછીએ એને આપણે પસંદ કરીએ છીએ તે આપણા મનને એક પ્રકારનો આનંદ કિંવા પરિતોષ પ્રદાન કરેછે—અને આપણે એવાં વાકયો વાચવા માટે પણ ઉત્સુક થઇએછીએ. વાકય શ્રવણજન્ય માનસિક પરિતોષ સિવાય કંઈ નથી. કાલિદાસ આંજ ભાવને મનમાં રાખી કહે છે:—

'आपरितोषाद्विदुषां नसाधु मन्ये प्रयोगविज्ञानम्,
'बलवदपिशिक्षितानामात्मन्यप्रत्ययं चेतः'

અર્થાત્ જ્યાં સુધી એક ગ્રંથથી વિદ્વાનોનો પરિતોષ ન થાય, વિદ્વાન્ લોક જ્યાં સુધી એક કાવ્યના રસને ધારણ ન કરે, ત્યાં સુધી એને નિપુણતાની કૃતિ કહી શકાય નહિ. જ્યારે મનુષ્યને પરિતોષ થાય છે, ત્યારે તે વળી અધિક પરિતોષની અભિલાષા કરે છે— પરિતોષનું સાધન એને જણાય છે—એ જોઈ શકે છે કે આ કવિની કૃતિએ મને પરિતોષ આપ્યો છે, અને એ એનેજ પરિતોષનું સાધન સમજી એમાંજ મગ્ન થઇ જાયછે.

હવે એ વાત વિચારવાની રહી કે આ રસ અથવા પરિતોષનાં કારણ શું છે? જ્યારે મનુષ્ય કોઇ ઘટના કે કોઈ વસ્તુને, એવા શબ્દોથી એવા સારા રસ્તાથી વર્ણિત અથવા કથિત અનુભવ કરેછે, કે જેથી નતો એને શ્રમ થાય કે ન ચિત્ત ક્ષુભિત થઈ જાય, ત્યારે એને રસનો અનુભવ થાય છે. વાક્યાગત વાત ચાહ્ય ગમે તેવી હોય-કાવ્યનો અપક્વ માલ ચાહ્ય ગમે તેવો હોય—પરંતુ જો એ વાતોને મનોવેધક સ્પષ્ટતા, યથાર્થતા અને ઉજ્વલતાથી વર્ણિત કરેલી હોય, જો એ અપક્વ માલ સુદ્રશ્ય, સુંદર તથા અનુકૂલ સૂરતમાં આણેલો હોય તો તે મનમાં રસ અથવા પરિતોષ ઉત્પન્ન કરે છે. એના વર્ણવેલા આઠ કે નવ ( રસ ) માર્ગથી અન્ય પણ માર્ગ હોઈ શકે છે—પરંતુ પરિતોષ અથવા રસ એકજ પ્રકારના થાય છે— એની ઉત્પત્તિનાં સાધન અને માર્ગ ભિન્ન ભિન્ન થઈ શકે છે. એના માર્ગ અને સાધન શૃંગારાદિ છે, પરંતુ એ નવથીજ સમાપ્ત થઈ શકતા નથી, આપણા મનના સમસ્ત ભાવ, જેટલી શ્રેણિયોમાં વિભક્ત કરી શકાય છે—રસનાં સાધન પણ એટલાજ પ્રકારનાં હોઇ શકે છે, કેમકે એ સર્વ ભાવ, વિશેષ પ્રકારના શબ્દોદ્વારા પ્રકટિત કરવાથી રસનાં ઉત્પાદક થઈ શકે છે.

શું આપણે આપણા સર્વ ભાવ એ નવ ભાગમાં વિભક્ત કરી શકીશું? કદાપિ નહિ. આદર, ઈર્ષ્યા તથા વૃથા ગર્વ કે અનાત્મજ્ઞતા આદિ ભાવ એવા છે કે જેને કદાપિ પણ ભાવ શ્રેણિથી દૂર કરી શકાય નહિ. આ સર્વ પરિણામોને દ્રષ્ટી સમીપ રાખીશું તો એ કહેવું કઠિન નહિ ગણાય કે બાણની કાદમ્બરીમાં, કેટલાંક વિશેષ સ્થાનોને છોડી દેતાં, અન્ય સર્વસ્થલે કંઇક એવો ગુણ વિદ્યમાન છે કે જેથી એને વાચતાં વાચકના મનમાં મહાભારે પરિતોષ ઉત્પન્ન થાય છે. દ્રષ્ટાન્ત તરીકે રાજા તારાપીડનું વર્ણન કરતાં બાણ કહેછે કે—

'येन चानेकरत्नांशुपल्लविते व्यालम्बिमुक्ताफलजालके, दिग्गजेनेव कल्पतरावाक्रान्ते सिंहासने, भरेण शिलीमुखव्यतिकरकम्पितालता इव नेपुरायामिन्यः सर्वदिशः। यस्यैचमन्ये सुरपतिरपिस्पृहयाञ्चकार। यस्माचधवलीकृत भुवनतलः सकललोकहृदयानन्दकारी क्रौञ्चादिव हंसनिवहोनिर्जगाम गुणगणः ॥ इत्यादि

" आरूढस्यचास्य कृतयथोचितसकलराजसम्मानस्यमुहूर्तं स्थित्वादि-

ग्विजय प्रयाणशंसी प्रलयघनघटाघोषघर्घरध्वनिरुदधेरिव मन्दरपातैः, पाताल कुक्षिरिव महावराहघोणाभिघातैः कनककोणैरभिहन्यमानः प्रस्थानदुन्दुभिरा-मन्थरंदध्वान ॥

આવા પ્રકારે આદિથી અંત સુધી અનેક મનોહર વાક્યો મળી શકે છે કે જે વાચકના મનમાં રસને ઉત્પન્ન કર્યા વગર રહેતાં નથી. પરન્તુ વિચારણીયવાત એ છે કે આપરિતોષનું કારણ શું છે? બાણની કવિતાનું તત્વ, એનું મહત્વ તથા કવિત્વનું બીજ એક વસ્તુમાં છે અને તે એજ કે એ કદિ પણ ઉજ્વલતાના સંઘાતને છોડતા નથી. એના સર્વ ગ્રંથોને જોતાં આપણને એમાંથી એવું એક પણ સ્થળ નહિ જડી આવે કે જેમાં તે ગ્રામ્યતામાં ફસાયો હોય, એતો સદા અતિલોક સંસારમાં વિહાર કરેછે, સદા કાળ તે પોતાના જ્ઞાન અનુભવ અને મહત્વનો આશ્રય રાખે છે. એ જે કોઇ ચીજનું વર્ણન કરે છે એના અંગ પ્રત્યંગનું, ઉત્તમતા તથા ઉજ્વલતાની સાથે સંપૂર્ણ વર્ણન કરે છે. એ કદિપણ સુસંસ્કૃત તથા સુકૌશલ યુક્ત શબ્દોનું, અસમાન્ય તથા Classical ઉપમાઓ અને દ્રષ્ટાન્તોનું, વિસ્તાર યુક્ત આંશિક વર્ણનો તથા સંઘટ્ટનોનું અને અન્તતઃ મનને વીંધી નાંખે એવા મનુષ્ય પ્રકૃતિના જ્ઞાનથી ઉત્પન્ન થતા સત્ય ઉપદેશોનો સાથ છોડતો નથી. આ ઉજ્વલ વિકાસ માનવો એજ બાણના આદર તથા સંભ્રમનો હેતુ છે.

જો બાણનું પ્રતિલોમ જોવું હોય તો દણ્ડી તથા સુબન્ધુપર દ્રષ્ટી નાખવી જોઇએ. આમ કરતાં જણાશે કે એમનામાં બાણના ગુણ નથી. કેટલીક જગાએતો દંડી એવો તો ક્લિષ્ટ તથા ગ્રામ્ય થઇ જાય છે કે વાચકને દશકુમારચરિતનું પુસ્તક કંટાળી બંધ કરવા તત્પર થવું પડેછે. દ્રષ્ટાન્તને માટે નિમ્નલિખિત પંક્તિઓ વાંચો.

'तस्यराज्ञः परमविधेयाः धर्मपालपद्मोद्भवसितवर्मनामधेया धीराधिषणाव-धीरितविबुधाचार्य्य विचार्यकार्य्य साहित्याकुलामात्यास्त्री योऽभूवन्तेषांमित-वर्मणः सुमतिसत्यवर्माणौ धर्मपालस्य सुमन्त्र सुमित्रकामपालः पद्मोद्भवस्यासु श्रुतरत्नोद्भवावितनयाः समभूवन् ।

આવી રીત્યે દંડી પ્રાયઃ આખા ગ્રંથમાં જરાપણ ઉજ્વલતાની છાયા દર્શાવી શકતો નથી. ક્લાસિકસનું તો કંઇપણ સ્મરણ કે સૂચન દશકુમાર ચરિતમાં જણાતું નથી.

સુબન્ધુની વાસવદત્તા કાદમ્બરીની છાયા નીચે રચાયલી પ્રતીત થાયછે. પરંતુ ચેલો ( સુબન્ધુ ) અનેક પ્રયત્નો કર્યા છતાં પણ ગુરૂના પારને પામીશકતો નથી. ચેલાએ ગુરૂના સર્વ દોષ તો લઇ લીધા છે અને એ દોષોનો યથાશક્તિ વિકાસ પણ કર્યો છે, પરંતુ ગુણ એક પણ લેવાયો નથી. વૃથાવિસ્તાર તથા શ્લેષબાહુલ્યમાં સુબન્ધુએ બાણનું અનુકરણ કરવાનો પૂરેપૂરો યત્ન કર્યો, પરંતુ બાણના પરિતોષકારી ગુણોમાંથી એકને પણ ધારણ કરવાનો પ્રયત્ન નથી કર્યો.

કાદમ્બરીમાંથી આધ્યાત્મિક પક્ષને જોવો હોયતો ચન્દ્રાપીડને વૈશમ્પાયને કરેલો ઉપદેશ અને મહાશ્વેતાને ચન્દ્રાપીડે કરેલો ઉપદેશ વાચવો. આ સ્થળે નિઃશંકપણે, કહી શકાય કે બાણે આ બંને અવસરોપર પોતાના ભાષાને અસાધારણ રીતે શ્લેષ રહિત અને સમયોપયોગી બનાવી છે. બંનેનાં થોડાં ઉદાહરણ અત્ર આપીશું; વૈશમ્પાયન ચંદ્રાપીડના ઉપદેશની અન્તમાં નિગમન કરતાં કહે છે—

'तदेवम्मायातिकुटिलकष्टचेष्टासहस्रदारुणे . राज्यतन्त्रेऽस्मिन् महामोहकारिणि च यौवने कुमार ! तथा प्रयतेथाः यथानोपहस्यसे जनैः, न निन्द्यसे साधुभिः नाधीक्क्रियसे गुरुभिः,....नास्वाद्यसे भुजङ्गैः....न प्रलोभ्यसे वनिताभिः....न नर्त्यसेमदेन, नावकृष्यसे रागेण, नापह्रियसे सुखेन। कामंभवान् प्रकृत्यैव धीरः, पित्राचसमारोपित संस्कारः, तरलहृदयमप्रतिबद्धञ्च मदयन्ति धनानि तथापि भवद्गुण संतोषोमामेवं मुखरी कृतवान् । इदमेवचपुनः पुनरभिधीयसे । इत्यादि ॥

ઉપરોક્ત અવતરણમાં વાણીનો પ્રભાવશાલી પ્રવાહ, વાક્યોની સ્થાનીય પદઘટના અને શબ્દોનો ઉચિત પૂર્વાપર સમાવેશ, એ ત્રણ વાતો સ્પષ્ટ પણે પ્રતીત થાયછે. વળી એ સાથેજ એક યુવાનને માટે જે જે અંતરાયો છે એનું કવિએ ઉત્તમ પ્રકારની સ્વભાવક્તાના આશ્રયથી સ્પષ્ટ તથા જ્ઞેય અને ચિત્તાકર્ષક ભાષામાં ઔષધિ સહિત વર્ણન કર્યું છે. આ દ્રષ્ટાન્તથી બાણભટ્ટનો પોતાની યુવાવસ્થાનો અનુભવ બહુ સારો ટપકે છે. એ મનુષ્ય કે જેને કદિ સંસારિક ખટપટો અને અધમતાઓનો અનુભવ નથી થયો અને જેને સ્વપરાક્ષસો તથા દેવોથી વર્તવાનો અવસર નથી મળ્યો. તે કદિ કવિ થઈ શકતો નથી. કવિનામાં જેમ પ્રતિભા તથા મનોવિકાસની જરૂર છે તેમ સ્વયં અનુભવ તથા ગંભીર અને તીક્ષ્ણ દ્રષ્ટીની પણ આવશ્યકતા છે. આ સાધન સિવાય જે કવિ બનવાનો શોખ રાખે, તે શબ્દકોષ કાવ્ય કે દ્વયર્થક કાવ્ય ભલે લખી નાંખે પરંતુ શકુન્તલા, ઉત્તરરામચરિત અને કાદમ્બરી લખવું એ એનું કાર્ય નથી. કારણ કે તે મનુષ્ય પ્રકૃતિના આન્તરિક ભાવનો સૂક્ષ્મ વિચ્છેદ કરવામાં સર્વથા અશક્ત હોવાથી, કદાપિપણ વાસ્તવિક કવિતા કરી શકે નહિ. ઇશ્વરની કૃપાથી બાણભટ્ટ એ એવા કુપમંડુક કવિયોમાંનો નહોતો. એની કૃતિયોથી જણાય છે કે એને સંસાર અને મનુષ્ય પ્રકૃતિનું બહુઅંશે અંતર્જ્ઞાન હતું. એનું બાલ્ય તથા યૌવનચરિત પણ આ વાતની સાક્ષી છે. એણે માત્ર અનેક પ્રકારના મિત્રો તથા ખુશામદીયા ટટુઓના સંગનાં ફલ ચાખ્યાં નહોતાં પણ અનેક રાજકુલો તથા ગુરૂકુલોનું પ્રત્યક્ષ જ્ઞાન પણ એને સારી રીતે થયું હતું। એ સ્વયં જુવાનીના નવનવા રંગ તથા ઔત્સુક્યોનું ફલ ચાખી ચૂક્યો હતો આથીજ વૈશમ્પાયનદ્વારા ચંદ્રાપીડને ઉપદેશ કરવો એ એને માટે કઠિન કાર્ય નહોતું.

બાણભટ્ટના ધાર્મિક વિચાર પણ ઉંચા પ્રકારના હતા. કાદમ્બરીમાં કોઈ પણસ્થળે એણે હલકા પ્રકારના ધાર્મિક વિચારો દર્શાવ્યા નથી. ચાહ્ય બાણ મનુષ્યના કોઈ પણ ભાગનું વર્ણન કરતો હોય, એને જન-[illegible] અન્ધકારમય ભાગની ઉપર અધિક ધ્યાન દેવા

માટે દોષથી દૂષિત કરવામાં આવે કિન્તુ એમાં સંદેહ નથી કે જ્યાં તે પોતાની આધ્યાત્મિક સંમતિ આપે છે ત્યાં શુદ્ધ તથા ઉચ્ચ હોય છે. બાણના સમયમાં સતી થવાનો રીવાજ પ્રચલિત હતો એ એના ગ્રંથ પરથી જણાય છે. હર્ષની માતાનું અગ્નિમાં બળી મરવું, અને એની બેને પોતે બળીમરવાનો યત્ન કરવો એ એનું ઉદાહરણ છે, પરન્તુ બાણ પોતે એ પ્રથાથી સર્વથા વિરૂદ્ધ હતો. એ પોતાની સંમતિ, ચંદ્રાપીડ ના મહાશ્વેતા પ્રતિના ઉપદેશમાં આ પ્રમાણે પ્રકટ કરે છે—

' यदेतदनुमरणन्नाम तदति निष्फलम् । अविद्वज्जनाचरित एष मार्गः । मौरुर्यस्खलितमिदं यदुपरते पितरिभ्रातरि सुहृदिभर्तरिवा प्राणाः परित्यज्यन्ते । स्वयञ्चेन्नजहातिन परित्याज्याः । अत्राहिविचार्यमाणे स्वार्थ एव प्राणपरित्यागोयमसह्य शोकवेदना प्रतीकारत्वादात्मनः । उपरतस्य न कमपि प्रयोजन मावहति । अन्यामेवस्वकर्म्मफलपाकोपचितामसाववशोनीयते भूमिम् । ....असावप्यात्मघातिनः केवलमेनसायुज्यते' इत्यादि.

ઉપરોક્ત અવતરણમાં કવિએ કેવી સરસ યુક્તિથી સતી પ્રથાનું ખંડન કર્યું છે. કવિ પૂછે છે કે સતી થવાથી શો લાભ છે? વિમુક્તોનો તો સંગ થઈ શકતો નથી કેમકે બંને કર્માનુસાર જુદી જુદી યોનિયોને પ્રાપ્ત થશે, આમાં કંઇ પરોપકાર પણ નથી. કેમકે જો આત્મઘાત ખરા દિલથી કરવામાં આવે તો પણ એનો ઉદ્દેશ પોતાના માનસિક શોકને સહન ન કરી શકવાથી, એનાથી છૂટવાનોજ છે. હા ! જો પ્રથમ મરનારને આ આત્મઘાતથી કોઈ ફ્લ મળતું હોય તો તે એજ હોઈ શકે કે એને પણ એ આત્મઘાતજન્ય પાપનું કંઈ ખરાબ ફળ મળતું હોય—

ઉપર ઉતારેલા બંને ઉપદેશમય સંદર્ભ, એક પ્રકારે બાણની સર્વ કૃતિયોમાં પદ સૌન્દર્ય, ભાવ ગાંભીર્ય અને મધુરતાને માટે શ્રેષ્ઠતર માનવા યોગ્ય છે.

સાર

આ લેખની દીર્ઘતા માટે વાચકો પાસે ક્ષમા માગી આ સંદર્ભનો તાત્પર્યાર્થ કહીશું તો તે અયોગ્ય નહિ ગણાય. સર્વથી પ્રથમ આ લેખમાં એ દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે કે બાણ શબ્દાર્થ પ્રધાન કવિ છે, એની કવિતામાં જે ગુણ છે તે શબ્દાર્થ સંબંધી છે—રસ સંબંધી ગુણ બાણમાં બહુ અલ્પ છે. અન્યવાત કે જે આ લેખમાં કહેવાની હતી તે એ હતી કે સમાસના પ્રયોગ સર્વથા અનુચિત્ત નથી—કિન્તુ જ્યાં સમાસ અત્યન્ત દીર્ઘ કે અત્યન્ત વક્ર હોય ત્યાંજ તેને અનુચિત્ત કહી શકાય છે. બાણના સમાસોમાં દીર્ઘતા કે વક્રતાના શ્લેષ વિદ્યમાન નથી અને તેથી તેને સમાસ પ્રયોગ માટે ગર્હિત કહી શકાય નહિ. શ્લેષોને તો આ લેખમાં સર્વથા અભાવ કહીને દોષ ઠરાવ્યો છે અને બાણના ઓજસ્વિતાદિ અનેક ગુણોનું વર્ણન કર્યું છે.

ફુલચંદ બાપુજી શાહ. (અનુવાદક.)

# ॥ कालना पडदामां चीरा ॥

( અનુસંધાન પૃષ્ટ ૮૫ થી. )

## છઠ્ઠો જન્મ.

મહાન આર્યકુલનું જન્મ સ્થાન મધ્યએશિયાના સમુદ્રના કીનારાઓ ઉપર આવેલું હતું; વર્તમાનમાં જ્યાં આગળ ગોબીનું રણ આવેલું છે, એ વિસ્તારમાં તે વિસ્તરતું હતું: આટલાંટીક સમુદ્રનાં મોજાં નીચે સુડોનીસ બેટને ગરકાવ કરી દેતા પ્રલયકાલ સુધી આ સ્થલ હતું. આ કુલના મહાન્ સ્થાપક મનુવૈવસ્વતે મધ્ય અરબસ્તાનના પહાડી મુલકોમાં નિષ્ફલ પ્રયત્ન કર્યા પછી આ સ્થલેજ પોતાનું સંસ્થાન વસાવ્યું હતું; ઘણા સમય સુધી પોષણ આપવા પછી અનેક ફેરફારોના અન્તે આ કુલ મહાન્ અને સમર્થ બન્યું. તેના અસ્તિત્વના ઝમાનાઓમાં અનેકવાર મનુએ એ વિશાલ ખંડના અનેક ભાગોમાં આ કુલનાં મોટાં ટાળે ટોળાં ઉપ–કુલો વસાવવા માટે મોકલ્યાં હતાં; હવે આપણે આ જે સમયનું લખવાનું છે તે સમયે આ પૌરૂષવાળી પ્રજા પોતાના વાસસ્થાન કરતાં વધારે વધી જવા લાગી હતી. તેના ઇતિહાસમાં તેનું શાસન કરવા માટે મનુએ અનેકવાર જન્મ લીધેલો જણાય છે પરંતુ કીર્તિકુમારના જન્મ સમયે ( ઇસુ. પૂર્વે. ૧૮૮૮૫ ) અનેક શતકયયાં તેમણે પોતાના લોકના મધ્યમાં સ્થૂલ દર્શન દીધાં નહતાં, તેથી તેમના હેતુઓ યથાર્થ રીતે કેવા હશે, એ વિષે મતભિન્નતા થવાનો સમય આવી લાગ્યો હતો.

હવે નવીન કુલ નિશ્ચિત રીતે સ્થાપિત થયલું હોવાથી તથા આવો નમુનો હવે નાશ થવાની કોઇ પ્રકારની ભીતિ નાહોવાથી, અન્યકુલો સાથે ભેળાવા વિષેની મનુની સખ્તમાં સખ્ત આજ્ઞાઓ હવે વધારે વાર વ્યવહારમાં મુકવાને યોગ્યથલી હોય એમ લાગતું નથી, એવા પ્રકારની દલીલ ચલાવનારો એક વિભાગ તેમનામાંથી ઉપજી આવ્યો હતો. આના પરિણામ રૂપે તાર્તારિકુલોના કેટલાક રાજાઓ સાથે રાજ્યદ્વારી હેતુઓથી દોરાઇને અમુક કુટુમ્બોએ પરસ્પરમાં કન્યાવ્યવહારની છુટ લીધી. ઘણાજ ધર્મચુસ્ત લોકોએ આવા કાર્મને એક પ્રકારે પાપ ભર્યું ગણી કાઢ્યું. એથી એટલી બધી રસાકસી થઇકે સમય વીતતાં વધારે ઉદારમત ધરાવનારાઓને એક ભિન્ન જાતિ રૂપે છુટા થઈ જવું પડ્યું; આ જાતિ પણ સમયના ક્રમમાં એક વિશાલ રાજ્યમાં વિસ્તાર પામી; આ લોકોએ પણ ઘણા થોડા સમયમાંજ અન્યજાતિઓ સાથે કન્યાવ્યવહારના વિચારનો ત્યાગ કરેલો જણાય છે. તેથી વ્યાવહારિક રીતે આ ઉભય જાતિયોમાં નમુનામાં કોઈ પ્રકારનો ભેદ જણાઇ આવતો નહતો પરંતુ આથી ધાર્મિક વિભાગ પડ્યા હતા તેમાં જરા પણ સુધારો થઈ શક્યો નહિ, આને બદલે આવા પ્રકારનો ભેદ સમયના વ્હેવા સાથે વધતો જતો જણાય છે. એક વાર પરસ્પર કન્યાવ્યવહારમાં પડેલી આ જાતિને, આર્ય લોકોની એક મોટી સંખ્યા બધ સમાન ગણતી

તથા તેની સાથે કોઈ પ્રકારનો સંબંધ રાખવા ઇચ્છતી નહિ તેમનામાં જણાઇ આવતાં ભાષાની ભિન્નતાના સ્વીકાર અથવા વૃદ્ધિને લીધે આવો ભેદ હજુએ વધારે વધતો ગયો ઝપાટા બંધ વૃદ્ધિ પામતા પ્રાચીનતાના આદરવાળા આર્યોએ અનેક વિગ્રહોના અંતે તેમના મૂલ પ્રદેશને કબજે કરીને, તેમને આખરે રણમાં હાંકી મુકવા તે સમય પહેલાં અનેક શતકો સુધી આ લોકને એક શત્રુ પ્રજારૂપે ગણવામાં આવતા હતા.

ગોબી સમુદ્રના કીનારાઓની આસપાસની ખેડવા જેવી ભૂમિનો વિસ્તાર ઘણો થોડો હતો; પંચમ મૂલ-કુલના, મધ્યસ્થ પ્રાચીનતાપરાયણ મહારાજ્યે એ ભૂમિના સર્વ ઉત્તમ વિભાગો પોતાને કબજે કર્યા હતા. તેટલા માટે આ ભિન્ન પડેલી જાતિને ઘણાજ થોડા પસંદ કરવા જેવા ભૂમિના વિભગોથી સંતોષ માનવો પડયો હતો; મૂખ્યત્વે કરીને તેમણે ઉત્તરમાં આવેલી ટેકરીઓની ખીણોમાં વાસ કર્યો. મધ્યસ્થિતકુલ એટલું બધું ઝડપથી વધતું જતું હતું કે તે આવી સ્વતંત્ર જાતિઓ ઉપર વારંવાર દબાણ કરીને તેમની ખીણોને પોતાના પ્રદેશોમાં જોડી દેવાનો પ્રયત્ન ચલાવતું હતું. પ્રાચીનતા માટે આદરવાળા લોકો એટલા બધા નવાઇ ભરેલા પ્રકારે ધર્માંધ તથા અસહનવૃત્તિવાળા બની ગયા હતા, કે તેમનાથી ભિન્નપડી આવતા આવા અન્ય લોકો સાથે તેઓ શાંતિથી ભેળાઇ શકતા નહિ; પરંતુ તેઓ તેમને નિકંદન કાઢવા યોગ્ય રાક્ષસો જેવા લાગવા માંડયા, તેથી મોટે ભાગે કોઇ પણ પ્રકારે છૂટછાટ મુકીને સલાહ થઇ શકે એમ નહતું.

આ પાછા હઠતા જતા કુલમાં સમાવેશ થતી જાતિઓમાંની એક જાતિના રાજા આ સમયે મંગલદેવ હતા. તેમને પ્રાચીનતાપરાયણ લોકના હુમલાઓથી બહુ સમયથી ઘણું દુઃખ થઇ આવતું; તેમણે અત્યાર સુધીતો આમના સામે ટકી રહેવાની બાજી રચી હતી, પરંતુ તેમની ખાત્રી હતી કે તેમનાથી આમ વારંવાર થઇ શકશે નહિ, કારણ કે તેમનો જાતિ સમૂહ વિશાલ અને સારી વ્યવસ્થા વાળો હોવા છતાં, મધ્યસ્થિત કુલનાં રોજે રાજાંની સંખ્યા સાથે સરખાવતાં માત્ર એક મુઠ્ઠીભર જેટલોજ હતો. જો તેઓ તેમની સાથે હમેશાં યુદ્ધમાં જોડાયલા ના રહેતો તેમની જાતિનો થોડાક સમયમાંજ અંત આવે; આવા અનિવાર્ય અંતને, દૃઢ નિશ્ચય પૂર્વક સામે થવા છતાં પણ માત્ર અલ્પ કાલ માટેજ નિવારી શકાય, એવી તેમની ખાત્રી થઈ. આ બાબતવિષેના તેમના ગૂંચવાડામાં તેઓ વારંવાર પોતાના ધાર્મિક ગુરુ સોમદેવની સલાહ લેતા; તેઓ હમેશાં તેમને યુદ્ધ વિરુદ્ધ સખ્ત સલાહ આપતા હતા પરંતુ તેમના લોકના અસ્તિત્વને જાળવી રાખવા વિષે કંઈ પણ કહેવામાં આવતું નહિ.

આવા પ્રકારનું સંકટ હમેશાં વધારે તીવ્ર બનતું જતું, આવા પ્રકારનો ભય વધારે ભયંકર બન્યો; આખરે અનેક પ્રાર્થનાઓ અને વિનતિઓના અંતે, મંગલદેવને તેમના કાર્યનો માર્ગ નિશ્ચિત કરતું એક સ્વપ્ન આવ્યું. પ્રાચીનતા માટે આદરવાળા લોક અને તે માટે અનાદરવાળા મનાતા લોક, ઉભયે મનુના સ્મરણને સમાન રીતે વંદનીય ગણતા હતા, સર્વે તેમને માત્ર દિવ્યમાન આપતા તેથી તેમણે મંગલદેવને સ્વપ્નમાં દર્શન દેઇને તેનાં મંદરો વિષે જે સલાહ આપી તે તેમણે ખુલાસા રૂપે ઘણી ખુશીથી સ્વીકારી લીધી.

મનુએ તેમને કહ્યું, કે તમે જે સંકટમાં સપડાયા છો તે કોઇ આકસ્મિક શક્તિઓના કાર્યના પરિણામ રૂપ નથી, પરંતુ પોતાની હીલચાલના એક ભાગ રૂપે ઘણા સમય પૂર્વેથી આ પ્રમાણે ખાસ ગોઠવણ કરવામાં આવી છે. તેમણે પોતાની ઇચ્છા જાહેર કરી, કે આ કાર્ય માટે તેમણે ખાસ પસંદ કરેલા મંગલદેવે ઇતિહાસમાં મોટામાં મોટા વિદેશગમનના અગ્રભાગના નાયક બનવું જોઇએ; પારમાર્થિક તેમજ ઐહિક વૃદ્ધિ પામી શકાય એવી, અનુપમેય ફલદ્રુપતાવાળી, તેમને માટે તૈયાર કરેલી અમુક પવિત્ર ભૂમિમાં પહોંચતા સુધી તેમણે પોતાની જાતિને લઇને અનેક વર્ષ સુધી પશ્ચિમમાં ને દક્ષિણમાં મુસાફરી કર્યાં કરવી જોઇએ; આરયશે તેમણે નિવાસ કરીને અત્યંત વૃદ્ધિ પામવી જોઇએ. જે જે સર્વ જાતિઓ અને કુળોના સંસર્ગમાં તે આવે તેમની સાથે ભલાઈ અને માયાથી વર્તવાનો, માત્ર ખરે ખરી ફરજ પડે ત્યારેજ તેમની સાથે યુદ્ધ કરવાનો તેમણે તેને ભાર મૂકીને આદેશ કર્યો હતો. તેમને આવી આશાભરી ભૂમિમાં પ્રવેશ કરીને ઠેઠ તેના અંત પર્યંત આગળ વધવાનું હતું તેના ઉપર આટલું બધું સખ્ત ડબાણ ચલાવતી પ્રાચીનતાપરાયણ સામ્રાજ્યની જાતિઓ તેના ચાલી જવાથી આનંદી બનીને, તેની ભૂમિનો કબજો લેવામાં ગર્વ માનશે, એવી તેમને અગમચેતી આપવામાં આવી, પરંતુ ભવિષ્યમાં તેમને પણ અત્યારે તમે જે મુસાફરીએ નિકળોછો તેજ માર્ગે નિકળવાની ફરજ પડશે, એ લોકને મુસાફરીના અંતે માલૂમ પડશે કે તમારા લોક જમીનના સારા ભાગના માલીક બન્યા છે, ત્યારે તમને હઠાવી કાઢવાના તેમના પ્રયત્નો નિષ્ફલ નિવડશે. વળી તેમને આ ઉપરાંત સૂચવવામાં આવ્યું કે ભાવિના જન્મોમાં આવાં વિદેશગમનોને નિયમવામાં તેમને જાતે કંઈ ઓછો ભાગ ભજવવાનો નથી, આવા સર્વ પ્રકારના વિકટ કાર્યના બદલામાં તમને અને તમારી પત્ની બુધદેવ (સ્ત્રી) ને ભવિષ્યમાં આથી પણ વધારે મહાન કાર્ય—મનુએ જાતે કર્યું છે તેવા પ્રકારનું કાર્ય કરવાનો હક પ્રાપ્ત થવાનો છે. આવા ભાવિ કથનમાં તેમના પુત્રો ભાલચંદ્ર અને કીર્તિકુમારવિષે ખાસ સૂચના આપવામાં આવી હતી; હજુએ આ માર્ગનાભાવિકાલમાં આવા પ્રકારનું કાર્ય તેમની રાહ જોઈ રહ્યું છે, એમ ખાસ દર્શાવવામાં આવ્યુ હતું,

આવા સ્વપ્ન વડે મંગલદેવ એકદમ પોતાના ગૂચવાડાઓમાંથી બહાર આવી શક્યા; તેમને સોંપાયલા મહાકાર્ય માટે તેમનામાં આવેશ ઉભરાવા લાગ્યો. તેમણે પોતાનાં બધાલોકની એક મોટી સભા મેળવી, તેમણે જે જોયું અને સાંભળ્યું હતું તે તેના આગળ કહી બતાવ્યું, તેમણે જે પ્રમાણે વર્તવાનો નિશ્ચય કર્યો હતો તે પણ જણાવ્યો; તેમણે આ કથન એટલી બધી ખાત્રી ભરી ભાષામાં ચલાવ્યું, કે બધીએ જાતિ તેમના મત સાથે મળતી થઈ, તેમનો ઉત્સાહ તેમાં પસરી ગયો. અતિ સહેલાઈથી લઈ શકાય એવા આકારમાં ખોરાકના મોટા કોઠારો એકઠા કરવાની તથા બળવાન અને ઉત્તમ પ્રકારનાં પક્ષીઓ અને ઢોરોને સાથે લેવાની તેમણે એ લોકને સલાહ આપી. પોતાને ઉપડવાના શુભ દિવસ માટે તેમણે પોતાના જ્યોતિષિઓની સલાહ લીધી. આ ઉપડવાના થોડાક સમય પહેલાંજ પોતાના પ્રાચીનતાપરાયણ શત્રુઓના પ્રદેશ ઉપર એક વિજયવંત હુમલો લઇ જવાની યોજના તેમણે યોજી કાઢી ને પાર પાડી; આથી તેમને માલમિલ્કતનો એક મોટો ભાગ પ્રાપ્ત થયો, તે તેમને ઉપયોગી થઇ પડયો; વેરમાં સામો હુમલો કરવામાં આવે તે પહેલાં તો તેમણે

પોતાના લોકને માર્ગમાંથી સુરક્ષિત લઈ જઇને, તેમની મુસાફરીમાં દૂર પહોચતાં કર્યા. તેમની પ્રજામાં એક મોટો પક્ષ હતો કે જે આવા પરદેશ ગમનને એક જંગલી યુક્તિ રૂપ માનતો, મંગલદેવના સ્વપ્નને એક ભ્રમણા સમાન ગણી કાઢતો. આ વિરોધિ પક્ષના નાયક તિલક કુમાર હતા; જે નાયકને તેઓ છેતરનાર અને અવળે માર્ગે દોરનાર અમુક અશુભ અથવા પિશાચ સત્તાથી દોરાયલો માનતા હતા તેને અનુસરવાની તેમનું હૃદય તેમને રજા આપી શકશે નહિ, એમ તેમણે જાહેર કર્યું; વળી તેમણે ઉમેર્યું, કે આથી પ્રેરાઇનેજ તેણે આવું ઘેલછા ભરેલુ સાહસ ઉઠાવ્યું છે, જેઓ તેને અનુસરવા જેટલી મૂર્ખાઇ ભરેલા છે તેમના સંપૂર્ણ વિનાશમાં તેનો અંત આવશે. આવી નિંદાભરી વાણીનો મંગલદેવે ઉત્તર વાળ્યો, કે કોઈ પણ માણસને તેમની સાથે આવવાવો બળાત્કાર કરવામાં આવશે નહિ, કારણ કે તેમને તો વફાદાર અને પરસ્પરસહાયકો વિનાના અન્ય કોઇની જરૂર નહતી, તેથી તિલકકુમારના પક્ષની સરખામણીમાં માત્ર નાની સંખ્યાજ આવું હદપારનું પગલું ભરવાને તૈયાર બની; તેમના ઘણા ખરા મિત્રોએ તેમને પોતાના નિશ્ચયનો ફરીથી વિચાર ચલાવવા આગ્રહ કર્યો. છતાંએ તેઓ હઠીલા રહ્યા, તેમણે જાહેર કર્યું, કે તેમના પક્ષનુંજ ટોળું **મનુની** આજ્ઞાઓ પ્રમાણે વર્તનાર ખરેખરા લોક હતા, કારણ કે તેમણે તેમને જ્યાં વસાવ્યા હતા ત્યાંજ તેઓ વસતા હતા, ઘેલછાભરેલાં સ્વપ્નો અને ઢોંગી ગપાટાઓથી દોરાઇને અમે અમારા સ્પષ્ટ કર્તવ્યમાંથી દૂરથવાની ના પાડીએ છીએ.

મંગલદેવે તેમના માટે વધારે વખત ગૂમાવ્યો નહિ, પરંતુ તેમને તેમણે જણાવી દીધું, કે તમારે તમારી મરજીમાં આવે તેમ વિનાશશરણ થવું. આખરે તિલકકુમારે ત્યાંજ વાસ કર્યો, આવી પડેલી દશાની ઉત્તમ પ્રકારે વ્યવસ્થા કરવામાં તેમની બુદ્ધિનો અમુક પ્રભાવ પણ જણાઈ આવ્યો. પ્રથમ કહેવાયું તેમ મંગલદેવે પ્રાચીનતા પરાયણ લોકના ઉપર એક હૂમલો લઇ જવાની વ્યવસ્થા કરી હતી, સ્વાભાવિક રીતેજ તેમના રાજાએ આવા સાહસિક પર્વતવાસિઓ સાંમે થવા માટે હિંમત સહિત બહાર ધસી ચાલ્યા, પર્વત પ્રદેશના રાજ્યમાં આવેલા બને હરિફ પક્ષોમાંના એકના ઉપરી તરીકે તેમણે પોતાની જાતને જાહેર કરી, તેથી જો તેમની અને તેમના લોકની સાથે સારી રીતે વર્તવામાં આવે તો તેમણે પોતાની સહાય આપવા જણાવ્યું. તેમણે દર્શાવ્યું, કે પોતાની જાતિનાં માનવિઓ ઘણા સમય પૂર્વે કુશદ્વીપવાસિઓ સાથે પરસ્પર કન્યાવ્યવહાર કરવામાં ખોટા માર્ગે ચાલ્યા હતા એવી તેમની ખાત્રી હોવાથી, તેમની પ્રાચીનતાપરાયણ સામ્રાજ્ય સાથે જોડાવાની ઘણા સમયથી ઇચ્છા હતી. પરંતુ તે પ્રમાણે વર્તતાં તેમને મંગલદેવે અટકાવી રાખ્યા હતા. પોતાના પરદેશગમનમાં મંગલદેવે લીધેલા માર્ગનું તેમણે વર્ણન આપ્યું તથા હુમલો લાવનારાઓ ટેકરીઓની આરપાર ટુંકા માર્ગે લઇને, તેમને પકડી પાડીને, તેમને તથા તેમના સાથને કેવીરીતે કદાચ હરાવી શકે, એ બતાવવાનું તેમણે માથે લીધું. પ્રાચીનપક્ષના નાયકે આમની સહાયની માગણી કબુલ કરવાની બાબત ઉત્તમ વિચારીને તેમના આવા પ્રપંચના બદલામાં તેમના અનુયાયીઓની જીંદગી બચાવવાનું વચન આપ્યું. મંગદેવના મધ્યમાં જઇ પહોચવાના પ્રયત્નમાં તિલકકુમારના નિયમન પ્રમાણે આ હૂમલાએ પર્વતોમાં આગળ ઝંપલાવ્યું. ઉંચી સપાટીના પ્રદેશોથી નહિ ટેવાયલા તથા તૈયારી વિનાના તેમના સાથીઓને ઘણું સહન કરવું પડયું.

આખરે અનેક સંકટો સહન કરીને તેઓ મંગલદેવ સાથે ભેટો કરવામાં ફત્તેહ પામ્યા ત્યારે તેમનો ઘણોજ કચ્ચરઘાણ કાઢીને હરાવવામાં આવ્યા. છતાં એ નાયક બચી જવા પામ્યા, તેમણે તિલકકુમાર અને તેમના સાથીઓને એકદમ મરણ શરણ કર્યા.

પોતાને મળેલી સલાહ પ્રમાણે મંગલદેવે જ્યાં સુધી બને ત્યાંસુધી યુદ્ધ કરવાથી દૂર રહેવાનો પ્રયત્ન કર્યો. જ્યારે તેઓ કોઇ વ્યવસ્થિત રાજ્યના સમીપ આવી પહોંચતા ત્યારે હમેશાં તેઓ એક દૂતમંડલને તેના રાજકર્તા પાસે એવું જાહેર કરવાને મોકલતા કે એક દિવ્યઆજ્ઞાનુસાર તે અને તેમના લોક સલાહશાંતિથી આવે છે, તેમને મળેલા હુકમો પાર પાડવા માટે તેમને શાંતિથી માર્ગમાં આગળ વધવા દેવા, એટલીજ તેમની ઇચ્છા છે. અનેકવારનો આવી રીતે માગવામાં આવતી પરવાનગી એકદમ આપવામાં આવતી; ઘણી વારતો જે દેશોમાંથી તેઓ પસાર થતા હતા ત્યાંના વાસીઓ તેમનો આદરપૂર્વક સત્કાર કરીને, અન્નની બક્ષીસો આપીને તેમને માર્ગે આગળ ચઢાવતા. કોઇ કોઈ વાર એકાદરાજા તેમની મોટી સંખ્યા જાણીને ગભરાઇ જતો, પોતાની હદમાંથી પસાર થવાની પરવાનગી આપતો નહિ, આમ થતું ત્યારે મંગલદેવ પોતાના માર્ગની સીધી લીટીમાંથી ખસીને, એકાદ વધારે મૈત્રીભાવવાળા રાજાની શોધ ચલાવતા. બે ત્રણ વારતો તેમના ઉપર લૂટારા જાતિઓએ જંગલી હુમલો કર્યો હતો, પરંતુ તેમના બલવાન શરીરવાળા પર્વતવાસીઓને તેમને મારી હઠાવવામાં કંઇ પણ વધારે વિપત્તિ લાગી નહિ.

આવી દશાઓમાં કીર્તિકુમારનું આરંભ જીવન અસ્થિર અને સાહસિક પ્રકારનું હતું. તેના પિતાએ પરદેશ નિકળવાનો નિશ્ચય કર્યો ત્યારે તે આશરે દશવર્ષનો હતો; તેથી તેમની ઉમર એવી હતી કે જ્યારે તે વારંવાર થતા ફેરફારને અને તેમાં સમાવેશ થતા સાહસને સંપૂર્ણ રીતે ભોગવી શકે. જાણે કે તેમના ચરિત્રનાં બે પાસાં હોય એમ હતું,—એક બાલિશતા ભર્યું, આવા સર્વ પ્રકારના ઉત્સાહ અને વિવિધતા માટે શોખીન હતું, અન્ય કાલ્પનિક, રહસ્યમય હતું. તેમને પોતાનાં બને માતપિતા માટે પરમ પ્રેમ હતો પરંતુ તેમણે પ્રથમ મનોદશા સાથે ખાસ કરીને પોતાના પિતાનો અને બીજી સાથે પોતાની માતાનો સંબંધ રાખ્યો હોય એમ જણાય છે. કેટલાક દિવસ તેઓ કાફલાને મોખરે પોતાના પિતા સાથે ઘેડો ચલાવતા જણાય છે અથવા અમુક પ્રકારના આરકર્મ માટે ઘણા આગળ ધસતા જણાય છે, તેઓ ઉત્સાહી, ઉદ્યોગી, સ્થૂલભુવન ઉપર ઘણોજ વાસ કરતા જણાયછે. અન્ય કેટલાક દિનોએ તેઓ પોતાની માતા સાથે પાછલા ભાગમાં રહેતા, કોઇક ભારવાહિ જનાવરની પીઠ ઉપર આવેલા એકાદ ટોપલામાં ટૂંટીયાં વાળીને બેસતા તેઓ જોવામાં આવે છે; આ સમયે તેઓ તેમનાં સ્વપ્નાભાજ પૂરાયલા રહેતા, જે દેશમાંથી તેઓ પસાર થતા હતા તે પ્રત્યે જરા પણ લક્ષ આપતા નહિ.

આવા પ્રકારની પાછલી દશામાં, (તેઓ વર્તમાન કાલમાં નહિ પરંતુ ભૂતકાલમાં વસતા હોય એવા જણાતા હતા કારણ કે વારંવાર તેમને અદ્‌ભુત પ્રકારનાં આબેહુબ સ્વપ્નો આવતાં હતાં, જો કે તેમને ખબર નહોતી છતાંએ તેઓ વારંવાર ભૂતકાલના જન્મો વિષે ભાવતા હતાં ) આ સર્વને તેઓ એટલા બધાં ખાનગી અને પવિત્ર ગણતા હતા કે તેમના

વિષે તેઓ પોતાની માતા સાથે પણ ભાગ્યેજ વાત કરતા, બીજા કોઈ સાથે પણ તેઓ આ વિષે કોઇ કાલે બોલતા નહિ. આ સ્વપ્નો બહુ વિવિધ પ્રકારનાં હતાં, તેમાંનાં કેટલાંકતો આપણે તપાસી ચૂક્યા છીએ. તે જન્મો સાથે સંબંધ ધરાવતાં હતાં, પરંતુ બીજાં કેટલાક એવાં હતાં કે જે વિષે વર્તમાનમાં આપણે કાંઇ જાણતા નથી. આમાંના અનેક દેખાવોમાં તેમનાં પિતામાતા જણાતાં, ગમે તે કુલ અથવા જાતિના ગમે તે વેશમાં છૂપાયલાં હોવાછતાં તેઓ હમેશાં તેમને ઓળખી કાઢતા. કોઈ કોઈ વાર જવલ્લેજ જણાઇ આવતો વિશ્વાસ તેનામાં ઉભરાઈ આવતો ત્યારે તે આવાં સ્વપ્નોનું વર્ણન પોતાની માતા આગળ ચલાવતા, તેમને નવાઈ ભરેલી રીતે રસીક અને જીવંત બનાવતા. તે તેમને પોતાનાં ચિત્ર-વૃત્તાંતો કહેતા, તે વારંવાર કહેતાઃ " માતા આ વાર્તામાં તમે મંદીરમાં એક પૂજારી હતાં" અથવા " આ વાર્તામાં અંત્યારની પેઠેજ તમે મારી માતા છો," અથવા વળી "આ વૃત્તાંતમાં તમે મારા નાના બાલક રૂપ બન્યાં છો, હું તમને મારા હાથમાં ફેરવું છું."

જ્યારે જ્યારે તે આવી બાબતો કહેતો ત્યારે તેની માતાને તે સ્વપ્નમાંની આકૃતિ સાથે પોતાની જાત એક રૂપ લાગતી, જાણે કે તેનાવડે તેની સ્મૃતિ જાગ્રત બનતી. હવે તેને યાદ આવ્યું , કે જ્યારે તે બાલક હતી ત્યારે તેને પણ આવાંજ સ્મરણો આવતાં હતાં, તેની ઉમરના વધવા સાથે તેના મનમાંથી એ સર્વ અદશ્ય થઈ ગયાં; પોતે જે જોતી હતી તેજ પોતાનો પુત્ર જુવે છે, એમ તેની ખાત્રી થઈ. તેનાં ઘણાંજ આકર્ષક સ્વપ્નોમાંના એકમાં-જે તેને સર્વ કરતાં ઘણુંજ પસંદ પડતું હતું—તેનાં માતા અથવા પિતા બેમાંનું કોઇ પણ જણાયું નહિં પરંતુ તેણે પોતાની જાતને, તીવ્રપ્રેમ અને દૃઢતા વાળી દુનિયાની આશારૂપ ગણાતા એક બાલકને બચાવવા માટે સળગતી જ્વાલાઓ અને ગુંગળાવતા ધૂમ્રમાંથી દોડતી એક યુવાન બાલા રૂપે જોઇ—ત્રણ હજાર વર્ષ પૂર્વે બરમામાં થયલા એક જન્મના સ્મરણ રૂપ આ હતું. તેને અન્ય કેટલાંક પણ સ્મરણો થઈ આવ્યાં હતાં તેમાં તેના માતપિતાનો કોઈ પ્રકારનો ભાગ નહતો, આમાંનાં કેટલાંક ઘણાંજ ના ઇચ્છવા યોગ્ય છે.

વારંવાર જણાતો એવો એક વિચિત્ર પ્રકારનો સ્વપ્નસમૂહ વામમાર્ગની કેટલીક તાંત્રિકવિધિઓ દર્શાવતો હોય એમ લાગતું; આવાં સ્વપ્નો સ્પષ્ટ રીતે ઘણા દૂરના ભૂતકાલના સંબંધ વાળાં હતાં. તેઓ અવર્ણ્ય પ્રકારે જાદુઈ હતાં, છતાંએ આવેશ ઉપજાવે એવાં હતાં, તેમનાથી અવાચ્ય ભય અને કંટાળાની એક પ્રકારની લાગણી ઉશ્કેરાઇ આવતી. તે પણ કોણ જાણે કેવા પ્રકારે એક જાતની જંગલી ઘેલછા સાથે મિશ્રિત બની જતી આવાં સ્વપ્નોની આસપાસ કંઇક અપવિત્રતા અથવા અશુભનો સ્પષ્ટ ભાવ પ્રવર્તતો હતો એવું કંઇક કે જે માટે કીર્તિકુમારની વર્તમાન પ્રકૃતિ ભય અને તિરસ્કારથી ધ્રુજી ઉઠતી; છતાંએ તેને એટલું સંપૂર્ણ ભાન હતું, કે ઘણા દૂરના ભૂતકાલમાં એક એવો સમય હોવો જોઇએ કે જ્યારે તેને આથી ક્રુર આનંદ મળવો જોઇએ,—તે સમયે જેને તે અત્યારે બીલકુલ ધિક્કારતો હતો તેમાં ગમે તેમ કરીને આનંદ લેતો હતો. તેને આવાં સ્વપ્નો માટે બીલકુલ તિરસ્કાર હતો, છતાંએ તેઓ પ્રસંગે પ્રસંગે આવતાં, જ્યાં એક સ્વપ્ન આરંભાતું કે તેમને તેમાં પોતાનોભાગ પૂર્ણ ભજવવાની ફરજ પડતી. આ વિષે તે પોતાની માતા આ-

ગળ કોઈ કાલે બોલી શક્યા નથી, જો કે આમના પછી તે શિથિલ બની જતા, તે તેમના લક્ષમાં આવ્યું હતું, કારણ કે તેમાંથી તે ખુબ પરસેવાની દશામાં અને જ્ઞાનતંતુઓ બીલકુલ શિથિલ બની ગયેલા હતા. તે માત્ર એટલુંજ કહેતા કે તેમનાં સ્વપ્ન ભયંકર હતાં, તેમનાથી તેનું વર્ણન થઇ શકતું નહતું.

[ ચાલુ. ]

---

# जगत नष्ठ-नाहित्-करवानो कळा. ।

## ( એક અધ્યાત્મપર વાર્તા. )

" કોઇને આ જગત નષ્ટ કરવાની ઇચ્છા હોય તો ? "

" અરે. તે વિના નિર્વાહજ શી રીતે ચાલી શકે ? "

રાત્રીના બાર વાગ્યા હતા, જ્યાં ત્યાં શાંતિ પ્રસરી રહી હતી. એવા સમયે રાત્રે લોકચર્ચા સાંભળવા માટે ત્યાંનો રાજા બહાર નિકળ્યો હતો, તેને એક ઘરમાંથી ઉપરનાં વાક્યો કર્ણ ગોચર થયા. એટલે તે એકદમ ત્યાં ઉભો રહ્યો, પછી તેને નીચે પ્રમાણે સંવાદ શ્રવણ થયો. !

" પરંતુ, સમગ્ર જગત એકદમ નષ્ટ કરવું એ કંઇ નાનું સુનું કાર્ય નથી. "

" ખરૂં, પણ સુખની ઇચ્છા હોય તો અવશ્ય તે પ્રયત્ન કરવો જોઇએ. "

રાજાનો ક્રોધ અનિવાર્ય થઇ પડયો; આ ઘર કોઇ અઘોરી મનુષ્યનું હોવું જોઇએ એવો તેણે તર્ક કર્યો અને લાગલીજ ચપટી વગાડી કે તરતજ પચીસ ત્રીસ સિપાઇ દોડી આવ્યા—"અહીં કોઇ અત્યાચારી અથવા ફિતુરી મનુષ્યો મસલત કરતા હોય એમ જણાય છે, " એમ કહી તેમને તે ઘરની આસપાસ એકદમ ઘેરો ઘાલવાની આજ્ઞા રાજાએ કરી અને તે હુકુમનો અમલ થતાંજ રાજાએ પોતે આગળ થઇને તેના દરવાજાપર થાપ મારી.

એક બે સિપાઇ મોટેથી બોલ્યા " એ દરવાજો ખોલો. " અંદરથી જવાબ મળ્યો "અમારો દરવાજો સદા સર્વદા ખુલ્લોજ છે ફક્ત કુતરાં વગેરે અંદર ન આવે તેટલા માટેજ તે ખાલી વાસી મૂકેલો છે. "

રાજા બોલ્યો " ત્યારે તે ઉઘડતો કેમ નથી ? "
" તો તે તમારી દ્રષ્ટીનોજ દોષ છે. "

રાજાએ એકદમ ગુસ્સે થઇ દરવાજાપર લાત મારી એટલે દરવાજો એકદમ ઉઘડી ગયો—રાજા અને સિપાઈ ઘરની અંદર દાખલ થયા. અંદર એક તેજસ્વી શુચિર્ભુત બ્રાહ્મણ

આગળ પોથી ઉઘાડી રાખીને એક આસનપર બેઠેલો હતો, તેની સામે બે તરૂણ શિષ્યો બેઠેલા હતા. એક ઝીણો સરખો દીવો મંદ મંદ પ્રકાશ આપી રહ્યો હતો, પાસેના બારણાના ઉમરામાં તેની સ્ત્રી બેઠી હતી—એક ક્ષણમાં તે સર્વને સિપાઈઓએ ઘેરી લીધાં—

એકજણુ નમ્રતાથી બોલ્યો " મહારાજ ! આતો કોઇ ભિક્ષુકનું ઘર દેખાય છે."

રાજા બોલ્યો " શું કપાળ ! ભિક્ષુકનું છે ? તેમની તો જગતને નષ્ટ કરવાની વાતો ચાલી રહી હતી."

" ધન્ય છે તારાં સ્નાન સંધ્યા પાઠ પૂજા અને કથા પુરાણ ! આ મહામાયા ને કેમ દૂર બેસાડી મૂકી છે ? તેને કેમ નથી બોલાવતા કથા સાંભળવા ?

બાઇ બોલી " અમે ઉમરામાં રહીનેજ આખા જગતનો કારભાર ચલાવીયે છીએ."

બ્રાહ્મણે ટોળમાં પૂછ્યુ " સાંભળ્યું કે રાજા ?"

રાજા ચીડાઇને બોલ્યો "લગાવો બે ફટકા આ ચોરને, વળી 'સાંભળ્યુ' કે' પૂછેછે."

બાઈ દમ ભરાવતી બોલી "ખબરદાર ! જો હાથ લગાવ્યો તો". રાજાએ સીપાઇને કહ્યું "આ યોગમાયાનું તમે શા માટે સાંભળોછો " શિષ્ય બોલ્યો "રાજા જીભ વધારે લાંબી ન કર છેવટે આ યોગમાયાના આગળ તારે નાક ઘસવું પડશે તે યાદ રાખ."

તે ગૃહસ્થ બોલ્યો "રાજા ! માયા વડેજ તું રાજા થયો છે માયાની શક્તિ જોવાનો યત્ન ન કર ! ભિખારી થવાનો પ્રસંગ તારે પોતાને હાથે ન આણ"

" હું તો ભિખારી થઇશ ત્યારે થઇશ પણ તનેજ પ્રથમ ભિખની ચરબી ચઢી ગઇ છે તે ઉતારવા દે" રાજા આગળ બોલ્યો "બોલ, જગત નષ્ટ કરવાનો બેત તમે કરતા હતા કે નહિ ?"

તે ગૃહસ્થની બાઇ અને શિષ્યો માટેથી હસવા લાગ્યા.

બાઇ બોલી " હત્ તમારી ! એટલા માટેજ આ બધી ધામધુમ કે ?"

શિષ્ય બોલ્યો. "તો સઘળાં મનુષ્યો બીજું શું કરે છે ?"

રાજા આશ્ચર્ય ચકિત થઇને બોલ્યો શું સઘળાં "શું સઘળાં મનુષ્યો જગત નષ્ટ કરવાનો પ્રયત્ન કરે છે ?"

શિપાઈ બોલ્યા " એમ હોય પણ ખરૂં ! હાલ એવા માયાના ઘરેલા માણસોનાં નામની ખબર છે કે ?"

બ્રાહ્મણે પૂછ્યું "બીજાનાં નામ મારે શા માટે કહેવાં જોઇએ, તમેજ આવી મધ્ય રાત્રીએ શા માટે ભૂતની માફક ભટકવા નિકળ્યા છો, તે કહોને ?

" શું શું ?અમે એટલા માટેજ ફરવા નીકળ્યાછીએ ?"

બાઇ બોલી " હારતો ! બીજું શું ? "

' રાજા ! એટલા માટેજ, સમજ્યા કે ? " બ્રાહ્મણ બોલ્યો " મિથ્યા ભ્રમમાં પડતો નહિ સાંભળ ! તું લોક ચર્ચા જોવાને માટે ફરવા નિકળ્યો છે ને ! "

રાજા બોલ્યો " તેથી શું ? લોકચર્ચા સાંભળવાથી જગત્ નષ્ટ થાયછે ? "

" તે થાય કે નથાય, પણ તું માત્ર તે નષ્ટ કરવા માટેજ લોકચર્ચા સાંભળવાનો શ્રમ લે છે એતો તકીજ! કહે, લોકચર્ચા શામાટે સાંભળવી જોઇએ ? જો કાંઇ દગો ફટકો હોયતો તેનો વખતસર પ્રતિકાર કરી શકાય અને લોકને અને તને પોતાને સુખશાંતિમાં રહેવાનું મળે એટલાજ માટે ને ? "

" એટલે, સુખપ્રાપ્તિ માટે તજવીજ કરવી તેજ જગત નષ્ટ કરવું કે શું ? "

' હજી શંકા રહે છે કે કેમ ? જગત નષ્ટ કર્યાશિવાય સુખની પ્રાપ્તિ અશક્યજ છે–જગતના પ્રત્યેક જીવ જે સમયે જે પ્રમાણમાં સુખ ભોગવે છે તે સમયે તે પ્રમાણમાં તેઓએ જગતને નષ્ટ કરેલું હોય છે— " .

શિપાઈ અને બીજા લોકો બોલ્યા " આ શું કહે છે, કોણ જાણે ? "

રાજા ગભરાઇને સ્તબ્ધ થઇને ઉભો રહ્યો

" રાજા, બરાબર સાંભળ, હું સઘળું સમજાવું છું. લોકની વાત રહેવાદે. તું તારા પૂરતોજ પ્રથમ વિચાર કર. તું તારે માટેજ લક્ષાવધિ રૂપિયાનો કામનો ખર્ચ રાખે છે તે શા માટે ? બોલ, તારી પાસે ગાવા બજાવવાનું ચાલતું હોય છે, અપ્સરા નૃત્ય કરતી હોય છે, તે સમયે શું તને જગતનું ભાન રહે છે ? "

" ભાન કેમ નથી રહેતું ? મારી સમક્ષ સાક્ષાત્ જગત્ રહે છે ને— "

" ઉપભોગનાં સાધન તેટલીજ જગતની વ્યાપ્તિ, સમજ્યો કે ? "

" નહિ, પણ તેમાં જગત નષ્ટ ક્યાં થાયછે ? તે તે પ્રસંગ પૂરતું તેટલું જગત્ તો દૃષ્ટી સમક્ષ રાખવું પડે છે ને ? "

" હા, પણ તારા પુરતા તે જગતના વિભાગમાં તું જ્યારે—લીન થઇ જાયછે ત્યારે બાકીના જગતને તું નષ્ટ નથી કરતો શું ? "

" છીઃ ! સમગ્ર જગત નષ્ટ થાય તો તેના વિભાગ પણ મળે કે શું ! "

" નહિ ! પણ એવા જે વિભાગ માટે તારૂં મન હમેશાં લોભાતું હોય તે વિભાગની પણ તને નિદ્રા આવ્યા પછી કંઇ કિંમત રહેછે શું ? "

રાજાનાં ચક્ષુ ઉઘડી ગયાં. તે આતુરતાથી તેના તરફ જોવા લાગ્યો.

" રાજા ! બોલતો કેમ નથી ? કહે, રોજ તને ઉંઘ આવવા પછી પ્રસક્ષ તારી રાણીનું પણ કંઇ પણ મહત્વ તને જણાય છે ? અથવા તેને નિદ્રા આવ્યાબાદ તે તારી પણ કદિ

પર્વા કરે છે શું ? અને તને જ્યારે ગાઢ નિદ્રા આવે છે ત્યારે, જગતનું રહ્યું, પણ તને તારૂં પોતાનું પણ ભાન રહેછે શું ?"

"નહિ હું મારી જાતને, મારાં સ્ત્રી પુત્રાદિને,રાજ્યને અને જગતને પણ વિસરી જાઉંછું."

"બોલ, અત્યારે પણ સર્વ મનુષ્યોએ જગતને નષ્ટ કરેલું છે કે નહિ ?"

"આતો ઉંઘની વાત થઇ પણ જાગૃતાવસ્થામાં પણ દેવનું ધ્યાન કરતી વખતે તું જગતના સઘળા પદાર્થો પરથી દૃષ્ટી વાળીને ચક્ષુ બંધ કરે છે તે શા માટે ?"

"ચારે દિશાએ જગતમાં પ્રસરેલા મારા ધ્યાનને એક સ્થળે એકત્ર કરવા માટેજ."

"આજ રીતે દેશકાલ મર્યાદિત અલ્પસુખનો એક વિષય આખા જગતના એક વિભાગપર લાવી મૂકવા માટે જો જાગૃતાવસ્થામાં પણ તારે સમગ્ર જગત નષ્ટ કરવું પડેછે તો પછી આ એકેક મર્યાદિત સુખ ભોગવતાં ભોગવતાં જ્યારે તું કંટાળશે અને સર્વત્ર વ્યાપી રહેલા ત્રિકાલાબાધિત સુખની તને ઇચ્છા થશે અને તે પ્રાપ્ત કરવાની ખટપટમાં પડશે ત્યારે છેવટે તારે શું કરવું પડશે ?"

"આ મર્યાદિત વિભાગ પણ નષ્ટ કરી નાંખવો પડશે."

"એટલે શું કરવું પડશે તે સ્પષ્ટ કહે."

"સમગ્ર જગત નષ્ટ કરવું પડશે ! સમજ્યો ! સમજ્યો ! પણ જે છેવટે મેળવવાનું તે મેળવવા માટે હું આજજ તૈયાર છું—ચાલો આપજ મારા ગુરૂ. અને આપની પત્ની એજ મારી જગદંબા, અને આ શિષ્યો તેજ મારા ગુરૂ બંધુ. હવે હું અહીંઆંજ રહીશ મને અભય આપો."

સાથે આવેલાં મનુષ્યો બોલવા લાગ્યાં "અરે ! અરે ! આણે તો પૂર્વે કહ્યા પ્રમાણે ખરેખર મહારાજાને પણ પોતાના સરખાજ બનાવી દીધા. !"

તેમણે રાજાને ઘણી રીતે સમજાવ્યો ! પણ રાજાએ તેમનું કંઇપણ સાંભળ્યું નહિ– પછી રાજાએ તે તત્વવેત્તાની તેની પત્નીની અને શિષ્યોની તેમના પ્રત્યે અપટીત વચન ઉચારેલાં તે બદલ પગે પડીને માફી માગી. પોતાની ગાદીપર પોતાના પૂત્રને બેસાડવાનું કહીને સાથેની મંડળીને રાજાએ પાછી વાળી અને પોતે ત્યાંજ રહ્યો. થોડાજ દિવસમાં તે તત્વવેત્તાના સહવાસથી તેને **જગત નષ્ટ કરવાની** કળા પ્રાપ્ત થઇ અને તે અખંડ બ્રહ્માનંદનો પૂર્ણ અનુભવ કરવા લાગ્યો અને કૃતાર્થ થયો—**ઇતિ શિવમ્.**

રીચીરોડ–અમદાવાદ } **પરિખ. મણિલાલ કેશવલાલ.**

---

# ॥ हिंदु शास्त्रानुसार भगवान् मैत्रेय ॥

બુદ્ધધર્મની પરિભાષા પ્રમાણે, 'ધ ચેન્જીંગવર્લ્ડ' નામના ગ્રંથમાં મિસિસ બેસંટ દર્શાવે છે, કે "બોધિસત્વ"—શબ્દ—જેનો અર્થ બોધિસત્ત્વ અથવા જેનું સત્વ બોધિમય છે, એમ થાય છે,—દુનિયાના ઇતિહાસમાં ભિન્ન ભિન્ન સમયે બોધિનો ઉપદેશ આપીને દુનિયાને દોરવાને જન્મ લેનાર ગુરુ વડે ધારણ થતા પદના ચિહ્ન રૂપ છે. ભગવાન્ ગૌતમ બુદ્ધે, બુદ્ધ થતા પૂર્વે બોધિસત્વનું પદ ધારણ કરીને ભિન્ન ભિન્ન યુગ-કુળોને દોરવા માટે દુનિયામાં જન્મ લીધો હતો; ભૂમધ્ય સમુદ્રના કીનારાઓ ઉપર વસતે ઈરાનીયન અને કેલ્ટિક જાતિઓમાં હરમિસ, ઝરથુસ્ત્ર અને ઑરફિયસના જુદા જુદા દેહોમાં જન્મ ધારણ કર્યો હતો; જ્યારે તેઓ બુદ્ધપદ સુધીની ઉચ્ચદશાએ આવ્યા ત્યારે એક અન્ય મહાશક્તિનું તેમના પદમાં અનુસરણ થયું—એ વ્યક્તિને બૌદ્ધગ્રંથોમાં મૈત્રેય બોધિસત્વના નામથી વ્યવહારમાં આવે છે. મિસિસબેસંટના કથન પ્રમાણે તેઓજ જીસસના દેહમાં ક્રાઇસ્ટ રૂપે ક્રિશ્ચિયન ધર્મની સ્થાપના માટે અવતર્યા હતા. કેટલાક પ્રાચીન કાળના ક્રિશ્ચિયન લેખકોના આધારે પોતાના કથનને બળવાન બનાવીને તેમણે જીસસ અને ક્રાઇસ્ટ વચ્ચે એક પ્રકારનો ભેદ ઉપજાવી કાઢ્યો છે; તેઓ કહે છે કે, જીસસ એક પવિત્ર અને શુદ્ધ શિષ્ય હતા, ક્રાઇસ્ટના ત્રણ વર્ષના અધિકાર સુધી બેપ્ટિઝમની ક્રિયાના સમયે ભગવાન્ મૈત્રેય અવતરીને તેમના દેહમાં પ્રગટ થયા.

બુદ્ધ અને ક્રાઇસ્ટના ધર્મોને રહેવા દઇને હવે આપણે હિંદુ ધર્મ તરફ નજર કરીએ તેઓ કોણ હતા, તેમનું કાર્ય કેવા પ્રકારનું હતું, એ વિષે મળી આવતી કોઇ પ્રકારની નીશાનીઓ શોધી કાઢવાને પ્રયત્નપરાયણ થઇએ. મારી નજર પહોંચતા સુધીમાં એવા ત્રણ ગ્રંથો છે કે જેમાં ભગવાન્ મૈત્રેયનું નામ લાવવામાં આવ્યું છે. જો અન્ય અભ્યાસિઓ આ વિષય વિષે મળી આવે એવી અન્ય સાબીતિઓ એકઠી કરશે તો તે ઉત્તમ પ્રકારનું નિવડશે. પ્રથમ વિષ્ણુપુરાણ નજરે આવે છે. આ આખુંએ પુરાણ ઋષિ પરાશરે એક મૈત્રેય નામનાને સંભળાવ્યું છે. તેઓ ગુરૂ શિષ્યના સંબંધમાં જણાય છે; પ્રથમ ગુરૂરૂપે જણાય છે અને શિષ્ય રૂપે દેખાદે છે. વિશ્વની ઉત્પત્તિ આદિ વિષે, તેમજ અન્ય કેટલીક બાબતો વિષે મૈત્રેય તરફથી પ્રશ્ન થતાં, ઋષિ પરાશર પોતાને જે રીતે જ્ઞાન મળ્યું હતું તે વિધિ દર્શાવે છે ઋષિ વિશ્વામિત્રની પ્રેરણાથી પોતાના પિતા શક્તિને રાક્ષસોએ મારી નાખવાથી, પુત્રે એક એવો યજ્ઞ કર્યો કે જેમાં અનેક રાક્ષસોને બાળીને ભસ્મ કરવામાં આવ્યા; જ્યાં યજ્ઞ થતો હતો ત્યાં આગળ શક્તિના પિતા વસિષ્ઠ આવીને નીચેના શબ્દોમાં પોતાના પૌત્રને આવા કાર્યનો ત્યાગ કરવાનું સમજાવી શક્યા. "ક્રોધ, એ મૂર્ખાઓની કામના સમાન છે. તારા પિતાના મૃત્યુ માટે કર્મ જવાબદાર છે." યજ્ઞનો અટકાવ થયા પછી રાક્ષસોના ઉત્પાદક ઋષિ પુલસ્ત્યે, ઋષિપરાશરને આ પ્રમાણે આશિર્વાદ આપ્યો. "તું પુરાણ અને સંહિતાનો કર્તા બનશે, પછીથી તને દેવો વિષેનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થશે. અને હે પુત્ર! મારી કૃપા વડે વર્તમાન અને ભૂતકાલ વિષે તારી બુદ્ધિ સ્પષ્ટ અને અપ્રતિહત બનશે." પછી તેના પિતામહ

પૂજ્ય વસિષ્ટે કહ્યું, "તને જે પુલસ્ત્યે કહ્યું છે તે તેમજ થવું જોઇએ." પોતાની વારી આવતાં ઋષિ પરાશર પોતાના શિષ્ય મૈત્રેયને વિષ્ણુપુરાણ સંભળાવી રહ્યા પછી તેને આ પ્રમાણે કહેવા લાગ્યા. "વસિષ્ટની આશિષ વડે હું આ પુરાણનો ભોમિયો બન્યો છું; હે મૈત્રેય ! મેં તે તને શ્રદ્ધાપૂર્વક સંભળાવ્યું છે; કલિયુગના અંતે તું તેને સમિકને શિખવજે."

જેમને મૈત્રેય, પુરાણનું શ્રવણ કરાવવાના છે એવા આ સામિક કોણ છે, એ વિષે કંઇ કહેવામાં આવ્યું નથી. પરંતુ જો આપણે મહાભારત તરફ નજર કરીએ તો એક સમિક નામના ઋષિ મળી આવે છે, રાજા પરિક્ષિતે તેમને પૂછેલા કેટલાક પ્રશ્નનો ઉત્તર તેમના તરફથી ના મળતાં તેમના ગળામાં એક મૃતસર્પ નાખવામાં આવ્યો હતો; આવા કાર્ય માટે તેમના પુત્ર શૃંગીએ રાજાને સર્પદંશથી મરણ પામવાનો શ્રાપ આપ્યો હતો—આ શ્રાપ પછીથી પરિપૂર્ણ થયો હતો.

આ ઉપરાંત આપણા જોવામાં આવે છે, કે ભાવિના બોધિસત્ત્વ, શિષ્ય પદમાંથી ગુરુપદમાં આવ્યા છે. શ્રીમદ્‌ભાગવતમાં વિદુરના ગુરુરૂપે મૈત્રેયનાં દર્શન થાય છે. વિદુરને દુર્યોધન તરફથી ખુલ્લી સભામાં તેના અશુભ માર્ગોનો ત્યાગ કરવાની સલાહ આપવા માટે ઘણું જ અપમાન થયા પછી તેઓ સઘળા હિંદુસ્તાનમાં બધે પવિત્ર સ્થળોની મુસાફરી કરીને યમુના તટ ઉપર પાછા ફર્યા ત્યાં આગળ ઉદ્ધવ પાસેથી લગભગ બધાંએ કુટુમ્બીઓના વિનાશ વિષે તેમના સાંભળવામાં આવ્યું. મનમાં અત્યંત ક્ષુભિત થવા છતાં જ્ઞાન વડે તેનો નિરોધ કરીને તેમણે ઉધ્ધવ પાસે આત્મજ્ઞાનની દીક્ષા માટે વિનતિ કરી, આ બાબતમાં ઉદ્ધવે ઉત્તર વાળ્યો: " આત્મજ્ઞાનના ઉપદેશ માટે તમારે યોગી મૈત્રેયની ભક્તિ કરવી જોઇએ. કારણ કે આ મર્ત્ય ભૂમિમાંથી ચાલ્યા જવાની તૈયારીના સમયે દેવે (કૃષ્ણે) જાતેજ મારા સમક્ષ તેમને આ ઉપદેશ આપ્યો હતો." આ ઉપરથી "અનાચ્છાદિત બુદ્ધિવાળા" મૈત્રેયની શોધમાં વિદુર ચાલી નિકળ્યા, તેમને હરિદ્વારમાં શોધી કાઢયા, જ્યાં આગળ શ્રીમદ્‌ભાગવતના ત્રીજા અને ચોથા સ્કંધમાં સમાવેશ થતા ઉપદેશો આપવામાં આવ્યા.

અત્રે એ બાબતો લક્ષમાં લેવા જેવી છે. મૈત્રેયને માત્ર વિદુરના ગુરુ પદમાં ચઢાવવામાં આવ્યા છે એટલુંજ નહિ પરંતુ તેમને એક મુનીનું નામ પણ આપવામાં આવ્યું છે. શ્રીમદ્‌ભાગવત પ્રમાણે વિદુર શ્રીકૃષ્ણના પરમ ભક્તોમાંના એક છે, જેમને અગીઆરમા સ્કંધમાં સમાવેશ પામતા સર્વે ઉપદેશો શ્રીકૃષ્ણે આપ્યા હતા. તેમણે વિદુરને જણાવ્યું, કે મારી હાજરીમાંજ શ્રીકૃષ્ણે જાતે મૈત્રેયને ઉપદેશ આપ્યો હતો. કદાચ આ સમય હતો કે જ્યારે શ્રીકૃષ્ણે તેમને ભગવાન ગૌતમબુદ્ધના સ્થાનમાં ગુરુપદ માટે નિયત કર્યા હતા; જો કે ઋષિ પરાશરે તેમને કાલિયુગના અંતે પુરાણોના એક ગુરુ બનવાની આશિષ આપી હતી. વળી તેઓ એક ઋષિ તરીકે મહાભારતમાં મળી આવે છે. વનપર્વના આરણ્યક પર્વનો અધ્યા ૧૦ શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસના છેલ્લા શબ્દોથી આ પ્રમાણે આરંભાય છે. "હે રાજા પાંડવ બંધુઓને મળીને પૂજ્ય ઋષિ મૈત્રેય આપણને મળવાની ઇચ્છાથી અત્રે આવે છે. હે રાજા ! એ મહર્ષિ આ કુલના કલ્યાણ માટે તારા પુત્રને ઠપકો આપશે. હે કૌરવ્ય ! તેમના તરફથી જે જે સલાહ મળે તે પ્રમાણે નિઃશંક રીતે અનુવર્તન થવું જોઇએ, કારણકે

તેમના તરફથી જેવી જેવી ભલામણ થશે તે નહિ કરવામાં આવેતો એ ઋષિ ક્રોધમાં આવી જઇને તારા પુત્રને શ્રાપ આપશે." વ્યાસના ગમન પછી, ઋષિ મૈત્રેય આવી પહોચીને પોતાની યાત્રાનું વર્ણન કરે છે, દુર્યોધનને તેના દુરાચારી માર્ગમાંથી પાછો વળે છે પરંતુ "દુર્યોધને પોતાની હાથીની શુંઢ જેવી જંઘાઓ ઉપર પ્રહાર કરવા માંડ્યા, પોતાના પગ વડે હસતે હસતે જમીન ખોતરવામાંડી. દુરાચારી અધમાત્મા એક શબ્દ પણ બોલ્યો નહિ, પરંતુ પોતાનું મસ્તક નચું નમાવી રાખ્યું. હે રાજા ! આ પ્રમાણે દુર્યોધનને ચૂપકીથી ભૂમિ ખોતરીને અપમાન કરતો જોઇને મૈત્રેય કઠોર બન્યા. પછી મૈત્રેય મુનિ પુંગવે કર્મના આવિત્રક્તા બનીને, ક્રોધના વહન માર્ગ થઇને દુર્યોધનને શિક્ષા કરવાનું મનમાં ધાર્યું, પછીથી વિદ્યુત જેવાં ચક્ષુઓ કરીને મૈત્રેયે પાણી લઇને ધૃતરાષ્ટ્રના દુષ્ટાત્મા પુત્રને આ પ્રમાણે કહીને શ્રાપ દીધોઃ "મારૂં અપમાન કરીને, તું મારી સલાહ પ્રમાણે વર્તવાની ના પાડતો હોવાથી તારી આવી ઉદ્ધતાઇનાં ફળો તું જલદીથી ચાખશે. તેં આચરેલાં દુષ્કૃત્યોમાંથી ઉભરી નીકળતા મહાયુદ્ધમાં તારી મોટી જંઘાને સમર્થ ભીમ પોતાની ગદાના ઘા વડે ભાગશે." આ પ્રમાણે શ્રાપ આપીને મૈત્રેય એટલું કહીને ચાલ્યા ગયા, કે જો સલાહ કરવામાં આવશે તો શ્રાપનું કંઈ પણ પરિણામ થશે નહિ.

અત્રે ભગવાન મૈત્રેય એક ઋષિ રૂપે જણાય છે એટલુંજ નહિ પરંતુ એક અધિકારી રૂપે જણાય છે. જો કે મૈત્રેયના આવતા પહેલાંથી કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ ધૃતરાષ્ટ્રના દરબારમાં હાજર હતા છતાંએ તેમણે દુર્યોધનને શ્રાપ આપવાનું કાર્ય અન્યને માથે નાખ્યું હતું જો કે તેમણે દુર્યોધનને અગમચેતી આપી હતી અને પછી ચાલ્યા ગયા હતા. દરેક અધિકારીને પોતાનું કર્તવ્ય કરવાનું હોય છે; વ્યાસજીનું ઉચ્ચપદ હોવા છતાં તેઓ મૈત્રેયના કાર્યમાં વચ્ચે આવતા નથી. હિંદુશાસ્ત્રોમાં ભગવાન્ મૈત્રેય વિષે આવા પુરાવાઓ મળી આવે છે.

થીઓસોફી વિષેનાં લખાણોમાં રાજા અને ગુરૂ બંનેના અધિકાર દર્શાવવા માટે એ ધર્મોમાંના બે શબ્દો વાપરવામાં આવે છે. મનુ શબ્દ રાજાના પદને દર્શાવવા વપરાય છે; હિંદુ ધર્મનો શબ્દ છે; બૌદ્ધોનો બોધિસત્વ શબ્દ ગુરૂને માટે યોજવામાં આવે છે. હિંદુગ્રંથોમાં ગુરૂને માટે કયો શબ્દ વાપરવામાં આવે છે, એ આપણે તપાસીએ. બધાં પુરાણોમાં જ્યારે જ્યારે એકાદ મન્વંતરનું વર્ણન આપવામાં આવે છે ત્યારે તેમાં આ પ્રમાણે અધિકારીઓવિષે દર્શાવવામાં આવે છે. (૧) મનુ. (૨) તેમના પુત્રો, (૩) દેવો, (૪) દેવરાજ, (૫) સપ્તઋષિઓ. તેમનાં વિવિધ કાર્યોનું વર્ણન કરતાં વિષ્ણુપુરાણ ત્રીજાસ્કંધમાં અધ્યાય બીજામાં કહ્યું છે. "દરેક ચતુર્યુગના અંતે વેદઅન્તર્હિત થાય છે; સપ્ત મનુ કાયદા ઘડનાર બને છે, મનવંતરના સમયમાં વિવિધ વર્ગોના દેવોને યજ્ઞો મળે છે. મનુઓના વંશમાં જેઓ જન્માહોય છે તેઓ તેટલા સમય માટે પૃથ્વિના અધિપો સમાન બને છે. દરેક મન્વંતરમાં, મનુ, સપ્ત ઋષિઓ, દેવોનારાજા, અને મનુના પુત્રો દુનિયાનું શાસન ચલાવે છે." વળી શ્રીમદ્‌ભાગવતના સ્કંધ આઠ અધ્યાય ૧૪ મામાં કહેવાયું છે. "એકાદ સિદ્ધનું સ્વરૂપ ધારણ કરીને-દરેક યુગમાં હરિ જ્ઞાનના ઉપદેશ આપે છે; ઋષિના સ્વરૂપમાં કર્મ સંબંધી ઉપદેશો આપે છે, યદ્ર ભગવાનના સ્વરૂપમાં (દત્તાત્રેય અને અન્યનીપેઠે) યોગનો ઉપદેશ આપે છે."

દરેક કૃતયુગમાં થતા ઋષિઓના આવા કાર્યને દરેક દ્વાપરયુગમાં દર્શન દેતા વ્યાસો ના કાર્યસાથે ગૂંચવી નાખવાની જરૂર નથી. સામર્થ્ય અને શક્તિમાં માનવજાતને ઘટતી જતી જોઇને, વેદોના અનેક શાખાઓમાં વિભાગ કરવા માટે માનવજાતના બધા વારતે વ્યાસોનો અવતાર થાય છે. વર્તમાન વૈવશ્વતમન્વંતરમાં ઇકોતેરમાંથી અઠ્ઠાવીશ મહાયુગો અથવા યુગચતુષ્ટથી પસાર થયા છે, તેથી અઠ્ઠાવીશ વ્યાસ થઈ ગયા છે. અઠ્ઠાવીશમા અથવા વર્તમાન વ્યાસ કૃષ્ણ દ્વૈપાયનના પિતા પરાશર છવ્વીશમા વ્યાસ હતા. આવાં નામો વિષે વિચાર ચલાવતાં તેમનામાં આ અને આવતા સાવર્ણિ મન્વનંતરના કેટલાક ઋષિઓનાં નામ પણ મળી આવે છે. હિંદુ ધર્મમાં વેદો યથાર્થ જ્ઞાનના ગ્રંથ રૂપ હોવાથી, ઋષિઓને આવા જ્ઞાનના પુનર્જીવન આપનારા માનવામાં આવતા હોવાથી મારા ધારવા પ્રમાણે જો કે ઋષિ શબ્દ બધા જીવનમુક્તો માટે વાપરવામાં આવે છે, છતાંએ તે બૌદ્ધોના બોધિસત્વ શબ્દ સાથે મળતો આવતો હોય એમ લાગે છે. ઉપરના વિચારોથી એટલું સ્પષ્ટ થાય છે, કે ઋષિઓના દ્રષ્ટિબિંદુથી સર્વ ધર્મો એક છે. ગમે તે સમય તેમને માનવ જાત માટે કાર્ય કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં તેઓ આ અથવા પેલા દેશમાં અવતરે છે. આપણા જેવા સાધારણ પ્રકારના મર્ત્યોને બાહ્ય દેહોનો, જો કે આપણે તેમનો વસ્ત્રો રૂપે ઉપદેશ આપીએ અથવા વિચારીએ છીએ છતાંએ ઘણોજ હિસાબ હોય છે. તેથીજ અનેક ધર્મોમાં ભગવાન્ મૈત્રેય વિષે સાંભળવામાં આવે છે, દરેક ધર્માનુયાયી તેમની પોતાના ગણીને ભક્તિ કરે છે, તેમને પોતાના હોવાનો દાવો કરે છે.

દુનિયામાં છઠ્ઠા નવીન ઉપ–કુલનો જન્મ થવા માટે પ્રભુના પુનરાગમનનો જનપ્રવાદ સર્વે દિશાઓમાંથી સંભળાવા લાગ્યો છે. આકાશમાં કેન્દ્રની રાશિઓમાં ગ્રહયોગ થવાથી આપણી આ દુનિયામાં એક મહાન્ પવિત્ર પુરૂષનો જલ્દી જન્મ થવાનું સૂચન થાય છે. એકલું થીઓસોફિકલ મંડળજ થોડા સમયમાં તેમનુ આગમન થવાનો ઉદ્ઘોષ કરે છે, એમ નથી. પરંતુ છૂટાછવાયા સન્યાસિયો આ સત્ય બાબતને અત્રતત્ર દર્શાવતા હિંદમાં યાત્રા કરતા ફરે છે. ટ્યૂટોનિક અથવા પંચમ ઉપ–કુલના અગ્રણિ રૂપે તેમણે આપેલા વચનને પાળવા માટે દુનિયામાં પુનઃ આવવાનો શું પ્રભુનો ધર્મ નથી? તેમના પૂજ્ય પાદના પગલા જેમ બને તેમ નજીકના ભાવિમાં શ્રવણગોચર થાઓ, જેથી દુનિયામાં સંકટોના દુઃખનો અંત આવો, સુવર્ણ–કૃતયુગનો પુનઃ ઉદય થાઓ.

ડૉ. નારાયણ સ્વામિ આયર.

* * * *

એક યથાર્થ બાબત રૂપે દિવ્ય તેમજ માનુષિ અવતારો તત્ત્વવેત્તાઓને તેમજ પદાર્થ વિદ્યાવાદીઓને, ગૂઢ સિદ્ધાંતોનો સ્વીકાર થઇને દુનિયાના ધર્મ રૂપ બનતાં સુધી એક ગૂઢ બાબત સમાનજ રહેવા જોઇએ. તૈયાર ના બનેલા એક સમાજને આવો સિદ્ધાન્ત કદાચ કોઇ કાલે સંપૂર્ણ રીતે સમજાવવામાં આવશે નહિ———સીક્રેટ ડૉક્ટ્રિન—વૉ—૩—પૃ—૩૬૨.

એકાદ વ્યક્તિને એક બુદ્ધ થતા પૂર્વે એક બોધિસત્વ થવાની જરૂર છે; એક બોધિસત્વ રૂપે વૃદ્ધિ પામતા પૂર્વે તેને એક ધ્યાની–બુદ્ધ બનવું જરૂરનું છે. પોતાના પિતા પ્રત્યેના અને ત્યાંથી એક પરમતત્ત્વના માર્ગ રૂપ બોધિસત્વ હોય છે. (ડીસેન્ટઓફ બુદ્ધ–પૃ–૧૭ આર્યસંગમાંથી) હુંજ માર્ગ [illegible] અને જીવનમય [illegible]

નથી. (સંતજ્ઞેન ૧૪ ૬)........... ગુપ્ત તત્ત્વશાસ્ત્રના અભ્યાસિઓ નાઝ્રેરીનના ઋષિમાં પોતામાં બુદ્ધના પોતાના આવેશ સહિત બોધિસત્ત્વનાંજ દર્શન કરે છે——સીક્રેટડૉક્ટ્રિન-વૉ-૩-પૃ-૩૯૩.

* * * *

આનંદે પોતાનાં અશ્રુ ખાળીને પૂજ્યપુરૂષને પૂછ્યું: 'તમારા જવા પછી અમને કોણ ઉપદેશ આપશે?"

પૂજ્ય પ્રભુએ ઉત્તર વાળ્યો: "દુનિયામાં આવનાર હું પ્રથમજ બુદ્ધ નથી, તેમજ હું છેલ્લો થવાનો નથી. યથાવસરે દુનિયામાં અન્ય બુદ્ધનો ઉદય થશે; તેઓ એક પૂજ્ય પુરૂષ, પરમજ્ઞાનમય, ચારિત્રમાં બોધિમય, પવિત્ર, વિશ્વના જ્ઞાનવાળા, માનવોના અનુપમેય નાયક, દેવો અને મર્ત્યોના એક ગુરૂ સમાન બનશે. તેઓ તમને મેં ઉપદેશ્યાં છે તેનાંજ નિત્ય સત્યોનું દર્શન કરાવશે. તેઓ તેમના ધર્મનો ઉપદેશ આપશે, જે ભાવ અને શબ્દમાં આરંભમાં મધ્યમાં અને અંતમાં વિજયવંત બનશે. હું વર્તમાનમાં દર્શવુંછું તેવોજ બધીરીતે પૂર્ણ અને શુદ્ધ ધાર્મિક જીવનનો તેઓ ઉદ્ઘોષ કરશે. તેમના શિષ્યોની સંખ્યા અસંખ્ય બનશે; મારા શિષ્યોની સંખ્યા પરિમેય છે."

આનંદે કહ્યું: "અમે તેમને શી રીતે ઓળખી શકીશું?"

પૂજ્ય પ્રભુએ ઉત્તર વાળ્યો. " તેઓ મૈત્રેયના નામથી જાણીતા થશે, એનો અર્થ "જેમનું નામ મૈત્રી ભાવ ભર્યું છે," એટલોજ થાય છે."

# ॥ स्वामी श्री विवेकानंद साथेनो वार्तालाप. ॥

(અનુસંધાન ગતાંકથી.)

( ૭ )

## સ્મરણાવવેશો—પ્રાણાયામ—વિચારસંકલન. પૂર્વજન્મોની સ્મૃતિ.

( શ્રી પ્રીયનાથસિંહ. )

સ્વામીજીનાં દર્શને જવાની ઇચ્છાથી એક દિને હું મારા ગૃહમાંથી બહાર આવતો હતો તેવામાં મને મારા બે મિત્રો મળ્યા, તેમણે મારી સાથે આવવાની ઇચ્છા જણાવી, કારણ કે તેમને પણ સ્વામીજીને પ્રાણાયામ વિષે કંઇક પૂછવાનું હતું. અર્પણ રૂપે કંઈ પણ લીધા વિના એકાદ મંદિરમાં અથવા સન્યાસીનાં દર્શને જવું જોઇએ નહિ એમ મારા સાંભળવામાં આવેલું હોવાથી અમે અમારી સાથે થોડાંક ફલ અને મીઠાઇ લઈ ગયા; જ્યાંને તેમના આગળ અર્પણ કર્યું. સ્વામીજીએ તેમને પોતાના હાથમાં લઇને પોતાના માથા ઉપર ધર્યાં, અમે તેમને પ્રણામ કરીએ તે પહેલાં તો તેમણે અમને નમસ્કાર કર્યા. મારી સાથેના બે મિત્રોમાંનો એક તેમનો સહાધ્યાયિ હતો; સ્વામીજીએ તેને એકદમ ઓળખી કાઢ્યો તથા

તેના આરોગ્ય વિષે પૂછપરછ ચલાવી. પછી તેમણે અમને તેમની નજીકમાં બેસાડ્યા. બીજા ઘણાએ પણ તેમનાં દર્શન શ્રવણ અર્થે ત્યાં આવ્યા હતા. ગૃહસ્થોમાંના કોઇકે પૂછેલા કેટલાક પ્રશ્નોના ઉત્તર વાળ્યા પછી સ્વામીજીએ વાર્તાલાપના પ્રવાહમાં પ્રાણાયામ વિષે બોલવા માંડ્યું. સર્વેથી પ્રથમતો તેમણે વર્તમાન પદાર્થવિજ્ઞાન દ્વારા મનમાંથી જડની ઉત્પત્તિ સમજાવીને પછીથી પ્રાણાયામ વિષે સમજાવવા લાગ્યા. આ પહેલાં અમે ત્રણે જણે તેમનો રાજયોગ નામનો ગ્રંથ સંભાળ પૂર્વક વાચ્યો હતો. પરંતુ મને લાગ્યું કે અમે એ દિને તેમની પાસેથી પ્રાણાયામ વિશે જેટલું સાંભળ્યું તેના પ્રમાણમાં તેમણે પુસ્તકમાં ઘણા થોડાજ જ્ઞાનનો સમાવેશ કર્યો છે. મારી એટલી પણ ખાત્રી થઇ કે તેમના તરફથી જે જે કહેવામાં આવતું તે માત્ર પુસ્તકમાંનું પાંડિત્ય ન હતું, કારણ કે જાતે સત્યનો અનુભવ કર્યા વિના પદાર્થવિદ્યાની મદદથી પણ ધર્મના ગૂંચવાડા ભર્યા પ્રશ્નોનો આટલો બધો સ્પષ્ટતાથી, ઉત્તમ પ્રકારે કોણ ખુલાસો કરી શકે?

તેમની પ્રાણાયામ વિષેની ચર્ચા બપોરના સાડાત્રણ વાગ્યાથી સાંજના સાડાસાત સુધી ચાલી. આ સભા વેરાયા પછી અમે પાછા આવ્યા ત્યારે મારા સાથીઓએ મને પૂછ્યું, કે તેમના મનમાં ગૂંચવાતા હતા તેજ પ્રશ્નો સ્વામીજી શી રીતે જાણી શક્યા, કદાચ તેમના આવા પ્રશ્નો પૂછવાની ઇચ્છા મેં તેમને જણાવી હશે કે નહિ.

આ પ્રસંગના થોડા દિન પછી બાગબજારમાં આવેલાં મર્હૂમ પ્રીયનાથ મુકરજીના ગૃહમાં હું સ્વામીજીને મળ્યો ત્યાં આગળ સ્વામી બ્રહ્માનંદ, સ્વામી યોગાનંદ, મી. જી સી ઘોષ, અતુલ બાબુ અને બીજા એક બે મિત્રો હતા. મે પૂછ્યું:—ઠીક સ્વામીજી, તે દિવસે તમને મળવા આવેલા બે ગૃહસ્થોને, તમારા આ દેશમાં આવવાના થોડાક સમય પૂર્વે તમારું રાજયોગનું પુસ્તક વાંચવાથી તેમના મનમાં ઉપજી આવેલા પ્રાણાયામ વિષેના કેટલાક પ્રશ્નો આપને પૂછવાની મરજી હતી; તે સમયે તેમણે મને તેમની આવી ઇચ્છા દર્શાવી હતી પરંતુ તે દિવસેતો એ પ્રશ્નો વિષે તેમના તરફથી તમને કંઇ પણ પૂછવામાં આવે તે પહેલાંજ તમે જાતેજ તેમની શંકાઓ ઉઠાવીને ખુલાસો આપવા લાગ્યા. તેમને આથી ઘણીજ નવાઇ લાગી; મેં તમને તેમની શંકાઓ પ્રથમથી જણાવી હશે કે નહિ એ વિષે તેઓ મારી પાસે તપાસ કરવા લાગ્યા."

**સ્વામીજી**—"પશ્ચિમમાં પણ આવા પ્રસંગો વારંવાર બનવાથી, લોકો વારંવાર મને પૂછતા, કે અમારા મનમાં થતી શંકાઓ તમે શી રીતે જાણી શકો છો?' આવું જ્ઞાન મને એટલું બધું વારંવાર થતું નથી, પરંતુ શ્રી રામકૃષ્ણના સંબંધમાં તો આવું જ્ઞાન લગભગ હમેશાં હાજર હતું." આ સંબંધે અતુલ બાબુએ તેમને પૂછ્યું,—"તમે તમારા 'રાજયોગમાં' લખ્યું છે, કે એક વ્યક્તિ પોતાના પૂર્વ જન્મો વિશે સર્વ બાબતો જાણી શકે; તમે જાતે આવી સર્વ બાબતો જાણો છો?"

**સ્વામીજી**—"હા, હું જાણું છું."

**અતુલબાબુ**—તમે જે જાણતા હો તે કહેવામાં કંઈ બાધ છે?

**સ્વામીજી**—હું એ બાબતો જાણી શકું છું—હું તેમના વિષે ખાત્રીથી જાણુંછું—પરંતુ વિગતવાર કંઇ પણ ના કહેવાનું પસંદ કરૂંછું.

ચાલુ

# અમૂલ્ય ભેટો.

નીચેનાં પુસ્તકો કે વસ્તુઓમાંથી કોઈ એક પુસ્તક કે વસ્તુ મગાવનારને તેની કિંમત કે પોસ્ટેજ કંઇ પણ લીધા વગર તદન મફત મોકલવામાં આવે છે, પણ એક કરતાં વધારે પુસ્તક કે વસ્તુ મેગાવનારે તે વધારાના દરેક પુસ્તક કે વસ્તુ બદલ અરધા અરધા આનાની ટીકીટ મોકલવી.

---

**બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્યનો અલૌકિક પ્રભાવ દેખાડનારો દાખલા દલીલો સાથનો ઉત્તમ નિબંધ.

**સ્ત્રીસમાગમ** - દીર્ઘાયુ તથા આરોગ્યની જાળવણ માટે સર્વોત્તમ શાસ્ત્રીય નિબંધ.

**સ્વપ્નવિચાર**—શુભાશુભ સ્વપ્નોનાં ફળોના નિર્ણયની ચોપડી.

**સતી દ્રૌપદી**—શ્રીકૃષ્ણ પરમાત્માનાં પત્ની સત્યભામા પ્રત્યે સતી દ્રૌપદીએ પ્રકારે વિષે જણાવેલા ઉત્તમ વિચારો.

**ફેન્સી બુકમાર્ક્સ**—પુસ્તકો વાંચતી વખતે તેમાં નિશાની રાખવાનું ઉત્તમ સાધન માત્ર અંગ્રેજી જાણનારાઓએજ આ બુક માર્ક્સ મગાવવા.

**માલિની**—પણી બાબતોનું જ્ઞાન આપનારી રસીલી વાર્તા.

**કામશાસ્ત્ર**—ઉછરતી વયના અજ્ઞાન બાળકોથી થતી ભૂલોપર લક્ષ ખેંચનારો અપૂર્વ વિષય.

**સંગીત કામશાસ્ત્ર**—મનપસંદ ઢબની અસરકારક કવિતાઓમાં આખું કામશાસ્ત્ર.

**બાજીગર**—ભીમસેન તથા અર્જુનના ગર્વનો નાશ કરવાની શ્રીકૃષ્ણની અપૂર્વ યુક્તિ.

**દૈવજ્ઞવિદ્યા**—ભવિષ્યપ્રશ્નના જવાબોનું પુસ્તક.

**પુનર્લગ્ન અને પશ્ચાત્તાપ**—એક અસરકારક નિબંધ.

**આયુર્વેદ રહસ્ય**—હિંદી અને અંગ્રેજી ભાષાનું વૈદક ચોપાનીયું. માત્ર નમુનોજ મફત.

**ફેન્સી પોસ્ટ કાર્ડો**—ઉંચી જાતનાં જાડાં, લીસાં, સુશોભિત કાર્ડો.

**બાવીસ રસીલી વાર્તાઓ**—લક્ષ્મી અને સરસ્વતી, જેવી વૃત્તિ તેવું ફળ કૃતઘ્નપણું ઇશ્વિરનો અનુગ્રહ, વાદીના ગેરલાભમાં અપાયેલા ફેંસલો; એ પ્રમાણે બાવીસ વાર્તાઓનો સંગ્રહ.

**સિકંદર બાદશાહે કરેલી અમૃતની શોધ**—એરિસ્ટોટલ, ખ્વાજા ખીજર અને ગહેતર અલીયાસના ચમત્કારિક ચોકસ ઈતિહાસ સહિત જાણવાજોગ રમુજી વાર્તા.

**અલંકાર મણિમાળા**—ઉપમા આદિ ૬૩ અલંકારોના દષ્ટાંત તથા સમજ સાથનું સંસ્કૃત પુસ્તક, માત્ર બી. એ. કલાસમાં અભ્યાસ કરતા સંસ્કૃત ભાષાના અભ્યાસીઓનેજ ભેટ અપાય છે.

**આયુર્વેદ માર્ગોપદેશિકા**—જુદાં જુદાં ત્રેસઠ દરદોનું વર્ણન, કારણ તથા ઘણું સરસ પુસ્તક, આ પુસ્તક માત્ર અમારા ગ્રાહકોનેજ ટપાલ ખર્ચનો અરધો આનો લઇ મોકલવામાં આવે છે.

**સુવાવડ**—સ્ત્રીઓને પ્રસવ થવાના નાજુક અને ગંભીર મામલા વખતે ધ્યાનમાં રાખવાની જરૂરની સૂચનાઓ.


વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી,
આતંકનિગ્રહ ઔષધાલય,
જામનગર કાઠીઆવાડ.

R. No. B. 764.

આદ્યદ્રષ્ટા
શેઠ અભેદમાર્ગ પ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૬—અંક ડ ] (માસિક.) [ મે. ૧૯૧૧. ]

અનુક્રમણિકા.



ધી. યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં-મોતીલાલ શામળદાસે છાપ્યું.

તૈયાર છે—તૈયાર છે—તૈયાર છે

## ઘણા સમયથી અપ્રસિદ્ધ રહેલી.

# શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.

આવૃત્તિ. ( બીજી )

આ આવૃત્તિનીપ્રસ્તાવનામાં ગીતાના સમય વિષે લંબાણ ચર્ચા ચલાવવામાં આવી છે.

સ્વ. મણીલાલ નભુભાઇ દ્વીવેદી રચિત પ્રથમ આવૃત્તિ કરતાં સારા કાગળ ઉપર છપાઇ છે અને આ વખતે ઘણાઓના આગ્રહથી કિંમત ઘટાડી રૂ. ૪-૦-૦ ચાર રાખવામાં આવી છે. કર્ત્તાની છબી પણ મૂકવામાં આવી છે, ટપાલ વિ. જુદું.

મેનેજર.

સુદર્શન ઓફિસ—નડીઆદ

# સિધ્ધાન્તસાર.

બીજી આવૃતિ.

(મોટાટાઇપ સારા કાગળ પાકુંપુઠું.)

# નારીપ્રતિષ્ઠા.

બીજી આવૃતિ.

બાળબોધ ટાઇપમાં સારા કાગળ

( કીંમત રૂ. ૦-૮-૦)

---

## हिन्दु निराश्रीत फंड; नडीआद.

## જોઇએ છીએ.

નડીઆદ હિન્દુ નિરાશ્રીત ફંડના લાભાર્થે ભીક્ષા માગનાર પરોપકારી સ્વયંસેવકોભાવિકભિક્ષુકો. રૂ ૧૦૦) એકઠા કરી આપનારને ચાંદીનો ચાંદ અને ૫૦૦) એકઠાકરી આપનારને સોનાનો ચાંદ જાહેર સભા સમક્ષ આપવામાં આવશે. રસીદ બુકો, હેન્ડબીલો ઇ. પુરૂ પાડીશું. લખો.

શ્રી હિન્દુ નિરાશ્રીત ફંડ.
નડીઆદ—( ગુજરાત. )

## લવાજમ.

સુદર્શન પત્રનું લવાજમ અગાઉથી લેવાનો રીવાજ છે, પણ ઘણા ગ્રાહકોનું લવાજમ ..કી રહેલું છે. તે આ વિનંતિથી લવાજમના રૂપીઆ જરૂર મોકલી આપવા મહેરબાની કરશો.

વ્યવસ્થાપક.

સ્થાપક—મણિલાલ નભુભાઈ દ્વિવેદી,
પ્રો. અભેદમાર્ગ પ્રવાસી,
આચાર્ય.

# સુદર્શન.

મંત્રી.
રા. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૬—અંક ૮ ] (માસિક.) [ મે. ૧૯૧૧. ]

## સખીને.

ઘૂંઘટપટ ખોલો : સખીરી મોરી !
ઘૂંઘટપટ ખોલો ! સખીરી મોરી !

દરસ લિયે તરસત, સખિ ! અખિયાં;
પ્રણયબચન બોલો ! સખીરી મોરી ! ૦

બંસી બજાવત બાલ અમર પ્રભુ;
સૂર સુની સુની ડોલો ! સખીરી મોરી ! ૦

સાગર સ્નેહકે બીચમેં સોયા;
ડોલત દિલ-હી ઢોલો ! સખીરી મોરી ! ૦

સાથ અનાથ કે સ્નેહ બિભૂતિ !
ઈશ્ક—અનલ હક બોલો ! સખીરી મોરી ! ૦

ઘૂંઘટપટ ખોલો; સખીરી મોરી !
ઘૂંઘટપટ ખોલો સખીરી મોરી ! ૦

સ્ટીમર 'ફેરલૅન્ડ,'
વેરાવળ બન્દર, અરબીસમુદ્ર.
૧૧ ફેબ્રુ. ૧૯૧૦

सागर.

# સખે એકાન્તનો વાસો !

સખે ! નિર્માયલો આવે હવે એકાન્તનો વાસો
પરીક્ષણ સખ્તનો દાવો ! પ્રણયનો એ વિષમલ્હાવો !

હૃદયક્ષોભે હૃદયઅશ્રુ અને આવે રીબાવાનું,
નહીં સ્હેવાનું એ મોંઘું અને છે ઉચ્ચ કૈં લ્હાણું !
વિયોગે ઝૂરવામાં કૈં ઉંચી પ્રાપ્તિ અનેરી છે,
વહે વેગે હૃદયભાવો કસોટી ઇશ્કની એ છે !

સખે એકાન્તનો વાસો ! ભલે એકાન્તનો હોજો !
અને સ્હેતાં અને, રોતાં પ્રણયવૃદ્ધિ ઉરે થાજો !
મળ્યું છે તે ન ઓછું છે, હવે તેનું પરીક્ષણ છે.
પ્રણયમાં આ રીબાવાની મજા મોંઘી ન સ્હેલી છે;

સખે ! સ્હેતાં અને રોતાં અને ગાતાં પ્રણયગાનો,
વિયોગે યોગી થઇ સ્હેશું અમે એકાન્તનો વાસો,
જપી જપી સ્નેહના મન્ત્રો, સ્મરી સહવાસના યોગોઃ
દિનો ગણતાં વીતાડીશું, સખે ! એકાન્તનો વાસો !

સરએજ., ૨૪-૨-૧૧ } દ્વિજ.

---

# ઉનાળામાં એક સાંજે.

( મંદાક્રાન્તા. )

ઉનાળાનો સૂરજ તપતો પશ્ચિમે આથમે છે,
તેને હેતે ઉદધિ ઉછળી અંજલિયો સમર્પે;
ધીમે ધીમે અનિલ લહરી આવતી તે અદીઠી,
પંપાળે છે અમિત મગજે; શાન્તિ મોંઘી જમાવે. ૧

ને ઉંચે તે સુનિલ નભમાં પંખીડું કો'ક ઉડે,
પ્હોંચી જવા ઝડપ કરી જ્યાં પ્રેમી વ્હાલાં વસેલાં;
આખે વિશ્વે સુખ પ્રભવતું દિવ્ય માધુર્ય વ્યાપ્યું,
તેમાં ન્હાતાં સરલ હૃદયો તત્ત્વમાં લીન થાય. ૨

આવે કાળે દિવસ તણી હું સર્વ જંજાળ છોડી,
આવી બેઠો મુદિત મનથી આ શિલા કાળી માથે ;
હું સંભારું સ્વજન દૂરનો માતને વાત, બ્હેની
બન્ધુ, વ્હાલી, પ્રિયતમ સખાઃ અન્ય વિચાર ના'વે. ૩

ભોળી માતા ! પ્રિયમુજ પિતા પ્રૌઢ વિચાર વાળા !
મારૂં હૈયું તમ ચરણમાં પૂજ્યતાથી ઢળે છે:
ડાહી બ્હેની સુશીલ નમણી, લાડકો ભાઈ મારો,
મારા કર્ણો મૃદુ વચનથી હાલતો ના ભરે છે. ૪

દેવિ ! તારૂં વદન હસતું, કીકીઓ ભવ્ય કાળી,
આંખો સામે તરવર બની ભાવ જૂના જગાવે;
તુને છોડી દૂર બહુ સખિ ! ક્રૂર હું આંહિં આવ્યો,
તોયે તારા સદય હૃદયે દોષ હુંનો વસ્યો ના. ૫

ને મિત્રો જે મુજ જીવનના શાન્ત આરામસ્થાન,
ના આંહિં છે દુઃખ મહિં દુઃખી દિલ આશ્વાસવાને;
એવી રીતે દૂર સ્વજનથી એકલોને અજાણ્યો,
દોરાઉં હું જગત પતિ જ્યાં ન્યાયથી દોરી જાતો. ૬

ભદ્ર.

## लुकमानजी आव्या.

વગર તેડયા અહીં ક્યાંથી, અહો ! લુકમાનજી આવ્યા ?
ભલે ! ભૂલા પડયા, બાવા ! મગર શી આ બલા લાવ્યા !
ઇજન્ કોણે કર્યૂં ? કોણે લખ્યો દાવો તબીબીનો ?
અરે ! અહીં કોણ હાજર છે ? હકીમજીને સલામી દો !

અરે ! ઓ ! નાંખી દો નસ્તર ! સીસા સૌ ફોડી ફેંકી દો !
ઇશ્કની દારૂની પ્યાલી હકીમજીને ભરીને દો !
તબીબજીના બદનમાં એ જલદ પીપો ભરી રેડો !
જનાબે આલી હઝરતને નવેસર ઝિન્દગાની દો !

અરે ! દિલદાર ઓ યારો ! શહર શિરાઝમાં ચાલો !
ભલા મિજમાનને ગરદન ઉપર ઉચકી ઉઠાવી લો !
શરાબીના ઊંડા હોજે હકીમજીને ડુબાડી દો !
મઝા મહેમાનદારીની દિવાનાની ચખાડી દો !

દિવાના ઇશ્કના પૂરા, અરે ! ગૂમદિલ બનાવી દો !
હકીમી યા તબીબીની હવે તસ્દી પતાવી દો !
બિમારે ઇશ્કનાં બિસ્તર તબીબજીને ભૂલાવી દો !
અગર, આ ઇશ્કને દરિયે શરાબીમાં સુવાડી દો !

મુ. ચન્દનક્ષેત્ર, સઠાને અસ્તાન, ૨. મે, ૧૯૧૦ } सागर.

# मायावाद.

( અનુસંધાન ગત વર્ષના અંક ૧૦ પૃષ્ઠ ૩૦૨ થી. )

---

## તે ( ઉપાદાન ) શક્તિ શા માટે માયા અથવા અવિદ્યા કહેવાય છે?

સ્વ. ત્યારે શા માટે શંકરાચાર્યે તે માયાશક્તિ અથવા પ્રાણશક્તિ અથવા અવ્યક્ત શક્તિને સ્વરચિત વેદાન્ત ભાષ્ય ( ૧-૪-૩ ) માં **अविद्यात्मिका** અને **मायामयी** કહેલ છે? તેમાં કંઇ વિશેષ આશય રહેલો છે. તે આશય ઉપર જ શંકરાચાર્યનો **अद्वैतवाद** આધાર રાખે છે. તે માટે અમે તે વિષયમાં પણ શંકરાચાર્યના અભિપ્રાયનું સંક્ષેપથી અવલોકન કરવા ઇચ્છીએ છીએ. ગીતા ( ૧૨-૩ ) ના ભાષ્યમાં શંકરાચાર્યે કહ્યું છે કે-"તે અવ્યક્ત અથવા પ્રકૃતિ શક્તિ અવિદ્યાકામનાદિક અનેક દોષોની ખાણ હોવાથી, માયા કહેવાય છે." તે શક્તિજ જીવની બુદ્ધિ અને ઇન્દ્રિયોરૂપે પરિણામ પામે છે, તેથી અજ્ઞાનથી આચ્છન્ન થઇ જાય છે, અને તે શક્તિના પ્રભાવથીજ વિષયકામનામાં ઘસડાઈ જઈ સન્માર્ગ ભ્રષ્ટ થાય છે. અવિદ્યા અથવા માયાના પ્રભાવથી જીવની બ્રહ્મદષ્ટિ ઢંકાઇ જાય છે. તે અવ્યક્ત શક્તિજ તે સઘળા અનર્થોનું કારણ છે. કારણ કે ક્રમવિકાસના નિયમને અધીન થઈને તેજ અવ્યક્ત શક્તિ જીવના શરીર રૂપે અને ઇન્દ્રિયાદિ રૂપે પ્રકટ થાય છે. તેજ કારણથી જીવ તે સઘળી ઇન્દ્રિયો અને અંતઃકરણના સંસ્કારોને વશ થઇને ભ્રમણામાં પડે છે. શી રીતે અવિદ્યા જીવને ભ્રમણામાં નાંખી દે છે?

**અવિદ્યાથી ઢંકાઇ ગયેલ જીવને બે પ્રકારનો ભ્રમ થાય છે.**

જીવ જ્યાં સુધી અવિદ્યાથી આવૃત હોય અથવા માયાથી મુગ્ધ હોય ત્યાં સુધી તેને બે પ્રકારનો ભ્રમ થાય છે.

**૧ પ્રથમ ભ્રમ.**

ખરી રીતે બ્રહ્મજ્ઞાનીની દૃષ્ટિમાં, જગતના ઉપાદાન કારણ અવ્યક્તશક્તિ તેમજ તે અવ્યક્ત શક્તિના વિકારરૂપ જગત્—એ બન્નેથી બ્રહ્મ સ્વતંત્ર હોય છે.[૮૩] પરંતુ તે સિ-

---

૮૩ **अक्षरान्नामरूपबीजोपाधि लक्षित स्वरूपात्......अव्याकृताख्यम-क्षरं... ..तस्मादक्षरात्परः निरुपाधिकः पुरुषः ॥** મુંડકોપનિષદ્ ( ૨-૧-૨ ) ઉપર શાંકર ભાષ્ય. " અક્ષર એટલે અવ્યાકૃત; તે અક્ષરનું સ્વરૂપ નામરૂપ યુક્ત પદાર્થોના બીજ રૂપ ઉપાધિવાળું છે. પુરૂષ તે અક્ષરથી પર અને ઉપાધિ રહિત છે." **अव्यक्तात्पुरुषः परः ॥** કઠોપનિષદ્ ( ૧-૩-૧૧ ) ના આ વચનોનું ભાષ્ય કરતાં શંકરાચાર્યે કહ્યું છે કે-**अव्यक्त सर्वस्य बीजभूतं...तस्मादव्यक्तात्परः पुरुषः ॥** " સર્વે જગતનું બીજ અવ્યક્ત છે. પુરૂષ તે અવ્યક્તથી પણ પર છે." વેદાન્ત ( ૨-૧-૧૪ ) ના ભાષ્યમાં કહ્યું છે કે—**ताभ्यां ( नामरूपाभ्यां ) परं ईश्वरः ॥** " ઇશ્વર તે નામ રૂપથી પર છે." [ આ સ્થળે નામ રૂપને માયાશક્તિ અથવા પ્રકૃતિ કહેલ છે. ] આત્મ ચૈતન્ય જગતથી સ્વતંત્ર છે, એવું તો વેદાન્તમાં અનેક સ્થળોએ કહેવામાં આવેલ છે. વેદાન્ત ( ૧-૩-૧૯ ) ના ભાષ્યમાં **शरीरात् समुत्थाय स्वेनरूपेणाभिनिष्पद्यते ॥** " તે આત્મા શરીરમાંથી નિઃસરીને પોતાના સ્વરૂપમાં મળી જાય છે."

વાયના સઘળા અજ્ઞાની જીવો અવિદ્યાના બળથી તે વાત કેવળ ભૂલી જ જાય છે. બ્રહ્મની સ્વતંત્રતાને ભૂલી જવાથી અજ્ઞાની જીવો એમ જ ધારે છે કે—બ્રહ્મ અને શક્તિમાં તેમ જ બ્રહ્મ અને જગતમાં કંઈ ભેદજ નથી. આ ભ્રમને વેદાન્તમાં **અવિવેક** અથવા **દેહાત્મબુદ્ધિ** કહેલ છે.

## ૨ દ્વિતીય ભ્રમ.

જગતનું ઉપાદાન કારણ અવ્યક્ત શક્તિ નિર્વિશેષ બ્રહ્મ સત્તાથી એક વિશેષ અવસ્થા અથવા રૂપાન્તર માત્ર છે. તેથી બ્રહ્મજ્ઞાનીની દૃષ્ટિમાં, વાસ્તવિક રીતે તે અવ્યક્ત શક્તિ અણુમાત્ર પણ સ્વતંત્ર હોતી નથી[૮૪] બ્રહ્મસત્તાથીજ તે શક્તિની સત્તા હોઈ શકે છે. તે પ્રમાણે કાર્ય રૂપ જગતના સઘળા પદાર્થો પણ બ્રહ્મજ્ઞાનીની દૃષ્ટિમાં, પ્રકૃતપક્ષે તે ઉપાદાન શક્તિથી કૈંઈ માત્ર પણ સ્વતંત્ર નથી. તે સઘળા પદાર્થો ઉપાદાન કારણ અથવા શક્તિની એક વિશેષ અવસ્થા અથવા રૂપાન્તર માત્ર છે. તે માટે તે શક્તિની સત્તામાં જ તે સઘળા પદાર્થોની સત્તા રહેલી છે.[૮૫] છતાં અવિદ્યાના બળથી અજ્ઞાનીઓ તે સઘળું ભૂલી જાય છે. તેવી ભૂલ થવાથી, તેઓ એમ જ ધારે છે કે-જગતનું ઉપાદાન કારણ જે અવ્યક્ત શક્તિ છે, તે એક સ્વતંત્ર તેમ જ સ્વસત્તાવાન્ પદાર્થ છે; અને તેજ પ્રમાણે તેમાંથી પરિણામ પામેલા સઘળા પદાર્થો પણ એક બીજાથી સ્વતંત્ર અને સ્વસત્તાવાન્ ( Independent and Unrelated ) પદાર્થો છે.

અવિદ્યાના પ્રભાવથી, માયાના પ્રતાપથી, જીવને એ પ્રમાણે બે પ્રકારનો ભ્રમ થાય છે. અવિદ્યાને વશ થઈને જીવ બે પ્રકારના ભ્રમમાં પડે છે, એમ કહીને શંકરાચાર્યે અવ્યક્ત શક્તિને **અવિદ્યાત્મિકા, માયામયી** વગેરે કહેલ છે. તે વિશે વિસ્તારથી હવે પછી વિવેચન કરવામાં આવશે. એ સઘળા તત્ત્વનું નિરીક્ષણ નહિ થવાથી, અનેક પ્રતિપક્ષીઓએ શંકરાચાર્યને પ્રચ્છન્ન બૌદ્ધ અથવા માયાવાદી વગેરે વિશેષણોથી વિભૂષિત કરેલ છે.

---

૮૪ **नाहि आत्मनोऽन्यदनात्मभूतं तत् ।......अतो नामरूपे सर्वावस्थे ब्रह्मणैवात्मवती......इति ते तदात्मके उच्येते ॥** તૈત્તિરીય ભાષ્ય, ૨-૬-૨. " તે સર્વ જગત આત્માથી અન્ય કંઇ અનાત્મા રૂપ નથી......તેથી સર્વ અવસ્થામાં રહેલ નામ રૂપ બ્રહ્મની સત્તાથી જ સત્તાવાન્ હોય છે. એ પ્રમાણે તેઓ આત્મરૂપ કહેવાય છે. "

**जड प्रपञ्चस्यागन्तुकतया स्वतः सत्ताभावात् ॥** ઉપદેશ સાહસ્રી. " જડ જગત આગન્તુક હોવાથી તેને પોતાની સત્તા નથી. " **चिदात्मातिरेकेण वस्तु न संभवति ॥** ઉપદેશ સાહસ્રી. " ચિદાત્મા સિવાય કોઇ પણ વસ્તુનો સંભવ નથી.

૮૫ **न तु वस्तु वृत्तत्वेन विकारो नाम कश्चिदस्ति । नाम धेय मात्रं ह्येतदनृतं मृत्तिकेत्येव सत्यम् ॥** શારીરક ભાષ્ય, ૨-૧-૧૪. " હરકોઈ વસ્તુને પરમાર્થ દૃષ્ટિથી જોતાં તેમાં કંઇ વિકાર નથી. પરંતુ તેમાં જે કંઇ વિકાર રૂપ આભાસ દેખાય છે, તે નામ માત્ર છેઃ જેમકે ઘટ રૂપ વિકાર તો નામ માત્ર છે, પરંતુ ખરી રીતે જોતાં માટી એજ તેમાં સત્ય છે. " **न कारणात्कार्यं पृथगस्ति ॥** રત્ન પ્રભા, ૧-૧-૮. " કારણથી કાર્ય પૃથક્ નથી. "

### શાંકરભાષ્યમાં માયાશક્તિનો અંગીકાર કરવામાં આવેલ છે.

ગ. માયાશક્તિ, પ્રાણશક્તિ અથવા અવ્યક્ત શક્તિ કોને કહે છે, તે વિશે સંક્ષેપમાં કહેવામાં આવ્યું છે. હવે અમે શાંકરભાષ્યમાંથી કેટલાંક વચનોનું અવતરણ કરીને દર્શાવશું કે-શંકરાચાર્યે તે શક્તિનો **આગન્તુક** શક્તિરૂપેજ સ્વીકાર કરેલો છે.

### વેદાન્ત ભાષ્ય.

૧ વેદાન્ત દર્શનના ( ૧-૪-૩ ) સૂત્રના ભાષ્યમાં શંકરાચાર્યે કહ્યું છે કે, " આ જગત્ પ્રકટ થયા પેહેલાં અપ્રકટ રૂપે બ્રહ્મમાં રહેલું હતું. જગતની તે અપ્રકટ અવસ્થાને તેની **બીજશક્તિ** રૂપે ઓળખાવવામાં આવે છે. તે બીજશક્તિ બ્રહ્મમાં રહેલી છે, એમ અવશ્ય સ્વીકારવું પડે છેઃ કેમકે તે ( આગન્તુક, પરિણામ પામવાને તત્પર ) શક્તિનો સ્વીકાર ન કરીએ તો નિર્વિશેષ બ્રહ્મથી જગતની ઉત્પત્તિ શી રીતે થઈ શકે ? પદાર્થમાં જો શક્તિ ન હોય તો તે પદાર્થની પ્રવૃત્તિ થવી સંભવતી નથી. તેટલા માટે બ્રહ્મમાં ( આગન્તુક ) શક્તિનો સ્વીકાર કરવો પડે છે. અમારા મતમાં અને સાંખ્યાદિકોના મતમાં એટલો જ ભેદ છે કે—અમે તે શક્તિ બ્રહ્મથી સ્વતંત્ર છે, એમ કહેતા નથી. અમે તો સ્પષ્ટ કહીએ છીએ કે, બ્રહ્મની સત્તામાં જ તે શક્તિની સત્તા રહેલી છે; તેને પોતાને લેશ માત્ર પણ સ્વતંત્ર સત્તા નથી. "[૮૬]

૨ વેદાન્ત દર્શનના ( ૧-૪-૯ ) સૂત્રના ભાષ્યમાં શંકરાચાર્યે કહ્યું છે કે—

" જગતના નામરૂપયુક્ત પદાર્થો ઉત્પન્ન થયા પેહેલાં જે તેની ( જગતની ) અવ્યક્ત ( અપ્રકટ ) અવસ્થા હતી, તે **शक्ति** કહેવાય છે. તે શક્તિને દૈવીશક્તિ પણ કહે છે. દૈવી કહેવાનું કારણ એ જ છે કે—તે ( શક્તિ ) બ્રહ્મથી સ્વતંત્ર નથી. તેજ શક્તિ વિકૃત થઇને સ્થૂલાકારે તેજ, જળ અને અન્નરૂપે થાય છે.[૮૭] તેજ કારણથી શક્તિને **त्रिरूपा** કહેવામાં આવેલ છે. " આ સ્થળે શંકરાચાર્યે તે શક્તિને તેજ, જળ, અન્નાદિ જડ વર્ગની બીજ શક્તિ રૂપે સ્પષ્ટપણે નિર્દિષ્ટ કરેલ છે.

---

૮૬ जगदिदमनभिव्यक्तनामरूपं प्रागवस्थमव्यक्त शब्दाहमभ्युपगम्यते । ..........जगत्प्रागवस्थायां...बीज शक्त्यवस्थमव्यक्तशब्दयोग्यं दर्शयति । अर्थवती हि सा । नहि तया विना परमेश्वरस्य स्रष्टृत्व सिद्ध्यति । शक्ति रहितस्य तस्य प्रवृत्त्यनुपपत्तेः ।...परमेश्वराधीना तु इयमस्माभिः प्रागवस्था जगतोऽभ्युपगम्यते, न स्वतंत्रा ॥

" જ્યાં સુધી નામ રૂપ વડે આ જગત્ પ્રકટ થયું નથી, ત્યાં સુધી તેની પૂર્વાવસ્થા અવ્યક્ત કહેવાવાને જ યોગ્ય હોય છે. તે સમયે તે બીજશક્તિની અવસ્થામાં રહેલ છે. જગત્ પ્રકટ થયું નથી, ત્યા સુધી તેની પૂર્વાવસ્થા અવ્યક્ત કહેવાવાને જ યોગ્ય હોય છે. તે સમયે તે બીજ શક્તિની અવસ્થામાં રહેલ છે. જગતની પૂર્વાવસ્થાને બીજ શક્તિ કહેવાનું કારણ એ છે કે—તે શક્તિ વિના પરમેશ્વરનું ઐશ્વર્ય સિદ્ધ થતું નથી. ઇશ્વરમાં શક્તિ ન હોય તો તેનાથી સૃષ્ટિ થઈ શકે નહિ. જગતની આ પૂર્વાવસ્થા ઇશ્વરને અધીન છે, પણ સ્વતંત્ર નથી, એમ અમે કહીએ છીએ. "

૩ વેદાન્ત દર્શનના ( ૧-૨-૨૨ ) સૂત્રના ભાષ્યમાં શંકરાચાર્યે કહ્યું છે કે—" જગતમાં જે કંઇ વિકારો દેખાય છે, તે સઘળા વિકારોથી ભિન્ન ( સઘળા વિકારોનું બીજ ), નામરૂપયુક્ત પદાર્થોની એક બીજશક્તિ છે. તેને **અક્ષર**, '**અવ્યાકૃત** અથવા **ભૂતસૂક્ષ્મ**' વગેરે નામોથી ઓળખાવવામાં આવેલ છે. તે શક્તિ ઇશ્વરની આશ્રિત અને ઉપાધિ ગણાય છે.[૯૦] બીજશક્તિને **ભૂતસૂક્ષ્મ** કહેવાનું કારણ એ છે કે, તે પ્રકટ થયેલ જડ પદાર્થોનું સૂક્ષ્મ બીજ છે. "

**કઠ ભાષ્ય.**

૪ કઠોપનિષદ્ ( ૩-૧૧ ) ના ભાષ્યમાં શંકરાચાર્યે કહ્યું છે કે—" અવ્યક્તજ જગતના પ્રકટ થયેલ કાર્યરૂપ જડ પદાર્થોનું અને કારણ રૂપ ઇન્દ્રિયાદિનું સમષ્ટિ સ્વરૂપ અવ્યક્ત છે; અર્થાત્ તે અવ્યક્ત બીજ પરિણામ પામીને જગતના જેટલા કાર્યરૂપ અને કરણ રૂપ પદાર્થો છે, તે પદાર્થો રૂપે તે અવ્યક્ત પ્રકટ થાય છે. તે અવ્યક્ત બીજને **अव्यक्त**, **अव्याकृत**, **आकाश** પ્રભૃતિ શબ્દથી ઓળખાવવામાં આવેલ છે. વટવૃક્ષના બીજમાં જેમ વટવૃક્ષની શક્તિ ઓતપ્રોત રહેલી છે, તેમ આ **अव्यक्त** પણ **परमात्म चैतन्य** માં

---

૮૮ **सैव दैवीशक्तिरव्याकृतनामरूपयोः प्रागवस्था ।...तस्याश्च स्वविकार विनयेण त्रैरूप्येण त्रैरूप्य मुक्तम् ॥...तेजोयन्नानां त्रैरूप्येण त्रिरूपा अजा प्रतिपत्तुं शक्यते ॥** " નામ રૂપો જ્યાં સુધી પરિણત થયાં નથી, ત્યાં સુધી નામ રૂપોની પૂર્વાવસ્થા રૂપે તે દૈવી શક્તિ રહે છે. તેમાં ત્રણ પ્રકારનો વિકાર થાય છે, તેથી તે ત્રિરૂપા કહેવાય છે. તેજ, અપ્ અને અન્ન–એ તેના ત્રણ વિકારો છે. તે ત્રિરૂપા અજા (અજન્મા) છે, એમ સિદ્ધ કરી શકાય છે. "

૮૯ સૃષ્ટિની ઉત્પત્તિ થયા પહેલાં બ્રહ્મશક્તિજ એક આગન્તુક અવસ્થાન્તર અથવા રૂપાન્તર રૂપે હોય છે, એમ માનવું પડે છે. તે શક્તિ આગન્તુક-હોવાથી બ્રહ્મથી સ્વતંત્ર હોય છે. તેટલાજ માટે તેને બ્રહ્મનો ઉપાધિ કહેલ છે. તે શક્તિ પરિણામ પામીને તેમાંથી મનુષ્ય દેહ ઉત્પન્ન થાય છે; તે સમયે નિર્ગુણ બ્રહ્મજ જીવ કહેવાય છે. બ્રહ્મ જીવાવસ્થામાં આવી પડવાથી તે શક્તિ ઉપાધિ રૂપ ગણાય છે.

૯૦ **अक्षरमव्याकृतं नामरूप बीज शक्तिरूपं भूतसूक्ष्म ईश्वराश्रयं तस्यैवोपाधि भूतम् । यदि प्रधानमपि कल्प्यमानं......अव्याकृतादि शब्दवाच्यं ( =अस्वतंत्र भूतसूक्ष्म ) परिकल्प्यते, कल्प्यताम् ॥** " અક્ષર, અવ્યાકૃત, નામ રૂપ બીજ શક્તિ અથવા ભૂત સૂક્ષ્મ—એ સર્વ એક જ શબ્દના પર્યાયો છે. તે ઇશ્વરને આશ્રય રહેલ છે, અને તેના ઉપાધિ રૂપ છે. જો પ્રધાનની કલ્પના કરવી હોય તો અવ્યાકૃતાદિ નામ ધારણ કરનાર ( =અસ્વતંત્ર ભૂતસૂક્ષ્મ ) ને ખુશીથી પ્રધાન કહો, તેમાં કંઇ અડચણ નથી. "

ઓતપ્રોત ભાવે ( એકાકાર રૂપે ) રહેલ છે. "[૯૧] આ સ્થળે ટીકાકાર આનંદગિરિજીએ આપણને કહી દીધું છે કે—" પ્રલયકાળમાં જગતના કાર્ય રૂપ અને કરણ રૂપ સઘળા પદાર્થો શક્તિરૂપે રહે છે. **શક્તિ નિત્ય છે, તેનો નાશ થતો નથી;** તેથી શક્તિનો સ્વીકાર અવશ્ય કરવો પડે છે. તે શક્તિના સમષ્ટિ સ્વરૂપને **માયાતત્ત્વ** કહે છે.[૯૨] સાંખ્યની **પ્રકૃતિ** ની પેઠે બ્રહ્મથી સ્વતંત્રરૂપે આ અવ્યક્ત શક્તિનો અમે સ્વીકાર કરતા નથી. જેમ વટવૃક્ષના બીજમાં ભાવિ વૃક્ષની શક્તિ રહેલ છે, તેમજ તે શક્તિને લીધે બીજ અને શક્તિ જુદાં જુદાં છે, એમ કહી શકાતું નથી, તેમ બ્રહ્મમાં તે અવ્યક્ત શક્તિનો સ્વીકાર કરવાથી બ્રહ્મના અદ્વિતીયપણાને કંઇ હાનિ થતી નથી. તે અવ્યક્તજ જગતનું કારણ છે, એમ કહેવાય છે. " ( આગળ ચાલુ. )

માનશંકર પિતાંબરદાસ મેહુતા.

---

૯૧ **अव्यक्तं सर्वस्य जगतो बीजभूतं सर्व कार्यकरणशक्ति समाहार रूपं, अव्यक्ताव्याकृताकाशादि शब्दवाच्यं परमात्मनि ओतप्रोतभावेन समाश्रितम् । वटकणि कायामिव वटबीज शक्तिः ॥** " અખિલ જગતનાં બીજ રૂપ અવ્યક્ત સઘળાં કાર્યો અને કરણોની શક્તિઓના સમાહાર ( Summation ) રૂપે છે; તે અવ્યક્ત, અવ્યાકૃત, આકાશાદિ નામોથી વ્યવહરાય છે, તે અવ્યક્ત શક્તિ પરમાત્મામાં ઓતપ્રોત થઇને તેનો આશ્રય કરીને રહેલ છે. જેમ વડની પ્રત્યેક કણિકામાં વડના ઝાડની બીજ શક્તિ રહી છે તેમ. "

**कार्य शक्तिः=कार्यलक्षणाः शरीराकारेण परिणता आकाशादयः ॥**

" કાર્ય શક્તિ=કારણનો વિકાર થઇને શરીર રૂપે પરિણામ પામે છે તે; જેમકે—

આકાશાદિ; અર્થાત્ શરીર અને અવયવો. "

" કરણ શક્તિ=અંતઃકરણ અને ઇન્દ્રિયો. "

**करणशक्तिः=करणलक्षणानि इन्द्रियाणि ॥**

૯૨ ભિન્ન ભિન્ન શક્તિઓ એક જ શક્તિનાં જુદાં જુદાં રૂપો છે, એ તત્ત્વ પાશ્ચાત્ય પંડિતોએ થોડા કાળ પેહેલાંજ શોધી કાઢ્યું છે. આપણા ભરતખંડમાં તો પ્રાચીનકાળથી તે તત્ત્વનું જ્ઞાન હતું. વેદાન્ત દર્શન ( ૧-૩-૩ ) માં શંકરાચાર્યે કહ્યું છે કે—**न च अनेकाकाशः शक्तयः शक्याः कल्पयितुम ॥**

" શક્તિઓ જુદી જુદી છે, એમ કદિ પણ માનવાનું નથી. " અર્થાત્ સઘળી શક્તિઓનું મૂળ એકજ શક્તિ છે.

# काव्यार्थ प्रदीप

( અનુસંધાન પાને ૧૦૫ થી. )

કળાનો બીજો ભાગ તે વસ્તુની સંકલનામાં કરવામાં આવતી ગુંથવણી છે (Development of the Subject) આ ભાગમાં કળાનું પ્રાધાન્ય છે અને અહીં કવિત્વના ઉપરાંત કવિની અસાધારણ બુદ્ધિ ચમત્કૃતિનું દર્શન થાય છે. સુવર્ણના ઉપર સુંદર ઘાટ આ ગુંથણમાંજ ઘડાય છે. સુવર્ણ વિના ઘાટ ગમે તેવો સારો હોય તો પણ નકામો છે પણ જો સુવર્ણ હોય તો સારો ઘાટ આભૂષણને વધારે શોભાવે છે તેમ કવિતાનું જીવન ઉચ્ચ આવિર્ભાવવાળુ હોય છતાં વસ્તુની ગુંથણી જો ઉંચા પ્રકારની હોય તો તે વધારે ચિત્તાકર્ષક બની જનસમુહ ઉપર વધારે સારી છાપ બેસાડે છે; કવિની આ કુશળતા ભરી પ્રજ્ઞાને પ્રતિભા કહે છે.

प्रज्ञानवनवोन्मेषशालीनीप्रतिभामता (रुद्र:) प्रत्युत्पन्नमतित्वं प्रतिभा (अमरु)

કળાના આ વિભાગમાં દૃષ્ટાન્ત તરીકે આપણે કાલિદાસ અને ભવભૂતિ ને લઈશું કવિત્વ ઉભય કવિમાં અત્યંત ઉંચા પ્રકારનું છે એ નિર્વિવાદ છે. બન્ને કવિનો આત્મા ઘણીજ ઉચ્ચ કોટીનો છે છતાં કાલિદાસ ભવભૂતિ કરતાં વધારે મોટો અને પ્રતિષ્ઠિત ગણાયો તેનું કારણ તેની કળામાં હતું. ભવભૂતિની કળા કાલિદાસની કળા જેટલી ઉંચા પ્રકારની નહોતી તેથી ભવભૂતિનું કવિત્વ કોઇ રીતે હલકું થયું નથી પરંતુ શકુન્તલા અને ઉત્તરરામ ચરિતમાંથી આપણે પ્રથમ શકુન્તલાજ વાંચવા શરૂ કરીશું. રામચંદ્રના દામ્પત્યભાવનું વિશેષ આકર્ષણ દૂર કરતાં દરેક સંસ્કૃત વાચકનો આ સાધારણ અનુભવ છે. વસ્તુ લીધા પછી તેને ખીલવવાની કળામાં કાલિદાસ કેવળ અસાધારણ શક્તિ વાળો કવિ હતો. કાળીદાસની વસ્તુ જ્યારે વિજળીની પેઠે જાજ્વલ્યમાન અને સંપૂર્ણ જોસમાં વાચકની બુદ્ધિમાં ખડી થાય છે ત્યારે ભવભૂતિની વસ્તુ ધીમે ધીમે એક પછી એક રેખા ખેંચતાં પોતાનું ચિત્ર ખડુ કરે છે- કાળીદાસની કળાનો પ્રભાવ એવો છે કે એના આત્માનું આખું પ્રતિબિંબ એકદમ એવો છાપ પાડી જાય છે કે વસ્તુનું સર્વાંગે દર્શન કરતાં કરતાંય આખી વસ્તુનો પ્રથમ પડેલો ચિતાર આખી મૂર્તિના આકારમાં નજર આગળ તરવરતોજ રહે છે ત્યારે ભવભૂતિની કળાની સ્હેજ શિથિલતામાં વસ્તુનું જેટલું ચિત્ર ખેંચાયું તેટલુંજ આપણે જોઇએ છીએ અને આનંદ પામીએ છીએ. આખું ચિત્ર ખેંચાઈ રહ્યા પછી કાલિદાસ અને ભવભૂતિનાં બન્ને ચિત્રો સરખો આનંદ ઉપજાવે છે એ કવિત્વની સમાનતા સૂચવે છે. વસ્તુને ગુંથણીમાં ચિતરી વાચકની બુદ્ધિમાં ઉતારવાની આ કળાના ભાગ્યેજ નિયમ બાંધી શકાય તેમ છે કારણ કે વ્યક્તિ પરત્વે આ કળા જૂદાં જૂદાં રૂપ ધારણ કરે છે, અને આ બુદ્ધિ ચમત્કૃતિ એ ઇશ્વરદત્ત શક્તિ છે. વળી આખું ચિત્ર ખડુ થયા પછી કવિત્વની હાની થવાનો ઓછો સંભવ રહેવાથી સુવર્ણ ઉપર ઘડવામાં આવતો ઘાટ પ્રત્યેક વ્યક્તિનેજ સુંપવામાં આવે છે. પરંતુ અનેક પ્રસંગો વચ્ચે થઇને ચિત્ર ઉભુ કરવાનું છે તેથી આત્માનો સંપૂર્ણ

આવિર્ભાવ કરવા માટે આ સર્વ પ્રસંગોનું સાધન કવિને યોજવાનું હોવાથી કવિતાની ઉચ્ચ સ્થિતિ જળવાઇ રહેવા પ્રસંગને અનુસરી પાળવાના નિયમો બાંધી શકાય. આ નિયમો આપણા સાહિત્ય શાસ્ત્રમાં ઘણી બારીકાઇથી નક્કી કરવામાં આવ્યા છે. અનેક પ્રસંગોમાં થઇને પોતાના ઉચ્ચ જીવનની છાપ બેસાડતો જતો નાયક એની ઉચ્ચતા સચવાઈ રહે તેમ શિષ્ટાચારથી દોરાયો જાય છે અને આવા પ્રસંગો લાવી સંસાર વ્યવહારમાં ઉચ્ચ જીવનને પાત્ર દ્વારા કૃતિમાં ઉતરવાનું સ્થળે સ્થળે કવિ સૂચન કરે છે અને પોતે ઉતરી પણ બતાવે છે. વ્યવહારમાં આવા ઉચ્ચ જીવનને પ્રતિકૂળસ્થાન કલ્પી તેમાંથી કવિ આત્મા પોતાનો માર્ગ કેટલી સરળતાથી કરી લે છે તેનો બોધ આપે છે: સંસારની વિચિત્ર રૂપમાં ગુંથાયલી ઘટમાળના ઉપર દૃષ્ટિ રાખી વસ્તુનો ઘાટ ઘડતો કવિ નાયકને અનેકધા ભિન્ન અને વિરૂદ્ધ પ્રકૃતિવાળાં પાત્રની સાથે સંબંધમાં જોડે છે અને તેવાં પાત્રના વર્ણનમાંજ તેમની અધમતાને એની અપૂર્વ કળાવિધાનની શક્તિ એવા સ્વરૂપમાં ચીતરે છે કે નીચ માણસને પણ ધર્મ્ય વ્યવહારને પ્રતિકૂળ ચેષ્ટા ઉપર તિરસ્કાર ઉપજે છે, ઉચ્ચ આચારના ઉપર એની અભિરૂચી ઉત્પન્ન થાય છે અને આવા પ્રસંગમાં જે ઉચ્ચાવિર્ભાવનાં અંકુર એના હૃદયમાં ફુટે છે તેનો આદર્શ થએલો નાયક એવા યોગ્ય સ્થાનનેજ વાચકની નજરે ચડતાં તરતજ તેને નમી પડે છે, તેને પૂજે છે અને આવાં પૂજનથી પવિત્ર થએલા તેના હૃદયમાં કવિ આત્માના આવિર્ભાવનું પ્રતિબિંબ ખડું થાય છે. બહારથી બુદ્ધિએ ઉપજાવેલી એની સૃષ્ટિ હૃદયમાં ઉતરે છે અને આવા કેટલાક પ્રયોગ પછી વાચકના હૃદયમાં ઉચ્ચ આવિર્ભાવની વિસ્તરેલી સૃષ્ટિ તેજ તેનું જીવન સામર્થ્ય બને છે. આવી રીતે કવિ વસ્તુની સંકળના કરવાની કળાનો ઉપયોગ કરી પોતાના આવિર્ભાવને યથેચ્છ ફળ વાળું કરે છે અને તે સર્વ પ્રયત્ન નિષ્ફળ જાય તેને માટે મુખ્ય વસ્તુના ઉદ્દેશની વિરૂદ્ધ કોઇ એવા પ્રસંગો ન યોજાય તેને માટે કેટલાક નિયમો બંધાયા છે આ સર્વ નિયમોનું બંધારણ કાંઇક આવાજ સિધાન્તનાં ઉપર રચાયું છે. સિદ્ધાન્તનું જ આટલું સ્પષ્ટીકરણ કરી નિયમની વિશેષતામાં ઉતરવું અહીં યોગ્ય નથી.

ત્રણ મુખ્ય રસનું પ્રથમ આપણે વર્ણન કરી ગયા ત્યાં આગળ કહેલું છે કે બાકીના સર્વરસ કવિત્વના પોષક નહીં છતાં તેમને કળા વિધાનમાં પોતાના ઉપયોગમાં લઈ કેટલીક વાર કવિ મુખ્ય ત્રણ રસના પોષક બનાવે છે. આ રસોને હમણાં જણાવ્યા તેવી રીતે મુખ્ય વસ્તુની સાથે સંબંધમાં આણેલી અનેક વિરૂદ્ધ પ્રકૃતિના પ્રસંગોમાં યોજે છે અને અહીં એવા રસની યોજના તે મુખ્ય રસની પોષક બનવા સમર્થ થાય છે તેનું કારણ પણ ત્યાં જણાવ્યું છે

આ સ્થળે એક વાતનું સૂચન કરવા જેવું છે. પ્રત્યેક દેશની કવિતાની વિશેષતાને માટે આગળ આપણે વિચારી ગયા કે કવિતા એ કવિઆત્માનો આવિર્ભાવ હોઈ પ્રત્યેક દેશમાં આત્મોદ્દ્ઘાટનના ધોરણેજ કવિત્વનું સ્ફુરણ થાય છે; પણ એ સર્વદેશમાં ઉચ્ચ આત્માના આવિર્ભાવવાળા કવિત્વના આ પ્રમાણનો તો સ્વીકાર છે. ઉચ્ચતાનાં અંશ પુરતોજ તેની કવિતામાં તફાવત રહેવાથી શૃંગાર, કરૂણ અને વીરનું પ્રાધાન્ય પ્રત્યેક દેશમાં ફરતું રહેતું જોવામાં આવે છે: કળાના વિભાગમાં તો પ્રત્યેક દેશની ભિન્નતા આથી પણ વિશેષ રહેછે અને તે એટલી બધી કે વખતે કવિત્વના મુખ્ય ગુણના લક્ષણની સામાન્યતાને આપણે જોઇ તે ઘણીક વખત દૃષ્ટિ બહાર જતી રહે છે. આ ભિન્નતાનાં કારણ સ્પષ્ટ છે: કવિત્વનું બં:

ધારણ નિસર્ગ છે. મનુષ્યના આત્મ વિલાસના ઉપરજ એ ધોરણ અંકાયલું હોવાથી સર્વત્ર એમાં સમાનતા સચવાવાનો સંભવ છે. આત્માની ઉચ્ચતાનો સ્વીકાર ગમે તે દેશમાં પણ સરખોજ થવાનો અને તેથી કવિતાના જીવન સંબંધે ભાગ્યેજ ભિન્નતા રહે. ભિન્નતા માત્ર વિકાસના અંશના પ્રમાણમાંજ. વસ્તુતઃ સમાનતા. કળાએ કૃત્રિમતાનો ભાગ છે અને કૃત્રિમતા બાહ્ય સંસ્કારના ઉપર આધાર રાખે છે. અમુક સંસારની યોગ્યાયોગ્યતાનું ધોરણ દેશકાળાનુસાર રહેવાથી કળાના ભાગમાં ભિન્નતા અને ઘણી વખત વિરૂદ્ધતા પણ જણાય છે. પ્રત્યેક દેશના પ્રસંગો સરખા રહેતા નથી. કેળવણીની સ્થિતિ પણ સરખી હોતી નથી. જીવનના પ્રવાહ પણ સરખા હોતા નથી. હવા પાણીના ફેરને લીધે મનની કેટલીક ચંચળ વૃત્તિઓમાં પણ ભિન્નતા રહે છે, અને આર્થિક સંપત્તિના ઊપર પણ વિલાસનું ધોરણ પ્રત્યેક દેશમાં ફરતું જાય છે. લાંબા વખતના પરિચયના પ્રમાણમાં પણ પ્રત્યેક દેશની સાધારણ વૃત્તિઓમાં ભિન્નતા જણાય છે. આવાં અનેક કારણને લીધે જે ભાગમાં કળાના અંશ વિશેષ છે તે ભાગમાં અત્યંત ભિન્નતા દેખાય છે. મુખ્યત્વે કરીને કળાના આપણા છેલ્લા બે ભાગમાં પ્રત્યેક દેશની કવિતાને ઘણાજ જૂદા રૂપમાં જોઇશું. વસ્તુની સંકળના કરવાની કળા, ભાષા અને શૈલીને ખીલવવાની કળા એ સર્વમાં ભિન્નતા સ્વભાવેજ રહે અને એક દેશની આ કળાને બીજા દેશમાં એકદમ અનુકરણથી તાણી લાવવાનો પ્રયત્ન કેવળ હાસ્યજનક અને નિરર્થક નીવડે તે પણ સ્વાભાવિક છે. તેમજ એક દેશમાં જ્યારે સંસારનાં સ્વરૂપ અત્યંત ફરતાં જાય ત્યારે કળાવિધાન પણ એટલા પ્રમાણમાં બદલાતું જાય એ અનિવાર્ય છે.

કળાના આ વિભાગમાં તર્કશક્તિની ઘણી આવશ્યકતા છે. વસ્તુની પસંદગી કર્યા પછી તેમાંથી આખું ચિત્ર ઉભું કરવામાં કવિની અનેક શક્તિયો કામે લાગે છે તેમાં તર્ક (Imagination) મુખ્ય ભાગ લે છે. એકી વખતે કવિને પોતાની વસ્તુ ઉપર દૃષ્ટિ રાખી વાચકની સમક્ષ કેવા રૂપમાં તેને, મુકવી એ વિચારવાને એની અંતર્ ચક્ષુ પ્રથમજ પોતાની મનોમય સૃષ્ટિમાં સર્વ વ્યવહાર ખડો કરી જુવે છે એ ચોખ્ખો અને સ્પષ્ટ વ્યવહાર એને સંતોષ કારક થાય ત્યારેજ તેનું ચિત્ર પણ સ્પષ્ટ અને ચિત્તાર્ષક રીતે લખાણમાં દોરી શકાય છે. જ્યાં કવિની મનોસૃષ્ટિ માંજ વસ્તુ અસંકલિત અને અવ્યવસ્થિત હોય ત્યાં એ અવ્યવસ્થા એના લખાણમાં પણ ચિત્રિત થાય છે. લખાણમાં જે દોષ હોય છે તે ઘણી વખત કેટલાક માણસ ભાષા ઉપર ઢોળવાનો પ્રયત્ન કરે છે પરંતુ વસ્તુતઃ દોષ એના પોતાના વિચારમાંજ છે. કવિ નહીં છતાં કવિની સૃષ્ટિ રચવાનો દાવો કરનાર લેખકો આજ દોષને પાત્ર છે અને જે વસ્તુસ્થિતિ તેઓ પોતે જોઇ શકતા નથી તે વાચકની નજરે તરતજ ચઢે છે. વખતે આવા દોષ ઢાંકવાને મથન કરતા એવા લેખકો એમ પણ કહેવાને હિંમત કરે છે કે એમના તર્ક હાલના જમાનાના લોકના કરતાં બહુજ આગળ વધેલા છે અને તેથી વાચક તેમાંનું ગ્રહણ કરી શકતા નથી. આ દલીલ તદ્દન ખોટી છે; ચોખ્ખો વિચાર સાધારણ કેળવાયલા માણસની બુદ્ધીમાં ઉતર્યા વિના રહેતોજ નથી વાચક અને લેખકના આત્માના વિકાસ ક્રમમાં અંતરને લીધે કદી તેનું હૃદય તેનો સ્વીકાર ના કરે પરંતુ બુદ્ધિને તે ગ્રાહ્ય થશેજ. આપણે ઘણી વખત જોઇએ છીએ કે કેટલાક માણસો વિવાદમાં દલીલોની સ્પષ્ટતાને લીધે નિર્વાક્ બની પરાજ્ય પામી ઉભા રહે છે. પરંતુ વિવાદનાં ફળ રૂપ સિદ્ધાન્તને સ્વીકારવા ના પાડે છે, કારણ કે તે ફળ તેમનું હૃદય

સ્વીકારી શકતું નથી. બુદ્ધિ અને હૃદયની આવી વિરૂદ્ધ સ્થિતિ ઘણી વખત અનુભવમાં આવી છે. કેવળ અવ્યવસ્થિત અને ગોટાળા વાળા ઉચ્છૃંખલ અને ગાંડા ઉન્માદે ચઢેલા તર્કના ઘોડાને બુદ્ધિની લગામ ચઢાવી નહી શકે તો તે વાચકનો દોષ નથી. આ તર્કનું કળાના આ ભાગમાં એટલું જોર છે કે કેટલાક તો કવિતાના લક્ષણની કેવળ તર્કમાંજ સમાપ્તિ કરેછે. ખરી રીતે જોતાં તર્કતો કવિતાના કળાવિધાનમાં એક સાધનજ છે.

વળી આ કળાવિધાનમાં કેવી વસ્તુ સંકળનાને સ્વચ્છંદે યોજેછે, અને તેમ કરવાની તેને જરૂર પણ છે તેથી કેટલાક અજ્ઞાત લોક કવિને જૂઠાજ કહી તેમની મહા પવિત્ર અને બોધદાયક સૃષ્ટિના તરફ કેવળ દુર્લક્ષ રહે છે. કવિતાનું ખરૂં રહસ્ય સમજનાર આવો દોષ કવિ કે કવિતા ઉપર મૂકી શકેજ નહીં એક વખત અમુક વસ્તુની ખોટી દૃષ્ટિ બંધાઇ એટલે પછી પોતે વિચારમાં અસ્ખલિત છે એમ માનનાર દુરાગ્રહીઓનીજ આવી દલીલ છે.

કળાના ત્રિજા વિભાગ ઉપર આવતાં આપણે શૈલી અને ભાષાનો વિચાર કરવાનો છે. શૈલીને અંગ્રેજીમાં સ્ટાઇલ ( Style ) કહે છે અને ઘણું કરીને પ્રત્યેક વ્યક્તિની સવિશેષતાનો રંગ શૈલીમાં લાગે છે અને ગમે તેવા અનુકરણમાં પણ શૈલી લેખકની પોતાની છાંટ આવી જાય છે. કવિતામાં કળાના આ ભાગને પ્રસાદ એવું નામ આપવામાં આવે છે અને એ પ્રસાદનું સાહિત્યમાં આ પ્રમાણે વર્ણન છે. **शुष्केन्धनाग्निवत् स्वच्छजलवत् सहसैव यः व्याप्नोत्यन्यत् प्रसादो सौ सर्वत्र विहितस्थितिः। काव्य प्रकाश। श्रुतमात्रा वाक्यार्थं करतल बदरमिव निवेदयंती घटना प्रसादस्य. । रस गंगाधर।** સૂકા લાકડામાં પ્રસરતા અગ્નિની પેઠે અને સ્વચ્છ જળની પેઠે સહસાજ બીજામાં પ્રવેશ કરી સર્વત્ર ૫રી વળે છે તે પ્રસાદ. વાચકનામાં કવિનું વાક્ય સૂકા લાકડામાં પ્રકટાતા અગ્નિની પેઠે ત્વરિત વેગવાળુ અને સ્વચ્છ જળના જેવું પવિત્ર અને શિતળ ભાવ પ્રસારતું હોવું જોઇએ અને આવી શક્તિવાળી વાક્ય રચના તેજ કવિની કુશળતા છે, એ કવિ શૈલીનો પ્રભાવ છે. સાંભળતાં વાતજ વાક્યનો અર્થ હથેળીમાં મુકેલા બદર ફળની પેઠે સ્પષ્ટ કરી દેખાડનારી ઘટના તે પ્રસાદ. આ પ્રસાદનું માધુર્ય અને અર્થની સરળતા ઘણી જ મોહક હોય છે અને કવિની કૃતિમાં તે વાચકને બદ્ધ લક્ષ કરે છે. ઉચ્ચ ભાવનું જ્યારે પ્રસાદવાળી વાણીમાં આલેખન થાય છે ત્યારે તે કવિ જગતમાં પ્રતિષ્ઠાને પામે છે. કળામાં પ્રસાદ વધારે અગત્યનો ભાગ છે, અને તે જોકે ઘણા અભ્યાસ અને વાચનથી કેટલેક અંશે પ્રાપ્ત કરી શકાય છે છતાં એનું ખરૂં સામર્થ્ય તો કવિમાં નિસર્ગજ રહે છે. મેળવેલી કુશળતા સ્વાભાવિક પ્રસાદના જેવી મધુર હોઇ શકતી નથી. વાલ્મિકિ, કાલિદાસનો પ્રસાદ સંસ્કૃતના અભ્યાસકને સુપ્રસિદ્ધ છે.

આ પ્રસાદમાં વ્યાકરણાદિ સર્વ નિયમને અનુસરી સરળતાથી અર્થની ઉત્પત્તિ કરવાની છે. કવિની કૃતિ ભાષાના નિયમનું ઉલ્લંઘન કરી શકતી નથી, તેમ કરતાં અર્થની ઉત્પત્તિ નહીં થતાં ઉલટો વિચારનો ગોટાળો જ રહે છે અને તેથી પ્રસાદને નામે પ્રમાદનો જ જમાવ થાય છે. કેટલાક ગુજરાતી લેખકમાં આવો પ્રમાદ આજ કાલ ઘણો વધી પડયો છે. સર્વ નિયમનાં બંધન તોડી ઉચ્છૃંખલ લખાણ લખવામાંજ મ્હોટાઇ મનાવા લાગી છે !

તેમાં કવિત્વનો તો સંભવ નથી જ અને કળાની પણ મોટી હાની થાય છે. એજ રીતે એવા સર્વ નિયમનો અનાદર કરતા લખાણને કવિતા કહેવરાવવાનો હક નથી. તે કવિતા રૂપે કહિ લેખાશે પણ નહીં. । नियति नियम विरहिता । તે ભાષાને અંગે નહીં પણ પ્રતિભાને અંગે યોજેલું વાક્ય છે. વસ્તુની સંકળનામાં કવિ સાધારણ સંસારના જ નિયમની શૃંખલામાં બંધાઇ રહેવા યોગ્ય નથી. નવી સૃષ્ટિની રચના એ કવિનું પ્રધાન કાર્ય છે તેથી નવી સૃષ્ટિની રચનામાં જૂની સૃષ્ટિના નિયમમાંથી વખતે બહાર જવું પડે તેવે પ્રસંગે નિયમ વિરતૃત કવિની કૃતિ થાય તો તે દોષિત નથી. પણ એ નવી સૃષ્ટિ સમજાવવાનાં જે ભાષાનાં સાધન તે સર્વ લોકને પરિચિત અને નિયમિત હોવાંજ જોઇએ, નહીં તો જે ઉદ્દેશ અર્થે ભાષાને યોજવાની છે તે ઉદ્દેશની જ એમાં અવગણના થાય છે એટલે ભાષાને અંગે સર્વ નિયમ અને સર્વમાન્ય રૂઢીનો સ્વીકાર કરવો જ જોઇએ. । **नियति नियम विरहिता** । એ સૂત્રનો અર્થ જો ભાષાને જ અંગે સ્વીકારવામાં આવે તો પછી એજ સાહિત્યકાર **तद्दोषौ शब्दार्थौ** એ વાક્યથી નિયમાનુસાર શબ્દ અને અર્થના ગુણ દોષની જે વ્યવસ્થા કરી છે તે વિચાર શૂન્ય બનવા જેવી છે. આપણે આગળ વિચારી ગયા કે વસ્તુ અને તેની સંકળનાના નિયમ બાંધી શકાય તેમ નથી. એ કાર્ય કવિની બુદ્ધિ ચમત્કૃતિનું હોઇ વ્યક્તિ પરત્વે ભિન્નતાવાળુ છે અને તેને મર્યાદામાં રાખવું એ કવિતાનીજ અવગણના કરવા જેવું છે.

અમુક કાવ્ય પ્રસાદવાળું છે એમ આપણે કહીએ છીએ ત્યારે ભાષાની મધુરતાનો પણ આપણા વિચારમાં સમાવેશ થઇ જાય છે અને તેટલા પુરતું પ્રસાદમાં શૈલી અને ભાષાનું સંમિશ્રણ છે. આટલું મિશ્રણ બાદ કરીએ તો ભાષાનો જૂદો જ વિચાર કરી શકાય તેમ છે. ભાષાના આ ભાગ ઉપર આપણું અલંકાર શાસ્ત્ર રચાયું છે. ( આગળ ચાલુ. )

**મગનભાઈ ચતુરભાઇ પટેલ.**

---

# प्रणववाद.



( અનુસંધાન ગતાંકથી. )

ભગવાનદાસની અનેક પૃચ્છાઓના પ્રત્યુત્તરમાં તેઓએ જણાવ્યું હતું કે- આધુનિક કાળમાં જે સંસ્કૃત ગ્રંથો પ્રસિદ્ધ છે, તે સિવાય વેદ, પુરાણ, વિજ્ઞાનશાસ્ત્ર, દર્શનશાસ્ત્રાદિ અનેક વિષયોના પ્રાચીન ઋષિઓ અને દેવોના રચેલા સુબૃહત્ ગ્રંથો અપ્રસિદ્ધપણે સરયુનદીના તીરે રહેનારા પંડીતોના ઘરમાં પડયા છે. જ્યારે તેઓને સંપૂર્ણજ્ઞાન પ્રકાશક સકળ શાસ્ત્રોની યાદી લખાવવાનો આગ્રહ કરવામાં આવ્યો ત્યારે તેઓએ ગોભિલ ઋષી પ્રણીત **शास्त्रानुभव** નામના ગ્રંથમાંથી નીચે લખ્યા પ્રમાણે ગ્રંથોની યાદી ઉતરાવી હતી.

**૧ શબ્દ શાસ્ત્ર.**

| નામ | કર્તા | શ્લોક સંખ્યા. |
|---|---|---|
| ૧ વ્યાકરણ-સૂત્ર | મહેશ્વર | ૧૦૦૦૦૦ |
| ,, ભાષ્ય | નારદ | |

| | | |
|---|---|---|
| ૨ કોશ-નિરૂક્ત-સૂત્ર | ગણેશ | ૫૫૦૦૦ |
| ,, ભાષ્ય | શેષ | |
| ૩ છંદઃ-છંદાર્ણવ | વિષ્ણુ | ૧૭૨૦૦૦ |
| ૪ જ્યોતિષ-બૃહદાંકપ્રદિમ | સૂર્ય | ૧૦૦૦૦૦ |
| ૫ શિક્ષા-સૂત્ર | મહેશ્વર | ૮૦૦૦૦ |
| ,, ભાષ્ય | નારદ | |
| ૬ કલ્પ-વ્યવસ્થાનુભેદ | દેવી | ૨૪૮૦૦૦ |
| | | ૭૬૫૦૦૦ |

## ૨ દર્શન શાસ્ત્ર.

| | | |
|---|---|---|
| ૧ વેદાન્ત-પ્રાહિક્ષપ્રદીપ | બ્રહ્મા | ૪૩૬૦૦૦ |
| ૨ સાંખ્ય-અનુભવ | મરિચિ | ૩૦૮૦૦૦ |
| ૩ ન્યાય-પ્રભાન્તરિક્ષ | સ્વયંભૂ | ૨૬૫૦૦૦ |
| ૪ મીમાંસા-અર્થપ્રકાશ | અંગિરા | ૨૦૫૦૦૦ |
| ૫ વૈશેષિક-દર્શાનુભવ | ક્રતુ | ૨૭૫૦૦૦ |
| ૬ યોગ-વ્રસાજિતાર્ણવ | ચ્યવન | ૧૫૦૦૦૦ |
| | | ૧૫૮૯૦૦૦ |

## ૩ સ્મૃતિ.

૧ મનુસ્મૃતિ..........................................................૨૪૦૦૦

## ૪ વેદ.

૧ ઋક્સંહિતા...... ..........................................૪૩૨૦૦૦ ઋચાઓ
  ૨૮ બ્રહ્મણો..................................................૭૫૦૦૦ શ્લોક
  ૪૨ ઉપનિષદો................................................૨૦૦૦૦૦ ,,

૨ યજુઃસંહિતા.................................................૨૫૦૦૦૦ ઋચાઓ
  ૨૨ બ્રહ્મણો..................................................૧૦૦૦૦૦ શ્લોક
  ૬૦ ઉપનિષદો................................................૧૦૫૧૦૦ ,,

૩ સામસંહિતા.................................................૬૦૦૦૦૦ ઋચાઓ
  ૨૧ બ્રહ્મણો..................................................૧૫૦૦૦૦ શ્લોક
  ૯૦ ઉપનિષદો................................................૨૦૦૦૦૦ ,

૪ અથર્વ સંહિતા..............................................૩૦૦૦૦૦ ઋચાઓ
  ૧૧ બ્રાહ્મણો..................................................૮૦૦૦૦ શ્લોક
  ૫૨ ઉપનિષદો................................................૧૦૦૦૦૦ ,,

૨૫૯૨૦૦૦

## ૫ ઉપવેદ.

| | | |
|---|---|---|
| ૧ આયુર્વેદ—ચક્રાનુવેશ | સનક | ૩૯૨૨૦૦૦ |
| ૨ ધનુર્વેદ—પ્રવેશાસ્ત્રપ્રકાશ | પ્રચેતા | ૩૬૦૦૦૦૦ |
| ૩ ગાન્ધર્વવેદ—સ્વરાનુવાદ | નારદ | ૧૩૬૯૦૦૦ |
| ૪ કારણેપવેદ—સિદ્ધાન્તોપન્યાસ્ત | અશ્વનીકુમાર | ૪૩૨૨૦૦૦ |
| ૫ કામશાસ્ત્ર—દેહિતનુભાવ | પુલસ્ત્ય | ૧૫૦૦૦૦૦ |
| | | ૧૪૧૦૦૦૦ |
| | | ૬૩૮૦૦૦૦ |

ઉપર્યુક્ત પ્રકારનાં પુસ્તકો પૈકી કેટલાંક અપ્રસિદ્ધ પુસ્તકો હજુ પણ કેટલાક પંડિતો પાસે પ્રત્યક્ષ છે, એમ પંડિત ધનરાજે કહેવાથી પ્રસંગોપાત્ત શ્રીમાન્ ભગવાનદાસે તેનો નોંધ કરી રાખ્યો છે. તેવાં કુલ પુસ્તકો ૭૨ છે. ગુજરાતી પાઠકોના કૌતુહલની શાન્તિ માટે, તે સકળ યાદી આ સ્થળે પ્રગટ કરવાનું ઉચિત જણાય છે.

| પુસ્તકોનાં નામ | શ્લોક સંખ્યા | કયા પંડિત પાસે છે | સ્થળ. |
|---|---|---|---|
| ૧ માહેશ્વર સૂત્ર–વ્યાકરણ | ૨૪૦૦૦ | પંડિત ગૌરીશંકર | તારાપુર પ્રગણે છપરા |
| ૨ નારદીય ભાષ્ય ,, | ૬૨૦૦૦ | ,, | ,, |
| ૩ વૈશેષિક સૂત્ર, છપ્રકરણ | | ,, | ,, |
| ૪ ,, ભાષ્ય, લાટયાયન કૃત. | | ,, | ,, |
| ૫ ,, ,, પ્રશસ્ત પાદકૃત. | | ,, | ,, |
| ૬ ,, વૃત્તિ, ભારદ્વાજ કૃત. | | ,, | ,, |
| ૭ શિવવ્યાકરણ. | | ,, | ,, |
| ૮ શિવશિક્ષા. | | ,, | ,, |
| ૯ છંદશાસ્ત્ર, ગણેશકૃત. | | ,, | ,, |
| ૧૦ જ્યોતિષ, સૂર્યકૃત | | ,, | ,, |
| ૧૧ કલ્પ, શક્તિકૃત. | | ,, | ,, |
| ૧૨ નિરૂક્ત, શેષકૃત. | | ,, | ,, |
| ૧૩ ગ્રંથચંદ્રોદય–સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ; ગોભિલ કૃત. | | ,, | ,, |
| ૧૪ યોગોપદેશ અથવા યોગોદય, ભાર્ગવકૃત. | | ,, | ,, |
| ૧૫ ન્યાય શાસ્ત્ર. | | પંડિત હરિદત્તશાસ્ત્રી. | ભટવલ ભઝાગ, નેપાલ. |
| ૧૬ અષ્ટાદશ પુરાણો અથવા મહાવિષ્ણુનાં અષ્ટાદશ શિરો. | | પંડિત બલદેવ ગિરિજાદત્ત. | બરૌલી, ગોરખપુર |

| | | |
|---|---|---|
| ૧૭ ,, ટીકા, ગોભિલકૃત | | |
| ૧૮ મહાભારત | ,, | ,, |
| ૧૯ ,, ટીકા, ગોભિલ કૃત | ,, | ,, |
| ૨૦ કાવ્યશાસ્ત્ર | પંડિત મનોહરદત્તશુકલ. કનકપુર. | અસ્તિ. |
| ૨૧ સાંખ્યસૂત્ર, કપિલકૃત, ૭૦૦૦ | ,, | ,, |
| ૨૨ રત્નાતુદર્શિની, રામાયણ ઉપર ટીકા, વિશ્વામિત્ર કૃત. | ,, | ,, |
| ૨૩ પતઞ્જલિકૃત મહાભાષ્ય. | પંડિત ચંડીદત્ત. શિશ્વા, | અસ્તિ. |
| ૨૪ નિત્યાર્ણવ. | ,, | ,, |
| ૨૫ ક્રિયાતુવાદ, પ્રકરણ ૪ ૧૪૦૦૦ ગાલવ કૃત. | ,, | ,, |
| ૨૬ આચાર ભાષ્ય, ભગવદ્‌ગીતા ઉપર | પંડિત યમુનાપ્રસાદ. બંસી, | અસ્તિ |
| ૨૭ બુદ્ધકૃત ભગવદ્‌ગીતા ઉપર ભાષ્ય | ,, | ,, |
| ૨૮ ગોભિલકૃત ,, ,, | ,, | ,, |
| ૨૯ સંગીતપ્રભા. ૨૭૦૦૦ | ,, | ,, |
| ૩૦ ન્યાયસૂત્રવૃત્તિ, ભારદ્વાજકૃત, | પંડિત ગયાદત્ત કાલધર પ્રસાદ—ગોરખપુર. | |
| ૩૧ પતઞ્જલિકૃત મહાભાષ્ય. | ,, | ,, |
| ૩૨ વેદો | ,, | ,, |
| ૩૩ ,, ભાષ્ય, ઇન્દ્ર કૃત, | ,, | ,, |
| ૩૪ ,, રહસ્ય, બ્રહ્મા કૃત. | ,, | ,, |
| ૩૫ ,, ભાષ્ય, બાહાયણ. | ,, | ,, |
| ૩૬ સાંખ્ય પ્રવચન કારિકા, ૨૦૦૦૦૦ | ,, | ,, |
| ૩૭ ,, ,, | પંડિત ઇશ્વર દત્ત | ,, |
| ૩૮ ,, ,, | અસ્તિના રાજા | અસ્તિ |
| ૩૯ બ્રહ્મસૂત્ર ઉપર બૌદ્ધાયન વૃત્તિ. | ,, | ,, |
| ૪૦ ,, ,, | પંડિત ગૌરીશંકર. | રામનગ્રા, છપરા, |
| ૪૧ બ્રહ્મસૂત્ર ભાષ્ય, બાહાયણ કૃત, ૮૦૦૦૦ | ,, | ,, |
| ૪૨ ગીતા ચંદ્રિકા, વાસુદેવકૃત, ૩૦૦૦ | ,, | ,, |
| ૪૩ બાણપ્રદીપ, દ્રોણાચાર્યકૃત, ૨૫૦૦૦ | ,, | ,, |
| ૪૪ સિદ્ધાન્ત ચંદ્રિકા, મહાભારત ટીકા, વાસુદેવ કૃત, ૪૦૦૦૦૦૦ | ,, | ,, |

| | |
|---|---|
| ૪૫ શિલ્પશાસ્ત્ર. | પંડિત જગદીશ શરણુ. નૌતન્વા, નેપાલ |
| ૪૬ પ્રણુવવાદ ગાર્ગ્યાણુ કૃત, ૧૬૦૦૦ | " " |
| ૪૭ યોગવાસિષ્ઠ, ૬૬૦૦૦ (હાલમાં પ્રસિદ્ધ યોગવાસિષ્ઠમાં ૩૨૦૦૦ શ્લોકો છે.) | " " |
| ૪૮ યોગદર્પણુ, ગાર્ગ્યાણુ કૃત, ૪૦૦૦ | પંડિત રામપ્રતાપ. સૈનૌરા, બસ્તિ. |
| ૪૯ યોગરત્નાકર, પુલસ્ત્ય કૃત, ૮૦૦૦ | " " |
| ૫૦ શાસ્ત્રાનુભવ, ગોભિલ કૃત, ૬૦૦૦ | " " |
| ૫૧ ઇતિહાસ યૌગિક, શૌનકકૃત, ૮૦૦૦ | " " |
| ૫૨ ઇતિહાસ સમુચ્ચય, વિશ્વામિત્ર, ૧૪૦૦૦ | " " |
| ૫૩ વિધિરત્નાકર, શિવકૃત, ૨૦૦૦૦ | " " |
| ૫૪ ઇતિહાસોદય, કર્દમકૃત, ૧૬૦૦૦ | " " |
| ૫૫ પ્રકૃતિખંડ શ્રીકૃષ્ણુ કૃત, ૧૨૦૦૦ | " " |
| ૫૬ ધર્મરત્નાકર, અવતાર વિશે નારદ અને શ્રીકૃષ્ણુનો સંવાદ, ૭૦૦૦ | " " |
| કેટલાક ગ્રંથો. | પંડિત મનોહરદત્ત. શ્યામપુર પટણા, નેપાળ. |
| ૫૭ વર્ણુવાદ, ચંદ્રમતિ કૃત. ૯૦૦૦ | લાલરત્ન સેનસિંહ બંસીના રાજા ) બસ્તિ. |
| ૫૮ માહેશ્વરવ્યાકરણુ ઉપર માહેશ્વર ભાષ્ય. ૪૦૦૦૦ | " " |
| મીમાંસાનાં કેટલાંક પુસ્તકો. | પંડિત શિવ મંગલ. રૂદ્રપુર, બસ્તિ. |
| ૫૯ પ્રણુવાર્ણુવ, ૨૦૦૦૦૦ | પંડિત ચંડિદત્ત. ગોરખપુર. |
| ૬૦ પ્રણુવવાદ. | પંડિત મનુદેવ પરમેશ્વરદત્ત, હરદોઈ, ગોરખપુર. |
| ૬૧ કાવ્યામૃત, જમદગ્નિકૃત, ૧૦૦૦૦ | પંડિત મનોહરદત્ત શાકદ્વીપી, જુવા, ગોરખપુર. |
| ૬૨ કાવ્યસિન્ધુ, વાસુદેવ કૃત, ૭૫૦૦૦ | " " |
| ૬૩ કાવ્ય દર્પણુ, " ૩૦૦૦૦ | " " |
| ૬૪ " " ૫૦૦૦ | " " |
| ૬૫ ભાવસિદ્ધાન્ત ગર્ગકૃત, ૩૨૦૦૦ (ખગોળ શાસ્ત્ર) | પંડિત રમાનાથ. દોલપુર, સુલતાનપુર. |
| ૬૬ અર્થપ્રદેશ (ધર્મશાસ્ત્ર) કશ્યપકૃત. | " " |
| ૬૭ યોગ વાસિષ્ઠ. | પંડિતશ્રી હર્ષ રકનાખોર. ગોરખપુર. |
| ૬૮ પ્રણુવવાદ. | પંડિત ગિરિજાદત્ત. બરોલી, ગોરખપુર. |
| ૬૯ પાતાલ વિજય કાવ્ય, પાણિનિકૃત, | પંડિત વૈકુંઠનાથ કાલીચરણુ. કસેશ્વર, ગોરખપુર. |
| ૭૦ દર્શનોદય. ગોભિલકૃત. ૧૦૦૦૦ | પંડિતકુંજબિહારી. બસ્હાર કલ્યાણુ બસ્તિ. |
| ૭૧ બ્રહ્મસૂત્ર (૧૦૦૦૦) બર્હાણુયભાષ્ય સહિત (૮૦૦૦૦) | " " |
| ૭૨ ન્યાયસૂત્ર, છપ્રકરણુ. | " " |

(શ્રીમાન્ ભગવાનદાસે આ પુસ્તક ધનરાજ પાસેથી લખી લીધું છે.

| | | |
|---|---|---|
| ૧ દ્વાપરયુગ | = | ૮૬૪૦૦૦ વર્ષો. |
| ૧ કલિયુગ | = | ૪૩૨૦૦૦ વર્ષો. |
| ૧ ચતુર્યુગ | = | ૪૨૭૭૦૦૦૦વર્ષો. |
| ૧૦૦૦ ચતુર્યુગ | = | ૧ વિયુગ. |
| ૧૦૦૦ વિયુગ | = | ૧ મહાયુગ. |
| ૧૦૦૦ મહાયુગ | = | ૧ કલ્પ. |
| ૭ કલ્પ | = | ૧મહાકલ્પ. |
| ૧૪ મહાકલ્પ | = | ૧ ચક્ર. |
| ૧૪ ચક્ર | = | ૧ નિધ. |
| ૧૪ નિધ | = | ૧ મનુ. |
| ૨ મનુ | = | ૧ મન્વંતર. |
| ૧૪ મનુ અથવા ૭ મન્વંતર | = | ૧ મહામન્વંતર. |
| ૭ મહામન્વંતર | = | ૧ નિક્ષ. |
| ૭ નિક્ષ | = | ૧ ચાર્ધ્વ. |
| ૭ ચાર્ધ્વ | = | ૧ દૈવ. |
| ૭ દૈવ | = | ૧ વિનિહિત ચક્ર. |

---

## ब्रह्माण्ड चक्र.

૭ ગૃહો સહિત સૂર્ય = ૧ બ્રહ્માંડ જે અબાધ પ્રદેશમાં ફર્યા કરે છે. તેના નિયંતા અને અધિષ્ઠાતા **ईश्वर** કહેવાય છે.

૭ બ્રહ્માંડ = ૧ જગત્ જેના નિયંતા અને કર્તા **हरि** કહેવાય છે.

૧૦૦૦ જગત્ = ૧ વિશ્વ, જેના નિયંતા અને કર્તા **शिव** કહેવાય છે.

૧૦૦૦ વિશ્વ = ૧ મહાવિશ્વ, જેના નિયંતા અને કર્તા **परमेश्वर** કહેવાય છે.

બે શંખ મહાવિશ્વો = ૧ લોક, " " "

એક મહાશંખ લોકો = ૧ મહાલોક, જેના નિયંતા અને કર્તા **महेश्वर** કહેવાય છે.

૧૦૦૦ પદ્મ મહાલોકો = ૧ સંસાર, જેના નિયંતા અને કર્તા **महाविष्णु** કહેવાય છે.

વસ સુધી સુંદર રહે છે. આવી નવીન વસ્તુને નીરખીને જોવાની જીજ્ઞાસા બાળકથી વૃદ્ધ પર્યંત સર્વ પ્રાણીઓમાં દેખાય છે આજ તે પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર—

મનુષ્યના મનની સ્થિતિનો વિચાર કરીયે તો જણાય છે કે તે ઘણું ખરૂં પોતાને પ્રાપ્ત સ્થિતિમાં અસંતુષ્ટ રહે છે. તેને અનેક પ્રકારની જરૂરીયાતો હમેશાં હોય છે. તેમાંની ઘણી ખરી દેહ સબંધી હોય છે. પ્રાણી વર્ગનાં ઘણાંને આ વાત લાગુ પડે છે, પ્રાણીઓને ઘણી વખત જગતની કોઇ ચોકસ સ્થિતિનું એક સરખું ધ્યાન લાગે છે. જેમકે—માંકડાંને પોતાને પૂંછડી ન હોયતો સારૂ, પોતે માણસના જેવાં હોય તો કેવું સારૂં ? જેમ જેમ જરૂરીયાતો વધતી જાય છે તેમ તેમ પૂર્ણપણે નહિ તો પણ કેટલેક અંશે તે સફળતો થાય છે. માંકડાની પૂંછડી નાની થતે થતે આખરે પૂંછડા વગરનાં માંકડાં પણ જગતમાં ઉત્પન્ન થયેલાં દેખાય છે.

એક સમય એવો હતો કે હિંદુસ્થાનનાં મનુષ્યો હિંદુસ્થાનનેજ જગત સમજતાં હતાં તે પછી તેની મર્યાદા વધતાં વધતાં આજ એવો કાળ પ્રાપ્ત થયો છે કે એકાદ નાનું બાળક તે કલ્પનાને હસી કાઢશે. એક સમય એવો પણ આવશે કે જગતમાં એવા સેંકડો ખંડો મળી આવશે. હવે આપણે શોધ કરવાનો માર્ગજ નથી એટલે સુધી જ્યારે પૃથ્વીના શોધની મર્યાદા પહોંચશે ત્યારે પણ મનુષ્યની જરૂરીયાતો પૂરી પડનાર નથીજ; તે બીજા પણ જુદા જુદા પ્રકારના શોધ કરતી રહેશેજ; સોનાના લોભથી અગર વ્યાપારને બહાને પણ કોઇ પ્રકારે ને પોતાનો પ્રયત્ન ચાલુ રાખશેજ, મતલબ દિનપ્રતિદિન તેની જરૂરીયાતો વધતીજ રહેવાની. પ્રાણીની ઉમરની વૃદ્ધિના પ્રમાણમાં નહીં પણ તેના ગુણના પ્રમાણમાં તેની ઉન્નતિ થાય છે. ક્રાંતિ—એ જગતનો નૈસર્ગિક ગુણજ છે. ક્રાંતિનો વિચાર સર્વ પ્રાણીના મનમાં સર્વદા ઘોળાયાં કરે છે; અને તેનું કંઇને કંઇ પરિણામ આવે છે જ એમ ઉત્ક્રાંતિવાદ અને પરિણામ વાદ કહે છે.

આપણી જરૂરીયાતો દેહસંબંધી છે—આ દૃશ્ય જગતના બહારની છે—કલ્પના શક્તિની મર્યાદા જ્યાં સુધી પહોંચી છે અને પહોંચશે તેની પણ પેલી બાજુની છે. તે કદી પણ પૂર્ણ થનાર નથી. હું એક વખતે એક સાહેબને ઘેર ગયો હતો, ત્યાં એક નાનું બાળકનું રમકડું મેં જોયું, તે રમકડું ! એક વેંતભર નળી હતી ! પણ તેમાં કેવી મજા હતી ! તેમાં રેડિયમ ભરેલું હતું, તે નાચતું હતું; તેના ફુવારા એક સરખા ઉપર આવતા હતા. તે સાહેબ શાસ્ત્રજ્ઞ હતો; તેને મેં પૂછ્યું 'આ ફુવારા ક્યારે બંધ રહેશે' ? તે બોલ્યો 'બંધ રહેશે પણ ક્યારે તે કોણ જાણે.' થોભશે કે નહિ એ પણ કોણ કહી શકે ! પચીસ વર્ષે ! હું કહી શકતો નથી. એટલે તે લાંબો વખત ચાલુ રહેશે. જેમ આ જરૂરીયાતોના સંબંધી તેમજ મનુષ્ય આ પૃથ્વી પરની વસ્તુઓનો વિચાર કરતાં કરતાં, પોતાનો વિચાર કરવા માંડે છે એટલે તેને અહંભાવ ઉત્પન્ન થાય છે. પછી તેના આત્મા અને પરનું ભાન થવા લાગે છે એટલે નીતિનો પ્રશ્ન તેના આગળ ઉભો થાય છે. નીતિ ખરેખરી રીતે જોતાં તો આત્મ વિષયક નહીં પણ પરવિષયક છે. એમ કરતાં કરતાં આખરે તેનો વિચારધર્મ પર આવી પહોંચે છે.

આ ચાર માર્ગપર રહીને, કોઇ અદશ્યવસ્તુ તરફ, કોઈ અદશ્યતત્વ તરફ, કોઇ અજ્ઞેય શક્તિ તરફ પોતે જાય છે, ત્યાં પોતે ક્યારે પહોચશે કે નહીં તે હું કહી શકતો નથી, પણ તે દિશામાં પ્રયાણ કરે છે એતો નક્કી.

ધર્મ વિષયક કલ્પના પ્રત્યેક મનુષ્યની જુદી જુદી હોય છે, કોઇ દેવને માનીને દેવળો બાંધીને, કોઇ સાધુ સંતોનાં દેવળ કલ્પીને, કોઈ પ્રાર્થના મંદિરો સ્થાપીને ઉપાસનાની વૃદ્ધિ કરે છે. પણ જો કોઈ પ્રશ્ન કરે કે—'તમારૂં દેવળ ક્યાં છે? તો હું એને નહીં કહું કે ત્યાં બજારમાં ચાર ભિંતોથી વીંટાયલું છે તે મારૂં દેવળ છે; પણ હું કહીશકે મારા દેવળને દિશા રૂપી દિવાલો છે, ઉપર આકાશ રૂપી છત છે, નીચે જમીનનો ગાલીચો છે. એવું મારૂં વિશ્વરૂપ દેવળ છે મારા ધર્મને નામ નથી. ચારે બાજુએ દેખાતું જગત અને તેની પાર પણ કલ્પનાસૃષ્ટિ એ સર્વની પાર જે કાંઇ છે તે મારા ધર્મનો પાયો છે.

એક કાળ એવો હતો કે તે સમયે એક ધર્મના લોક બીજા ધ ના લોક સાથે સ્પર્શ પણ કરતા નહિ. પાછળથી એક કાળ એવો આવ્યો કે તેમને માત્ર રોટી વ્યવહારમાં સામેલ કરતા નહિ. હાલ જમાનો એવો આવ્યો છે કે એક ધર્મના નિશાન નીચે સર્વ લોક એકત્ર થાય, તેમના વિરોધનાં મૂળ નષ્ટ થાય, તે માટે પ્રયત્ન ચાલુ થયા છે પરિસ્થિતિજ ઐક્ય કરે છે, અનાયાસે જે પ્રયત્ન ચાલે છે તે સફળ થવાજ જોઇએ. આ અપ્રસ્તુત છે એમ જાણી જો કોઇ તેનાથી વિરૂદ્ધ જાય તો તેનું કાંઈવળવાનું નથી, એટલુંજ નહિ પણ આ-ગગાડી ચાલી જતી હોય તેને થોભાવી પાછી વાળવાને માટે ખેંચનાર મનુષ્ય જેમ તેની ગતિની દિશામાં ખેંચાઇ જાય છે તેવીજ તે માણસની સ્થીતિ થશે. હાલની પરિસ્થીતિ પરથી જો તે કોઇ પણ કેન્દ્ર તરફ ખેંચાતો હોય તો માત્ર ઐક્યનાજ કેન્દ્ર તરફ; પ્રેમ તરફ; તેનામાં પ્રેમ ધર્મજ દાખલ થયો એમ જણાય છે. જગતમાં અદશ્ય તત્વ જેવું જે કાંઇ છે તેને કોઇ ઇશ્વર, કોઇ આત્મા, કોઇ તેજ, કોઈ શક્તિ વગેરે વગેરે નામ આપે છે. ગમે તેમ હોય, પણ હું તેને પ્રેમનું નામ આપું છું. '**पितासिलोकस्य चराचरस्य** બાપ કિંવા પ્રેમ. આ વિષયનો વિચાર તેજ ધર્મ વિચાર—આ સમયે સ્વાર્થ નહીં પણ સદ્‌ગુણની આવશ્યકતા છે.

ઇશ્વરે ભિન્ન ભિન્ન દેશને ભિન્ન ભિન્ન પ્રકારની બક્ષીસ આપેલી છે. કોઇ દેશ પદાર્થવિજ્ઞાન શાસ્ત્રમાં ઉચ્ચ પ્રતિની શોધ કરી રહ્યો છે.—કોઇ અધ્યાત્મિક માનસશાસ્ત્રમાં પારંગત થયેલો છે, કોઈ નીતિ શાસ્ત્રમાં પ્રવીણ છે, પણ ધર્મના ખરાશિખરે પહોચેલો દેશ જો કોઇ પણ હોય તો મારો પ્રિય હિંદુસ્થાન! બાઇબલ, કુરાન, આદિ ધર્મશાસ્ત્રો અનેક છે, પણ હિંદુસ્થાનનાં પુરાણ મનુષ્યોને જેટલાં તલ્લિન કરે છે તેટલાં અન્ય કોઇ શાસ્ત્રો કરતાં નથી. કારણ તેમાં ઉચ્ચ પ્રકારના વિચાર છે, અલંકાર છે, અને પ્રેમના પાથ છે.

હિંદુસ્થાનનો કોઇ મનુષ્ય ધ્રુવ તરફ જોઈ રહેતાં વિચાર કરે છે કે આ ધ્રુવ અહિંજ ઉગે છે, કદિ પણ હાલતો નથી, તે સ્થિર છે; પણ મારૂં જીવિત માત્ર ચંચળ છે. તે તે પર કલ્પના કરે છે. પગ લાંબા કરી, હાથ જોડી બેસી રહેનાર અવિચારી મનુષ્ય ધ્રુવની સુનીતિને ભૂલી જાય છે અને પોતાની લાલસાઓમાંજ માત્ર ફસાય છે. કલ્પનાની આ કેવી મજા! આ કોને આનંદ ના આપે? હિંદુસ્થાનને નૈસર્ગિક ઇશ્વરી બક્ષિસ એવી મળેલી

છે કે તેણે ધર્મના મૂખ્ય માર્ગપર રહેવું અને બીજાના ધર્મગુરૂ થવું. ધર્મવિષયક કાર્યમાં હિંદુસ્થાન કેટલું બધું આગળ છે ?

પરિસ્થિતિ ઐક્ય કરવા જેવી જણાય છે, તે ગમે ત્યારે પણ પોતાનું કાર્ય કરશેજ! હવે જો કોઇ મનુષ્ય પોતાના વડીલોનો ધર્મ ગણીને પ્રેમધર્મને અનુકૂળ નહી થાય તે તેને ભૂલનું ફળ મળ્યા સિવાય રહેશે નહિ. જે કાંઈ થાય છે તે અશુભ નથીજ—કારણ ઇશ્વર જે કરે છે એ સારાને માટેજ—એવો આપણા પૂર્વજોનો એક સિદ્ધાંત છે. તેનાં શાસ્ત્રમાં અનેક ઉદાહરણો મળી શકે છે. હિંદુસ્થાનજ જગતને દોરનાર તરીકે પ્રસિદ્ધ થશે. હિદુસ્તાન ધર્મના માર્ગપર ઉભું છે, પાછળના લોકને આવવાને તે વાટ જુએ છે, સર્વ એકજ દિશામાં ગતિ કરે છે, તેઓ સર્વે આવીને હિંદુસ્થાનને મળશે. ઐક્ય થશે ત્યારે મોક્ષના દરવાજા ઉઘાડવાનું કામ માત્ર મારા પ્રિય હિંદુસ્તાનનાજ હાથમાં રહેશે અને તે પણ તે કાર્ય ઘણી ખુશીથી કરશે—

इतिशिवम

ડાંચીરોડ
અમદાવાદ.

પરિખ મણિલાલ કેશવલાલ.

# कर्म विपाक.



નથી. કદાચ ત્હમો કહેશો કે—શું ત્યારે સર્પ—વ્યાઘ્રાદિકની અવગણના ન કરતાં ત્હેનો આદર કરવો શું વ્યાજબી છે તો એટલુંજ કહેવાનું કે એક શુદ્ધ સત્વના પ્રબળ આગળ તેઓ નમ્ર થઈ જાય છે, અને પોતાની સ્થિતિનું ખરૂં ભાન ભૂલી જઇને પરાધિનતા ભોગવતાં હોય એવાં જણાય છે. ત્યારે નિશ્ચય થાય છે, કે શુદ્ધ સત્વના તત્વનું આવી મળવું એ પ્રાણબળને પુષ્ટિદાયક છે. સત્વમય પ્રકૃતિ જયવન્ત નીવડે છે. આમ પ્રાણબળોને વધારવા અને સત્વમય પ્રકૃતિ થવા સારૂ ઉપવાસ વ્રતાદિ મુખ્યમાં મનાયલાં છે. પુરૂષને સૂર્યાદિ વ્રતો અને સ્ત્રીઓને ચંદ્રાદિ વ્રતો નિર્માણ થયાં છે, તો પણ પ્રકૃતિને અનુસાર ઉભયનું સંમિલન પણ હોઈ શકે છે. અવસ્થાનું પ્રમાણ પણ જોવું જોઇએ છીએ. પછી એ અવસ્થા કોઇને વહેલી આવે કે મોડી ત્હેની કાંઈ પરવા ધરવા જેવું નથી. જેમ પુરૂષને દાઢી મૂછનું ઉગવું અમુક અવસ્થામાં આવ્યા વિના સંભવે નહી. સ્ત્રીઓને ઋતુમાં આવવાની પણ અવસ્થા છે. તેમ વ્રતો ઉપવાસાદિક નિયમો અમૂક અવસ્થાવિના ફલદાયી નથી, એમ જેઓએ જાણ્યું છે, તેઓ ખરેખરાં ચતુર છે. અવસ્થાનું અને ક્રિયાનું બરાબર પ્રમાણ જોઇએ તેવા યોગમાં આવી મળે ત્યારેજ કાર્યસિદ્ધિ થવા સંભવ છે. અને ત્યારેજ પ્રાણબળો વિશ્વવહન તરફ વહેવાને સમર્થ થઇ શકે છે. એક વ્રત કર્યું અથવા એકજ ઉપવાસથી કાર્ય થતું નથી. એતો અનુક્રમે શ્રેણી પરમ્પરા હોવી જોઇએ. દરેક વ્રત અને ઉપવાસનાં જુદાં જુદાં વિધાન—અને ફ્લો છે, પ્રતિસંવત્સર એ વિધાન અને ફ્લોનાં અનુસન્ધાન થતાં છેવટે દરેકનાં અખંડ અવિનાશી સ્વરૂપો યોજાઇ સર્વે તેને દિવ્ય બનાવે છે; આકૃતિમાં તે સ્પષ્ટ જણાઇ આવે છે ત્યારે ત્હેને આપણે પુણ્યશાળી. ધર્મી જીવ કહીએ છીએ; અને આવી ક્રિયાઓ કરવા છતાં આકૃતિ દિવ્ય હોતી અથવા થાતી નથી તો સમજવું કે કૃતિ પાપમય છે. મુખાકૃતિ ઉપર જે જાતના જમા ઉધાર ના લેખો લખાય છે, તે પ્રમાણે ત્હેનાં સ્વરૂપો ભિન્ન ભિન્ન થતાં જાય છે, એ વાત આપણે આગળ કહી ગયા છીએ, આકૃતિ દિવ્ય કરનારી જે કૃતિઓ ત્હેનું નામ પુન્ય અને આકૃતિને ઝાંખી કરનારી જે જે કૃતિઓ તેતે પાપ; પુણ્ય અને પાપની આપ્રમાણે વ્યાખ્યા સમજી શકાય છે. પુણ્યથી ધર્મ અને ધર્મથી પુણ્ય તેમજ અધર્મથી પાપ અને પાપથી અધર્મ આમ મનુષ્યોમાં બોલવાનો રિવાજ અનાદિ ( ઘણા લાંબા વખત) થી ચાલ્યો આવે છે. આ જગ્યાએ ભવ્ય એ શબ્દથી તદન જુદાજ અર્થનો દિવ્ય શબ્દ સમજવાનો છે જે પ્રાણ બળોની વૃદ્ધિ કરે છે તે દિવ્યતા છે સ્થુલની વૃદ્ધિ તે ભવ્યતા છે. શરીર કૃશ હોય તો પણ પ્રાણબળો વિશેષ હોય છે. પ્રાણબલોની વૃદ્ધિ માટે મુખ્યમાં તો વિશ્વમાન્ય એકાદશી છે. વહેલું ઉઠવું અને શીતળ જળનાં સ્નાન તથા ભોંયપથારી એ દેહને કઠણ કરનારાં તથા પ્રાણબળ વધારનારાં ગણાયાં છે. તો પણ આ વિશ્વમાન્ય એકાદશીની રચના જરા સમજવી જોઇએ.

"વ્રતરાજ"મા એકાદશીનાં ગમે તે મહાત્મ્ય—વ્રત અને ફલો લખ્યાં હોય ત્હેની સાથે આપણે કાંઈ સંબંધ નથી. વૈદકશાસ્ત્ર ધર્મશાસ્ત્રની સાથે તથા જ્યોતિર્શાસ્ત્ર ધર્મ સંબંધી સદ્ધર્મોની સાથે કેવી રીતે એકત્રતા ધારણ કરે છે, તે સમજતાં ત્હમો આશ્ચર્ય ગરકાવ થશો.

પંદર પંદર દિવસે એક ઉપવાસ કરવો, એમ વૈદક અને ધર્મશાસ્ત્ર બંને ફરમાન કરે છે અને તેથી અપક્વની પક્વતા થઇ શરીરની અંદરની શુદ્ધિની સાથે વૃદ્ધિ કરવા તત્પર હોઈ પ્રાણબળોને પણ વધારે છે. બીજી કોઇ તિથિ મહણ ન કરી, પરન્તુ એકાદશીનું

જ ખાસ કારણુ હોય એમ જણાય છે. ચંદ્ર અને તેની કળાઓ સૂર્યથી વૃદ્ધિ પામે છે. એટલે સૂર્યનાં કિરણો ચંદ્ર દ્વારાએ, આખિશ્વનું પોષણુ કરે છે અને તે બહુજ શાંતિની સાથે. સૂર્યની એક કળા ગ્રહણુ કરે તેને પ્રથમ તિથિ ઠરાવીએ. બે કળાઓ ગ્રહણુ કરે તેને બીજી તિથિ કહીએ. એ પ્રમાણે પંદર દિવસ સુધી એક એક કળા વધતી જાય છે, હવે વિશ્વ વહનની સાથે સામ્ય થવાને જે રાજયોગનો મધ્યમ રસ્તો છે, તે ગ્રહણુ કરીએ. ચંદ્રની પ્રથમ કળા અદૃશ્ય રહે છે, માટે બીજે દિવસથી બે કળા ત્રીજા દિવસની ત્રણકળા એમ દશ દિવસ સુધીની દશ કળાઓનો કુલ્લ એકંદર સરવાળો ચોપન થાય છે. ચોપન એક માળાનો મધ્યસ્થ છે. વચ્ચે એકાદશી સ્થીતછે હવે દ્વાદશીની બાર પછી તેર, ત્યાર પછી ચૌદ અને છેવટ પંદર. બધો કુલ સરવાળો ગણો જોઇએ શું થાય છે. ચોપન કે વધારે ! એક બાજુએ ચોપન —બીજી બાજુએં ચોપન—માળાના એકસોને આઠ મણકા-મધ્યમાં સર્વો પરિ એકાદશી મેરૂ સમજવો. માળાના એકસો આઠ મણકાનું સ્મરણુ કરો. તે શું બતાવી આપે છે તે ચંદ્રની દરેક દિવસની કળાનાં જુદાં જુદાં સ્વરૂપો છે. આ ઉપરથી માળાથી જપવુ. અને એકાદશીના વૃત્તનું વિશ્વમાં કેટલું માન્ય હોવું જોઇએ; અને સ્થુલ પદાર્થથી પણુ અજ્ઞાત માયાવી માનવીઓ આવા વિશ્વના રહસ્યવાદને શું સમજી શકે ? જો તમે પ્રાણુબળની વૃદ્ધિ કરી વિશ્વવહન તરફ જવાને પ્રયાસ કરતા હોતો, આ સમારંભ કરવા યોગ્ય એકાદશિના વૃત્તનું યથાસ્થિત પાલન કરો. ફલાહાર પણુ આ વૃત્તમાં યોગ્ય નથી. **पुष्णामि चौषधीस्सर्वाः सोमोभूत्वा रसात्मकः** એ તમે વાંચ્યું છે ? સજીવન વસ્તુઓ અને નિર્જીવ વસ્તુઓનું પણુ યથાસ્થિત પોષણુ કર્યા કરે છે, ફક્ત ઔષધીયોનુંજ નહીં, કારણુ કે પાણી પણુ ચંદ્રકિરણો વાળું જુદા પ્રકારના ગુણવાળું થાય છે. માટીનાં પડ અને ઢેફાં ઉપર પણુ સૂર્યચંદ્રની અસર થયા વિના રહેતી નથી. ભરતી ઓટનો એક સામાન્ય નિયમ છે અને તે ઘણા ખરાઓ જાણે પણુ છે સૂર્ય કરતાં પૃથ્વીને ચંદ્ર લગતો હોવાથી તે વધારે અસરકારક છે. વળી ધીમી ગતિ વાળો તથા સૂર્યનાં કિરણોને જુદે જુદે રૂપે ધારણુ કરે છે તેથી સૂર્ય અને ચંદ્ર પ્રાણુબળ વધારવામાં બહુ બહુ પ્રકારે ઉપયોગી છે, જો કે આખું આકાશ મંડળ ખપનું તો છે. પૃથિવ્યાદિ, વાય્વાદિ જલાદિ, સર્વ એક નહીંતો બીજે રસ્તે પણુ ઉપયોગી છે, અનાજ, ફળ ફુલ વગેરે દ્વારાએ પૃથવીમાંથી પ્રાણુબળ વધારી શકીએ છીએ. પંચપ્રાણુ જુદે જુદે ક્રમે વૃદ્ધિંગત થાય છે. તો પણુ એ પાંચેનો એક મૂળમાં સમાવેશ થાય છે, અને તે સ્થુલ રૂપે વૃદ્ધિ પામ્યા પછી આગળ ત્હેનો સંબંધ માનસિક ભૂવનમાં થાય છે. તે જોઇએ. અમે એવું પણુ જોયું છે કે પ્રાણુ બળો જેમ એક સાથે વૃદ્ધિંગત થતાં નથી તેમ તેઓ એકી સાથે જતાં પણુ નથી. કયા ક્રમમાં જાય છે, તે પણુ નક્કી નથી. વળી એવું પણુ જોવામાં આવ્યું છે કે ઘણાં મનુષ્યો જીવતા હોવા છતાં ત્હેમનાં પ્રાણુબળો બીજા સત્વમાં વૃદ્ધિંગત થતાં હોય છે અને આંહી ક્રિયા શૂન્ય જેવું જણાય છે. તેનજ ઘણાં પ્રાણુ બળો દેહનો નાશ થયા પછી પણુ ટકી રહેલાં હોય છે. અને ક્રિયા શાંત હોય છે જો ત્હેમને દેહ અર્પમાં આવે તો તેઓ પાછાં ક્રિયાની શરૂ આત કરતાં જોવામાં આવે છે. એટલી વખત તેઓ વાસના અથવા સૂક્ષ્મ દેહમાં ટકી રહે છે, અને દેહમાંથી બહાર નીકળ્યા પછી પણુ તેઓ એજ દેહમાં રહે છે. પણુ સંસ્કાર સારા નહીં હોવાથી અથવા વાસનાઓ પૂરે પૂરી તૃપ્તિ નહીં પામેલી હોવાથી આમ ભટકવું પડે છે. એટલા માટે વાસનાઓનો દેહધારીઓએ ક્ષય કરતાં શીખવું જોઇએ. એટલા વાસ્તે બે

ઉપાય મુખ્ય છે. ત્યાગ અને સંતોષ આ બેમાં બીજા ઘણા શમ-દમાદિનો સમાવેશ થઇ જાય છે. આપણે જરા વધારે વાતપર આવી ગયા પણ પ્રાણબળો વધારીને કરવું શું ? એ એક સવાલ ઉભો થાય છે. ખુલાસો એવો છે કે ધર્મ અર્થ અને કામ એમાંનું કાંઇ પણ તે સિવાય સાધી શકાય નહીં. જે માણસો નિર્બળ છે, તેઓ એ વિશ્વવહનની ત્રિપુટી માંથી એકે પણ મેળવી શકે નહીં **अजागलस्तनस्येव, तस्यजन्मनिरर्थकम्** એ એક સામાન્ય વાક્ય છે, તો પણ પ્રાણબળની મહત્તા બતાવી આપે છે. એ પ્રાણબળોનો ઉપયોગ વધ્યા પછી સમદષ્ટિના રૂપમાં થાયતો તો વળી તેની ખૂબી બહુજ દીપી નીકળે; ઘણા મહાત્માઓ આવા પ્રકારના હોય છે. તેઓ પોતાની વિભૂતિઓ ઠામ ઠામ વેરતા જાય છે. તો પણ ગ્રહણ કરનારા પોતાની શક્તિ પ્રમાણે ગ્રહણ કરી શકે છે, વખતે ગ્રહણ નથી પણ કરી શકતા તેમ તેઓ સમદષ્ટિ વાળા છે, તો પણ પાત્ર અને પાત્રની ક્રિયા તથા અવસ્થાનું પ્રમાણ જોઇ આપે છે. જેમ ઉતરી ગયલા ઘોડાનું દૃષ્ટાન્ત આપ્યું છે તેમ વિચારવું કે કેવળ વૃદ્ધ અને અશક્ત થઇ ગયેલાઓને ગમે તેવી વિભૂતિ આપે પણ તેઓ ઉગતા નવપલ્લવસમ કંઇ દીપી નીકળે નહીં, આપણે અવસ્થાના ભેદની પણ વાત લક્ષમાં રાખવા જોગ છે. ઘણા ગરીબ મા બાપનાં છોકરાં કોઇ એવા યોગમાં આવી ગયાથી તેઓ ખંડખંડ પ્રસિદ્ધિ પામી ગયાં છે. ધર્મ સંબંધીનુંજ જ્ઞાન તે દરેક અવતારમાં આગળ વૃદ્ધિ પામતું જાય છે, અને ઘણાં ખરાં ગરીબ માણસો ધર્મવાન હોય છે અને એવાઓને ત્યાં ઉત્પન્ન થયેલાં બાળકો પોતાના પૂર્વના વહનને અવલમ્બન કરનારાં હોઇ ધર્મ સહાયક હોઇ શકે છે. એવા મૂળમાં ધર્મની વિશુદ્ધિ ઘણું ઉત્તમ પ્રકારની હોય છે, અને વિશ્વના સામાન્ય ધર્મનું તત્વ તેમાં વિશેષ રૂપે જોવામાં આવે છે. હેનો ફેલાવો થવાનું મુખ્ય કારણ પણ એજ હોય છે. તે ધર્મમાં ઉત્સાહ ઉત્પન્ન કરનારૂં છે, હેને વળગી રહેવાના નિયમો ટુંકા સહેલા સરલ અને દૃષ્ટાન્તોથી ભેદ-મર્મ વધારનાર હોવા જોઇએ તેવા છે અને એ સિદ્ધાન્તો તથા દૃષ્ટાન્તોમાં તરબોળ કરી ધર્મજીજ્ઞાસુ બનાવે એ મુખ્ય હોવું જોઇએ.

આપણે આગળ ચાલતાં ચાલતાં કેટલાક આગળ વધીએછીએ, તે પાછું વાળી જોયા સિવાય જાણી શકાતું નથી. અસલ સ્થિતિ સાથે દરેક વખતે મુકાબલો કરવાનું કાંઈ પ્રયોજન નથી. તો પણ દૃષ્ટા તે જોઇ શકે છે, અને એવા નિયમો વિનાના કેટલા પાછા હઠતા જાય છે, અને મૂળનાં સ્વરૂપો કેટલાં બદલાઇ ગયાં છે, તે જાણી શકાય છે. યોગની સાધારણ સ્થીતિથી અભ્યાસમાં આગળ જનારો નિત્ય નવું તેજ વધારતો જાય છે, ધટ્ટ કરતો જાય છે, અને મેળવતો જાય છે, આપણે તામ્ર અને સુવર્ણનાં પરોની આગળ વાત કરી ગયા છીએ, તે બરાબર લક્ષમાં રાખવા યોગ્ય છે. ક્રિયા શુન્ય તથા ક્રિયા વિમુખમાં પણ તેજની સ્થિતિ તથા લય થતો જોવામાં આવે છે.

ધર્મનો સહાયક અર્થ છે. અર્થ વિના ધર્મ જોઇએ તેવા રૂપમાં પાળી શકાતો નથી સાહાઇને અંગે પણ કેટલાક અર્થની જરૂર છે, ધર્મ દ્વારાએ અર્થનો સંચય કરવાથી ધર્મની જ વૃદ્ધિ થાય છે, અને અધર્મ દ્વારાએ મેળવેલા અર્થથી ઘણે અંશે અધર્મની વૃદ્ધિ થતી જાય છે. ધર્મના અર્થથી ઇચ્છિત પ્રાપ્ત થાય છે, અને તે ટકી રહેવા સમર્થ છે. અધર્મના અર્થથી પણ ઇચ્છિત તો આવી મળે પણ તે જુજ મુદ્દતમાં ફનાફાતીયા થઈ જાય છે.

અર્થ અને ઇચ્છિત એ બંને આવી મળવાથી ઘણી ગડમથલ થાય છે. અને ત્યાંથી એવા યોગમાંથી આગળ વધવાનું થાય છે કે પાછા વળવાનું થાય છે, એ પણ એક જાતની કસોટી છે, અને તે માર્ગ દર્શક છે. આ પ્રસંગે એટલું યાદ રાખો કે અવતારની સાંકળોની કડીઓને સંધિ વાળી કરવામાં આવે છે. એક પરિવર્ત્તન–મૂળમાંથી નીકળ્યા પછી પાછા ફરીને અસલ જગ્યાએ આવીને એકત્ર થાય તેને એક પર્યવસાન માન્યું છે. અવતાર પરંપરામાં ત્હેનો અનુભવ થાય છે, અને ત્હેનો સંગ્રહ કરવામાં આવે છે, અને ત્હેને અન્તે મોક્ષ ચતુષ્ફળ છે. આ પ્રમાણે ધર્મ–અર્થ, કામ, અને મોક્ષની શ્રેણી નિર્માણ થયેલી છે. ત્હેમાં ધર્મ પ્રથમ અને મુખ્ય જરૂરનો છે અને તે ધારણ કરવા દેશ–કાળ અનુસાર ઘણા વિભાગોમાં જોવામાં આવે છે, પણ તે એક મુળની જુદી જુદી શાખાઓ કે ફાંટા છે, અને તે સર્વ એક મૂળનું પોષણ કરનારા છે, મૂળથી જુદા પડેલા પોષણ મેળવી શકતા નથી, તેમ મૂળને પોષણ આપી શકતા નથી.

મૂળદ્વારાએ થડને અને આખા વૃક્ષને પોષણ મળે છે, અને તેથીજ તે નવપલ્લવ પુષ્પિત અને ફલિત થાય છે, તો પણ વૃક્ષનો કોઇ અમૂક ભાગ રોગીષ્ટ થવાથી પોષણ મેળવી શકતો નથી. તેમ સમગ્ર મનુષ્ય જાતિનું મૂળ ધર્મમાં રહેલું છે, તેમ છતાં જોઇએ તેવું ફલ મેળવી શકે નહીં એ સમષ્ટિનું રોગિષ્ટ રૂપ જાણવું. શરીરનો કોઇ અવયવ રોગથી પીડાતો હોયતો જેમ સારા ડોકટરો સુધારીને અસલ સ્વરૂપમાં જુદો ન જણાઇ આવે એવી રીતે મેળવી એક કરી દે છે તેમજ ધર્માચાર્યોએ આ જાણવું બહુજ ઉપયોગનું છે.

આપણા દેશ ઉપર જુદી જુદી જાતિઓના અસંખ્ય હુમલાઓનું પરિણામ એ આવેલું છે કે, ધર્મના રસ્તાઓનો અર્થહાનીને લીધે લોપ થતો જોવામાં આવે છે અને યૂરેપિઅન પ્રજાના સંસર્ગથી અને ત્હેમની છાયાથી અનુકરણને લીધે તાત્કાલિક ફાયદાઓ શોધવાની રીતિનું ગ્રહણ કરવામાં આવતું જાય છે. હજારો કે લાખો દરદીઓ ધર્મના યથાસ્થિત નિયમો નહીં પાળ્યાથી શરીર–મન–પ્રાણ અને આત્મ બળની વૃદ્ધિના નિયમોને નહીં જાણવાથી–હાથમાં શીશીઓ લેઇ સવારના પહોરમાં દવાખાનામાં માણસોની ભીડમાં પસાર થતાં જોવામાં આવે છે. તેમાંનું કોઇએ જાણતું નથી કે શું દવા છે ! તેઓ તો ડોકટર કે વૈદ્યને પૂછે છે કે, ભાઈ આ દવાથી મ્હને સારૂં થઇ જશે ? ને કહે છે કે--હા. દિવસમાં ત્રણ વખત પી જવું—જા મટી જશે. એને તો પૈસા વસુલ થયા કે બસ. પછી મટવાનું હોયતો મટે, ત્હેની ત્હેને જરા ફિકર પણ ન મળે. તેમાંના કોઇ માનસિક રોગ વાળાને કહીએ કે બાઇ જરા સવારમાં અને સાંજે અરધો અરધો કલાક ધ્યાન ધરવાની ટેવપાડો તો ત્હમોને થયેલો રોગ મટી જશે, મફતના શા માટે દવાખાને આંટા ખાઓછો. અને પૈસા ખરચો છો, તો તે આવી વાતને હસી કહાડશે અને એથીતે કાંઈ રોગ મટતા હશે ? એવું બોલી આપણને એ સુધરેલા અવગણશે અને દેડીયા ધારશે, પણ જ્યારે થાકશે ત્યારે ઠેકાણે આવશે. શારીરિક રોગનું પણ આ પ્રમાણે કેટલુંક નિદાન કરી શકાય.

માનસિક–રોગ–શમન-વિદ્યાના ઉપાસક મી. લેડબીટરે પોતાના એક ભાષણમાં એના ઉપાય તરીકે–સ્નાન અને ધ્યાનને મુખ્ય ગણ્યું છે મનની ચંચળતાને લીધે થતા રોગોમાં તેની જરૂર છે તેમજ શારીરિક ઘણા રોગો ઉપવાસથી મટી ગયા જાણવામાં આવે છે.

જેઓએ મનોબળને પ્રાણુબળોની વૃદ્ધિ કરી છે, તેમને રોગ બહુ સપડાવી શકતા નથી, અને કદાચ સપડાવે છે તો તે બહુ ઉગ્ર સ્વરૂપમાં નહીં અને તરત પાછા નિવૃત્ત થઇ જાય છે, ધર્મના નિયમો પાળવાથી એક રીતે આપણે અર્થશાસ્ત્રને પણ મદદ આપીએ છીએ પરોક્ષ રીતે બીજાઓનો ઉપકાર પણ કરી શકીએ છીએ. આરોગ્યના જેજે ફાયદાઓ છે, તેથી પણ વિશેષ આ ધર્મના નિયમોનું યથાસ્થિત પાલન કરી શરીર મન પ્રાણુ નિર્મળ રાખી દ્રવ્યોપાર્જન કર્યાકરવું. એમાંજ કલ્યાણુની વાત સમાવેશ પામી જાય છે.

મહાકર નાગર.

# ॥ સ્વામી શ્રી વિવેકાનંદ સાથેનો વાર્તાલાપ, ॥

( અનુસંધાન ગતાંકથી. )

૯

### જાતિ અને ગુણુ પ્રમાણે ચતુર્વર્ણની વ્યવસ્થા—પશ્ચિમમાં બ્રાહ્મણો અને ક્ષત્રિઓ—બંગાળાની કુલ-ગુરુસંસ્થા.

[ શ્રી પ્રિયનાથસિંહ ]

મર્હુમ બલરામ બસુના ગૃહે કલકત્તામાં સ્વામીજી રહેતા હતા ત્યારે હું તેમને એકવાર મળવા ગયો હતો, જાપાન અને અમેરિકા વિષે સંભાષણથી વાતચીત ચાલ્યા પછી મેં પૂછ્યું "ઠીક, સ્વામીજી, પશ્ચિમમાં આપના કેટલા શિષ્યો હશે ?"

**સ્વામીજી** ।—ઘણાએ છે.

**પ્રશ્ન**।—આશરે બે અથવા ત્રણેક હજાર ?

**સ્વામીજી**।—એથી પણુ વધારે.

**પ્રશ્ન**।—આપે એ સર્વેને મંત્રદીક્ષા આપી છે ?

**સ્વામીજી** ।—હા.

**પ્રશ્ન**।—શું તમે તેમને પ્રણુવનો ઉચ્ચાર કરવાની રજા આપી છે. ?

**સ્વામીજી** । — હા.

**પ્રશ્ન** ।—મહારાજ ! તમે શી રીતે રજા આપો છો ? સમાજનું તો કહેવું છે, કે શુદ્રોને પ્રણુવનો અધિકાર નથી; બ્રાહ્મણો સિવાય બીજા કોઇનો નથી. આ ઉપરાંત વળી પાશ્ચાત્યો તો શુદ્રો એ નહિ પરંતુ મ્લેચ્છો છે.

**સ્વામીજી** ।—મેં જેમને દિક્ષા આપી છે તે બ્રાહ્મણો નથી એમ તમે શી રીતે જાણ્યું ?

**પ્રશ્ન**। —યવનો અને મ્લેચ્છોની ભૂમિમાં હિંદની બહાર તમને બ્રાહ્મણો ક્યાં આગળ મળી આવવાના છે ?

**સ્વામીજી** ।—મારા બધાએ શિષ્યો બ્રાહ્મણો છે ! બ્રાહ્મણો વિના બીજા કોઇનો પ્રણુવ માટે અધિકાર નથી, એ શબ્દોના સત્યનો હું બેલાશક સ્વીકાર કરૂંછું; પરંતુ એકાદ બ્રાહ્મણુનો પુત્ર હમેશાં અવશ્ય કરીને એક બ્રાહ્મણુજ હોતો નથી; જો કે તેના તેવા બનવાનો દરેક પ્રકારનો સંભવ છે. છતાંએ કદાચ તે તેવો ના એ થાય. બાગબાઝારના અઘોરચક્રવર્તિના, વાજાવાનું કામ કરનાર, નવીન ધારણુ કરેલી જાતિનાં સર્વ પ્રકારનાં કાસદાં કરનાર ભત્રિજા વિષે તમે સાંભળ્યું નથી ? શું તે એક બ્રાહ્મણુનો પુત્ર ન હતો ?

બ્રાહ્મણુ જાતિ અને બ્રાહ્મણ્યના ગુણો એ ઉભયે ભિન્ન ભિન્ન પ્રકારની બાબતો છે. હિંદમાં એક માનવિ જ્ઞાતિ વડે બ્રાહ્મણુ મનાય છે, પરંતુ પશ્ચિમમાં તો તેને પોતાના બ્રાહ્મણ્ય ગુણો વડે પોતે આવા હોવાનું સાબીત કરી આપવું પડે છે. જેમ—સત્વ, રજસ, તમસ ત્રણુ ગુણો છે તેમ એકાદ માનવિને બ્રાહ્મણુ, ક્ષત્રિય, વૈશ્ય અથવા એક શુદ્ર રૂપે દર્શાવી આપતા ત્રણુ ગુણો છે.

આપણા દેશમાંથી તો એક બ્રાહ્મણ અથવા એક ક્ષત્રિય, બનવાના ગુણો નાશ પામતા જાય છે, પરંતુ પશ્ચિમમાં તો અત્યારે લોકોએ ક્ષત્રિયત્વની દશા પ્રાપ્ત કરી છે, તેના પછીનું પગલું બ્રાહ્મણત્વ માટેનું ભરવામાં આવશે, તેમનામાંના ઘણાએ આ માટે તૈયાર બન્યા છે.

**પ્રશ્ન**।—ત્યારેતો પ્રકૃતિએ સાત્ત્વિક હોય તેમને તમે બ્રાહ્મણો કહેવા માગો છો?

**સ્વામીજી**।—બરોબર એમજ. જેમ સત્વ, રજસ તમસ ગુણોમાંનો એક અથવા બીજો ગુણ થોડો અથવા વધારે દરેક માનવિમાં હોય છે, તેમ એકાદ બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અથવા શુદ્ર બનાવતા ગુણો ઓછા અથવા વધારે દરેક માનવિના અંતરમાં વસેલા હોય છે. પરંતુ સમયેસમય આમાંનો એક વા અન્યગુણ ઓછા વત્તા પ્રમાણમાં તેનામાં આગળ તરી આવે છે તથા તદનુસાર તેનામાં આવિર્ભાવ પામે છે. દૃષ્ટાંત તરીકે માનવિને તેના જુદા જુદા ધંધામાં નિહાળો; જ્યારે તે પગાર માટે બીજાની સેવામાં લાગેલો હોય છે ત્યારે તેનામાં શુદ્રત્વ ઉભરાતું હોય છે; જ્યારે તે ખાસ પોતાના લાભ માટે કેટલાંક કાર્ય પાર ઉતારવામાં લાગેલો હોય છે ત્યારે તેનામાં વૈશ્યત્વનો આવિર્ભાવ જણાઇ આવે છે; જ્યારે અન્યાયનો ન્યાય આપવાના કાર્યમાં તે મચે છે ત્યારે તેનામાં ક્ષત્રિયત્વનો ગુણ જણાઇ આવે છે; જ્યારે તે તેનો સમય ઇશ્વરના ધ્યાનમાં ગાળે છે અથવા તેના વિષેના વાતાલાપમાં ગાળે છે ત્યારે તેનામાં બ્રાહ્મણત્વ ઉભરાઇ આવે છે. નહિતો પરશુરામ એક ક્ષત્રિય અને વિશ્વામિત્ર એક બ્રાહ્મણ કેવી રીતે બની શકયા?

**પ્રશ્ન**।—તમે જે કહ્યું તે બરોબર બંધબેસતુ જણાય છે; છતાંએ આપણા પંડિતો અને કુલગુરૂઓ શા માટે આવી બાબતનો ઉપદેશ નહિ આપતા હોય?

**સ્વામીજી**।—આપણા દેશનાં મહા અનિષ્ટોમાંનું તે એક છે, પરંતુ હવે એ વાતને પડતી મુકો.

અત્રે સ્વામીજીએ પાશ્ચાત્યોના વ્યાવહારિકતાના જુસ્સાનાં વખાણ કર્યાં; તથા તેઓ જ્યાં ધર્મની બાબત હાથ ધરે છે ત્યાં કેવી વ્યાવહારિકતા દર્શાવી આપે છે તે જણાવ્યું.

**પ્રશ્ન**।—ખરેખર મહારાજા એટલું તો મારા સાંભળવામાં આવ્યું છે, કે તેઓ ધર્મનો અભ્યાસ આરંભતાં તેમનામાં આધ્યાત્મિક અને અને સૂક્ષ્મ શક્તિયો શીઘ્ર વિકાસ પામે છે.

**પ્રશ્ન**।—ખરેખર મહારાજ! એટલું તો મારા સાંભળવામાં આવ્યું છે કે તેઓ ધર્મનો અભ્યાસ આરંભતાં આધ્યાત્મિક અને સૂક્ષ્મશક્તિયો શીઘ્ર વિકાસ પામે છે. એકવાર સ્વામી શારદાનંદે તેમના એક પાશ્ચાત્ય શિષ્યે તેમને લખેલો પત્ર મને બતાવ્યો: માત્ર ચાર માસના સાધનોના અભ્યાસવડે એ લખનારનામાં ઉચ્ચવિકાસ પામેલી આધ્યાત્મિક શક્તિયોનું તેમાં વર્ણન આપવામાં આવ્યું હતું.

**સ્વામીજી**।—હવે તમે સમજ્યા! પશ્ચિમમાં એ બ્રાહ્મણો છે કે નહિ, એ હવે તમારાથી સમજી શકાશે. અત્રે આપણા દેશમાં પણ બ્રાહ્મણો છે, પરંતુ તેઓ તેમના ભયંકર જૂલ્મવડે દેશને વિનાશના કીનારા ઉપર લાવી મુકવાનાં પગલાં ભરે છે, આના પરિણામરૂપે તેમનામાં સ્વાભાવિક રીતે જેનો સમાવેશ થાય છે તે પણ ક્રમે ક્રમે વિનાશ પામતું જાય છે. ગુરૂ પોતના શિષ્યને એક મંત્રની દીક્ષા આપે છે, પરંતુ આવી બાબત તો તેને મન એક ધંધા સમાન બની ગઇ છે. વર્તમાનકાળે એક ગુરૂ અને તેમના શિષ્ય વચ્ચેનો સંબંધ પણ કેવો અદ્‌ભૂત પ્રકારનો પ્રવર્તે છે! કદાચ ગુરૂ પાસે ગૃહ આગળ કંઇ પણ ખાવાનું હોતું નથી, તેની પત્ની આ બાબત તેના લક્ષ ઉપર લાવીને તેને કહે છે, "વ્હાલા, વિનતિ કરૂં છું કે એકવાર ફરીથી તમારા શિષ્યો પાસે જાઓ. આખો દિવસ તમારા પાસા રમ્યાં કરવાથી આપણી ક્ષુધાની શાંતિ થશે?" બ્રાહ્મણ ઉત્તરરૂપે કહે છે, "બહુ સારૂં, આ બાબતનું તું મને કાલ સવારમાં સ્મરણ કરાવજે. અમુક અમુક નામનો મારો શિષ્ય ખુબ ભાગ્યવંત બન્યો છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે; આ ઉપરાંત વળી ઘણા સમયથી હું તેની પાસે ગયો નથી." બંગાલમાં તમારી કુલ–ગુરૂ સંસ્થાની આવી દશા થઇ પડી છે! પશ્ચિમમાં કુલ-ગુરૂ ધર્મનો હજુ સુધી આટલો બધો અધોપાત થયો નથી; સમગ્રરૂપે જોતાં તમારા કરતાં તે ઉત્તમ દશામાં છે.

---

આધારસ્તંભ:
એક અભેદમાર્ગ પ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
મુંબઈ.

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૬—અંક ૯ ] (માસિક.) [ જુન. ૧૯૧૧. ]

અનુક્રમણિકા.



ધી. યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં—મોતીલાલ રામભાઈએ છાપ્યું

મળ્યું સ્નેહ સુકાન જ સીધું:
સખિ ! ડગ અડગ જ અન્દર ગોઠયું ! સખિ !૦

ભર દરિયે દીઠું દિવ્ય દુહેરૂં:
સખિ ! ત્હારૂં જ્યોતિ શું દૂર અનેરૂં ! સખિ !૦

પ્રણયાબ્ધિ પ્રયાણ રસીલું:
હજો, સખિ ! મીઠડૂં સાગર કેરૂં ! સખિ !૦

ભવસાગરથી ય અધિકું:
સખિ ! સુરસાગરમાં ઘર કીધું ! સખિ !૦

દ્વારિકા બન્દર
સ્ટીમર 'આફ્રિકા:' રોયલ મેલ;
૬: માર્ચ: ૧૯૧૦

સાગર.

---

# दिलवरने.

અયે ! દિલબર ! દિવાનાને કરે એ હાલ, કાં વ્હાલી ?
ચુમાવી દે અજબ ખુશબો ! ગુમાવી મ્હેં બધી લાલી !

હવે હું પાયમાલીમાં ! મગર તૂં રંગ બેરંગી—
મઝાઓ મેળવીને કૈં બને છે ઑર ઉમંગી !

જિગર જલતૂં અરે ! મ્હારૂં ! તૂં કાં આરામમાં મ્હાલે ?
હૃદય વ્હેતૂં થયૂં મ્હારૂં: અરે રે ! આંસુડાં ચાલે !

ભલે ! ના લૂછજે તૂં યે ! શી રીત્યે બન્ધ રાખૂં રે !
ખરેખર ! ફાટતી છાતી ! અને છો ધોધ વ્હેતો એ !

ભલે ને રંગમાં રહેજે ! અગર બેરંગ નો
મગર, મસ્તાન ત્હારાને ભલે

હૂં તો ગમ ...નો રંજ છે, પણ ઘણા ગ્રાહકોનું લેવાનાં
અગર હૂં ...ના રૂપીઆ જરૂર મોકલી આપવા મેહેરબાની

હમો
વ્યવસ્થાપક.

R. No. B. 764.

પ્રસ્થાપક મણિલાલ નભુભાઈ દ્વિવેદી.
હાલ અભેદમાં પ્રવાસી,

મંત્રી
પ્રૉ. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ., એલ. એલ. બી.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સમ્બન્ધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधोमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૬—અંક ૯ ] (માસિક.) [ જુન. ૧૯૧૧. ]

## सागरमां घर.

( આશાગોડી રાગિણી. )

સાગરમાં ઘર કીધું:
 સખિ ! મ્હેં તો સાગરમાં ઘર કીધું !
દીધું ભાતુ ત્હેં રાખી લીધું:
 સખિ ! નથી સાથે બીજૂં કશૂં સીધું ! સખિ !૦

ભરી દીધૂં પ્યાલૂં ત્હેંજ પીધૂં:
 સખિ ! ઘણું જગત હવે જોઇ લીધું ! સખિ !૦

સારી આલમે રૂશણું લીધૂં:
 સખિ ! નથી તોય જિગર જરી બીધૂં ! સખિ !૦

મુજ ચિત્ત ત્હેં મસ્ત શૂં કીધું:
 સખિ ! પાછૂં ઘેન ગરીબીનૂં દીધૂં ! સખિ !૦

મળ્યું સ્નેહ સુકાન જ સીધૂં:
    સખિ ! ડગ અડગ જ અન્દર ગોઠ્યૂં !    સખિ !૦

ભર દરિયે દીઠૂં દિવ્ય દ્હેરૂં:
    સખિ ! ત્હારૂં જ્યોતિ શૂં દૂર અનેરૂં !    સખિ !૦

પ્રણયાબ્ધિ પ્રયાણ રસીલૂં:
    હજો, સખિ ! મીઠડૂં સાગર કેરૂં !    સખિ !૦

ભવસાગરથી ય અધિકૂં:
    સખિ ! સુરસાગરમાં ઘર કીધૂં !    સખિ !૦

દ્વારિકા બન્દર
સ્ટીમર 'આફ્રિકા:' રૉયલ મેલ;
૬: માર્ચ: ૧૯૧૦

सागर.

---

# दिलबरने.

અયે ! દિલબર ! દિવાનાને કરે બે હાલ, કાં વ્હાલી ?
ચુમાવી દે અજબ ખુશબો ! ગુમાવી મ્હેં બધી લાલી !

હવે હું પાયમાલીમાં ! મગર તું રંગ બેરંગી—
મઝાઓ મેળવીને કેં બને છે ઑર ઉમંગી !

જિગર જલતૂં અરે ! મ્હારૂં ! તૂં કાં આરામમાં મ્હાલે ?
હૃદય વ્હેતૂં થયૂં મ્હારૂં: અરે રે ! આંસુડાં ચાલે !

ભલે ! ના લૂછજે તૂં યે ! શી રીત્યે બન્ધ રાખૂં રે !
ખરેખર ! ફાટતી છાતી ! અને છો ધોધ વ્હેતા એ !

ભલે ને રંગમાં રહેજે ! અગર બેરંગ ના ધરજે !
મગર, મસ્તાન ત્હારાને ભલે પળ [illegible] અક ના સ્મરજે !

હું તો ગમ ખા[illegible] સવાલ
અગર હું [illegible]ગાર્જિ: ખાવા ગમ સખાએ શીખવેલૂં છે:
હમોને [illegible]તંત્રિરાણી: રોવાનૂં સખાએ દાખવેલૂં છે !

હમ[illegible] છે હજી આંસુ બહાવાની બડી હિમ્મત !
[illegible]રા આંસુની ત્હમને પડે જો કાંઈ પે કિમ્મત !

ખરે! દિલદાર! ઓ વ્હાલી! હૃદયમાં આંસુની હેલી!
અને આ પૂર ચાલ્યું! નૂર તૂં બતલાવજે વ્હેલી!

અરે! ગમખ્વાર ત્હારા આ દિવાના મસ્ત દિલ્હીને,
ખરે દેદાર દેજે યાર તૂં મસ્તાન મિસ્કીનને!

હૃદય આશા ધરે છે તો નિરાશા અન્ત ના આવે!
અયે દિલબર! અયે વ્હાલી! કદમમાં શિર ઝૂકાવે!

ન માની યા ગુમાની હું: કદમબોસી કરું ત્હારી!
કહે તો આવીને ભેટૂં: પૂરી જો હોય તૈયારી!

હુકૂમ જે હોય ત્હારો તે હવે હકનો હુકૂમ માનૂં!
અને તૂં રોવરાવે તો, બધી વય રોઇને ગાળૂં!

અરે! અફસોસ છે! યારી કરીને કેમ તલસાવે?
મ્હને મારી કટારી ને હવે કાં પાસ ના આવે?

અયે દિલબર! અયે વ્હાલી! નથી સેવા કરી ત્હારી!
અગર હક હો મ્હને કે ના! મગર આ દિલ ચહે યારી!

કતલ કરને ખરે! ત્હારા મુબારક હસ્તથી, વ્હાલી!
ડરે છે કેમ, દિલબર, તૂં? હવે પૂરી પરેશાની!

મગર મ્હારું કરી ત્હારૂં જિગર તૂં બોલ ના દેતી!
અરે! અફસોસ છે અફસોસ! ન સ્હામૂં યે હવે જોતી!

હવે દિલદાર ત્હારાને રીબાવી રોવરાવીને,
કરી દેજે ત્વરાથી તૂં દફન કબ્રે દિવાનાને!

ફૂલો તે પર ન્હવાવાને જજે તૂં વાર ત્હેવારે!
અગર સમ્ભારજે જ્યારે ત્હને ફુરસદ મળે ત્યારે!

અહીં તો દમ બ દમ યાદી યતી તુજ સ્નેહ સેવાની!
અને લાગી નસે નસ લાશ! હા! દિલબર પરેશાની!

ચન્દનક્ષેત્ર—મયખાના, } મસ્તાન.
તા. ૫-૮-૧૦

મને કોઈ વસ્તુ ગ્રહણુ કરવા બુદ્ધિ વદતી,
વળી બીજી કોઈ મુજ મનથી ના સંગીત થતી.
પહેલીને સ્વર્ગી પ્રતીતી ધરવા તે શીખવતી,
વળી બીજી જાણી નરક સમ તે ત્યાજ્ય કરતી.

મને ઈચ્છે દેવા સુખ વિવિધ તારૂં મન યદિ,
મતી દે કે તે હું સ્વીકૃત પ્રભુ પ્રેમે લઉં કરી.
પ્રસાદી વીભુની ગ્રહણુ કરતાં થાય ખુશી તે.
વિભુનું અર્પેલું ગ્રહવું ચયું તેને નમવું તે.

થયો છું વીભુ! હું તુજ પ્રણયથી જ્ઞાત સુરીતે,
નથી કે પૃથ્વીએ લઘુ વિભુ! કીધો બદ્ધ મુજને.
હજારો પૃથ્વી હું ફરતી નીરખું વીસ્તૃત અરે!
પ્રભુ! આવી પૃથ્વી બહુય અધિકારે તુજ વસે.

જનો બીજે ધર્મે રહી પ્રભુ! તને જે સ્મરણુતા,
કરો મારા તેને વિભુ! કંઈ કરે ઉપદ્રવ ના.
ગણું જેને શત્રુ તુજ હું કદીયે તે મુજથકી,
નહીં પામે શીક્ષા મતિ રૂડલી એ દે જગપતિ!

હઉં જાતો જો હું સત પથ પરે તો કરી દયા,
જઉં ચાલ્યો હું એ પથ પર તું એવું કર સદા.
અસત્યે જો જાતો હઉં વિભુ ધરી તો પ્રણયને,
જતાં સારે માર્ગે પ્રભુ! શીખવજે—ઓ! શીખવજે!

નળે મુને કાંઈ સુખ પ્રણયથી તુજ વિભુ! જો,
તું તો રક્ષા મારી ગરવ થકી મીથ્યા કર પ્રભો!
યદિ ઈચ્છાથી તું તુજ લઈ કંઈ લે મુજ થકી,
અસંતોષી થાવા ન દઈશ મને તો પ્રભુ! કદી.

બનું વીભુ! દુઃખી નીરખી દુઃખ હું અન્ય જનનાં,
અને દોષો ના કો સમીપ વદું હું અન્ય સહુના.
કરૂણાં જેવી હું મુજ બંધુ પ્રતી દાખવું અરે!
કરૂણા તો આપો જગપતિ મને એટલીજ રે!

——મહા પાપી હું છું યદિ તદપિ સર્વાંશ નથી હોં,
ઘડેલો કાં કે હું તુજ અંશ થકી છું પ્રભુ! અહો!

થજે મારો નેતા સુખપતિ! ગમે ત્યાં જવું પડે,
અંધારી મૃત્યુની ખીણમહીં કિંવા જીવન-પથે.

બીજું હું ના કાંઈ ઉદર ભરવા વીણ ચહું છું,
સુખો બીજાં સર્વે જગતમહીં ના ઇચ્છું કદી હું.
સુખો દેવાં એ સૌ ઉચીત સુજને નાથ નહિ હા,
તું જાણે છે એ સૌ, પછી તુજ ચહ્યું થાવ સહુ હા!

બીરાજે વીશાળા ભુવનમહીં એવા વીભુ! તને—
વસેલો જે પૃથ્વી, નભ, વળી સહુ સ્થાન મહીં છે—
વદીએ પ્રાણી સૌ ગુણગીત પ્રભુ! તુજ પ્રણયે,
ઉડાવીએ તારો જગતપતિ! સુકીર્તિ-ધુપ ઉંચે.

કલકત્તા
તા. ૭-૩-૧૧. } ચાંપશી. વીઠલદાસ ઉદેશી.

---

# ॥ प्रणव—वाद ॥

( અનુસંધાન ગતાંકથી. )

યજુર્વેદને માટે કહે છે કેઃ—

"બ્રહ્મદેવ પ્રકાશિત યજુર્વેદ ક્રિયા સાથે સંબંધ રાખે છે. સૃષ્ટિની ઉત્પત્તિથી આરંભી પ્રલય સુધીના ક્રિયાના હરકોઈ નિયમો અથવા પ્રકારો, સર્વ કારણોની ક્રિયા, કાર્યનો કારણ સાથે તથા કર્તા સાથેનો સંયોગ, કર્તા, કારણ, કાર્ય અને પ્રયોજન, જેઓની સાથે હરકોઈ કર્મ સંયુક્ત થયેલ હોય છે, તે સર્વની વચ્ચેના અન્યોન્ય સંબંધો, તેમજ તે સર્વની આવશ્યકતા—આ સર્વનો ઓંકાર ગત उ માં અથવા મહાવાક્ય ગત एतत् માં સમાવેશ થાય છે. યજુર્વેદમાં આ સઘળી બાબતોનું વર્ણન કરેલું છે.

"મોક્ષની પ્રાપ્તિ થયા પછી પણ કર્મ કરવાની આવશ્યકતા રહે છે. અનંતતાની અને આધ્યાત્મિક દૃષ્ટિએ જોતાં કોઇ પણ બદ્ધ નથી તેમજ મુક્ત નથી. મોક્ષ મેળવતાં સુધી જ કર્મો કરવાની આજ્ઞા કરેલી છે, તેનો વાસ્તવિક અર્થ એટલો જ છે કે—જે સ્થિતિમાંથી મુક્ત થવું હોય તે સ્થિતિનાં કર્મો મુક્તિ મળતાં સુધી કરવાં, અને ત્યાર પછી તે સ્થિતિનાં કર્મો ન કરવાં, એટલો જ થાય છે. અર્થાત્ નિત્યાનંદ ભોગવવાને માટે અમુક અમુક પ્રકારનાં કર્મો કર્યાં જ કરવાં જોઇએ. એ પ્રમાણે જે જ્ઞાન થવું, તેનું નામ જ મોક્ષ છે, અને તે જ આનંદ છે + + + ક્રિયા, ગતિ અને ચલનવલન નિત્ય સદ્રૂપ હોવાથી સર્વ કાળમાં તેનું અસ્તિત્વ હોય છે. તેમાંથી મોક્ષ પણ બાદ થઇઃશકતો નથી."

"**सालोक्य, सायोज्य, सामीप्य** અને **सारूप्य**—એવાં મોક્ષના ક્રિયા ભેદે ચાર પ્રકારો છે. उ સાથે સંબંધ રાખનાર **संसार**ના સ્વરૂપ જેવું **सालोक्य**નું સ્વરૂપછે. લોકની બહાર બીજું કંઇ નથી, એવું આનુભવિક જ્ઞાન થવું, તેને **सालोक्य** મુક્તિ કહે છે. **आत्मा**ની સાથે સાથે **संसार**નું અસ્તિત્વ છે, એટલે જેમાં अ અને उ બન્નેનો સમાવેશ થાય છે, એવું આનુભવિક જ્ઞાન થવું, તે **सायोज्य** મુક્તિ છે. अ उ અને म ના પરસ્પર સંબંધમાં म એટલે આત્માનાં નામરૂપોનું જ આનુભવિક જ્ઞાન થવું, તેને **सारूप्य** મુક્તિ કહે છે. अ, उ म् ના જ્ઞાનની તરફ જવું, એટલે તે વિષેનું અપૂર્ણ જ્ઞાન થવું, તેને **सामीप्य** મુક્તિ કહે છે.

"ક્રિયા જ્ઞાન ઉપર અને જ્ઞાન ક્રિયા ઉપર આધાર રાખે છે, અને તે બન્ને ઇચ્છા ઉપર આધાર રાખે છે. તે ત્રણે પદાર્થો એક બીજાથી જુદા થઈ શકતા નથી. જેમ કેવળ કર્મથી મુક્તિની પ્રાપ્તિ થતી નથી, તેમ કેવળ જ્ઞાનથી પણ મુક્તિનો સંભવ નથી. મુક્તિ મેળવવા માટે યજ્ઞ એટલે કર્મની, જ્ઞાનની અને સાર્વત્રિક પ્રેમ એટલે ભક્તિની આવશ્યકતા છે."

"અશ્વમેધમાં અશ્વ અને મેધ એ પદો છે. અશ્વમાં **अश्** ધાતુનો અર્થ પાસે જવું, એવો થાય છે. પ્રાણી માત્રના કલ્યાણ માટે જે કંઇ જ્ઞાન પ્રાપ્ત કરવું, તે **अश्वमेध यज्ञ** છે."

"પંચ મહાયજ્ઞનું રહસ્ય એ છે કેઃ—'બ્રહ્માંડના સઘળા પદાર્થો બ્રહ્મરૂપ છે, મારૂં તારૂં કંઈ નથી, સઘળી વસ્તુઓ સઘળાઓની છે,' એવા જ્ઞાનથી જીવનવ્યવહારનાં સઘળાં કાર્યો કરવાં, તેનું નામ પંચમહાયજ્ઞ છે. આ યજ્ઞો ગૃહસ્થે નિત્ય કરવાના હોવાથી, નિત્ય યજ્ઞો કહેવાય છે."

"અશ્વમેધાદિ પાંચ યજ્ઞો તથા અગ્નિ હોત્રાદિક કર્મો ખાસ કારણ અને ખાસ પ્રસંગે કરવામાં આવે છે, તે નૈમિત્તિક યજ્ઞો કહેવાય છે. આ નૈમિત્તિક યજ્ઞો કરવાથી જીવ ઉચ્ચતમ પદ પ્રાપ્ત કરી શકે છે. ૧ ગોમેધ, ૨ અશ્વમેધ, ૩ નરમેધ, ૪ અજામેધ અને ૫ મહિષમેધ; તે સાથે વાજપેય, અગ્નિહોત્ર, અને દિક્ષા ગ્રહણની ત્રણ ક્રિયાઓ નૈમિત્તિક યજ્ઞો કહેવાય છે."

"શબ્દ વિદ્યાનું બીજાઓને માટે જ્ઞાન મેળવવું અને આપવું, તે **गोमेध** કહેવાય છે. સર્વ પ્રકારની વિદ્યાઓનું જ્ઞાન મેળવવું અને આપવું, તે **अश्वमेध** કહેવાય છે. અશ્વમેધ અને ગોમેધની વચ્ચે સાંકળરૂપ **नरमेध** છે. **नर** એટલે સર્વ પદાર્થોનું અધિષ્ઠાન અથવા આધાર; વાસ્તવિક રીતે **इच्छा** સર્વ પદાર્થોને એક બીજા સાથે સંયોજી રાખે છે, માટે **इच्छा** જ સર્વ પદાર્થોનું અધિષ્ઠાન અથવા આધાર છે. તે માટે જે કર્મથી **गोमेध** અને **अश्वमेध**ની પરસ્પર સ્થિતિ રહી શકે છે, તે કર્મને **नरमेध** કહે છે. **अजामेध** એ સપ્તજાનો સમાહાર છે. કોઇ પણ વસ્તુ ઉત્પન્ન થતી નથી અને કોઈ પણ વસ્તુ નાશ પામતી નથી, એવા અજાતવાદનું આનુભવિક જ્ઞાન થવું, તે **अजामेध** કહેવાય છે. **महिषमेध** માત્ર બ્રહ્મદેવથી જ સિદ્ધ થઇ શકે છે."

" બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, મહાવિષ્ણુ અને બીજા દેવો તથાં ઋષિઓ આ યજ્ઞોના અધિકારીઓ છે, અને તેઓ આ સઘળા યજ્ઞો કરે છે; જેના પરિણામે સૃષ્ટિની ઉત્પત્તિ અને સ્થિતિ થાય છે. ગોમેધ જ્ઞાન સાથે, અશ્વમેધ ઇચ્છા સાથે નરમેધ ક્રિયા સાથે, અજામેધ એ સર્વના અધિષ્ઠાન, પ્રણવ સાથે સંબધ રાખે છે. આ સઘળા યજ્ઞોનો **अहमेतन्न** એ મહાવાક્યમાં સમાવેશ થઇ જાય છે. મહિષમેધનો નકારમાં એટલે 'કર્મના ફળની ઇચ્છા રાખવાની જરૂર નથી, કંઈ કરવાપણું રહેતું નથી, સર્વ વસ્તુઓ સ્વભાવથી જ ઉત્પન્ન થાય છે'—એવા જ્ઞાનમાં સમાવેશ થાય છે. **अहं नैतत्** માં અશ્વમેધનો અને **इ** એટલે શબ્દબ્રહ્મમાં ગોમેધનો સમાવેશ થાય છે."

" કર્મ અને જ્ઞાનનો સમુચ્ચય મોક્ષનું સાધન હોવાથી સંસ્કાર એટલે નિર્મલીકરણ અથવા દીક્ષાની સર્વ મનુષ્યોને જરૂર છે. સંસ્કારના યોગ વિના બ્રહ્મના પ્રત્યક્ષ જ્ઞાનનો અસંભવ જ છે. જાતિભેદના નિયમો પણ સંસ્કારોની સાથે સંબધ રાખે છે. દ્વિજ અને અદ્વિજ એટલે શૂદ્ર (પ્રાણી માત્રની સેવા કરનાર), એવા બે મુખ્ય ભેદ છે. બે પ્રકારના સંસ્કારોનો જેઓને યોગ થયેલો છે, તે દ્વિજ કહેવાય છે. ઓંકારના **अ**, **उ** અને **म** ને અનુક્રમે દ્વિજના બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, એવા ત્રણ વિભાગો છે. સંસ્કારના પણ સત્ય અને અસત્ય. અંતઃશુદ્ધિકર અને બહિઃશુદ્ધિકર, એવા બે ભેદો છે. સત્ય સંસ્કાર બ્રહ્મવિદ્યા સાથે અને અસત્ય સંસ્કાર બ્રહ્મના આવિર્ભૂત સ્વરૂપો સાથે સંબધ રાખે છે આ બે પ્રકારના સંસ્કારોથી પર, અસંસ્કૃત નામનો સંસ્કારનો તૃતીય ભેદ પણ છે. જ્ઞાન અને ક્રિયાના પરસ્પર સમંજસ મિશ્રણને સત્ય સંસ્કાર કહે છે; જેમાં કર્મ જ્ઞાન અને ભક્તિનો સમાવેશ થાય છે. તે ત્રણમાંથી જેમાં એકનો જ સંભવ હોય ત્યારે તે અસત્ય સંસ્કાર કહેવાય છે.

પ્રણવવાદમાં મુખ્ય સંસ્કારો તો સોળ જ કહેલા છે; પરંતુ પ્રચલિત સંસ્કારોથી, તેમાંના ઘણા ખરા જુદા છે. તે સોળ સંસ્કારો નીચે પ્રમાણે છે.

૧ ગર્ભાધાન, ૨ સીમન્તોન્નયન, ૩ પુંસવન, ૪ જાતકર્મ, ૫ નામકરણ, ૬ ચૂડાકરણ, ૭ કર્ણવેધ, ૮ વ્રતબંધ (ઉપનયન), ૯ સ્નાતવ્રત, ૧૦ ઉદ્વાહ (વિવાહ), ૧૧ વધુપ્રવેશ, ૧૨ દ્વિરાગમન (સ્ત્રીને સાસરે રાખવી તે), ૧૩ પ્રસૂત, ૧૪ જનનવ્રત, ૧૫ નિવર્તન અને ૧૬ મરણ (અંત્યેષ્ટિ તથા શ્રાદ્ધાદિ ક્રિયાઓ).

"ઉપનયન (**उप+नी**) નો અર્થ આગળ લઇ જવું અથવા માર્ગ દર્શાવવો, એવો થાય છે; અને તે તેનો વાસ્તવિક અર્થ છે. જનોઈ ધારણ કરવું, તે બાહ્યાર્થ છે. આ ઉપનયન સંસ્કાર સઘળા સંસ્કારોમાં ઘણો અગત્યનો છે. સદ્ગુરૂની સાહાય્યથી જ આ સંસ્કારની સિદ્ધિ થઈ શકે છે. આખો સંસાર સુખ અને દુઃખનું અવિભાજ્ય મિશ્રણ છે, દુઃખથી મિશ્ર થયા વિના અથવા ભ્રષ્ટ થયા વિના સંસારનું સુખ પ્રાપ્ત થઈ શકતું નથી, એવું જ્યારે જીવને ભાન થાય છે, ત્યારે તે આ સંસ્કારનો અધિકારી થાય છે."

" જનોઇ ધારણ કરવું, તે આ સંસ્કાર-વિધિનું બાહ્ય લક્ષણ છે. પરંતુ જનોઇમાં જે ત્રણ સૂત્ર રજ્જુઓ છે, તેનું ખરૂં રહસ્ય તો જ્ઞાન, ઇચ્છા અને કર્મની ત્રિપુટિ છે. તે

પ્રસંગે યજ્ઞ કરવાનો હેતુ વિદ્યાભ્યાસની સિદ્ધિ અને વિઘ્નની શાંતિ કરવાનો છે. દેવો, ઋષિઓ, મહર્ષિઓ, યોગીઓ અને બીજાં ઉચ્ચ ભૂમિકાનાં સત્વોનું તે સમયે આવ્હાન કરવામાં આવે છેઃ તેનું કારણ તેઓની સાહાય્ય લેવાની ઈચ્છા છે."

"મનુષ્યનો જન્મ તેનાં પૂર્વજન્મનાં કર્મોને અનુસરીને થાય છે. પૂર્વજન્મમાં તેણે જેવાં કર્મો કરેલાં હોય છે, તેને અનુરૂપ કુળ, ઉદ્યમ, ધન, જાતિ, દેશ, સુખ, દુઃખ, જ્ઞાતિ વગેરેની પ્રાપ્તિ થાય છે. કેટલાંક મનુષ્યો પુનર્જન્મમાં ઉત્તમ જ્ઞાતિ પામવા પુરતાં જ કર્મો કરે છે, તેના પરિણામે તેઓને પુનર્જન્મમાં ઉત્તમ જ્ઞાતિ પ્રાપ્ત થાય છે. પરંતુ તેવી જ્ઞાતિ પામ્યા છતાં, તે જ્ઞાતિની સઘળી ફરજો અદા કરવાનુ તેઓમાં સામર્થ્ય હોતું નથી."

"જગતમાં જે કંઇ પદાર્થો છે, તે સઘળા હું છું, અને હું સઘળા પદાર્થો છું, એવું જ્ઞાન પ્રાપ્ત થવું, તે વેદોદિત ષોડશ સંસ્કારોનું પરમ પ્રયોજન છે."

"ગર્ભાધાન સંસ્કારનો ભૌતિક અર્થ ગર્ભનું રક્ષણ અને સંવર્ધન કરવું; એવો થાય છે. તેનો વાસ્તવિક અર્થ 'હું કોણ છું અને ક્યાંથી આવ્યો છું,' એવું બ્રહ્મ જ્ઞાનનું બીજ ગર્ભાવસ્થામાં જ જીવના સૂક્ષ્મ શરીરમાં રોપવું, એવો થાય છે."

"ગર્ભાશયમાં ગર્ભનું સંપૂર્ણ સ્વરૂપ જ્યારે બંધાઇ રહે છે એટલે રજસ્ અને વીર્યનાં સઘળાં પરમાણુઓનો ગર્ભમાં પુરી રીતે સંયોગ થઈ રહે છે, ત્યારે અથવા બીજા શબ્દોમાં કહીએ તો ધડ, અવયવો અને ઇન્દ્રિયોનું સંપૂર્ણ સ્વરૂપ રચાઈ રહે છે, ત્યારે સીમન્તોન્નયન સંસ્કાર કરવામાં આવે છે. તે સમયે જીવ તે શરીરમાં રહેવા આવે છે. સીમન્ એટલે વૃદ્ધિની મર્યાદા અને અંત એટલે પૂર્ણતા; અર્થાત્ શરીરની વૃદ્ધિની પૂર્ણતા એવો સીમન્તનો અર્થ થાય છે. ઉન્નયન એટલે ઉપર લઇ જવું, એટલે જીવ અને શરીરનો સંબંધ થવો, એવો અર્થ થાય છે."

"ઉપર પ્રમાણે જીવ અને શરીરનો સંબંધ થયા પછી, તે જીવે પૂર્વજન્મોમાં જે જે યોનિઓનો અનુભવ કર્યો હોય, તે સઘળી યોનિઓનાં સ્વરૂપો તેનું શરીર ગર્ભાશયમાં ધારણ કરે છે. પ્રથમ તે ગર્ભ ઉદ્ભિજ્જનું, પછી સ્વેદજનું, પછી અંડજનું અને છેવટે મનુષ્યનું શરીર ધારણ કરે છે. મનુષ્ય શરીર જ્યારે બંધાય છે, ત્યારે પુંસવન સંસ્કાર કરવામાં આવે છે."

આપણે જે કર્મો કરીએ છીએ, તેનું કારણ અને પ્રયોજન શું છે, તેનો નિશ્ચય કરવો, તેનું નામ **संध्याकरण** છે. **सम्यक्**=સંપૂર્ણ રીતે, **ध्यायन्ति**=મનન કરે છે, **सर्वान्** સર્વ વિદ્યા અથવા જ્ઞાન; એ પ્રમાણે સંધ્યાની નિરૂક્તિ છે."

"દશમો સંસ્કાર ઉદ્વાહ (વિવાહ) છે. જ્યારે પુરૂષનું વીર્ય પરિપક્વ થાય છે; અને જ્યારે ઉત્પન્ન કરવાની ઇચ્છા તથા કામ તેનામાં જાગ્રત્ થાય છે, ત્યારે જ તે પુરૂષે પોતાથી નાની વયની કન્યા સાથે લગ્ન કરવું. ઉદ્વાહથી 'હું બહુ થાઉં'—એવો બ્રહ્મનો સંકલ્પ સિદ્ધ થાય છે. તેથી જ તે કાર્યમાં ઉત્સાહ અને આનંદ આવે છે."

" અહમેતજ્ઞ એ મહા વાક્યગત આત્મારૂપ પુરૂષ પોતે છે, અને અનાત્મારૂપ સ્ત્રી છે; તેઓની સમાન પ્રકૃતિ, રૂચિ અને હિતનો જે સંયોગ થાય છે, તે નકારરૂપ છે. ઉદ્વાહ સંસ્કારનું એ રહસ્ય છે; ક્રિયા તેમાં પ્રધાન હોય છે, તેથી સઘળા સંસ્કારોમાં આ સંસ્કાર પ્રધાન ગણાય છે."

"જ્યારે સ્થૂલશરીર શિથિલ થઇ જાય છે, ત્યારે જીવ સૂક્ષ્મશરીર ધારણ કરે છે, અને આ શરીરાન્તર કરવું; તેને મરણ કહે છે. મરણ પછી જીવ યમલોકમાં જાય છે, તેનો તે જ અર્થ થાય છે. યમનો અર્થ નિવૃત્તિ, પાછા વળવું, અથવા ત્યાગ કરવો એવો થાય છે. આલય એટલે સૂક્ષ્મ શરીર; અર્થાત્ યમલોક અથવા યમાલયનો અર્થ સ્થૂલશરીરમાંથી સૂક્ષ્મશરીરમાં જવું, એવો થાય છે. પ્રવર્તન એટલે પ્રવૃત્તિ પછી જ નિવૃત્તિની જરૂર પડે છે. સૂક્ષ્મ શરીરમાં જીવ કામલોકમાં રહે છે અને સૂક્ષ્મ વિષયો ભોગવે છે. × × × આ શરીરનો ત્યાગ કર્યા પછી, તે કારણ શરીરમાં જાય છે, જ્યાં તે સ્વર્ગનું સુખ ભોગવે છે."

"મરણ સંસ્કાર સન્યાસ બરાબર, નિવર્તન વાનપ્રસ્થ બરાબર, પ્રવર્તન ગાર્હસ્થ્ય બરાબર, અને સંપાદન બ્રહ્મચર્ય બરાબર છે. તે સઘળા આશ્રમોનો જ્ઞાન, ઇચ્છા, ક્રિયા અને તેના સમાહારમાં સમાવેશ થાય છે. જીવન વ્યવસ્થામાં જે ઉપયોગિતા સન્યાસની છે, તેવી જ ઉપયોગિતા સંસ્કારોની વ્યવસ્થામાં મરણ સંસ્કારની છે."

"મૃતશરીરનો દાહ કર્યા પછી અસ્થિ સંચયનની ક્રિયા કરવામાં આવે છે. મૃતશરીરને બાળ્યા પછી તેની જે રાખ થઈ હોય અથવા જે કંઇ અસ્થિ રહી ગયાં હોય, તે સઘળાં એકઠાં કરી જળાશયમાં નાંખી દેવાં, તેનું નામ અસ્થિ સંચયન છે. જો આ ક્રિયા ન કરવામાં આવે તો પ્રેત મૃત શરીરનાં અવશિષ્ટ અસ્થિ અને રાખના સાધનથી પણ ઘણો ઉપદ્રવ કરી શકે છે. જ્યારે અસ્થિ અને રાખને જળમાં નાંખી દેવામાં આવે છે, ત્યારે પ્રેત અગ્નિ સંસ્કાર કરનારની પાછળ જવાનો પ્રયત્ન કરે છે. તેને આવતાં અટકાવવાના હેતુથી અમુક મંત્રના બળવડે તેને ઘર બહાર અથવા ગામ બહાર અમુક સ્થળે સ્થાપિત કરવામાં આવે છે. ગમે તેવો બળવાન્ પ્રેત પણ આ મંત્રને આધીન થઈ જાય છે. આ અવસ્થામાં પ્રેત બહુ અતૃપ્ત રહે છે, તેને તૃપ્ત કરવાના હેતુથી ઘટસ્થાપનની ક્રિયા કરવામાં આવે છે. તે ઘટદ્વારાએ તેને જળ અને અન્ન આપવામાં આવે છે; અને દીપદાનથી પણ તેને સંતુષ્ટ કરવામાં આવે છે. તદુપરાંત આવશ્યક પિંડનું દાન પણ જ્યારે કરવામાં આવે છે, ત્યારે તેની સ્થૂલશરીર ઉપરની મમતા દૂર થાય છે, અને તે તૃપ્ત થાય છે."

"તેજ કારણ માટે દશ ગાત્રપિંડદાન તથા શ્રાદ્ધ ક્રિયા કરવામાં આવે છે. તે ક્રિયામાં એકેક પિંડ આપવાથી તેના સ્થૂલ શરીરના એકેક અવયવ ઉપરથી મમતાનો તે ત્યાગ કરી શકે છે. અગ્નિ સંસ્કાર કર્યા પહેલાં છ પિંડો આપવામાં આવે છે. આ ક્રિયાથી જીવનાવસ્થામાં તેને ઘરની જે કંઈ વસ્તુ ઉપર મમતા થઈ હોય, તે મમતા નાશ પામે છે. × × × એ પ્રમાણે આ છપિંડ અને ઉપરના દશ પિંડો મળી કુલ સોળ પિંડોનું દાન કરવામાં આવે છે."

" અગ્નિ સંસ્કાર કર્યા પહેલાં ઉપરના છ પિંડો સિવાય બીજો એક પિંડ સમાહાર મંત્રથી આપવામાં આવે છે; આ પિંડ જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાના સમહાર બરોબર છે. દશ ગાત્રપિંડ પ્રદાન પછી અગીયારમે દિવસે એક પિંડ સ્મરણ વિનાશ મંત્રથી આપવામાં આવે છે, તેને એકાદશાહ શ્રાદ્ધ કહે છે. આ ક્રિયાથી તેની સ્મરણ શક્તિનો લોપ થાય છે. તેજ દિવસે વૃષોત્સર્ગની ક્રિયા કરવામાં આવે છે. વૃષને છૂટો મુકવાથી અથવા તેનું દાન કરવાથી કામલોક અથવા પ્રેતલોકના અધિષ્ઠાતા દેવ પ્રસન્ન થાય છે, અને તેમ થવાથી જીવ લિંગદેહ એટલે પ્રેતદેહથી સત્વર છૂટો થઈ શકે છે "

" એકાદશાહને દિવસે શૈય્યાદાનથી કામલોકમાં જીવને તે તે પદાર્થો સૂક્ષ્મ રૂપમાં પ્રાપ્ત થતા હોવાથી ઘણી તૃપ્તિ થાય છે. જીવને જીવનાવસ્થામાં જે જે પદાર્થો અતિપ્રિય હોય તે તે પદાર્થોનું પ્રેતાવસ્થામાં સ્મરણ રહે છે. તેથી તે તે પદાર્થોનું દાન કરવાથી તે પદાર્થોનું સૂક્ષ્મસ્વરૂપ પ્રેતને પ્રેતાવસ્થામાં મંત્રબળથી પ્રાપ્ત થાય છે; તેટલા માટે આવા પ્રકારની ક્રિયા અત્યાવશ્યક છે. "

" દ્વાદશાહને દિવસે સોળ સંસ્કારોના સમાહાર રૂપે સોળ પિંડો અપાય છે. તેજ કારણથી તે ક્રિયાને ષોડશશ્રાદ્ધ કહે છે."

" પ્રત્યેક માસે જે માસિક શ્રાદ્ધ કરવામાં આવે છે, તે મૃતકના લિંગદેહની અવસ્થામાં અમુક અમુક કાળે પરિવર્તન થાય છે, તે પરિવર્તનની ક્રિયાને સાહાય્ય આપવાને માટે છે. મરણ પછી એક વર્ષમાં તેવી સોળ અવસ્થાઓ થવાથી સોળ માસિક શ્રાદ્ધો કરવામાં આવે છે. આ સોળ શ્રાદ્ધો યથાવિધ કરવાથી પ્રેતનો લિંગદેહ નાશ પામે છે × × × પ્રાયશઃ એક વર્ષ પછી જીવ લિંગ દેહનો ત્યાગ કરી કામલોકનો સૂક્ષ્મદેહ ધારણ કરેછે."

" મરણથી વાર્ષિક શ્રાદ્ધ પર્યંત બધાં મળીને ૫૦ પિંડો અપાય છે. તેમાં અગ્નિસંસ્કાર કર્યા પેહેલાં સ્મશાનમાં જે એક પિંડ અપાય છે, તે અગ્નિસંસ્કાર કરનારના શ્રેય માટે હોવાથી ને પિંડદાનનો તેમાં સમાવેશ થતો નથી. પચાશ પિંડો નીચે પ્રમાણે છે.

૬ અગ્નિસંસ્કાર કર્યા પેહેલાં.

૧૦ દશગાત્ર ( દશ દિવસ સુધીના )

૧ એકાદશાહને દિવસે.

૧૬ દ્વાદશાહને દિવસે ષોડશ શ્રાદ્ધના.

૧૬ માસિક શ્રાદ્ધના.

૧ વાર્ષિક શ્રાદ્ધનો.

૫૦

ઉપર્યુક્ત શ્રાદ્ધો સિવાય એકોદિષ્ટ, પાર્વણ અને સપિંડ—એવાં ત્રણ પ્રકારનાં શ્રાદ્ધો કરવામાં આવે છે. માત્ર મૃતકને એકને જ ઉદ્દેશીને પ્રત્યેક વર્ષે મરણતિથિએ શ્રાદ્ધ કરવામાં આવે છે, તે એકોદિષ્ટ શ્રાદ્ધ કહેવાય છે. આ શ્રાદ્ધમાં જે મંત્રોનો ઉપયોગ કરવામાં આવે છે; તે મંત્રોના બળથી જીવને સ્વર્ગમાં અથવા કામલોકમાં સ્વપ્નનો અનુભવ થાય છે. પાર્વણ શ્રાદ્ધમાં જીવ કામલોકમાંથી સ્વર્ગમાં જઈ શકે અને તેનું કારણ શરીર બળવાન્ થાય, એવા હેતુથી પ્રાર્થના કરવામાં આવે છે: પર્વ એટલે સંધિ; અર્થાત્ જીવને એક સ્થિતિ અથવા લોકમાંથી બીજી સ્થિતિ અથવા લોકમાં જવાના સંધિને પર્વ કહે છે. આ શ્રાદ્ધમાં કામલોકના અધિષ્ઠાતા દેવ વિશ્વેદેવોની સ્તુતિ કરવામાં આવે છે. × × × વિશ્વે દેવો ઋતુઓના સંધિ કાળમાં જ તે સ્તુતિ ધ્યાનમાં લે છે. આ શ્રાદ્ધ ન કરવામાં આવે તો જીવને પોતાના કર્મ પ્રમાણે સંપૂર્ણ સમય સુધી પ્રેતલોક અને કામલોકમાં રહેવું પડે છે. સત્ય છે કે આવી ક્રિયાથી જીવે જીવનાવસ્થામાં કરેલાં કર્મોનો નાશ થતો નથી, તો પણ એ તો નિશ્ચય છે કે આવી ક્રિયાથી જીવ સ્વલ્પ સમયમાં કર્મનાં ફળો ભોગવી લે છે, જેથી અનિષ્ટ સ્થિતિમાંથી અવિલંબે મુક્ત થવા પામે છે.”

સામવેદ ઓંકારગત ઉકારરૂપ હોવાથી ઇચ્છા રૂપ છે. ઇચ્છા શક્તિરૂપ હોવાથી નિખિલ સામવેદમાં શક્તિતત્ત્વ અને તેની ઉપાસનાનું વર્ણન કરવામાં આવ્યું છે. માયા, મહામાયા, યોગમાયા, યોગનિદ્રા, સરસ્વતી, લક્ષ્મી, સતી અને પરમા વગેરે શક્તિસ્વરૂપોનું તેમાં સમ્યગ્વિવેચન કરવામાં આવ્યું છે.

“યજુર્વેદની પછી ઇચ્છાવર્ણનાત્મક સામવેદ ગણાય છે. ક્રિયા અને જ્ઞાનનું સંયોજન ઇચ્છા કરે છે; તે કારણથી ઋક્ અને યજુષ્નું સંયોજન કરનાર સામવેદ છે. ઇચ્છા શિવની શક્તિ છે. વસ્તુતઃ જેમાં જેમાં કંઈ પણ શક્તિ છે, તે ઇચ્છા રૂપ જ છે. તેમ હોવાથી ઇચ્છા શક્તિ સર્વવ્યાપક છે. શક્તિ વિના બે પદાર્થોનો સંયોગ સંભવતો નથી.”

“નિખિલ સૃષ્ટિક્રિયામાં જે શક્તિ રહેલી છે, તે બ્રહ્મની શક્તિ છે; તેજ શક્તિ બ્રાહ્મી, વૈષ્ણવી અને શૈવી—એવાં ત્રણ રૂપે માત્ર દેખાય છે.”

“સામવેદમાં સંગીતશાસ્ત્રના સાત સ્વરો જોવામાં આવે છે. ઇચ્છાનું વર્ણન કરતાં સામવેદ જ્ઞાન અને ક્રિયાના ષટ્કનું વર્ણન કરે છે; તે ષટ્કના સમાહારને સાતમો પ્રકાર કહેલો છે. આ સાત પ્રકારની બરોબર સાત સ્વરો છે. સામવેદની સંહિતાના આરંભમાં તો ઋગ્ અને યજુષ્ સંહિતાઓની પેઠે ઉપર્યુક્ત ત્રણ શક્તિને અનુરૂપ ત્રણ સ્વરો જોવામાં આવે છે; પરંતુ ઇચ્છાના સ્વરૂપનું જેમ જેમ વિશેષ ઉદ્‌ઘાટન કરવામાં આવે છે, તેમ તેમ પરિણામે સાતે સ્વરોનો તેમાં ઉપયોગ કરવામાં આવે છે.”

શક્તિનું સ્વરૂપ સમજાવતાં કહે છે કે—‘ઓંકારગત અરૂપ આત્મા અને ઉરૂપ અનાત્માના સંયોગની શક્યતા ( Necessity )ને શક્તિ કહે છે. શક્યતા વિના કંઈ પણ પદાર્થ ઉત્પન્ન થતો નથી. પરમ નિર્ગુણ બ્રહ્મના સ્વભાવમાં સહજ વ્યાપ્ત જે કંઈ છે, એટલે ભવત્ ( *Becoming* ) માત્ર શક્યતા છે.’ ન્યાયશાસ્ત્રમાં જાતિને શક્યતા કહેલ છે; બ્રહ્મસૂત્રમાં,

अस् પદમાં શક્યતા રહેલી છે, એમ કહેલું છે; અંગસૂત્રમાં, શબ્દમાત્રનું મૂળ શક્યતા છે, એમ કહેલું છે; કલ્પસૂત્રમાં, વૃત્તિ માત્ર શક્યતા છે, એમ કહેવામાં આવ્યું છે; જ્યોતિષમાં, કાળગણનાની ક્રિયા ઉપર તે ગણનાનો આધાર રહેલો છે, એમ કહ્યું છે. તે સર્વ શાસ્ત્રોનાં વચનો ઉપરથી સિદ્ધ થાય છે કે- ( Becoming ) માત્ર અથવા જાતિ માત્ર શક્યતા ( Necessity ) છે. તે શક્યતા ( शक्=શક્તિમાન્ થવું ) જ શક્તિ છે, જે બ્રહ્મનો સ્વભાવ છે. તે શક્તિ તેજ માયા કહેલી છે. છતાં સર્વ શાસ્ત્રકારોએ માયા ઈશ્વરથી ભિન્ન હોવાથી ત્યાગ કરવા યોગ્ય છે, એમ જે કહેલું છે, તેનું કારણ એ છે કે-તે સ્થળે માયા શબ્દનો અર્થ બ્રહ્મનો સ્વભાવ નહિ પણ જીવ પોતે જ અજ્ઞાન એટલે અસત્ય જ્ઞાનથી જે તૃષ્ણા ઈચ્છાદિક સૃષ્ટિ પોતાની આસપાસ રચે છે, તે જીવ કલ્પિત સૃષ્ટિને માયા કહેલ છે; અને તે માયા સર્વથા ત્યાગ કરવા યોગ્ય જ છે.

" જેમ શક્તિનાં વિષ્ણુની જ્ઞાન શક્તિ, બ્રહ્માની ક્રિયા શક્તિ અને શિવની ઈચ્છાશક્તિ એવાં ત્રણ રૂપો છે, તેજ પ્રમાણે માયાનાં પણ યોગમાયા, ભગવતી, અને યોગનિદ્રા-એવાં ત્રણ રૂપો છે. આત્માનાત્માની સંયોજક શક્તિને યોગમાયા, ક્રિયા સ્વરૂપ એટલે ઐશ્વર્ય રૂપને ભગવતી અને આત્માનાત્માની વિયોજક શક્તિને યોગનિદ્રા કહે છે. આ ત્રણેના સમાહારને મહામાયા કહે છે, જે મહામન્વંતર અથવા સંસારચક્રના અધિષ્ઠાતા મહાવિષ્ણુની શક્તિ કહેવાય છે.

" યોગમાયા વગેરે માયાઓ વિશે ઉપર જે કહ્યું છે, તે માયાઓ નિખિલ સૃષ્ટિગત શક્તિ છે; તેનું મૂળ अहमंतत्त्व છે, અને પ્રત્યેક પરમાણુમાં તે વ્યાપી રહેલ છે. પરંતુ આપણા બ્રહ્માંડના અધિષ્ઠાતા બ્રહ્મા, વિષ્ણુ અને શિવની શક્તિઓ સરસ્વતી, લક્ષ્મી અને સતી છે. સરસ્વતી જ્ઞાન રૂપ, લક્ષ્મી ક્રિયા રૂપ અને સતી ઈચ્છા રૂપ છે. બ્રહ્મદેવ ક્રિયાશીલ હોવાથી તેને જ્ઞાનશક્તિની, વિષ્ણુ જ્ઞાનશીલ હોવાથી તેને ક્રિયાશક્તિની અને શિવ ઈચ્છાશીલ હોવાથી તેને ઈચ્છાશક્તિની જરૂર પડે છે. તે ત્રણે શક્તિનો સમાહાર પરમાશક્તિ છે, જે મહાવિષ્ણુની શક્તિ કહેવાય છે."

" લક્ષ્મીનાં રમા, લક્ષ્મી અને શારદા, સરસ્વતીનાં ઐન્દ્રી, બ્રાહ્મી અને સરસ્વતી સતીનાં સતી, ગૌરી અને પાર્વતી-એવાં ત્રણ ત્રણ રૂપો મળી એકંદર નવરૂપો કહેલાં છે. તે સઘળાં સ્વરૂપોના સમાહારને ભૈરવી અથવા શૂન્યા કહે છે. ( भैरमघर्नाति भैरवः ) જે ભૈર એટલે સંસારનું રક્ષણ કરે છે, તે ભૈરવ કહેવાય છે; તે ભૈરવની શક્તિ ભૈરવી કહેવાય છે. એ દશ શક્તિઓ દશ મહાવિદ્યા કહેવાય છે."

ત્રીજા પરિચ્છેદના ૮'મા પ્રકરણમાં અથર્વવેદ વિશે વિવેચન કરેલું છે.

"ચારમો વેદ અથર્વ છે; તે ચારમો હોવાથી તેના સ્વરૂપનું આપણને સહજ ભાન થઇ શકે છે કે તે પ્રથમના ત્રણ વેદોના સમાહારરૂપે છે. આ સમાહારમાં પ્રથમના ત્રણ વેદોમાં જે જે વિષયોનો વિસ્તાર કરેલો છે, તે સર્વ વિષયો બીજારૂપે જોવામાં આવે છે. આ વેદમાં સૃષ્ટિ ક્રિયા ક્રમબદ્ધરૂપે વર્ણવેલી છે, એટલે તેના સ્વરૂપને બદલે તેની રીતિનું

તેમાં વર્ણન કરેલું છે. × × × જેવી રીતે મંત્રમાત્રમાં ઋકનું, બ્રાહ્મણોમાં યજુષનું અને ઉપનિષદોમાં સામનું પ્રતિબિંબ પડે છે, તેવી રીતે તંત્રશાસ્ત્ર કથિત સૃષ્ટિ રચનાનું અથર્વ વેદમાં પ્રતિબિંબ પડે છે. ”

નવમા પ્રકરણમાં બ્રાહ્મણો વિશે કહેલું છે.

“ મહાવાક્ય સંકલ્પ બીજરૂપ છે, વેદો તે બીજના વિસ્તાર અને વૃદ્ધિરૂપ છે, અને સંહિતાઓના વિશેષ વિસ્તાર રૂપ બ્રાહ્મણો છે. પ્રત્યેક વેદનાં ચાર ચાર બ્રાહ્મણો છે. જ્ઞાન, ઇચ્છા, ક્રિયા અને સમાહારને અનુસરીને અનુક્રમે તે ચાર ચાર બ્રાહ્મણો થયેલાં છે.”

“ અમુક જ્ઞાતિને જેમ બ્રાહ્મણ નામ આપવામાં આવ્યું છે, તેમ વેદના અમુક ભાગને બ્રાહ્મણ કહેવામાં આવે છે. જે બ્રહ્મને જાણે છે, તે બ્રાહ્મણ જ્ઞાતિ છે, અને જે બ્રહ્મને જણાવે છે, તે બ્રાહ્મણ શાસ્ત્ર છે.”

“ સૃષ્ટિક્રિયાનાં જ્ઞાન, ઇચ્છા, ક્રિયા અને સમાહાર રૂપ જે ચાર તત્ત્વો છે, તે તત્ત્વોને અનુસરીને પ્રત્યેક બ્રાહ્મણના ચાર ચાર ઉપવિભાગો થાય છે. વિષ્ણુના આધિપત્ય નીચે રહેલા દેવવર્ગોએ બ્રાહ્મણોના જ્ઞાન ભાગો લખ્યા છે; તેજ પ્રમાણે બ્રહ્મા નીચેના ચાર દેવવર્ગોએ ક્રિયાભાગો, શિવ નીચેના ચાર દેવવર્ગોએ ઇચ્છા ભાગો અને ચાર પ્રકારના નિયામક દેવોએ સમાહાર ભાગો લખ્યા છે. ”

“ બ્રાહ્મણો વિના વેદોનું જ્ઞાન થઈ શકતું નથી. ચાર વેદોના ચાર બ્રાહ્મણોમાં નિમ્નલિખિત આરંભનાં વાક્યો છે. પ્રત્યેક વાક્ય આખા બ્રાહ્મણનું પ્રકૃતિસૂત્ર છે, તેમ જ પ્રત્યેક બ્રાહ્મણ સંહિતા સાથે કેવી રીતે સંબંધ ધરાવે છે, તેનું પણ તેમાં સૂચન કરેલું છે.

૧ ઋગ્વેદ બ્રાહ્મણ—अहंतत्त्वमपरम् ॥

૨ યજુર્વેદ બ્રાહ્મણ—प्रस्थितं पुर्वापरं कृतमकृतं कारणकर्तृकम् ॥

૩ સામવેદ બ્રાહ્મણ—नैवं न चैतत् प्रत्याशा समाध्यस्यं चानन्ययं प्रमाततत्त्व मखिलं च ॥

૪ અથર્વવેદ બ્રાહ્મણ—क्रियागुणधर्मसम्पत्ति सावनलक्ष्यमलक्ष्यं च समाहृतम्॥"

ત્રીજા પરિચ્છેદનાં બાકીનાં પ્રકરણોમાં બ્રાહ્મણો, ઉપનિષદ્, તંત્રો વગેરેની ઉત્પત્તિ, આવશ્યકતા અને તેના પરસ્પર સંબંધોનું વિવેચન કર્યું છે.*

---

* પ્રણવદ ભાષાન્તરનો પ્રથમ ભાગ પ્રાપ્ત થયો છે; બીજા બે ભાગો હજુ પ્રાપ્ત થયા નથી. તેથી ત્રીજા ભાગની પરિચ્છેદના નવમા પ્રકરણ પછીના ભાગની કંઈ વિશેષ હકીકત આપી શકાઈ નથી.

સૃષ્ટિ–એકદેશિક પ્રકરણ એટલે ચારમા પરિચ્છેદમાં આપણા બ્રહ્માંડનો ક્રમવિકાસ સમજાવેલ છે. ખનીજમાંથી[1] ઉદ્‌ભિજ[2], ઉદ્‌ભિજમાંથી 'ચિત્રજ[3] (=છાયા સ્વરૂપ અથવા અપસ્વરૂપ,) તેમાંથી ચંદ્રાત્મા,[4] તેમાંથી બે પ્રકારના પિતૃઓ,[5–6] અને તેમાંથી મનુષ્યો[7] ઉત્પન્ન થયા છે, એવો વિકાસ ક્રમ દર્શાવ્યો છે.

પાંચમા મન્તવ્યામન્તવ્ય પરિચ્છેદમાં શું વિચાર્ય અને શું અવિચાર્ય છે, હેય અથવા ઉપાદેય શું છે, તે વિશે વર્ણન કર્યું છે.

૬ ઠ્ઠા અભેદવાદમાં અનેકવિધ જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાઓનું મૂળ સ્વરૂપ એક જ છે, એમ દર્શાવી, મુક્તિ અને મુક્તનું સ્વરૂપ કહેલું છે.

૭ મા પરિચ્છેદમાં આખા ગ્રંથનું સમગ્રતાથી પુનઃ અવલોકન કર્યું છે. ગાર્ગ્યાયણ મુનિએ ભૂમિકાની સમાપ્તિએ કહ્યું છે કેઃ—

" હરકોઈ શાસ્ત્રના અધ્યયનની પૂર્વેજ પ્રણવના અધ્યયનની ઘણી આવશ્યકતા છે; કેમકે પ્રણવશાસ્ત્રના જ્ઞાનથી જ અન્ય સઘળાં શાસ્ત્રોનો અન્યોન્ય પરિહાર થઈ શકે છે, અથવા તે ગ્રંથોમાં **प्रणवविवेचिनी, प्रणवप्रभा** અને **प्रणवप्रदीपिका**ના ગ્રંથો હાલમાં વિદ્યમાન છતાં, તે ગ્રંથો પ્રવેશકોને જ ઉદ્દેશીને લખાયેલા હોવાથી, તેમાંથી સઘળી જિજ્ઞાસા તૃપ્ત થઈ શકતી નથી. સાક્ષાત્ મહેશ્વરે **प्रणवार्णव** નામનો બે લાખ શ્લોકોનો બૃહત્ ગ્રંથ જીવો ઉપર અનુકંપા લાવી રચેલો છે. પરંતુ તે ગ્રંથ અતિ વિસ્તૃત હોવાથી તેમાંથી સાર સાર ગ્રહણ કરી ૧૬૦૦૦ શ્લોકોનો આ પ્રણવવાદ નામનો ગ્રંથ રચવામાં આવ્યો છે. "

પ્રણવવાદમાં કેવા કેવા વિષયોનું વર્ણન કરવામાં આવ્યું છે, તેનું ઝાંખું ચિત્ર અથવા સ્વલ્પાભાસ પણ આ સ્થળે આપી શકાયો નથી. જેઓને યથાર્થ જ્ઞાન મેળવવાની ઈચ્છા હોય; તેઓએ તે ગ્રંથનું અવસ્ય પઠન કરવું જોઇએ. આ સ્થળે તો માત્ર એટલી જ વિવક્ષા છે કે–આપણા લુપ્ત ગ્રંથ ભંડારમાં કેવા અમૂલ્ય અને વિલક્ષણ ગ્રંથો સમાયેલા છે, તેમાં કેવું અમૂલ્ય અને યુગપરિવર્તક જ્ઞાન સંરક્ષવામાં આવ્યું છે, તે ગ્રંથ ભંડારમાંથી કેવી વિચિત્ર રીતિએ બે ચાર ગ્રંથોની અનાયાસે જ પ્રાપ્તિ થઈ છે, તે કેટલું અર્થસૂચક છે, તે ઉપરથી હવે કેવા શુભસૂચક ચિન્હની આશા આપણને ઉત્પન્ન કરી છે, અને તે સર્વ યુગપત્ ઘટનાથી આપણે હવે કેવી રીતે અને કઈ દિશામાં પ્રયાસ કરવાને કટિબદ્ધ થવું જોઇએ, તેનું મનન કરાવવાના ઉદ્દેશથી તે વિશે જે સ્ફુરણા થઈ છે, તે સ્ફુરણાને આ સ્થળે સ્થૂલ સ્વરૂપમાં આલેખવાનું મેં ધૈર્ય ધર્યું છે. સ્થૂલ જગતના અંતઃપટને તોડી નાંખી અથવા તેના અગાધ હૃદય વિવરમાં ઉંડા ઉતરી પાશ્ચાત્યોએ એક પછી એક અંતઃકરણને સ્તબ્ધ કરી નાંખે તેવી શોધો કરી પાર્થિવ તત્ત્વોની સાહાય્યથી લગભગ આખી પૃથ્વીને પોતાની લોહમય મુષ્ટિમાં જકડી નાંખી છે, તે પેહેલાં અનેક યુગો પૂર્વે આપણા ઋષિમુનિઓને સૂક્ષ્મ તેમ જ સ્થૂલ જગતના અંતર્ભાનનું યથાર્થ જ્ઞાન હતું, તે જ્ઞાન યોગ્ય યોગ્ય પ્રસંગે યોગ્ય અધિકારીઓને તેઓએ આપેલું હતું, તેનો સંગ્રહ પણ કરી રાખ્યો હતો, તે જ્ઞાન આપણે આપણા જ વર્તનથી અથવા વસ્તુતઃ અધર્માચરણથી ગુમાવી નાંખ્યું છે. અધિકારીને હાલ,

દેશ અથવા યોનિનો અંતરાય બાધ કરી શકતો નથી. જેઓનું હૃદય તે તરફ તીવ્ર વ્યાકુલતાથી અથવા ઉગ્રવેગથી આકર્ષાય છે, તેઓનાં હૃદયનાં આંદોલનોને ઝીલી લેવાને જગદ્રક્ષક દેવો અને ઋષિઓ આસપાસ તૈયાર જ રહેલા છે. હજુ આપણામાં યુગના યુગથી ઉતરી આવેલાં આધ્યાત્મિક પરમાણુઓ ( Spiritual Atoms ) નો કેવળ નાશ થયો નથી; હજુ આપણે તેવાં પરમાણુઓ માટે બીજાઓ પાસે ભીખ માગવી પડે તેમ નથી; આપણી નસે નસમાં તેવાં પરમાણુઓ વ્યાપી રહ્યાં છે. માત્ર ઉત્કટ ઇચ્છાની જ ખામી છે. ઇશ્વર તે ખામી પુરી કરવાને આપણા હૃદયમાં અધિકાધિક બળ રેડે, એટલી જ આપણી તેની પાસે પ્રાર્થના છે.

માનશંકર પીતાંબરદાસ મહેતા.

---

# माया—वाद.

( અનુસંધાન ગતાંકથી. )

## ૫ ગીતાભાષ્ય.

ગીતાભાષ્યમાં અનેક સ્થળોએ શંકરાચાર્યે માયાશક્તિ વિશે કહેલું છે. તેમાંથી કેટલાંક વચનોનું અવતરણ કરવામાં આવે છે.

क. ગીતા (૧૩–૧૯) ના ભાષ્યમાં તેઓએ કહ્યું છે કે–"દેહ, બુદ્ધિ અને ઇન્દ્રિયાદિ પદાર્થો તેમ જ સુખ, દુઃખ, મોહાદિ સઘળી વૃત્તિઓ સર્વે પ્રકારના વિકારો કારણ રૂપ ઇશ્વરની ત્રિગુણમયી માયામાંથી અથવા પ્રકૃતિ શક્તિમાંથી ઉત્પન્ન થયેલ છે. તે પ્રકૃતિ શક્તિનો સ્વીકાર ન કરવામાં આવે તો જગત્–રૂપ કાર્ય કારણ વિના ઉત્પન્ન થયેલ છે, એમ પ્રાપ્ત થાય. અને જો એમ થાય તો ઇશ્વરનું ઇશ્વરપણું સિદ્ધ થઈ શકે નહિ; કેમકે તે શક્તિવડે જ ઇશ્વરના ઇશ્વરપણાની સિદ્ધિ થઈ શકે છે."[૯૨]

---

૯૨ बुद्धयादि देहेन्द्रियान्तान् गुणांश्च सुखदुःखमोह प्रत्ययाकारपरिणतान् प्रकृति सम्भवान् विद्धि। प्रकृतिरीश्वरस्य विकारकारणं शक्तिः त्रिगुणात्मिका माया।......प्रकृति पुरुषयोरुत्पत्तेरीशितव्याभावात् ईश्वरस्य अनीश्वरत्वस्य प्रसंगात् संसारस्य निर्निमित्ते निर्मोक्ष प्रसंगात्॥" બુદ્ધયાદિ સર્વ શરીરો તેમ જ, સુખ, દુઃખ, મોહ, પ્રત્યયાદિ રૂપે પરિણામ પામેલા ગુણો–તે સર્વ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયા છે, તેમ તું જાણ. સર્વ વિકારના કારણરૂપ જે શક્તિ છે, તે પ્રકૃતિ છે; અને તે પ્રકૃતિ ઇશ્વરની ત્રિગુણાત્મિકા માયા. પ્રકૃતિ અને પુરૂષની જો ઉત્પત્તિ થઇ છે, એમ માનીએ તો તેમાંથી કોઇ નિયામક હોય શકતું નથી; અને તેમ થવાથી ઇશ્વરમાં અનીશ્વરપણાનો અને સંસારની ઉત્પત્તિ કઇપણ કારણ વિના થઇ છે, એમ માનવાનો પ્રસંગ આવશે. તેથી મોક્ષનો સંભવ રહેશે નહિ." વેદાન્ત ભાષ્ય (૯–૪–૯) માં ત્રિગુણને ત્રણભૂત, તેજ, અપ અને પૃથ્વી કહેલ છે. પ્રકૃતિ તે ત્રણ ભૂતોનું બીજ છે.

ख ગીતાના (૧૩-૨૯) ના ભાષ્યમાં પણ તેઓએ કહ્યું છે કે-" માયા ભગવાનની ત્રિગુણમયી પ્રકૃતિ છે. તે પ્રકૃતિ જ મહત્તત્ત્વાદિ કાર્યરૂપે અને ઇન્દ્રિયાદિ કરણરૂપે પરિણામ પામે છે." ૯૪ આ વાક્યની ટીકા કરતાં આનન્દગિરિ કહે છે કે-" તે માયા પરબ્રહ્મની શક્તિ છે. સાંખ્યાદિની પેઠે તે માયા બ્રહ્મથી કેવળ સ્વતંત્ર છે, એમ નથી." ત્યારપછી તે જ અધ્યાયના ૩૦ મા શ્લોકની ટીકામાં કહ્યું છે કે "જેઓ પ્રકૃતિને તેમજ પ્રકૃતિથી પરિણામ પામેલા સઘળા પદાર્થોને બ્રહ્મથી સ્વતંત્ર રૂપે માનતા નથી, તેઓ તે સઘળા પદાર્થો બ્રહ્મમાંથી જ ઉત્પન્ન થયા છે, એમ માને છે. એ પ્રમાણે જેનો દૃઢ વિશ્વાસ છે. તે જ બ્રહ્મવેત્તા છે." બ્રહ્મથી પ્રકૃતિ બિલકુલ સ્વતંત્ર નથી, એવું લક્ષમાં રાખીને ગીતાના ૧૪ મા અધ્યાયના ૧૪ મા શ્લોકમાં પ્રકૃતિને **महद्ब्रह्म** કહેલ છે.

ग. ગીતાના ૧૫ મા અધ્યાયના ૧૬ મા શ્લોકના ભાષ્યમાં લખ્યું છે કે "ભગવાનની માયાશક્તિ **अक्षर** કહેવાય છે. તે અક્ષર સઘળા વિકારોનું ઉત્પત્તિ બીજ છે, તેમ જ જીવના કામનાદિ સંસ્કારો તે અક્ષર રૂપ પ્રકૃતિને આશ્રયે રહે છે; કેમકે તે શક્તિ વિના જીવનો કોઈ પણ સંસ્કાર ઉદ્‌ભવ પામી શકતો નથી."૯૫

घ. ગીતાના ૧૩ મા અધ્યાયના ૫ મા શ્લોકમાં પણ કહ્યું છે કે—" ઇશ્વરની શક્તિજ માયા કહેવાય છે. તેનેજ વ્યવહારમાં **अव्यक्त, अव्याकृत** રૂપે નિર્દિષ્ટ કર-

---

૯૪ **प्रकृतिर्भगवतो माया त्रिगुणात्मिका । ......प्रकृत्यैव च नान्येनमहदादि कार्यकरण परिणतया-इत्यादि ॥** " ભગવાનની ત્રિગુણાત્મિક માયા પ્રકૃતિ કહેવાય છે. પ્રકૃતિજ મહદાદિ કાર્ય અને કરણ રૂપે પરિણામ પામે છે. તે સર્વનું કારણ પ્રકૃતિ સિવાય અન્ય કંઇ નથી." તેની ટીકામાં આનન્દગિરિએ કહ્યું છે કે-**परस्य शक्तिर्माया ॥** " માયા ઇશ્વરની શક્તિ છે."

૯૫ **अक्षरस्तद्विपरीतो भगवतो मायाशक्तिः । क्षराख्यस्य......उत्पत्ति बीजमनेक संसारि जन्तु कामकर्मादि संस्काराश्रयः......उच्यते ॥** ક્ષરથી વિપરીત જે ભગવાનની માયા શક્તિ, તે અક્ષર કહેવાય છે. તે માયાશક્તિ ક્ષરપદાર્થોનું ઉત્પત્તિ બીજ છે, અને સકળ જીવોના કામકર્માદિ સંસ્કારોનું આશ્રયસ્થાન છે." આનંદગિરિએ તે વિશે કહ્યું છે કે-**मायाशक्तिविना भोक्तृणां कर्मादि संस्कारा वेयकार्योत्पत्तिरित्याशङ्क्याह । ......माया शक्तिरुपादानमिति ॥** ભોક્તાઓના (જીવોના) કર્માદિ સંસ્કારોમાંથી કાર્ય ઉત્પત્તિ થાય છે, એમ જો પૂર્વપક્ષીનું કહેવું હોય તો તેના પ્રત્યુત્તરમાં કહે છે કે-માયાશક્તિ જ તે સર્વનું ઉપાદાન કારણ છે." આ ઉપરથી સ્પષ્ટ થશે કે-શંકરાચાર્યના મત પ્રમાણે માયા માત્ર વિજ્ઞાન ( Idea ) રૂપ જ નથી; તે તો જડ જગતની ઉપાદાન શક્તિ છે, એમ તેઓનો સ્પષ્ટ સિદ્ધાન્ત છે.

વામાં આવેલ છે. તે શક્તિ જ પંચભૂતો અને ઇન્દ્રિયાદિ આઠ પ્રકારે પરિણામ પામે છે."[૯૬]

## ૬ માંડૂક્ય ભાષ્ય.

માંડૂક્યોપનિષદ્ ઉપર ગૌડપાદાચાર્યની (૧-૨) કારિકાના ભાષ્યમાં શંકરાચાર્યે તે વિશે સંપૂર્ણ સ્પષ્ટતાથી તેજ સિદ્ધાન્ત સ્ફુટ કરેલ છે. તેઓએ કહ્યું છે કેઃ—

"જીવના સુષુપ્તિકાળમાં જેમ પ્રાણશક્તિ અવ્યક્તાવસ્થામાં રહે છે, તેજ પ્રમાણે પ્રલયકાળમાં પણ પ્રાણશક્તિ બ્રહ્મમાં અવ્યક્તાવસ્થામાં રહે છે. તે અવ્યક્ત પ્રાણશક્તિ જગતનું બીજ છે, તેમજ તે બીજદ્વારાએ બ્રહ્મને શ્રુતિમાં **સદ્રૂપ** અથવા **કારણબ્રહ્મ** કહેલ છે. જે સ્થળે બ્રહ્મને જગતનું કારણ કહેલ છે, તે સ્થળે બીજશક્તિદ્વારાએજ તેનું કારણપણું માનવામાં આવેલું છે. તેથી બીજશક્તિનો અવશ્ય સ્વીકાર કરવો પડે છેઃ કેમકે શક્તિરૂપ બીજ ન માનીએ તો પ્રલયને અંતે કયા બીજમાંથી સઘળા જીવો ઉત્પન્ન થઈ શકે? તે બીજ બ્રહ્મમાં રહેલ હોવાથી, તે બીજમાંથી ફરીથી સઘળા જીવો પ્રકટ થાય છે. તે માટે જગતની તે બીજશક્તિનો સ્વીકાર કરવાની આવશ્યકતા છે."[૯૭]

તે શક્તિદ્વારાએ બ્રહ્મને જગતનું કારણ કહેલ છે.

---

૯૬ **अव्यक्तमव्याकृतमीश्वर शक्तिर्ममाया।........अष्टधा भिन्ना प्रकृतिः।** "અવ્યક્ત અથવા અવ્યાકૃત અથવા ઈશ્વરીશક્તિ મારી માયા છે. પાંચ તન્માત્રાઓ (પૃથ્વી, અપ્, તેજ, વાયુ અને આકાશ), અહંકાર, મહત્ અને અવ્યક્ત—એ આઠ પ્રકારની શક્તિ અથવા પ્રકૃતિ છે."—

૯૭ **निर्बिजतयैव चेत् सति लीनानां सुषुप्तप्रलयोः पुनरुत्थानानुपपत्तिः स्यात्।........प्राणशब्दत्वमव्याकृतस्य। ननु तत्र सदेव सोम्येति प्रकृतं (निरुपाधिकं) सद्ब्रह्म प्राणशब्दवाच्यम्? नैष दोषः। बीजात्मकत्वाभ्युपगमात् सतः। ........बीजात्मकत्वमपरित्यज्यैव प्राणशब्दत्वं सतः सच्छब्दवाच्यता च। ........तस्मात् सबीजत्वाभ्युपगमेनैव सतः प्राणत्वव्यपदेशः सर्वश्रुतिषु च कारणत्वव्यपदेशः॥**

"સુષુપ્તિ અને પ્રલયકાળમાં સદ્રૂપ બ્રહ્મમાં લીન થયેલ જીવોનું જો કંઇ પણ બીજ નથી, એમ સ્વીકારીએ તો તેઓનો પુનરુદ્ભવ થવા પામે નહિ. [તેથી બીજરૂપ શક્તિનો સ્વીકાર કરવાની આવશ્યકતા છે.] અવ્યાકૃત પ્રાણશબ્દથી પણ વ્યવહારાય છે. આ પ્રસંગે પૂર્વપક્ષીનું જો એમ કહેવું હોય કે—'છાંદોગ્યમાં **सदेव सोम्य**—એ વાક્યમાં નિરૂપાધિક બ્રહ્મને સદ્રૂપ કહેલ છે, તે નિરૂપાધિક બ્રહ્મ શું પ્રાણરૂપ છે? તેના પ્રત્યુત્તરમાં કહીએ છીએ કે—'તેને પ્રાણરૂપ કહેવામાં કંઈ દોષ નથી.' કેમકે સત્ બીજરૂપ છે, એમ ઘણા વચનોથી સિદ્ધ થાય છે. અર્થાત્ બીજત્વને સાથે રાખીને સતને પ્રાણરૂપ કહેવામાં અડચણ નથી; તે પ્રસંગે પ્રાણ સત્-શબ્દનો વાચ્યાર્થ થાય છે. તેથી બીજપણાની ઉપાધિથી **सत्** પ્રાણશબ્દથી અને કારણપણાથી સર્વ શ્રુતિઓમાં નિર્દિષ્ટ થયેલ છે.

તે સિદ્ધાન્ત લક્ષમાં રાખીને ૬ ઠ્ઠી કારિકાની ટીકામાં આનંદગિરિજી કહે છે કે—"કાર્યરૂપ લિંગ (ચિન્હ) દ્વારાએ કારણના અસ્તિત્વનું સૂચન થાય છે. કાર્યનો સમૂહ કારણના સદ્ભાવનું સ્મરણ કરાવે છે. બ્રહ્મ તો અજ્ઞાત અને અદષ્ટ છે. જગતના કારણ રૂપે જ માત્ર બ્રહ્મને જાણી શકાય છે. તેથી જો તે કારણશક્તિ અથવા કારણસત્તાનો સ્વીકાર ન કરીએ તો બ્રહ્મનું અસ્તિત્વ સિદ્ધ થઈ શકતું નથી. શક્તિદ્વારાએજ તેની સિદ્ધિ થઇ શકે છે.[૯૮]

## ૭ કઠોપનિષદ્‌ની ટીકામાં, મુણ્ડકોપનિષદ્‌ની ટીકામાં તેમ જ તૈત્તિરીય ભાષ્યમાં પણ તેજ સિદ્ધાન્ત જોવામાં આવે છે.

તે માયા શક્તિદ્વારાએ નિર્ગુણ બ્રહ્મને જગત્‌નું કારણ કહેલ છે, તે વિશે ઉપર વિસ્તારથી દર્શાવવામાં આવ્યું છે. હવે તેસંબંધે એકાદ બે વિશેષ પ્રમાણો આપી, તેમાંથી આવશ્યક ફળ શું ઉત્પન્ન થાય છે, તે દર્શાવીએ છીએ.

क. કઠોપનિષદ્‌ના (૧-૩-૧૧)ના ભાષ્યની ટીકામાં આનન્દગિરિ કહે છે કે—"તે પરિણામ પામતી અવ્યક્તશક્તિ જગત્‌નું વાસ્તવિક ઉપાદાન છે. બ્રહ્મને માત્ર ગૌણ રૂપેજ શક્તિદ્વારા જગત્‌નું કારણ કહેલું છે. જો પ્રકૃતરૂપે બ્રહ્મને જગત્‌નું કારણ કહેવામાં આવે તો બ્રહ્મ નિરવયવ હોવાથી શી રીતે સાક્ષાત્ પરિણામ પામનાર ઉપાદાન થઈ શકે?"[૯૯]

ख. મુણ્ડકોપનિષદ્ (૨-૧-૧) ની ટીકામાં પણ તેઓએ કહેલું છે કે—"નામ રૂપ ધારણ કરનાર પદાર્થોની જે બીજરૂપ શક્તિ છે, તે શક્તિનું અધિષ્ઠાન બ્રહ્મ જ છે. તે શક્તિ બ્રહ્મના ઉપાધિરૂપે રહેલ છે. સર્વાતીત, વિશુદ્ધ, નિર્ગુણ બ્રહ્મ તે શક્તિ વિના જગત્‌નું કારણ થઇ શકે નહિ; તેજ માટે તે (આગન્તુક = Incidental) શક્તિને

---

૯૮ શંકરાચાર્યે પોતે જ કહ્યું છે કે—यदि असतामेव जन्म स्यात्, ब्रह्मणो व्यवहार्यस्या ग्रहणद्वाराभावात् असत्त्वप्रसंगः ॥ ગૌડપાદકારિકા ભાષ્ય (૧-૬)—"જો અસત્‌માંથી જ સર્વ પદાર્થોની ઉત્પત્તિ થઇ છે, એમ માનવામાં આવે તો, આપણા વ્યવહારમાં પણ જે જે પદાર્થો જોઇએ છીએ, તે સઘળા પદાર્થો અસત્ હોવાથી, તેનો અનુભવ થઇ શકે નહિ. એટલું જ નહિ પણ બ્રહ્મનો આપણે અનુભવ કરીએ છીએ તે બ્રહ્મ પણ અસત્ ઠરે.". એ પ્રમાણે શંકરાચાર્ય પોતે જ કહે છે કે—'અસત્‌માંથી જગત્ કદિ પણ ઉત્પન્ન થઇ શકતું નથી. જગત્ સત્ અથવા शक्ति માંથી ઉત્પન્ન થયેલ છે. તે શક્તિ સહિત બ્રહ્મ सद्‌ब्रह्म કહેવાય છે; અને તે જગત્‌નું કારણ છે. तेन शबलमेव (शक्तियुक्तमेव) ब्रह्मात्र विवक्षितम् ॥ આનન્દગિરિ. "તેથી આ સ્થળે શબલ એટલે શક્તિયુક્ત બ્રહ્મ કહેવાની ઇચ્છા છે."

૯૯ सर्वस्य प्रपञ्चस्य कारणमव्यक्तम् । तस्य परमात्म पारतंत्र्यात् परमात्मन उपचारेण कारणत्वमुच्यते । न तु अव्यक्तवत् विकारितया ॥ "સર્વ જગત્‌નું ઉપાદાન કારણ અવ્યક્ત છે. તે અવ્યક્ત બ્રહ્મને અધીન હોવાથી, ગૌણ રીતે પરમાત્માને ઉપાદાન કારણ કહેલ છે. બ્રહ્મ કઇ અવ્યક્તની પેઠે વિકાર પામતું નથી."

બ્રહ્મનો ઉપાધિ કહેલ છે. તેટલા માટે તે શક્તિ રૂપ ઉપાધિદ્વારાએ બ્રહ્મ, જગત્‌નું કારણ કહેવાય છે." ૧૦૦

ग. તૈત્તિરીય ( ૨-૬-૨ ) ભાષ્યમાં શંકરાચાર્યે પોતે જ પ્રકારાન્તરે કહ્યું છે કે-" બ્રહ્મ **સત્ય** છે, એટલે શું? જેની સત્તા (હોવાપણું, Existence) છે, ને સંસ કોઈ પણ પદાર્થ હરકોઈ કાર્યનું કારણ ન હોય તો તે પદાર્થની સત્તા સ્વીકારી શકાતી નથી. બ્રહ્મ આકાશાદિનું કારણ છે, એમ સ્વીકારવાથી, તેનું સત્સ્વરૂપ સિદ્ધ થઈ શકે છે. તે ઉપરથી જ બ્રહ્મ **સત્** છે, એમ કહેવાય છે. કારણ પોતે કાર્યમાં અનુગત હોય છે. તે પ્રમાણે હોવાથી, કાર્યમાં જે સત્તા દેખાય છે, તે સત્તા ઉપરથી કારણ પણ સત્તાવાન્ છે, એમ અનુમાન થાય છે.[1] તે પ્રમાણે જગતમાં રહેલી સત્તા અથવા શક્તિ ઉપરથી બ્રહ્મનું **સદ્રૂપ** સ્થાપિત થઈ શકે છે. તે માટે શક્તિયુક્ત બ્રહ્મ જ **સદ્રૂપ** અથવા જગત્‌નું કારણ કહેવાય છે. આ વાદપદ્ધતિ પ્રત્યેક પાઠકે સારી પેઠે ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

### ૫ સગુણ અને નિર્ગુણ બ્રહ્મના સંબંધનો નિર્ણય.

પ્રિય પાઠક! ઉપર પ્રમાણે ઉદ્ધૃત કરેલાં વચનોથી સ્પષ્ટપણે સમજી શકાશે કે—શંકરાચાર્ય અથવા તેઓના ટીકાકારોના મત પ્રમાણે જડ જગત્‌ના ઉપાદાનરૂપ માયાશક્તિનો અસ્વીકાર થઈ શકતો નથી. અમે આ પ્રસંગે જે કંઈ કહ્યું છે, તે ઉપરથી અમને તો એવી જ પ્રતીતિ થાય છે કે, જે નિત્યશક્તિ બ્રહ્મમાં એકાકારે રહેલી છે, તે જ શક્તિ સૃષ્ટિના પ્રારંભમાં બ્રહ્મના સંકલ્પ બળથી ઉત્પન્ન કરવાને તત્પર થઇને પરિણામ પામે છે; અર્થાત્

---

૧૦૦ शक्ति विशेषोऽस्यास्तीति तयोक्तं नामरूपयोर्बीजं ब्रह्म, तस्योपाधितया लक्षितं, शुद्धस्य कारणत्वानुपपत्त्या। " તેને શક્તિ વિશેષ છે, એમ જે કહ્યું છે, તેનો ભાવાર્થ એ છે કે-તે શક્તિ બ્રહ્મને ઉપાધિરૂપ હોવાથી બ્રહ્મ પોતે નામરૂપયુક્ત પદાર્થોનું બીજ કહેવાય છે. શક્તિ રહિત બ્રહ્મ કોઈનું કારણ થઇ શકતું નથી." સૃષ્ટિની ઉત્પત્તિ પેહેલાં બ્રહ્મ નિર્વિશેષ ભાવથી રહેલું હતું. સૃષ્ટિની ઉત્પત્તિના આરંભમાં જ માત્ર તે નિર્વિશેષ અવસ્થામાંથી એક વિશેષ અવસ્થા ઉત્પન્ન થઇ. તે વિશેષ અવસ્થા **आगन्तुक** અથવા **कादाचित्क** કહેવાય છે. આ મુણ્ડક ભાષ્ય ( ૧-૧-૮ ) ની ટીકામાં તે શક્તિને જડ પણ કહેવામાં આવેલ છે. जाड्य महामायारूपेणैव संभवः ॥ " જડ રૂપ મહામાયા રૂપે જ તેની ઉત્પત્તિ છે."

૧ सत्त्वोक्त्यैव सत्यत्वमुच्यते। यस्माच्च जायते लोके घटांकुरादिकारणं मृद्बीजादि। तस्मादाकाशादिकारणत्वेनास्ति ब्रह्म। न च असतो जातं किञ्चिद्गृह्यते कार्यं।......असतश्चेत्कार्यं गृह्यमाणं, असदन्वितमेव स्यात्। न चैव तस्मादस्तिब्रह्म ॥ " બ્રહ્મ સત્ છે, એમ કહેવાથી જ તેનું સત્યપણું સિદ્ધ થાય છે. કોઈ પણ વસ્તુ જે કોઈ બીજી વસ્તુમાંથી ઉત્પન્ન થાય છે, તે ઉપરથી તે અન્ય વસ્તુ પણ છે, એમ

તેજ શક્તિ જગદાકારે પ્રકટ થવાને ઉપક્રમ કરે છે. તે આગન્તુક પરિણામને લક્ષમાં રાખીને, તે શક્તિને માયાશક્તિ અથવા પ્રાણશક્તિ રૂપે નિર્દિષ્ટ કરેલ છે. જે પોતે નિર્ગુણ બ્રહ્મ છે, તે જ નિર્ગુણ બ્રહ્મ આ આગન્તુકશક્તિના યોગથી સગુણ બ્રહ્મ થાય છે. બ્રહ્મજ્ઞાનીની દષ્ટિથી ખરી રીતે જોતાં, તે શક્તિનું અવસ્થાન્તર અથવા રૂપાન્તર થાય છે, તેથી તે **સ્વતંત્ર** છે, એમ કદિ પણ કહી શકાય નહિ. બ્રહ્મવેત્તાઓ તો સારી પેઠે જાણે છે કે-તે શક્તિને માયા કહો અથવા ન કહો, પરંતુ તે એક અવસ્થાન્તર માત્ર છે, તથા જે પૂર્ણ શક્તિ છે, તે સિવાય તે અવસ્થાન્તર પણ અન્ય કંઇ નથી. ખરી રીતે સગુણ બ્રહ્મ પણ નિર્ગુણ બ્રહ્મનું એક અવસ્થાન્તર છે, પૂર્ણજ્ઞાન બ્રહ્મ સિવાય તે અન્ય કંઇ નથી. પરંતુ માયાશક્તિ જ્યારે પૂર્ણશક્તિની એક વિશેષ અવસ્થા છે, ત્યારે પૂર્ણશક્તિસ્વરૂપ બ્રહ્મ તેનાથી કેવળ સ્વતંત્ર જ છે.[2] આ તત્ત્વને સારી પેઠે સ્મરણમાં રાખવાની જરૂર છે. શંકરાચાર્યના આ સિદ્ધાન્તને ઉલટી રીતે સમજવાથી અનેક પ્રતિપક્ષીઓ તેઓના ઉપર વિનાકારણે આક્ષેપ કરે છે. અમે તો તેઓનાં પૂર્વાપર વચનોની સમાલોચના કરતાં ઉપર્યુક્ત તત્ત્વ જ પ્રાપ્ત કરી શક્યા છીએ. હવે પછી વળી તે વિશે વિશેષ વિચાર કરવામાં આવશે.

ભાનશંકર પીતાંબરદાસ મહેતા.

---

વ્યવહારમાં પણ દેખાય છે. જેમકે ઘટ અને અંકુરની ઉત્પત્તિ મૃત્તિકા અને બીજમાંથી થાય છે; તેથી ઘટને જોઇને મૃત્તિકાનું અને અંકુરને જોઇને બીજનું અસ્તિત્વ આપણે સિદ્ધ કરીએ છીએ. તે પ્રમાણે આકાશાદિ કાર્યને જોઇને તેનું કારણ બ્રહ્મ છે, એમ પણ આપણે સિદ્ધ કરી શકીએ છીએ. કોઇ પણ કાર્યનું કારણ અસત્ છે, એમ માનીએ તો તે કાર્યમાં પણ અસત્ જ હોવાથી, તેનો આપણે અનુભવ કરી શકીએ નહિ. પરંતુ કાર્ય અસત્ નથી, એમ અનુભવથી આપણે કહી શકીએ છીએ, તેથી તેનું કારણ બ્રહ્મ પણ સદ્રૂપ છે, એમ સિદ્ધ થાય છે. "

**यद्य सत्ता सामान्य विषयेण सत्यशब्देन लक्ष्यते सत्यं ब्रह्मेति, सर्व विशेष प्रत्यस्तमित स्वरूपत्वात् ब्रह्मणः ॥** " જગતના સઘળા પદાર્થોમાં જે સામાન્ય સત્તા વ્યાપી રહેલી છે, તે સત્તા સામાન્યના કારણથી સત્ય કહેવાય છે; તેવા સત્ય શબ્દવડે લક્ષણાથી માત્ર **सत्यं ब्रह्म** એટલે બ્રહ્મ સત્ય છે, તેનો અર્થ સમજી શકાય છે. કેમકે સઘળા જુદા જુદા પદાર્થોથી બ્રહ્મનું સ્વરૂપ આવૃત થાય છે, તેમ હોવાથી, માત્ર લક્ષણાએ જ તેનું સ્વરૂપ જાણી શકાય છે.

૨ **कल्पितस्य अधिष्ठानामेदेऽपि, अधिष्ठानस्य ततो भेदः ।** " કલ્પિત માયાનો તેના અધિષ્ઠાન એટલે બ્રહ્મ સાથે અભેદ છે, તે સત્ય છે; પરંતુ અધિષ્ઠાન એટલે બ્રહ્મ તો માયાથી વિલક્ષણજ છે.

# મહાત્માઓ.

થીઓસોફીથી ઉપજી આવતી પ્રશ્ન પરંપરામાં, "મહાત્માઓ" વિષેના પ્રશ્ન કરતાં ભાગ્યે જ બીજા કોઇ પ્રશ્ન વિષે વધારે શોધાશોધ, પૂછાપૂછ ચાલતી હશે. એ શબ્દથી શું સૂચવાય છે? તેઓ કોણ છે? તેમનો ક્યાં આગળ વાસ છે? તેઓ શું કરે છે? આ અને આવા અન્ય અનેક પ્રશ્નો વારંવાર સાંભળવામાં આવે છે. આવા પ્રશ્નો વિષે હું થોડો ઘણો ખુલાસો આપવાનો પ્રયત્ન કરીશ; વિશેષ નહિ તો તેમનો એકદેશી ઉત્તર આપવાનો હું પ્રયત્ન કરીશ.

## મહાત્માઓ એટલે શું?

જેમણે પોતાનું માનવ સંસરણ (Evolution) સંપૂર્ણ કર્યું છે, માનવપદની પરાકાશને પ્રાપ્ત કરી છે, સૂર્યમંડલના વિશેષ નહિ તો આપણા વિભાગ વિષે જેમને કંઇ પણ વધારે શિખવાનું અવશેષ રહ્યું નથી, જેઓ ક્રિશ્ચયનોના ધર્મ પ્રમાણે "તારણ", હિંદુઓના ધર્માનુસાર "મોક્ષ" અને બૌદ્ધોના ધર્માનુસાર "નિર્વાણ" પામ્યાં છે, એવાં અમુક નિશ્ચિત પ્રકારનાં માનવિઓ માટે થીઓસૉફિસ્ટો **મહાત્માપદનો પ્રયોગ કરે છે.** જ્યાં સુધી ક્રિશ્ચયન દેવલોમાં "સંતોને અર્પવામાં આવેલી શ્રદ્ધા" સંપૂર્ણ રીતે જળવાઈ રહી હતી ત્યાં સુધી "તારણ" શબ્દમાં હમેશના નર્કમાંથી છૂટકારાના કરતાં ઘણા ઘણા વિશેષ ભાવનો સમાવેશ થતો હતો. એ શબ્દવડે, ફરજીયાત પુનર્જન્મમાંથી છૂટકારો, સંસરણમાં નિષ્ફલતાના સર્વ પ્રકારના સંભવમાંથી સંરક્ષણ સૂચવાતાં હતાં. "જે સંયમ સાધશે તે જરૂર મારા પ્રભુના દેવલમાં એક સ્તંભરૂપ બનશે, ત્યાંથી તે કોઇ કાલે બહાર નિઃસરશે નહિ," એવું વચન આપવામાં આવ્યું હતું. જેણે સંયમ સાધ્યો છે, તે "બચી" ગયો છે.

હમેશાં સુધરતા જતા જડ દેહોમાં શરીરિ બનેલી ચિતિશક્તિના ધીમાધીમા વિસ્તારને સૂચવતી સંસરણની ભાવના, મહાત્માપદવડે દર્શાવાય છે. એ પદવડે સૂચવાતી સંપૂર્ણતાએ દરેક માનવિને પહોંચવાનું છે; સ્પષ્ટ રીતે એક ટુંકા માનવ જન્મમાં સંપૂર્ણતા પ્રાપ્ત કરી શકાતી નથી. માનવિ અને માનવિ વચ્ચેના, બુદ્ધિશાળી અને મૂર્ખ વચ્ચેના, સાધુ અને ગુન્હેગાર વચ્ચેના, કસરતબાજ અને નિર્બલ વચ્ચેના ભેદોનું, જો દરેક માનવિ જંગલી દશામાંથી નાગરિક દશામાં વિકાસ પામવાના માર્ગમાં હોય, જો આવા પ્રકારના ભેદો એવા પ્રકારના ભેદો એવા પ્રકારના વિકાસની ભિન્ન ભિન્ન ભૂમિકાઓની માત્ર નીશાનીઓ સમાન હોય તો જ દિવ્ય ન્યાય સાથે સમાધાન થઇ શકે છે. આવા પ્રકારના દીર્ઘ સંસરણના શિરોભાગે "મહાત્માઓની" સંસ્થિતિ છે; માનસિક, નૈતિક અને આધ્યાત્મિક વૃદ્ધિનાં માનવિને સંભવિ શકતાં ઉત્તમોત્તમ પ્રકારનાં ફલોનો તેમનામાં આવિર્ભાવ જણાઈ આવે છે. માનવજાત સમજી શકે એવા સર્વ પ્રકારના પાઠને શિખી ચૂક્યા હોય છે; દુનિયામાંથી મળી શકતા સર્વે પ્રકારના અનુભવના એકીકરણરૂપ તે હોય છે. આટલા દષ્ટિબિંદુની પાર સંસરણ અતિમાનુષિ બની જાય છે. જો આવા પ્રકારનો એક વિજેતા માનવ

જન્મ ધારણ કરે છે તો તે એક ઇચ્છિત કાર્ય સમાન હોય છે, કારણ કે માત્ર તેમની ઇચ્છા વિના જન્મપરિભ્રમણથી તેમનું ગ્રહણ થઇ શકતું નથી, તેમજ મરણ તેમને સ્પર્શ કરી શકતું નથી.

મહાત્માપદની ભાવના સંપૂર્ણ કરવા માટે આપણે આમાં કેટલોક ઉમેરો કરવાની જરૂર છે. મહાત્માએ માનવ દેહમાં વસવુંજ જોઇએ, જન્મ લેવોજ જોઇએ. આવી ભૂમિકાએ પહોચનાર અનેક માનવિઓ, વધારેવાર જડ દેહનો બોજો ઉપાડતા નથી, પરંતુ ફક્ત "આધ્યાત્મિકદેહ" ને ઉપયોગમાં રાખીને આ દુનિયા સાથેના સંસર્ગની પાર પળે છે, બ્રહ્માંડના માત્ર ઉચ્ચ પ્રદેશોમાં વાસ રાખે છે. આ ઉપરાંત વળી એક મહાત્મા અથવા ગુરૂના નામથી સચવાય છે તેમ તેમને શિષ્યોનો સ્વીકાર કરવાનો હોય છે. જેઓ ઓછાં વધેલાં પુરૂષ અને સ્ત્રીઓને પોતાના સાથીઓના મોટા વિભાગ કરતાં ઘણું જ આગળ વધારીને "એક ટુંકા માર્ગ વડે" માનવસંસરણના શિખરે પહોંચવાના વિકટપંથે પળવામાં સહાયક બનવાનું ખાસ કાર્ય કરે છે, તેમને માટે જ મહાત્મા શબ્દ ખાસ કરીને પ્રયોજી શકાય છે. ઉંચે ચડતા સ્ક્રુના દોરાની પેઠે એક પર્વતની આસપાસ ચારે બાજુએ જતા એક માર્ગસાથે સંસરણને સરખાવવામાં આવે છે; આવા માર્ગે માનવજાત ધીમે ધીમે આગળ વધ્યાં જાય છે; પર્વતના શિખરે પહોંચવાનો સીધો, સાંકડો, ઉભા ઢોળાવવાળો એક ટુંકો માર્ગ હોય છે; "આવા માર્ગને શોધી કાઢનારા ગણ્યાગાંઠ્યાજ હોય છે. (**क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गपथस्तत्कवयो वदन्ति ।**—સરખાવો) આવાં ગણ્યાં ગાંઠ્યાં માનવિઓમાં મહાત્માઓના શિષ્યોનો સમાવેશ થાય છે. ક્રાઇસ્ટના (અને અન્ય ઋષિમહર્ષિઓના) સમયમાં હતું તેમ તેમને "સર્વસ્વનો ત્યાગ કરીને તેને અનુસરવાનું છે."

જેઓ આવી ભૂમિકા સુધી આવી પહોચ્યા હોય છે પરંતુ શિષ્યોનો સ્વીકાર કરતા નથી તેઓ દુનિયા માટેની અન્ય પ્રકારની સેવાઓમાં લાગેલા હોય છે; એ વિષે આપણે હમણાં થોડો ઘણો વિચાર ચલાવીશું. ગુરૂઓ કરતાં આમને ભિન્ન પ્રકારના જણાવતું અંગ્રેજીમાં કોઇ નામ નથી, તેથી ના છૂટકે આમને માટે પણ મહાત્મા પદનો પ્રયોગ કરવામાં આવે છે. હિંદમાં જ્યાં આવાં ભિન્ન ભિન્ન પ્રકારનાં કાર્યોને ભૂતકાલની પરંપરાથી ઉતરી આવેલાં માનવામાં આવે છે ત્યાં આવાં વિવિધ કાર્યો માટે વિધવિધ પ્રકારનાં નામ હોયછે.

હવે આપણે એક *મહાત્માની વ્યાખ્યા આ પ્રમાણે કરી શકીએ:* પોતાની જાતને પરિપૂર્ણ દશાએ પહોચાડનાર, દુનિયા ઉપર કંઇ પણ વધારે શિખવાનું અવશેષ નહિ રાખનાર, માનવિની સહાય માટે દુનિયામાં સ્થૂલદેહમાં વસનાર, પોતાની જાતિની સેવા ઉઠાવવાના હેતુથી તેના કરતાં ઘણી જ ઉતાવળથી સંસરણ પામવાની ઇચ્છાવાળા તથા આવા ઉદ્દેશથી ખુશીથી સર્વસ્વનો ત્યાગ કરવાવાળા શિષ્યોને સ્વીકારનાર એક માનવિ.

થીઓસોફીની સંસરણની ભાવનાથી અણજાણ્યાઓની જાણ માટે કદાચ એટલું ઉમેરવું જરૂરનું છે, કે અમે "એક પરિપૂર્ણ માનવિ" વિષે બોલીએ છીએ ત્યારે એ વાક્યથી સામાન્ય રીતે સચવાય છે તેના કરતાં ઘણું ઘણું વધારે સચવવા માગીએ છીએ. અમે આથી, જેમાં સંસરણ પ્રવર્તે છે એવાં પંચ મહાભુવનોમાં ત્રુટિ વિના કાર્ય કરવાને સમર્થ ચિતિશક્તિ સૂચવવા માગીએ છીએ. ભૂર, ભુવર અને સ્વર સહિઓ, આમની સાથે વર્ત-

માતમાં સર્વે માનવિઓ સંયોજાયલાં છે; આ ઉપરાંત બે ઉચ્ચ સૃષ્ટિઓ (લોકો) જેમાં સાધારણ માનવજાત હજુ સુધી પ્રવેશ કરી શકતી નથી. એક મહાત્માની ચિતિશક્તિ આ સર્વે લોકમાં કાર્ય કરી શકે છે, એ સર્વેનો પોતાનામાં સમાવેશ કરી શકે છે; તેમના પવિત્ર બનેલા સૂક્ષ્મ દેહો આ સર્વેમાં છૂટથી વ્યવહાર ચલાવી શકે છે, તેથી તેઓ કોઇ પણ સમયે આમનામાંના એકના કોઇ પણ વિભાગમાં મરજી મુજબ કાર્ય કરી શકે છે તથા તે વિષેની હકીકત જાણી શકે છે.

## મહાત્માઓ કોણ છે?

મહાન્ બંધુમંડલમાં મહાત્માઓનો ક્રમ પાંચમો આવે છે; તેના સભ્યો સાધારણ સંસરણની પાર વધી ગયલા હોય છે. આમનાથી ઉતરતા ચાર ક્રમમાં દિક્ષિત શિષ્યોનો સમાવેશ થાય છે, તેઓ દરરોજની દુનિયામાં મોટે ભાગે અણજાણ્યા વસિને કાર્ય ચલાવેછે; તેમના ઉપરિઓએ સોંપેલા કાર્યને પાર પાડે છે. માનવ ઇતિહાસમાં અમુક સમયોએ, કટાકટીના પ્રસંગોમાં, એક વિચારની અન્યમાં થતિ સંક્રાંતિઓમાં ગુપ્ત મંડલના સભ્યો મહાત્માઓ અને તેમના કરતાં પણ ઉચ્ચ ભૂમિકાની વ્યક્તિઓ દુનિયામાં અવતરે છે; સાધારણ રીતે જો કે તેમણે જન્મ લીધો હોય છે, છતાં એ તેઓ એકાંત અને નિરૂપદ્રવ સ્થલોમાં વસે છે.) માનવ જીવનની ધાંધલથી દૂર આવેલાં એકાંત અને નિરૂપદ્રવ સ્થલોમાં વસે છે; માનવિઓથી ઉભરાઇ જતા આવાસોમાં સિદ્ધ કરવું અસંભવિત થઇ પડે એવું સહાયનું કાર્ય ચલાવવા માટે આવો નિવાસ અંગિકાર કરવો પડે છે.

જીસસ—"પ્રભુનો આવેશ" તેમનામાં અવતર્યો અને પછીથી તેમનામાં વસિને માનવદેહને સશરીર ક્રાઇસ્ટના દેવલ રૂપી ઉચ્ચ દશાએ લઇ જતા બેપ્ટિઝમના સંસ્કાર પૂર્વેના તેમના જીવનનાં ત્રીશ વર્ષોમાં તેઓ અતિ પવિત્ર અને પૂજ્ય શિષ્યોમાંના એક હતા; પછીથી તેમણે એક માનવિ રૂપે મહાત્માપદ પ્રાપ્ત કર્યું છે, ક્રાઇસ્ટે સ્થાપેલી ધર્મ સંસ્થાઓના પ્રભુ અને ગુરુ રૂપ બન્યા છે. એ ધર્મ સંસ્થાનાં દેવલોની માન્યતામાં "જેવડે તેઓ સ્વર્ગમાં આરોહણ પામ્યા હતા" તેવો માનવ દેહ હમેશાં હોવાની સત્યતા ઉપર ભાર મુકવામાં આવે છે, એ લક્ષમાં લેવા જેવું છે. ક્રિશ્ચન ધર્મની ઉથલપાથલના ઝમાનાઓમાં મહાત્મા જીસસ પોતાની ધર્મસંસ્થાના રક્ષક અને ગોપ્ય રૂપે બન્યા રહ્યા છે; તેને શતકોનાં શતકો થયાં તેઓ દોર્યો, પ્રેર્યા, સુધાર્યા, પવિત્ર બનાવ્યો જાય છે; વર્તમાન કાલે તેઓ ક્રિશ્ચન ધર્મમાં ભાવના-યોગનો ઝરો બ્હેવરાવી રહ્યા છે, તેવડે ક્રિશ્ચન સામ્રાજ્યના બાગને પાણી પાવામાં આવે છે, ફરીથી વળી સુંદર કલિઓ પુષ્પમાં વિકસવા લાગી છે. સીરીયામાંથી ધારણ કરેલા દેહમાં વસિને, માનવિઓના દરરોજના ખુલ્લા જીવનમાં પુનઃ દર્શન દેવાના સમયની તેઓ વાટ જોઈ રહ્યા છે.

હિલેરીયોન—એમ. સી. મારફતે "લાઇટ ઑન ધી પાથનું" અને એચ. પી. બ્લાવાટસ્કી મારફતે "વોઇસ ઑફ ધી સાઇલન્સનું" પુસ્તક અર્પનાર, કાવ્યમય અંગ્રેજી ગદ્ય અને સુમધુર વાક્યો વાપરવામાં કુશલ ઉસ્તાદ, નીઓ-પ્લેટોનીક સ્કુલના એક સમયના આયમબ્લીચસ તે તેજ છે;-તેઓ પણ આવતા સમય માટે પ્રયત્ન કરી રહ્યા છે; નવીન ઝમાનાના નાટકમાં તેઓ પણ પોતાનો ભાગ બજાવશે.

"" ધ ઑકલ્ટ વર્લ્ડ " નામના ગ્રંથમાં મી. સીનેટે જેમને એમ અને કે. એચનાં નામ આપ્યાં છે એ બંને મહાત્માઓએ થીઓસોફીકલ સોસાયટીનું નિર્માણ કર્યું હતું અને તેની સ્થાપના કરવાની કર્નલ. એચ. એસ. ઓલ્કોટ અને એચ. પી. બ્લાવાટસ્કી ઉભયે એમનાં શિષ્યોને પ્રેરણા કરી હતી: તેમણે જ મી. સીનેટને તેમનાં વિખ્યાત પુસ્તકો લખવાનાં સાધનો પૂરાં પાડયાં હતાં એક તો ઉપર ગણાવેલું અને બીજું " એસોટેરીક બુદ્ધિઝમ " ( ગુપ્ત બુદ્ધિધર્મ ) નું; આ ગ્રંથોવડે પશ્ચિમમાં હજારોને થીઓસોફીનો પ્રકાશ મળ્યો એચ. પી. બ્લાવાટસ્કીને ૧૮૫૧ માં લંડનની મુલાકાતના પ્રસંગે સર્પેન્ટાઇન નદીના કીનારા ઉપર મહાત્મા એમની કેવી રીતે ભેટ થઈ તે તેમણે જણાવ્યું છે.

અરાઢમા શતકના ઇતિહાસમાં કાઉન્ટ. ડી. સેઇન્ટ. જર્મેઇનના નામે જણાયલા, સત્તરમા શતકમાં બેકનના નામથી જાણીતા થયલા, સોળમા શતકમાં રોબર્ટસ સાધુના નામથી પંકાયલા, પંદરમા શતકમાં હુણ્યાદિ. જેનોસના નામથી જણાયલા, ચૌદમા શતકમાં ક્રિશ્ચિયનરોઝેન ક્રુઝના નામથી વ્યવહરાયલા, રાકોકઝીના રાજ્ય કુટુમ્બના છેલ્લા જીવતા પુરૂષ તેમના થોડાક જન્મોને લક્ષમાં લેતાં—આ બધા મહેનત ભરેલા જન્મોમાં એક શિષ્ય પદમાં હતા; હવે તેઓ મહાત્માપદને પામ્યા છે; 'ધ ઑકલ્ટ વર્લ્ડ' નામના ગ્રંથમાં વર્ણવેલા " હન્ગેરીઅન મહાત્મા " તે તેજ છે; તેમના હુંગરી દેશના દેહમાં અમને કેટલાંકને જાણીતા છે.

આ ઉપરાંત વળી કર્નલ. ઑલ્કૉટને થોડોક સમય ઉપદેશ આપનાર " વેનિસવાસિ " અને " સીરાક્રિસ " મહાત્માઓ છે; એચ. પી. બ્લાવાટસ્કીથી વિલક્ષણ રીતે " તીરૂવેલુરના વૃદ્ધ સાધુપુરૂષના " નામથી વ્યવહરાતા ત્રીજા એક મહાત્મા છે; સુબ્બારાવ અને સી. ડબલ્યુ. લેડબીટરે આમની નીલગીરીના એકાન્તવાસમાં મુલાકાત લીધેલી છે; આ સ્થાન આડીઆરથી આશરે ૮૦ માઇલ દૂર આવેલું છે; ત્યાં આગળ તેઓ એકાંતાવાસમાં વસે છે, ક્ષણે ક્ષણે પલટાતી જતી દુનિયાનું નિરીક્ષણ કરે છે. રસાયણ વિદ્યા અને ખગોલવિદ્યા જેનાં માત્ર બાહ્ય આવરણો સમાન છે એવી સૂક્ષ્મ વિદ્યાઓના અભ્યાસમાં રચાપચ્યા રહે છે.

થોડા અથવા વધારે જાહેરમાં જણાયલા તથા વર્તમાનશતક ભૂતકાલમાં ઉમેરાતા પૂર્વે વધારે જાહેર રીતે જણાનારા મહાત્માઓમાંના કેટલાક આવા છે.

## મહાત્માઓ કયાં આગળ વસે છે?

દુનિયામાં બધે વેરાયલા ભિન્ન ભિન્ન દેશોમાં તેમનો વાસ છે. મોટે ભાગે મહાત્મા ઇસસ, લીબનોન પર્વતોમાં વસે છે; મહાત્મા હિલેરીયોનનો ઇજીપ્તમાં નિવાસ છે—તેમનો દેહ ક્રીટદેશનો છે; મહાત્માઓ એમ અને કે. એચનો ટીબેટમાં શીગાટસે પાસે વાસ છે, ઉભયના દેહ હિંદના છે; મહાત્મા રાકોકઝીનું વાસ સ્થાન હુંગરી દેશમાં છે, પરંતુ તેઓ મુસાફરીમાં મચ્યા રહે છે; " વેનિસવાસિ " અને " સીરાક્રિસ " મહા-

ત્માઓનાં વાસસ્થાન મારા જાણવામાં નથી. જ્યાં ઈચ્છાપૂર્વક સ્થૂલદેહમાંથી છૂટા પડેલા સૂક્ષ્મદેહની શીઘ્રગામિ ગતિઓ દ્વારા દેહિ કોઈ પણ સમયે પોતાની મરજીમાં આવે ત્યાં જઈ શકે છે ત્યાં આગળ સ્થૂલદેહનાં નિવાસ સ્થાનોની બાબત કંઇ પણ હિસાબ વિનાની બની જાય છે. ઈચ્છા મુજબ જનારા અને આવનારા, સ્વતંત્ર દિવૌકસોની પદવીને પામેલાઓ માટે તો "સ્થલ" શબ્દથી સૂચવાતી સાધારણ ભાવના દૂર પળી જાય છે. જો કે આપણે જાણીએ છીએ કે તેમનાં નિવાસ સ્થાન હોય છે, જ્યાં આગળ ઘણું કરીને સ્થૂલ દેહનો વાસ હોય છે, છતાં એ દેહ એટલો બધો એક વસ્ત્રસમાન બની ગયો હોય છે, કે ગમે તે ક્ષણે તેને એકદમ દૂર મૂકી શકાય છે, તેથી ઘણે મોટે ભાગે "ક્યાં આગળનો" અર્થ બીલકુલ નકામો થઈ પડે છે.

## મહાત્માઓ શુ કરે છે?

માનવજાતની ઉન્નતિમાં તેઓ અનેક પ્રકારે સહાય કરે છે. ઉચ્ચ લોકમાંથી સમગ્ર દુનિયા ઉપર તેઓ જ્ઞાનપ્રકાશ અને આધ્યાત્મિક જીવનનો સુવાસ વિસ્તારી રહ્યા છે; સૂર્ય પ્રકાશના જેટલી જ છૂટથી આને પોતાના આંતર પ્રદેશમાં ગ્રહણ કરવા જેટલા અધિકારિઓ હોય તે સર્વ તેનું ગ્રહણ કરી શકે છે, જીવનમાં અનુભવી શકે છે. જેમ સ્થૂલસૃષ્ટિ સૂર્યથી કેન્દ્રિત બનતી **ઈશ્વરની** ચૈતન્ય શક્તિવડે જીવન વહન કરે છે તેમ ગુપ્તમંડલમાં કેન્દ્રિત બનતી તેની તેજ શક્તિવડે આધ્યાત્મિકસૃષ્ટિના જીવનનું નિર્વહન થાય છે. વળી ધર્મોસાથે ખાસ સંબંધ ધરાવનારા મહાત્માઓ આવા ધર્મોનો સંગ્રહસ્થાનો રૂપે ઉપયોગ કરે છે, તેમાં તેઓ આધ્યાત્મિક શક્તિનું વહન વ્હેવરાવે છે; યોગ્ય પ્રકારે નિયત કરેલા "પ્રસાદના સાધન" મારફતે દરેક ધર્મના શ્રદ્ધાલુઓમાં આવી શક્તિને વ્હેંચવામાં આવે છે. આ પછી મહાન્ માનસિક કાર્યનો વિચાર ચલાવવાનો આવે છે; આ બાબતમાં મહાત્માઓ ઉચ્ચા પ્રકારની માનસિક શક્તિ દર્શાવતી વિચાર–પ્રતિમાઓ મોકલે છે; બુદ્ધિશાળી માનવિઓ આવી પ્રતિમાઓનું ગ્રહણ કરી શકે છે, તેઓ તેમનું એકીકરણ કરીને દુનિયામાં પ્રકાશમાં લાવે છે. આવી ભૂમિકાએથીજ મહાત્માઓ પોતાના શિષ્યો પ્રતિ પોતાની ઈચ્છાઓ જણાવે છે, હાથમાં લેવા જેવાં કાર્યોનું તેમને સ્મરણ કરાવે છે. પછીથી સ્વર્ગસૃષ્ટિના નીચલા ભાગોનું કાર્ય આવે છે; આ બાબતમાં જડ મનને અસર કરીને આ દુનિયાની ઉપયોગી પ્રવૃત્તિઓની દિશાઓમાં દોરે એવા પ્રકારની સંકલ્પ–પ્રતિમાઓ ઉપજાવવામાં આવે છે. સ્વર્ગસૃષ્ટિમાં વસનારાંઓને ઉપદેશ આપવાના કાર્યનો પણ આમાં સમાવેશ થાય છે. પછીથી ભુવરલોકની વિશાલ પ્રવૃત્તિઓ લક્ષમાં લેવા જેવી છે; આમાં કહેવાતાં મરી ગયલાંને સહાય કરવાના, યુવાન શિષ્યોની દેખરેખ અને ઉપદેશના જરૂરના અસંખ્ય દાખલાઓમાં સહાય મોકલવાના કાર્યનો સમાવેશ થાય છે. સ્થૂલસૃષ્ટિમાં, ભુલોકના બનાવોનાં વલનો ઉપર તપાસ રાખવાનું, અશુભ પ્રવાહોને કાયદાની હદમાં રહીને સુધારવાનું અને નિર્બલ બનાવવાનું, સંસરણના લાભમાં અને વિરોધમાં કાર્ય કરતી શક્તિયોને વારંવાર સમાનતામાં રાખવાનું, શુભને બલવાન્ બનાવવાનું, અશુભને બલહીન બનાવવાનું કાર્ય કરવામાં આવે છે. પ્રજાઓના દેવોના સાથમાં રહીને પણ તેઓ કાર્ય કરે છે; જેમ દેવો જડનું નિયમન કરે છે તેમ તેઓ આધ્યાત્મિક શક્તિયોનું નિયમન કરે છે; મહાન નાટ્યશાલાનાં પા-

ત્રાને પસંદ કરે છે, દૂર કરે છે; માનવિઓનાં મંડલો, સભાઓને અસર કરેછે; યોગ્ય દિશામાં જરૂરતી સૂચનાઓ પૂરી પાડે છે

માનવજાતના પાલકોથી દરેક લોકમાં અટક્યા વિના ચલાવાતી પ્રવૃત્તિઓમાંની કેટલીક આના પ્રકારની છે; આવી કેટલીક પ્રવૃત્તિઓ આપણા સંકુચિત દષ્ટિ પ્રદેશમાં આવી શકે છે. માનવજાતિની આસપાસ તેઓ એક પાલક દીવાલના જેવા આવેલા છે, તેના મધ્યમાં વસિને આપણા ગ્રહની આસપાસ પ્રવર્તતી બ્રહ્માંડની ભયંકર શક્તિઓથી કચરાયા વિના તે આગળ વધી શકે છે. વારંવાર તેમનામાંની એકાદ વ્યક્તિ એકાદ મહાન્ ધાર્મિક ગુરૂ રૂપે, એકાદ નવીન જાતિ અથવા સુધારાને અનુકૂલ થઈ પડે એવા આકારમાં નિત્સસત્ય-સિદ્ધાંતોનું એકાદ નવીન પ્રકારનું સ્વરૂપ પ્રવર્તાવવાના કાર્ય માટે માનવ સૃષ્ટિમાં આગળ પડી આવે છે. તેમનાં પટોમાં દુનિયાના ધર્મોના સર્વે મહાન સિદ્ધ પુરુષોનો સમાવેશ થાય છે; જ્યાં સુધી એક ધર્મ જીવતો જાગતો હોય છે ત્યાં સુધી આવા મહા પુરુષોમાંના એકાદ જણ હમેશાં તેનું ઉપરિપદ ધારણ કરતા હોય છે, પોતાને ખાસ સંભાળવાની વસ્તુ રૂપે તેની તપાસ રાખતા હોય છે.

વર્તમાન શતકમાં માનવજાતના ઇતિહાસમાં એક એવો મહાન્ પ્રસંગ બનવાનો છે કે જેવડે એક પ્રકારના નવીન શિષ્ટાચાર, સુધારાની ભાવના અંકિત બનવાની છે. પૂર્વ દેશમાં જેમને માનવિઓ બોધિ-સત્વ, જગદ્‌ગુરુના નામથી વ્યવહરે છે, જેમનો પશ્ચિમનાં માનવિઓ ક્રાઇસ્ટ નામથી વ્યવહાર કરે છે, તેઓ ટૂંક સમયમાં દુનિયા ઉપર દેહધારીરૂપે પુનઃ આવવાના છે; માનવિઓનાં ધાંધલીઆં ટોળાંના મધ્યમાં ફરીથી વળી ફરવાના છે. તેમના કાર્યમાં સહાય થવા માટે, તેમના સંદેશને ચારેપાસા ફેલાવવા માટે તેમના સાથમાં અનેક મહાત્માઓનું પણ આવાગમન થવાનું છે. વર્તમાન કાલના બનાવોની ઉતાવળીઆ ધાંધલ, પ્રજાઓને કચરી નાંખતાં અસહ્ય સંકટો, યુદ્ધની ધમકીઓ, રાજ્યદ્વારી, સામાજીક અને ધાર્મિક અભિપ્રાયોની અંધાધૂંધી,—આ સર્વ અને આ ઉપરાંત અનેકાનેક બાબતો, પ્રાચીનના દૂર થવાની, નવીનના જન્મ થવાની, પલટાતા જતા ઝમાનાની નીશાનીઓ સમાન છે. ખરેખર વર્તમાન કાલનાં બાલકોનાં ચક્ષુઓ, મોટાં થઇને જે દુનિયા ઉપર નજર નાંખશે તે એક નવીન પ્રકારની બની ગયલી હશે; કારણ કે ફરીથી વળી પ્રાચીન કથન શ્રવણગોચર થવા લાગ્યું છેઃ "જુઓ! હું એક નવીન સ્વર્ગ અને એક નવીન સૃષ્ટિ ઉપજાવું છું. નિહાળો! હું સર્વે પદાર્થોને નવીન સ્વરૂપ અર્પું છું."

વિદુષિ બાઇ—વસંત.

# ॥ अथ थोऑसॉफ़ी पुराणम् ॥

## । अथ प्रथमोऽध्यायः ।

### થીઑસૉફી એટલે શું.

"વર્તમાનકાલના શિક્ષણની દૃષ્ટિ બહાર રહેલું તત્ત્વશાસ્ત્રનું એક દર્શન હજુએ જીવતું ને જાગતું છે." ઓગણીસમી સદીના ઉત્તરાર્ધે પ્રસિદ્ધ થયેલા થીઑસૉફીના પ્રથમ લોકમાન્ય લેખ સમાન "ધ ઑકલ્ટ વર્લ્ડ" (ગુપ્ત સૃષ્ટિ) નામના ગ્રંથનો **મી. એ. પી. સીનેટ** ઉપર પ્રમાણેના શબ્દોથી આરંભ કરે છે; આ સમય પછીથી પસાર થયેલાં વર્ષોમાં હજારો માનવિઓએ આવા દર્શનની છાયામાં બોધિ જ્ઞાનનો અનુભવ મેળવ્યો છે; છતાંએ ઘણા મોટા વિભાગનાં માનવિઓથી તેના સિદ્ધાન્તો હજુએ અજાણ્યા રહ્યા છે; થીઑસૉફી એટલે શુ? એવા પ્રકારના પ્રશ્નનો તેઓ માત્ર અનિશ્ચિત ઉત્તર જ આપી શકે છે.

આવા પ્રશ્નનો ખુલાસો આપતા બે ગ્રંથો હજુ સુધી અસ્તિત્વમાં આવ્યા છેઃ મી. સીનેટનો "એસોટેરિક બુદ્ધિઝમ" (ગુપ્ત બુદ્ધિધર્મ)નો અને મિસિસ. બેસંટનો "ધ એન્શન્ટ વીઝડમ"નો* આવા માન્ય ગ્રંથો સાથે હરિફાઇમાં ઉતરવાનો મારો જરા પણ વિચાર નથી; એ ઉભય ગ્રન્થોના પ્રવેશક રૂપ ગણી શકાય એવું, મારાથી બની શકે તેટલું સ્પષ્ટ અને સાદું વૃત્તાંત જ અત્રે દર્શાવવાની મારી ઇચ્છા છે.

થીઑસૉફી વિષે આપણે, સ્વતઃ એક ધર્મ રૂપે નહિ પરંતુ સર્વ ધર્મોના અંતરમાં સમાવેશ થતા સત્ય રૂપે વારંવાર વિચાર ચલાવીએ છીએ. આ બાબત આમ જ છે; છતાં એ એક અન્ય દૃષ્ટિબિંદુથી આપણે નિશ્ચયપૂર્વક એટલું કહી શકીએ, કે તે એક તત્ત્વશાસ્ત્ર સમાન એક ધર્મ સમાન, અને એક વિદ્યા સમાન છે. આપણા સૂર્યમંડલમાં આવેલા જીવો અને દેહો ઉભયેના સંસરણની વિધિનો સ્પષ્ટ ખુલાસો આપણને પૂરો પાડવા માટે થીઑસૉફી એક તત્ત્વશાસ્ત્ર સમાન છે. થીઑસૉફી આપણને સાધારણ સંસરણનો માર્ગ દર્શાવે છે, આ માર્ગને ટૂંકાવવાની એક વિધિ આપણા સમક્ષ રજુ કરે છે, તેને અનુસરવાની સલાહ આપે છે, તેથી આપણે પ્રાપ્તવ્ય સ્થાન પ્રત્યે પુરૂષાર્થ યુક્ત પ્રયત્ન વડે વધારે ઝપાટાબંધ આગળ વધી શકીએ છીએ, એટલા પ્રમાણમાં તે એક ધર્મ સમાન છે. માત્ર ધાર્મિક શ્રદ્ધાની બાબતો રૂપે નહિ પરંતુ અભ્યાસ અને શોધ વડે પ્રાપ્ત થઈ શકે, એવા અપરોક્ષ જ્ઞાનની બાબતો રૂપે થીઑસૉફી આ ઉભયે વિષયોની ચર્ચા ચલાવતી હોવાથી તે એક પ્રકારની વિદ્યા સમાન છે. તે સિદ્ધ કરે છે, કે માનવિને આંધળી શ્રદ્ધામાં વિશ્વાસ રાખવાની જરા પણ જરૂર નથી કારણ કે તેનામાં આવેલી નિદ્રિત શક્તિયો જાગૃત બનતાં તે જાતે જ શોધને, પરિક્ષા કરવા સમર્થ બને છે; આવા પ્રકારની શક્તિયો કેવી રીતે જાગ્રત બનાવી

---

* આ ગ્રંથ ગુજરાતી ભાષામાં પુરાણિ-પ્રજ્ઞાના નામથી પ્રસિદ્ધ થયો છે તે સર્વને વાંચી વિચારી મનન કરવા જેવો છે.

શકાય. એ દર્શાવીને થીઑસૉફી પોતાનું વૃત્તાંત સાબીત કરી બતાવે છે. થીઑસૉફી સ્વતઃ ભૂતકાલનાં માનવિઓએ આવી શક્તિઓને જાગ્રત બનાવ્યાના એક પરિણામ અથવા ફલ-રૂપ છે, કારણ કે તેના વડે અમારા સમક્ષ રજુ થતા સિદ્ધાંતોનો આધાર, આવા પ્રકારની વૃદ્ધિથી સંભવિત બનતા અપરોક્ષ જ્ઞાન ઉપર હોય છે.

એક તત્ત્વશાસ્ત્ર રૂપે તે આપણને ખુલાસાથી દર્શાવે છે, કે સૂર્યમંડલ સંભાળ સહિત નિયમાયલા એક યંત્ર સમાન છે, એક પ્રકારના ભવ્ય જીવનતત્ત્વના એક આવિર્ભાવ સમાન છે, તેના માત્ર એક અંશ રૂપ માનવિ છે. છતાંએ તે આપણી સાથે નિકટના સંબંધવાળા આવા અલ્પઅંશને ઉપાડી લઇને, વર્તમાન, ભૂત અને ભાવિના ત્રણ વિભાગોમાં તેનું વિસ્તારથી વર્ણન ચલાવે છે.

વૃદ્ધિ પામેલી શક્તિયોનાં સાધન વડે જોઈ શકાય છે તેવું ખરેખરા પ્રકારનું માનવિ કેવું છે, તેનું વર્ણન આપીને થીઑસૉફી વર્તમાન કાલ વિષેની ચર્ચા ચલાવે છે. માનવિમાં જીવ (પુરૂષ) નો વાસ છે, એમ બોલવાની સામાન્ય પ્રથા પડી ગઈ છે; અપરોક્ષ શોધના પરિણામ રૂપે થીઓસોફી આવી પ્રથાને ઉલટાવીને દર્શાવે છે, કે **માનવિ જ એક પુરૂષ સમાન** છે તેને એક દેહ હોય છે—ખરેખરીરીતે અનેક સૃષ્ટિઓના વાહન, સાધન રૂપે અનેક દેહો હોય છે. આવી સૃષ્ટિગો, લોકો અવકાશમાં ભિન્ન ભિન્ન આવેલાં નથી; અત્યારે, આ ક્ષણે આપણી આસપાસ એ સર્વે સામટા જ હાજર હોય છે, તેમનો શોધ કરી શકાય છે; તેઓ પ્રકૃતિના જડપક્ષના વિવિધ વિભાગો સમાન હોય છે—હમણાં જ વિસ્તારથી સમજાવવામાં આવશે તેમ જડના સંગ્રહણની ઘટ્ટતાની ભિન્ન ભિન્ન દશાઓ સમાન હોય છે. આમાંના અનેકમાં માનવિનું એક પ્રકારનું અસ્તિત્વ હોય છે, પરંતુ સાધારણ રીતે તે જડ સૃષ્ટિના ભાનવાળો જ હોય છે, જો કે કોઈક કોઈક વાર તેને સ્વપ્નો અને મૂર્છાઓમાં કેટલીક બીજી સૃષ્ટિઓની ઝાંખી થાય છે. મરણના નામથી જે વ્યવહરવામાં આવે છે તે આ સ્થૂલ સૃષ્ટિના સાધન રૂપ દેહને દૂર કરવા સમાન છે; પરંતુ એકાદ ઉચ્ચસૃષ્ટિમાં વસતા જીવાત્મા અથવા યથાર્થ પુરૂષમાં આથી જેમ સ્થૂલ માનવિમાં પોતાનો ઓવર કોટ દૂર કરતાં કોઇ પણ પ્રકારનો ફેરફાર થતો નથી તેમ એકાદ ઉચ્ચ સૃષ્ટિમાં વસતા જીવાત્મા અથવા યથાર્થ પુરૂષમાં આથી કોઈ પણ પ્રકારનો ફેરફાર થતો નથી, તેમ જ તેના ઉપર આની કંઈ પણ અસર થતી નથી. આ સર્વ કંઈ માત્ર શોધની બાબત સમાન નથી પરંતુ અવલોકન અને પ્રયોગની બાબત સમાન છે.

માનવિનો ભૂતકાલના ઇતિહાસ વિષે—સંસરણના માર્ગમાં તે વર્તમાન કાલે જેવો છે તેવો કેવી રીતે બન્યો છે, એ વિષે થીઓસોફીને ઘણું ઘણું કહેવાનું છે. આવી બાબત પણ અવલોકનના વિષયની હોય છે, કારણ કે જે જે સર્વ બન્યું હોય છે, તેનો એક અખૂટ ભંડાર અસ્તિત્વમાં હોય છે—પ્રકૃતિની એક પ્રકારની સ્મૃતિ શક્તિ સમાન હોય છે—તેને તપાસવાથી ભૂતકાલનાં સંસરણના બનાવો, શોધક અભ્યાસિની નજર સમક્ષ જાણે કે આ ક્ષણે જ બનતા હોય તેમ બનવા લાગે છે. આ પ્રમાણે ભૂતકાલના અભ્યાસ વડે એટલું આપણા સમજવામાં આવે છે, કે માનવિની ઉત્પત્તિ વિચારતાં તે દિવ્ય સ્વરૂપ છે, તેના

પાછળના કાલમાં વિશાલ સંસરણ વિસ્તરે છે—દ્વીવિધ વિકાસ ક્રમ પ્રવર્તતો હોય છે, એક આંતરમાં વસતા પ્રાણ અથવા જીવનો અને બીજો બાહ્યના આકારનો. જીવાત્મા સ્વરૂપે માનવ જીવન આપણને લાગે છે તેવું અત્યંત લંબાણવાળું જણાય છે, આપણને તેને એક જીવન રૂપે ગણવાની ટેવ પડી ગઈ હોય છે તે તો ખરેખરી રીતે તેના યથાર્થ અસ્તિત્વના એક દિન સમાન હોય છે, એટલું પણ આપણા સમજવામાં આવે છે. તેણે ક્યારનુંએ આવા અનેક દિનોમાં થઈને જીવન ગાળ્યું છે, આવા અનેક દિનો તેના સમક્ષ હજુ ભાવિમાં વિસ્તરે છે; જો આપણી યથાર્થ જીવન અને તેના ઉદ્દેશને સમજવાની મરજી હોય તો, જન્મથી આરંભાતા અને મરણ સાથે અંત પામતા તેના માત્ર આવા એક દિનના સંબંધમાં જ તેનો વિચાર ચલાવવાનો નથી, પરંતુ પૂર્વે થઈ ગયલા અને હવે પછી આવવાના દિનોને પણ લક્ષમાં લેવાના હોય છે.

હવે પછી આવવાના દિનો વિષે પણ ઘણું ઘણું કહેવાનું છે, આ વિષય વિષે પણ ઘણી નિશ્ચિત માહીતિ મળી શકે એમ છે. પ્રથમતો આપણા કરતાં વિકાસ ક્રમના માર્ગમાં ક્યારનાં એ ઘણાં આગળ વધેલાં, તેથી તેના અપરોક્ષાનુભવવાળાં માનવિઓ પાસેથી આવા પ્રકારની માહિતી મેળવી શકાય છે; આ ઉપરાંત આ વિષેની હકીકત, નજરે જણાતાં પૂર્વે ભરાયલાં પગલાંની સ્પષ્ટ દિશા ઉપરથી ઉપજી આવતાં અનુમાનોવડે મેળવી શકાય છે. આ ખાસ યુગનું અંતિમ ઉદ્દેશ સ્થાન હજુ આપણાથી ઘણે દૂર હોવા છતાં દષ્ટિગોચર થઈ શકે છે; પરંતુ જ્યારે આવા સ્થાને પહોચવામાં આવશે ત્યારે પણ એવું જણાઈ આવશે, કે જેમની વધવાની મરજી હોય તેવા દરેકની સમક્ષ ઉન્નતિ ક્રમની આનંતતા હજુએ ખડી જ હોય છે.

થીઓસોફીથી ઉપજી આવતા અનેક લાભમાંનો એક ખાસ એક એવો છે, કે તેનાવડે આપણને દર્શાવાતા જ્ઞાન પ્રકાશવડે આપણા અનેક ગૂચવાડા ભર્યા પ્રશ્નોનો એકદમ નિકાલ થઈ જાય છે, અનેક જાતની મુશ્કેલીઓ દૂર થઈ જાય છે, જીવનનાં દેખીતાં અન્યાય ભર્યાં કાર્યોનો ખુલાસો મળી રહે છે, દરેક દિશામાં દેખીતી અંધાધુંધીમાંથી સુવ્યવસ્થા સ્થિર કરી આપે છે. આ પ્રમાણે તેના કેટલાક સિદ્ધાન્તનો આધાર, દુનિયાનાં સાધારણ માનવિઓના દષ્ટિ પ્રદેશથી કેટલીક રીતે બહાર રહીને કાર્ય કરતી શક્તિયોના અવલોકન ઉપર હોય છે; જો આવાં માનવિઓ આવી બાબતનો એક અભ્યુપગમ સિદ્ધાન્ત અથવા કલ્પના રૂપે સ્વીકાર કરશે તો અલ્પ સમયમાં જ એટલું તેના સમજવામાં આવશે, કે એ બાબત સત્ય હોવી જોઇએ, કારણ કે તેના સમીપ ભજવાતા જીવન નાટકનો સુસંબદ્ધ અને બુદ્ધિ ગમ્ય ખુલાસો માત્ર તેના વડે જ મળી રહે છે.

થીઓસોફીવડે પાશ્ચાત્યસૃષ્ટિમાં ઉપદેશાતા મહાન્ નવીન સિદ્ધાંતોમાંના આગળ પડી આવતા કેટલાક, પરિપૂર્ણ પુરુષોના અસ્તિત્વ વિષેના, તેમની સાથે સંસર્ગમાં આવવાના સંભવ વિષેના, તેમની પાસેથી ઉપદેશ મેળવવા વિષેના છે. દુનિયા આંધળાની પેઠે અરાજકતામાં દોરાતી જતી નથી, પરંતુ તેની ઉન્નતિ એક સંપૂર્ણ રીતે વ્યવસ્થિત દેવગણના નિય-

મનને આધિન હોય છે, તેથી તેમાંની એકાદ અલ્પમાં અલ્પ વ્યક્તિની અંતિમ નિષ્ફલતા સર્વે અસંભવિત બાબતો ભેગી અત્યંત અસંભવિત બની જાય છે, આવી એક વિસ્મયકારક યથાર્થ બાબત એ સિદ્ધાંતોમાં બીજી આગળ તરી આવે છે. આવા દેવગણના કાર્યક્રમની સહજ ઝાંખી વડે, ગમે તેવી નિર્બલ દશામાં હોવા છતાં તેના સહકારી બનવાની, તેન અધિનમાં સેવા ઉઠાવવાની, ઘણા દૂરના ભાવિમાં કોઈક કાલે તેમના ગણની બાહ્ય રેખાઓમાં ભળવા યોગ્ય બનવાની ઇચ્છા અનિવાર્ય રીતે વૃદ્ધિ પામતી ચાલે છે.

આ ઉપરથી આપણે થીઓસૉફીના ધાર્મિક સ્વરૂપના વિભાગ ઉપર આવીએ છીએ. જેઓ આવી બાબતો જાણીને સમજે છે તેમને સંસરણના, વિકાસ ક્રમના ધીમા ધીમા વધતા યુગોથી અસંતોષ ઉપજી આવે છે; તેમનામાં ઘણા નિકટના ઉપયોગી બનવાની ઇચ્છાને ઉદય થાય છે, તેથી તેઓ અત્યંત ટૂંકા પરંતુ છાતીપૂર ઢોળાવવાળા વિકટ પથના જ્ઞાન માટે માગણી કરે છે, ને તે મેળવે છે. જેટલું કાર્ય કરવાનું હોય તેના ભારથી બચી જવાનો કોઈ પણ પ્રકારનો સંભવ નથી. એ તો બોજો ઉઠાવીને પર્વતનો વિકટ ઢોળાવ ચઢવા જેવું છે; ગમે તો તે બોજો કોઈ છાતીભર ઢોળાવવાલા માર્ગે સીધે સીધો ઉપર લઈ જાય અથવા બહુ જ ધીમે ધીમે ઓછા ઢોળાવાળા માર્ગે થઈને ઉપર લઇ જાય, છતાંએ સમાન પ્રકારના પુરૂષાર્થની જરૂર ઉભી થાય છે. તેટલા માટે કાલના એક અલ્પઅંશ જેટલા વિભાગમાં તેટલું જ કાર્ય કરવાનો એટલો જ અર્થ થાય, કે દૃઢ નિશ્ચય પૂર્વક અભ્યાસ આદરવો. છતાં એ આમ થઈ શકે છે, કારણ કે એમ થયલું છે; જેમણે આવો અનુભવ મેળવ્યો છે તેઓ એક મત થાય છે, કે એના વડે ઉઠાવવામાં આવતા કષ્ટનો હજાર ગુણિત બદલો વળી રહે છે. આનાથી ધીમે ધીમે વિવિધ કોશોના સંકૂચિત પ્રદેશોની પાર જઈ શકાય છે: સર્વે પ્રાણીઓની ઉત્ક્રાન્તિની સમર્થ ઘટનામાં આવી રીતે છૂટી બનેલી વ્યક્તિ બુદ્ધિપૂર્વક સહકારિ બનેછે.

થીઑસૉફી પોતાના ધાર્મિક સ્વરૂપે પણ જીવનનો એક નિયમ પૂરો પાડે છે; આવા નિયમનો આધાર ભૂતકાલના કોઇક દૂરના સમયે આપવામાં આવેલી કહેવાતી આજ્ઞાઓ ઉપર નથી પરંતુ યથાર્થ બાબતોના અવલોકનવડે સૂચવાતી સાદી સામાન્ય-બુદ્ધિ ઉપર હોય છે. થીઑસૉફી વડે સૂચવાતા નિયમો તરફ તેના અભ્યાસિનું વલન, આપણું ધાર્મિક આજ્ઞાઓની અધિનતા તરફ જેવું હોય તેવું નહિ પરંતુ વૈદ્યકીય નિયમો તરફ આપણું જેવું વલન હોય છે તેવા પ્રકારનું હોય છે. આપણી મરજી હોય તો આપણે એટલું કહી શકીએ, કે આ અથવા તે બાબત દિવ્ય ઇચ્છાશક્તિ અનુસાર છે, કારણ કે આપણે જેમને પ્રકૃતિના નિયમો રૂપે જાણીએ છીએ તેમના દ્વારા દિવ્ય ઇચ્છા શક્તિનો આવિર્ભાવ થાય છે. એ ઇચ્છાશક્તિ અનુસાર સર્વે બાબતો બુદ્ધિ પુરઃ સર નિયમાતી હોવાથી, તેના નિયમોનો ભંગ કરવાનો અર્થ સમગ્ર યોજનાના સીધેસીધા ચાલતા માર્ગમાં ખળભળાટ મચાવવા સમાન છે, તેટલી ક્ષણ માટે તો વિકાસ ક્રમના એટલા વિભાગને અથવા અલ્પ અંશને પાછો હઠાવવા સમાન છે; આના પરિણામ રૂપે આપણા અને અન્યના માટે કલેશ વ્હોરવામાં આવે છે. આવા કારણને લીધે જ પ્રાજ્ઞ પુરૂષો તેનો ભંગ કરવાથી દૂર રહે છે-કોઈક અપમાનિત બનેલા દેવના કાલ્પનિક ગુસ્સામાંથી બચી જવા માટે આમ વર્તવામાં આવતું નથી.

પરંતુ જો આપણે અમુક દૃષ્ટિબિંદુથી થીઑસૉફીનો એક ધર્મરૂપે વિચાર ચલાવીએ તો, આવા એક ધર્મ અને પશ્ચિમમાં સામાન્ય રીતે જે ધર્મના નામથી વ્યવહરાય છે એ ઉભય વચ્ચેના બે મોટા તફાવતની બાબતો આપણે લક્ષમાં રાખવાની છે. તે તેના અનુયાયીઓ પાસે શ્રદ્ધાની માગણી કરતો નથી તેમજ સાધારણ રીતે શ્રદ્ધા શબ્દ જેવા અર્થમાં વાપરવામાં આવે છે તેવા અર્થમાં તેનો પ્રયોગ પણ કરવામાં આવતો નથી, એ પ્રથમ બાબત લક્ષમાં રાખવાની છે. ગુપ્તવિદ્યાનો અભ્યાસિ ગમે તો એક બાબત જાણે છે અથવા તે વિષે પોતાને અમુક નિર્ણય ઉપર આવવાનું મુલતવી રહેવા દે છે; તેની ઘટનામાં આંધળી શ્રદ્ધા માટે કોઈ પણ પ્રકારનું સ્થાન નથી. સ્વાભાવિક રીતે, આવા અભ્યાસનો આરંભ કરનારા આવી દશામાં હજુ જાતે જાણી ના જ શકે, તેથી તેમને અનેક પ્રકારનાં અવલોકનનાં પરિણામોનો અભ્યાસ કરવાની ભલામણ કરવામાં આવે છે, તેમનું સંભવિત કાલ્પનિક સિદ્ધાંતો રૂપે મનન કરવાનું કહેવામાં આવે છે—તેઓ તેમને જાતે સાબિત કરી શકે એવો સમય આવતા સુધી તેમનો સ્વીકાર કરીને તદનુસાર વર્તવાની જરૂર છે.

અન્ય લક્ષમાં લેવા યોગ્ય બાબત એ છે, કે ગમે તે માનવિ ગમે તે ધર્મ પ્રથમથી પાળતો હોય તેમાંથી તેને ભ્રષ્ટ કરવાનો થીઑસૉફી કોઇ કાલે પ્રયત્ન કરતી નથી. આથી ઉલટી રીતે તે તો તેને તેનો ધર્મ સમજાવે છે, તેણે પૂર્વે કોઇ કાલે ના જાણ્યાં હોય તેવાં તેનાં ઉંડાં રહસ્યો સમજાવીને તેને શક્તિવાન્ બનાવે છે. તેને સારી રીતે સમજવામાં, તે વર્તતો હોય તેના કરતાં તેને સારી રીતે જીવનમાં ઉતારવાનો તે તેને ઉપદેશ આપે છે; પૂર્વે તેમાંથી તેની સર્વથા નષ્ટ થયેલી શ્રદ્ધાનો ઉચ્ચ અને વિશેષ બુદ્ધિભરી ભૂમિકાએ, તેના વડે તેનામાં અનેક પ્રકારે પુનઃ ઉદય થાય છે.

થીઑસૉફીનું એક વિદ્યારૂપી સ્વરૂપ પણ છે; ખરેખરા સત્યરૂપે જોવા માગીએ તો તે એક જીવનવિદ્યા, આત્મવિદ્યા સમાન છે. વારંવાર ચલાવવામાં આવતા, કષ્ટકર અવલોકનની શાસ્ત્રીય વિધિનો તે દરેક બાબતમાં ઉપયોગ કરીને, પરિણામોની વર્ગણી કરે છે તથા તેમના આધારે નિર્ણયો ઉપજાવી કાઢે છે. આ પ્રમાણે તેણે પ્રકૃતિના વિવિધ લોકની, જીવન સમયમાં અને સાધારણ રીતે મરણના નામથી વ્યવહરાતા કંઇક પછીના સમયમાં માનવ ચૈતન્યની દશાઓ વિષેની શોધ ચલાવી છે. આવી બધી બાબતો વિષેના તેના નિર્ણયો, માત્ર હવાઇ કલ્પનાઓ અથવા શ્રદ્ધાવડે માનવાના સિદ્ધાન્તો સમાન નથી, પરંતુ જે જે બનતું હોય તેના રીતે સીધા, વારંવાર ચલાવવામાં આવતા અવલોકનના આધારે કાઢવામાં આવેલાં પરિણામ સમાન છે, એટલી બાબત વારંવાર કહેવાની જરૂર લાગતી નથી. તેના શોધકોએ વળી અમુક હદ સુધી વિષયોનું સાધારણ વિદ્યાના પ્રમાણમાં પણ અવલોકન ચલાવ્યું છે; હમણાંજ પ્રસિદ્ધ થયેલા ઑકલ્ટકેમિસ્ટ્રી નામના ગ્રંથના અભ્યાસિઓ આ બાબત સારી રીતે સમજી શકશે.

આ પ્રમાણે આપણે જોયું, કે થીઑસૉફી પોતાનામાં તત્ત્વશાસ્ત્ર, ધર્મ અને વિદ્યાનાં કેટલાંક લક્ષણોનો સમાવેશ કરે છે. આ કંટાળી ગયેલી દુનિયા માટે તેનું શાસ્ત્ર કેવા પ્રકા-

રતું હશે ? તેના શોધોમાંની આગળ તરી આવતી બાબતો કઇ કઇ છે ? માનવ જાત સમક્ષ રજુ કરવાના તેના મહા સિદ્ધાંતો કેવા છે ? કદાચ આવા પ્રકારના પ્રશ્ન પૂછવામાંઆવે.

આમનો ત્રણ મુખ્ય સિદ્ધાંતોમાં સારી રીતે સમાવેશ કરવામાં આવ્યો છે.

"કદાપિ નાશ ના થાય એવા, છતાંએ વાણીની ખામીને લીધે કદાચ નિઃશબ્દ રહી જતા ત્રણ પરમ સત્ય સિદ્ધાંતો છે.

"માનવ જીવ અમર છે, તેનું ભાવિ અનહદ ઉન્નતિ અને ભવ્યતા વાળા પદાર્થના ભાવિ સમાન છે.

"જીવન અર્પતા તત્ત્વનો આપણા આંતર અને બાહ્ય પ્રદેશમાં વાસ છે; ને અમર અને નિત્ય મંગલકર છે; તે સાંભળી, જોઈ કે સુંઘી શકાતું નથી, પરંતુ દર્શનની ઇચ્છાવાળુ માનવિ જ તેનાં દર્શન પામી શકે છે.

"દરેક માનવિ જાતે જ, પોતાના પરિપૂર્ણ ન્યાયાધિશ સમાન, પોતાનાં સુખ દુઃખના પ્રવર્તક સમાન છે; તે જાતે જ પોતાના જીવનના, પ્રતિફલના તથા શિક્ષાના શાશક સમાન છે.

"જીવનના જેટલાજ વિશાળ આ સિદ્ધાંતો, માનવિના સાદામાં સાદા મનના જેટલા સાદા છે."

ટૂંકામાં અને દુનિયાંદારીમાનવિની ભાષામાં કહેવા માગીએ તો, આ સર્વથી એટલું જ સૂચવાય છે, કે માનવિ અમર છે, ઇશ્વર મંગલમય છે, જેવું આપણે વાવીએ તેવું જ આપણે લણવાનું છે. સર્વ બાબતોની એક નિશ્ચિત ઘટના પ્રવર્તે છે; તે બુદ્ધિ ભરેલા નિયમનના અધિનમાં હોય છે તથા અવ્યય નિયમાનુસાર કાર્ય કરે છે. આવી ઘટનામાં માનવિને પોતાનું સ્થાન હોય છે, આવા નિયમોના આધિનમાં તે પોતાનું જીવન ગાળે છે. જો તે તેમને સમજીને તેમનો સહકારિ બને છે તો તે ઉતાવળી વૃદ્ધિ પામે છે અને સુખી થાય છે; જો તે તેમને સમજતો નથી.—જો બુદ્ધિ સહિત અથવા બુદ્ધિ વિના તે તેમનો ભંગ કરે છે, તો તેની ઉન્નતિને વાર લાગે છે અને તે જાતે દુઃખી થાય છે. આ બાબતો કંઇ વાદ સમાન નથી પરંતુ સિદ્ધ સિદ્ધાંતો સમાન છે. જેમને શંકા હોય તેમને આગળ ઉપર વાંચી વિચારી મનન કરવા દો, તેમના સમજવામાં આવશે.

॥ ઇતિશ્રી થીઑસૉફી પુરાણમાં 'થીઑસૉફી એટલે શું" નામનો પ્રથમ અધ્યાય સમાપ્ત ॥

---

અરે! અસ્માનમાં છૂપ્યા દૂતો કંઇ ઍાર બતલાવે!
અને કરતા ઈશારા એ! નજીકમાં ખાસ બોલાવે!

પૂરી પિછાન ના દેતા! દૂતો એ દેવના કે ના?
અને તેથી વિમાસું છું ડરૂ! કમ્પૂં! જવાતૂં ના!

સુણૂ પયગામ શી રીત્યે? દૂતો એ દેવના દૂરે!
હું તો હીઝનાળો છું અહીઆં હવે પન્થે અધુરે રે!

જવાતૂં ના! વિડાતૂં ના તહીં જાતાં બદન જળતૂં!
મીટે મીટ મેળવી ઉભો! હવે છો આ હૃદય દ્રવતૂં!

અજાણ્યાં રાહદારીમાં જવૂં ક્યહાં? તે નથી જડતૂં!
હરાયો હું હવે આજે! કદમ ના એક ઉપડતુ?

ફસાયો ફન્દમાં મૂન! હવે ડગ આ ઉપડતું ના!
નથી કૌવત હવે હડવા! નથી કૌવત અગર ટકવા!

પડૂં જઈ ઇશ્ક દરિયામાં? કરું શૂં તો ધરૂં રાજી?
અગર ઉસ્તાદ સાકીને કહું શા લબ્ઝ ઓ, બાકી?

પ્હડાવો પ્રેમના મન્ત્રો! બતાવો રાહ એ પ્યારો!
જગાવો જ્યોતિ આવીને, અને દો ઇશ્કનો લ્હાવો!

સુણાવો ગાન ગીતાનું! કરૂં આ ઇશ્કનો દાવો!
ભલે! જે થાય તે જોવૂં! હૃદયના એ ખરા ભાવો!

સખે! ગમ કાંઇ તો પાડો! ઉંડા એ ભેદ બતલાવો!
અગર, ઇશ્કે અનલહકમાં હશે શૂં મત્ય? સમજાવો!

ત્રિશંકુતુલ્ય ક્યાં સુધી અધુરા રાહમાં રહેવૂં?
ઘટે છે કાંઇતો થાવૂં ગમે ના આમ રીબાવૂં?

હશે ઇશ્કે મિજાઝી આ? અહો દિલદારને સ્હાવૂં!
અગર મસ્તાન! કીસ્મતમાં લખ્યૂં જે હોય તે રહેવૂં!

REGISTERED N. B. 764

એક અભેદમાર્ગ પ્રવાસી,
મહાનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंघीमहि "—ભાગવતમ્.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૬—અંક ૧૦ ] (માસિક.) [ જુલાઈ. ૧૯૧૧. ]

## સ્થિતિનિવેદન.

મ્હડીને વાદળી કાળી હૃદય—આકાશમાં આવી !
થઇ છે વીજળી ભારી અને શી વૃષ્ટિ વરસાવી !

ભીંજાવી છે જમીં પૂરી ! અધુરી ભીંજવાની છે !
અને મસ્તાન કૃષિકારે ખરેખર ખેડવાની છે !

મગર શું વાવશે ! ત્હેમાં ઘણાં છે ઝાંખરાં—જાળાં !
સફા એ શી રીત્યે થાશે ! અગર ક્યહારે થશે ક્યારા !

જગીચો ખીલશે ક્યહારે ! થશે ગુલ્ઝાર નઝર ક્યહારે !
ભલા ! ગુલ ખીલશે ક્યહારે ! અગર ગુલ શું મશે ક્યહારે ?

અહા હા હા ! મ્હને શાકે ! ખરે ત્યાં રાચવાનું છે !
મગર શરમે જિગર ખૂલશે ? નહિ તો શું થવાનું છે !

અરે ! અસ્માનમાં છૂપ્યા દૂતો કંઇ ઑર બતલાવે !
અને કરતા ઇશારા એ ! નજીકમાં ખાસ બોલાવે !

પૂરી પિછાન ના દેતા ! દૂતો એ દેવના કે ના?
અને તેથી વિમાસું છું ! ડરૂ ! કમ્પૂ ! જવાતું ના !

સુણૂ પયગામ શી રીતે ? દૂતો એ દેવના દૂરે !
હું તો હીઝગાળી છું અહીંઆં હવે પન્થે અધુરે રે !

જવાતું ના ! ફિડાતું ના તહીં જાતાં બદન બળતું !
મીટે મીટ મેળવી ઉભો ! હવે છો આ હૃદય દ્રવતું !

અજાણ્યાં રાહદારીમાં જવૂં ક્હાં ? તે નથી જડતું !
હરાયો હું હવે આજે ! કદમ ના એક ઉપડતું ?

ફસાયો ફન્દમાં પૂરા ! હવે ડગ આ ઉપડતું ના !
નથી કૌવત હવે હડવા ! નથી કૌવત અગર ટકવા !

પડૂં જઈ ઇશ્ક દરિયામાં ? કરૂં શું તો થશું રાજી ?
અગર ઉસ્તાદ સાકીને કહૂં શા લબ્જ ઓ, ખાકી ?

પ્હડાવો પ્રેમના મન્ત્રો ! બતાવો રાહ એ પ્યારો !
જગાવો જ્યોતિ આવીને, અને દો ઇશ્કનો લ્હાવો !

સુણાવો ગાન ગીતાનું ! કરૂં આ ઇશ્કનો દાવો !
ભલે ! જે થાય તે જોવૂં ! હૃદયના એ ખરા ભાવો !

સખે ! ગમ કાઇ તો પાડો ! ઉંડા એ ભેદ બતલાવો !
અગર, ઇશ્કે અનલહકમાં હશે શું મત્ય ? સ્હમજાવો !

ત્રિશંકુતુલ્ય ક્યાં સુધી અધુરા રાહમાં રહેવૂં ?
ઘટે છે કાંતો થાવૂં ગમે ના આમ રીબાવૂં ?

હશે ઇશ્કે મિજાઝી આ ? અહો દિલદારને સ્હાવૂં !
અગર મસ્તાન ! કીસ્મતમાં લખ્યૂં જે હોય તે રહેવૂં !

ચન્દ્રનક્ષેત્ર મયુખાના.
તા. ૭ ઑગષ્ટ ૧૯૧૦

મસ્તાન.

# हलेसूं छोड बिसमिल्लाह !



મુબારક હો મુસાફિરને કદમે લાઝિમ હવે ભરવો:
મુકર્રર મસ્ત મસ્તાની ! મુસાફિર છે: ડરે છે કાં ?

ચુમી ચશ્મે રૂહે ગુલ, યાર ! પીલે પ્યાલી પરસ્તીની:
હજમ કર હિજ્રમાં હરદમ અજબ ફિલસુફી મસ્તીની !

દિવાની અન્જુમન છે ! ત્યાં નથી હક ! યા નથી દાવો:
અનલ હુકછે અનલ મહબૂબ બપી જવું એ ખરો લ્હાવો !

નથી મુરશિદ ! નથી ચેલા ! મુસાફિર છેક છે ઘેલા:
પીધેલા દારૂના પુરા ! બધા મુરશિદ ! બધા ચેલા !

ફરેબી સૌ બઝારોમાં કલાલોની દગાબાજી !
પિછાની છે ! બનાવટ એ ! મિલાવે રંગમાં પાણી !

મિલાવટ માલ તરકટ છે ! ન ચાખો ! દૂર જવાનું:
શિરાઝી જામ પીવાને પુરા તૈયાર થાવાનું !

જલદ બૂરો નશો પીને અજબ મુરદૂ થવૂં લાઝિમ !
પડે પડ ચીરતાં વધવું ફના થવું એ અસલ તાલિમ !

વગર મરહમ મીઠા મઝે રીબાવૂં એ અદલ રસ્તોઃ
ખયાલી ખ્વાબમાં જીવવું, શિરસ્તો એ પરસ્તોનો !

દુરંગી લોક વેપારી ! ન ત્યાં કાયમ વતનદારી:
મઝારો છે ! પિછાની લે ! બલા ! ગુલબોની કર યારી !

હકીકતમાં ન ગુલ ! મિટ્ટી ! નથી પત્થર ! નથી દુનિયા !
અજબ ગૌહર ચહે તો દિલ–ડુબી–જા ઇશ્ક દરિયામાં !

મીંચીને ચશ્મ ચાલ્યો જા ! ન ડર ! છે દૂર ! સીધો રાહ !
સનમના નામપર મસ્તાન ! હલેસૂં છોડ, બિસમિલ્લાહ !

સાગરાશ્રમ સરખેજ,
તા.–૨૨–સપ્ટેમ્બર: ૧૦
બ્રાહ્મમુહૂર્ત. ૩–૩૦

સાગર.

# एकरारनामूं.



હુકૂમદારની જો હુકૂમીથી હું હવે લાચારછૂં ।
મુફ્લેસ દિલ દરવેશ દર્દી હું હવે બેજારછૂં ।

ઇશ્કે શરાબીની મઝા જોવા હવે તૈયાર છું ।
ખ્વાફે જહાં ખમવા ખરે હરદમ હવે હુશિયારછૂં ।

માશુકની મુરવ્વત ખરે ! કરતાં હવે શીખનારછૂં !
આલમ તણી ખુરી ખીલાશી હું હવે જીતનારછૂં !

બની બ્હાવરો બન્દો સનમ ! હૂં બન્દગી કરનારછૂં !
શોખીન શરાબીનો ખુમારીને હવે રડનારછૂં !

માશૂક તણા ઝૂલ્ફે રહી આશક સદા છૂપનારછૂં !
એ ઝૂલ્ફની ખુશબો અને લિઝ્ઝત સદા ચૂમનારછૂં !

ઇશ્કે અનલ હક યા પયૂગામે નૂરને જોનારછૂં !
તજી બેઇમાની ઇમાનથી માશૂકને ઝૂકનારછૂં !

ગુલઝારની સડકે પડેલા ખારને ખમનારછૂં !
એ ગુલ ઉપર આફ્રિન થઈ ભેટી સદા ચૂમનારછૂં !

નાદાન ને હેવાનની મિજમાનીમાં મળનારછૂં !
મિજલસ દિવાનાની. શરાબીમાં હવે ભળનારછૂં !

ઝાંખી થયેલા નૂરની હૂં પેરમાં પડનારછૂં !
મસ્તાન આબેહૂબ હુશ્ને ! ત્યાં હૂં અન્જાનાર છું !

સાકી તણા હાથે ભરેલી પ્યાલી હૂં પીનારછૂં !
બદહઝમીના પરહેઝગારોને ઇજન કરનારછૂં !

મીઠી શરાબી પી બીમારીને સદા ગાનારછૂં !
ગમગીનીની યારી કરી ઉદાસીને ન્હાનારછૂં !

આલમ થકી બાતલ થઇ હૂં દરખતે ન્હડનારછૂં !
પાકી તલાશે એ પરિન્દાને હૂં પારખનારછૂં !

યારી કરી ચૂમી લઇ એ સાથ હૂં ઉડનારછૂં !
દે શુક ઓ વાલી સનમ ! તકલીફ હૂં સ્હેનારછૂં !

માની મઝા એ સાથ તાબેદારીમાં જીવનારછું !
કાબિલ ! કરો સીતમ ! મગર ગરદન ન ઉચકનારછું !

આબે હયાતીના ઝરામાં હું હવે ડૂબનારછું !
ઓ સનમ ! તૂં કર રહમ ! એ રહેમને જીતનારછું !

હાજત નથી બીજી હવે આશક હું ઇન્તિઝારછું !
આબાદીબાદી જોઇ છે: બરબાદીને ચ્હાનારછું !

હેરત ભરી હોનારતે યાહોમ થઇ રમનારછું !
કિસ્મત બતાવે ખેલ તે સ્હેલાઇથી સ્હેનારછું !

ઇન્સાફની પર્વા વગર અહેશાન ઉંચકનારછું !
ઇન્સાનના ઇન્સાફની પર્વાથી બેદરકારછું !

યા સનમ ! હઝરત સલામત ! ખુદ હું કરજદારછું !
દાખિલ કરો દાવો હમારો યાર હું અરજદારછું !

તુજ નેકીમાં ધરતો કદમ મસ્તાન ગીરફતારછું !
પડતો બચાવો ઓ સનમ ! હું બેરહમ બેશુમારછું !

મગરૂર છું ત્હારી તુફેલે દાર ઉપર ચ્હડનારછું !
માશુક કરો હાંસિલ હું હકનો ફક્ત દાવાદારછું !

ઉમ્મિદ બર લાવો સનમ ! હું વસ્લને ચ્હાનારછું !
ગમગીનીમાં ડૂબું, અયે ! માશુક ! તાબેદારછું !

એકરારનામૂં કબૂલીને દરિયાફ્ત કર દિલદાર છું !
શામિલ કરો મસ્તાન મિસ્કીનને, સનમ ! હકદારછું !

ચન્દનક્ષેત્ર—મયખાના
તા. ૨૪-૮-૧૦

मस्तान.

# વીયોગી.

××—××

( અંજની ગીત )

( ૧ )

રેલે રજની શાંતીભાવે!
જ્યોત્સ્નિકા આછી તરાવે!
વિધુની કેલી રમ્ય સુહાવે!
છે શું મુજ સુખ ત્યાં!

ઉરદેશે વિધૂને ચાંપી,
*લજ્જાએ કાંઈક વિરામી,*
ગાતી સરીતા છાની છાની!
છે શું મુજ સુખ ત્યાં!

( ૨ )

ઝુકી જળ–શય્યાએ કમલિની,
પ્રેમીના ગોષ્ટિરસ ભીની!
ખેલે કેવી લીલા લયિની!
છે શું મુજ સુખ ત્યાં!

મૃદુ પગલીની ગુલાબી છાયા;
પલપલકે પલટાતી માયા;
પ્યારીના એવા દશ્યો રહાયા.
છુપાયું સુખ ત્યાં.

કલકત્તા.
તા. ૨૭–૮–૧૧

ચાંપશી. વિઠ્ઠલદાસ ઉદેશી.

# ॥ पूर्वमीमांसा दर्शन ॥

( અનુસંધાન ૫૪–૨૬૦ થી )

(सूत्रम) औत्पत्तिकस्तु शब्दस्यार्थेन संबन्धस्तस्य ज्ञानमुपदेशोऽव्यतिरेकश्चार्थे नुपलब्धे तत्प्रमाणं बादरायणस्यानपेक्षत्वात ॥ १–१–५–॥ ॥ अधि–५ ॥

(टीका) शब्दार्थयोर्यो वाच्यवाचकभावः संबन्धः शक्त्याख्यः सदेव दत्तादिष्विव पुरुषकल्पितो नित्यः सांप्रदायिको वेतिविशये पुरुषकल्पित इति प्राप्ते पूर्वपक्षे वैयाकरणाभिमत स्फोटवादाप्रामाण्येच्च प्राप्ते तन्निरस्यतामाह औत्पत्तिकेति, शब्दस्य अग्निहोत्रं जुहुयात्स्वर्गकामः इत्यादि पदात्मक शब्दस्य अर्थेन अग्निहोत्रादि शब्दबोधितेन सह यः संबन्धः शक्तिरूपः औत्पत्तिकः स्वाभाविक नित्यं इत्यर्थः तस्य धर्मस्य ज्ञानं ज्ञानकारणं प्रमाणमिति ज्ञानगत ल्युडर्थः तेन कारणेन प्रमाणेन उपदेशो भवति तत्प्रमाणमनुपलब्धेर्थे अनुमानादिनाऽगृहीते वस्तुनि अव्यतिरेकः अव्यभिचारी चोपदेशश्च स्यात्त बादरायणस्याभिसम्मतम् कुतः अनपेक्षत्वात्प्रत्यक्षादि प्रमाणानां पुरुषान्तराणांच, प्रत्यक्षादिषुप्रमाणेषुव्यभिचारात् विधेरव्यभिचाराच्च धर्मे विधिः प्रमाणमितिभावः. ॥

પ્રત્યક્ષ અનુમાન ઉપમાન અર્થાપત્તિ અનુપલબ્ધિ એ નામનાં પ્રમાણો ધર્મને વિષે લાગુ પડતાં નથી. પણ શબ્દ પ્રમાણજ ધર્મને જણાવે છે. તે શબ્દ ભટ્ટ મતમાં લૌકિક વૈદિક ભેદથી બે પ્રકારના છે, અને પ્રભાકર મતમાં લૌકિક શબ્દનો અનુમાનમાં અંતર્ભાવ હોવાથી વૈદિક શબ્દજ પ્રમાણ છે. તેમાં આપ્ત પુરૂષના વાક્યને લૌકિક શબ્દ કહે છે, તે શિક્ષા કલ્પ વ્યાકરણ છન્દ જ્યોતિષ નિરૂક્ત અને સ્મૃતિઓ વગેરે છે, અને અપૌરૂષેય જે વેદ તેજ વૈદિક શબ્દ છે. તે શબ્દ વિધિ નિષેધ અર્થવાદ નામધેય અને મંત્ર એવા ભેદથી પાંચ પ્રકારના છે. તે ઉપરાંત બીજા છત્રીશ પ્રકાર પણ ઉક્ત શબ્દના છે, તે આગળ કહેવાશે.

હવે શબ્દની અપૌરૂષેયતા કેમ સિદ્ધ થાય તે વિષે સૂત્રકાર કહે છે કે, શબ્દનો અર્થની સાથે જે સંબન્ધ છે અને જેને શક્તિ કહે છે તે નિત્ય છે. જો કે શબ્દશક્તિ ન્યાય મતમાં અનિત્ય છે, તથાપિ વક્ષ્યમાણ રીતિથી તે વાત અપ્રમાણ ઠરશે, માટે શબ્દશક્તિ નિત્યજ છે. કારણ કે શબ્દપ્રમાણથી સિદ્ધ વસ્તુ વ્યભિચારને પામતી નથી. જેમકે अग्निहोत्रं जुहुयात्स्वर्गकामः સ્વર્ગની કામનાવાળાએ અગ્નિહોત્ર વડે ઇષ્ટની ભાવના કરવી જોઇએ. આ વિધિવાક્ય ઉપરથી સિદ્ધ અર્થ જે અગ્નિહોત્ર યાગ અને તેનું ફળ સ્વર્ગ, તે

કાળાન્તરમાં તથા દેશાન્તરમાં અને પુરૂષાન્તરમાં પણ વ્યભિચાર પામતા નથી. અર્થાત્ શબ્દનો અર્થ સદા એક જ હોય છે. માટે ધર્મને વિષે શબ્દ જ પ્રમાણ છે.

જો કે સર્વ પુરૂષને સર્વ દેશમાં અને સર્વકાળમાં પણ કર્ણઇન્દ્રિયથી શબ્દનું જ્ઞાન, ત્વક્ ઇન્દ્રિયથી સ્પર્શનું જ્ઞાન, ચક્ષુથી રૂપનું જ્ઞાન વિગેરે પ્રત્યક્ષમાં વ્યભિચાર નથી, તોપણ એ બધાં પ્રત્યક્ષોમાં સંશય ભ્રમ ( વિપર્યય ) અને સંભાવના નામનાં જ્ઞાન ભળવાથી દોષસહિત પ્રત્યક્ષ ધર્મને વિષે પ્રમાણ નથી. તેમજ અનુમાનાદિ પ્રમાણ પ્રત્યક્ષ મુલક હોવાથી અને વળી હેત્વાભાસાદિ દોષવાળાં હોવાથી ધર્મને વિષે પ્રમાણ નથી.

જો કે પ્રત્યક્ષઅનુમાન ઉપમાન શબ્દ અર્થાપત્તિ એ પાંચ પ્રમાણો પ્રભાકરને ઇષ્ટ છે અને અનુપલબ્ધિ નામનું છઠ્ઠું પ્રમાણ પણ ભટ્ટપાદને ઇષ્ટ છે, તો ધર્મને વિષે માત્ર શબ્દનુંજ પ્રામાણ્ય અને બાકીનાં બધાંનું અપ્રામાણ્ય કેમ કહેવાય. એમ શંકા થાય. પણ બધાં પ્રમાણોની બધા વિષયોમાં પ્રવૃત્તિનો અસંભવ હોવાથી ધર્મમાં શબ્દનું જ પ્રામાણ્ય છે. મતલબકે દ્રવ્ય ગુણ કર્મ સામાન્ય શક્તિ અભાવ અને સમવાય એ સાત પદાર્થોને ભટ્ટપાદ માને છે, અને પ્રભાકર તો દ્રવ્ય ગુણ કર્મ સામાન્ય સમવાય સંખ્યા શક્તિ સાદૃશ્ય અને અપૂર્વ એ નવ પદાર્થને માને છે. તેમાં પૃથ્વિ જળ તેજ વાયુ આકાશ કાળ દિશા આત્મા મન અન્ધકાર અને વર્ણાત્મક શબ્દ એ અગિયાર દ્રવ્ય કહેવાય છે. પ્રભાકરમતમાં અન્ધકાર અને શબ્દ દ્રવ્ય નથી. તે દ્રવ્યમાંના પૃથ્વિ જળ અને તેજનું પ્રત્યક્ષ ચક્ષુ અને ત્વક્ ઇન્દ્રિઓથી થાય છે, આકાશ કાળ દિશાનું અનુમાન વડે જ્ઞાન થાય છે, અને સાદૃશ્યનું જ્ઞાન ઉપમાનથી થાય છે, તથા શબ્દથી અપૂર્વ યાને ધર્મનું જ્ઞાન થાય છે, એમ પ્રભાકર માને છે. અર્થાપત્તિથી અપૂર્વ વિધિ નિષેધ વગેરેની કલ્પના કરાય છે. અભાવ અનુપલબ્ધિ પ્રમાણથી જણાય છે. એટલા માટે શબ્દ પ્રમાણ જ ધર્મને જણાવે છે, તે શબ્દ ધર્મને વિષે પ્રમાણ છે. ૧ ૧-૫

હવે શબ્દની નિત્યતા જણાવે છે.

## ( सूत्रम ) कर्मैके तत्र दर्शनात् ॥ १-१-६ ॥ अधि-६ ॥

### पूर्वपक्षः ॥

(टीका) पूर्वाधिकरणे शब्दशक्तेः नित्यत्वमुक्तम् तच्च स्फोटाख्यवादिनो वैयाकरण पक्षमसहमानस्तार्किको वदति कर्मेति, एके नैयायिकाः, कर्मक्रियामादयमनित्यं, शब्द इति वदन्ति तत्र शब्दे दर्शनात् प्रयत्नजन्यत्वदर्शनात् ॥

કરણિઓનો સિદ્ધાન્ત છે. તેમાં પ્રમાણ નહીં હોવાથી વર્ણસમુદાય રૂપ અનિત્ય શબ્દ વાચ્ય-ની સાથે સંબન્ધ રાખે છે. કારણ કે કકારાદિ વર્ણો પ્રયત્નથી ઉત્પન્ન થાય છે. માટે જે જે પ્રયત્નજન્ય હોય તે અનિત્ય હોય છે, એ વ્યાપ્તિથી વર્ણરૂપ શબ્દની અનુમાનથી અનિત્યતા સિદ્ધ થાય છે. ૧-૧-૬.

## (सूत्रम) अस्थानात् ॥ १-१-७ ॥ पू०

(टीका) अपिच अस्थानात् क्षणमपि शब्दस्थितेरभावात् शब्दोऽनित्यः ॥

ઉચ્ચરણ કરેલો શબ્દ બીજાજ ક્ષણમાં રહેતો નથી, તેથી પણ શબ્દ અનિત્ય છે. ૧-૧-૭

## ( सूत्रम् ) करोति शब्दात् ॥ १-१-८ पू.

(टीका) यथा घटं करोति तथा शब्दं करोति इति व्यवहाराच्चानित्य शब्दः॥

જેમ લોકમાં ઘડો કરે છે એમ વ્યવહાર થાય છે તેમ શબ્દ કરે છે એમ પણ વ્યવહાર કરાય છે, તેથી ઘડાની પેઠે જ શબ્દ પણ અનિત્ય છે. ૧-૧-૮

## (सूत्रम्) सत्वान्तर यौगपद्यात् १-१-९ ॥ पू

( टीका ) किंच सत्वान्तरे भिन्नभिन्नदेशस्य प्राण्यन्तरप्रत्यक्षे शब्दस्य यौगपद्यं दृष्टमतोपि शब्दोऽनित्यः ॥

જુદા જુદા દેશમાં રહેનારા પુરૂષો એક કાળમાં એક શબ્દનો અનુભવ કરે છે, તેથી શબ્દનું નિત્યત્વ અને એકત્વ અઘટિત છે. અર્થાત શબ્દ કરનાર પુરૂષના સમીપમાં તથા દૂરદેશમાં રહેનારા બંને જણ શબ્દનો એક કાળમાં અનુભવ કરે છે. અને ઉચ્ચારણ કરેલ શબ્દ ઉચ્ચાર કરનારની ચારે બાજુ એક સરખા સાંભળવામાં આવે છે. તેથી કદમ્બમુકુળ ન્યાયથી અનેક શબ્દો ઉત્પન્ન થઇને શ્રોતાના શ્રવણની સાથે સંબન્ધ પામે છે, તેથી પણ શબ્દ અનિત્ય છે. ૧-૧-૯.

## ( सूत्रम् ) प्रकृति विकृत्योश्च ॥ १-१-१० ॥ पू

( टीका ) सुधी उपास्य इत्यत्र इकार रूपा या प्रकृतिः तस्य यकार रूपा विकृतिर्भवति एवंच प्रकृति विकृति भावमापन्नयोःस्याद् नित्यत्वम् ॥

સુધી ઉપાસ્ય ઇત્યાદિ સ્થળમાં વ્યાકરણાનુસાર ધકાર ઉપરનો ઇકાર જે પ્રકૃતિ તેનો વિકાર થઇને ય થાય છે. તેથી આ પ્રમાણે પ્રકૃતિ વિકૃતિને પામનાર શબ્દો નિત્ય થઈ શકતા નથી. માટે શબ્દ અનિત્ય છે. ૧-૧-૧૦

## ( सूत्रम् ) वृद्धिश्च कर्तृभूम्नाऽस्य ॥ १-१-११ ॥

( टीका ) कर्तृ बहुत्वाच्च शब्दस्य वृद्धिरतःशब्दोऽनित्यः ॥

શબ્દ બોલવાવાળા બહુ હોવાથી શબ્દની વૃદ્ધિ થાય છે, વાસ્તે વૃદ્ધિક્ષયવાળા શબ્દ અનિત્ય છે ૧-૧-૧૧

હવે ઉક્ત પૂર્વપક્ષનું સમાધાન કરીએ છીએઃ—

## ( सूत्रम् ) समन्तु तत्र दर्शनम् ॥ १–१–१२ ॥ सि० ॥

( टीका ) नित्यानित्यपक्षद्वयेपिदर्शनं ( प्रमाणम् ) सममावयोरतोना नित्यःशब्दः ॥

શબ્દ નિત્ય માનવામાં સ્ફોટવાદ અપ્રમાણુ છે, તો પણુ ઉચ્ચારેલ શબ્દનો ફરીવાર ઉચ્ચાર કરવાથી, તેજ શબ્દ આ છે એવી પ્રત્યભિજ્ઞા છે અને નૈયાયિક પક્ષમાં પ્રત્યક્ષ પ્રમાણુથી શબ્દ અનિત્ય છે, વાસ્તે બંને પક્ષ પ્રમાણુ સિદ્ધ છે. ૧–૧–૧૨

પૂર્વ સૂત્રમાં શબ્દ નિત્યત્વપક્ષમાં તથા શબ્દના અનિત્યત્વ પક્ષમાં પ્રામાણ્ય કહેવાથી એ સંશય છે કે બંને પક્ષ ગ્રાહ્ય છે અથવા એક પક્ષ ગ્રાહ્ય છે? અને એક પક્ષ ગ્રાહ્ય છે અથવા અનિત્યત્વ પક્ષ ગ્રાહ્ય છે! તે સંશયનું નિવારણુ કરીએ છીએઃ—

## ( सूत्रम् ) सतःपरम दर्शनं विषयानागमात् ॥ १–१–१३॥

( टीका ) सतःनित्यस्य शब्दस्य परं अदर्शनं अमत्यक्षंकुतः विषयानागमात् कदाचित् उच्चारित शब्दस्यैव विषयत्वेनोपलब्धेः ॥

એકવાર ઉચ્ચારેલ શબ્દ કેટલોક કાળ વિષય રૂપે ઉપલબ્ધ ( જ્ઞાત ) થાય નહિ તો પણુ કાલાન્તરમાં પૂર્વકાલમાં ઉચ્ચારેલ શબ્દનું જ્ઞાન થાય છે. અર્થાત્ કાશીમાં દેવદત્તના શિષ્યોએ ઉચ્ચારણુ કરેલ શબ્દ ( इषेत्वा इत्यादि मन्त्र ) ને કાલાન્તરે પ્રયાગમાં યજ્ઞદત્તના શિષ્યો ઉચ્ચારણુ કરી પ્રત્યક્ષ કરે છે અને કોઇ કાળમાં અપ્રત્યક્ષ થાય છે, પુનઃપ્રત્યક્ષ થાય છે; વાસ્તે પુનઃપુનઃ પ્રત્યક્ષ થવાને યોગ્ય શબ્દ અનિત્ય નથી, કિન્તુ નિત્ય છે. જેવી રીતે કોઇ પુરૂષ પોતાના ઘરથી બહિર ગયા બાદ તે પુરૂષના સબંધી જન તેમને મકાનમાં નહિ દેખવાથી તેમનો નાશ, અને પુનઃપોતાના ઘરમાં આવ્યા બાદ પ્રત્યક્ષ થવાથી તે પુરૂષની ઉત્પત્તિનો સ્વીકાર કરતા નથી, તેવીજ રીતે શબ્દને પણુ પ્રત્યક્ષ તથા અપ્રત્યક્ષથી ઉત્પત્તિ તથા નાશ મનાય નહિ. માટે પુનઃ પુનઃ દેશાન્તરમાં કાલાન્તરમાં પ્રત્યક્ષ યોગ્ય શબ્દ નિત્ય છે, વાસ્તે ઉક્ત સંશયની હેતુતા છે નહિ. ૧–૧–૧૩.

( આગળ ચાલુ. )

स्वामी शान्त्यानंद सरस्वति ॥

# ॥ कालना पडदामां चीरा ॥

( અનુસંધાન પૃષ્ઠ ૨૨૦ થી. )

## સાતમો જન્મ.

આ સમયની આપણી વાર્તા આપણને બીજા ખંડમાં દોરી જાય છે. આપણો નાયક આ સમયે મુદા અને અજીતસિંહનો પુત્ર હતો; તેના જોડીયા ભાઇનું નામ સુધન્વા હતું; તેજપાલ અને રાજસિંહ તેની ભગિનિઓ હતી. ઉત્તર આફ્રિકાના એક રાજ્યમાં ઇસુ. પૂર્વે ૧૮૨૦૯ માં તેનો જન્મ થયો હતો. આ રાજ્યમાં વર્તમાનમાં આપણે જે સ્થલોને અલ્જી-રીયા અને મોરોકોનાં નામ આપીએ છીએ તેનો સમારેશ થતો હતો. જેમ વર્તમાનમાં જે સહરાનું રણ છે તે તે સમયે સમુદ્ર હતો તેમ આ રાજ્ય વિભાગ એક બેટ સમાન હતો. આ દેશમાં વસતિ જાતિ કુશદ્વીપની સેમાઇટ જાતિ હતી; વર્તમાનકાલના ઉચ્ચ આરબ વર્ગોથી એ લોક ઘણા જુદા પડી આવતા નહિ. તેમનો સુધારો એક રીતે ઘણોજ આગળ વધેલા પ્રકારનો હતો, વિદ્યાની ઘણીજ ઉંચી કીંમત અંકાતિ. સામાજીક વ્યવસ્થા સારી રીતે જાળવવામાં આવતી. શીલ્પશાસ્ત્ર અને કોતરકામ ઉચ્ચ પ્રકારનું જોવામાં આવતું, રસ્તાઓ અને આરામો આકર્ષક રાખવામાં આવતા. ખાસ કરીને ફુવારાઓની સંખ્યા મોટી રાખવામાં આવતી; કેટલીક રીતે પ્રાચીન રોમમાં થતું હતું તેમ પર્વતોમાંથી બુદ્ધિપૂર્વક યોજેલી નહેરો મારફતે આ સર્વમાં પાણી લાવવામાં આવતું.

બેટની દક્ષિણ: બાજુએ એક શહરના પરામાં કીર્તિકુમાર રહેતો હતો—એટલે *સહરા સમુદ્રના ઉત્તરકીનારે તેનો વાસ હતો. તેનો પિતા મુદા શહરનો મુખ્ય જજ્જ* અને કારભારી હતો; જાતિમાં તે અતિ સમૃદ્ધિવાળો અને લાગવગ વાળો ગણાતો હતો; તેની વિશાલ જાગીરો હતી, તેમજ તેનાં પોતાનાં અનેક વ્હાણો ચાલતાં હતાં. દરજુએ જાગીરોની વ્યવસ્થા કુલ–પતિ સંસ્થાનુસાર ચાલતી હતી, પરંતુ સ્વાભાવિક રીતે મુદાને પોતાના સમયનો મોટો ભાગ નગરમાં ગાળવાનો હોવાથી જમીનોની વ્યવસ્થા મોટે ભાગે પોતાના મુખ્ય સેવક કોલિના હાથમાં સોંપવામાં આવી હતી; ને તેના વતી કુશલતાથી, વફાદારીથી વ્યવસ્થા કરતો હતો. તેની વિશાલ જાગીરના મધ્યમાં આવેલા ગ્રામ–ગૃહમાં જોડીયા કીર્તિકુમાર અને સુધન્વા બાલ્યકાલમાં મોટે ભાગે વસતા હતા; નાગરિકજીવન કરતાં આવું ગ્રામ્યજીવન આ ઉભયેને ઘણુંજ પસંદ પડતું ત્યાં આગળ તેઓ વારંવાર મુખ્ય સેવકના પુત્ર જસવંતસિંહ અને પુત્રી રમામાથે રમતા હતા; અન્યની સાથે તો બાલિશ ભાવ ભરી લીલાઓ પણ તેઓ ખેલતા હતા.

તેઓ મોટા થતા ગયા તેમ તેમને અતિવિખ્યાત થયેલા વિશ્વવિદ્યાલયના વર્ગોમાં હાજર રહેવા માટે નગરમાં વિશેષ રહેવાનું થતું. આસપાસના પ્રાંતોમાંથી આવેલા ત્યાં વસનારા અભ્યાસિઓની સંખ્યા મોટી હતી; સુધન્વા અને કીર્તિકુમારની પેઠે પોતાનાં ગૃહોમાં વસતા દિવસે અભ્યાસ કરનારા પંડિતોની સંખ્યા પણ ઘણી હતી. છતાંએ આ વિશ્વવિદ્યાલયનો કાર્યક્રમ તેના આવાસો કરતાં ઘણોજ વધી ગયો હતો. તેની સગવડ દરેક પ્રકારે ખામી ભરેલી બની ગઇ હતી.

તેમાં ધર્મની, ગણુનવિદ્યાની, ભાષાસાહિત્યની અને વાક્ પાટવની—અથવા વિશેષ નહિતો વાદવિવાદ અને ભાષણમાં નિપુણતાની પદ્વીઓ આપવામાં આવતી. વળી તેમાં તલવારની કુશલતા માટે, ભાલો ફેંકવા માટે, હસ્ત લેખોને પ્રકાશમાં લાવી સમજાવવા માટે ઇનામો આપવામાં આવતાં. અભ્યાસિને યુદ્ધકલાની કેલવણી મળેલી માનવામાં આવતી, તેને સખ્ત પ્રકારે અવિવાહિત જીવન ગાળવું પડતું,—તેને એક પ્રકારના સાધુ–સૈનિક બનવાનું હતું; પરંતુ આ વિશ્વ વિદ્યાલયની શીઘ્રગામિ વૃદ્ધિને લીધે અને સગવડની બીલકુલ ખામીને લઇને આવા પ્રકારની કેલવણી પ્રત્યે કેટલીક રીતે બેદરકાર રહેવામાં આવતું.

સુધન્વા અને કીર્તિકુમારે હમેશનો અભ્યાસક્રમ સંપૂર્ણ કર્યો; ખાસ કરીને કીર્તિકુમારમાં પોતાના વિદ્યાલય માટે અદ્ભૂત પ્રકારનો ઉત્સાહ ઉભરાઈ જતો હતો. તેના સુધારા વધારા માટેની તેણે સર્વ પ્રકારના યોજનાઓ યોજી કાઢી હતી; વારંવાર (માત્ર સુધન્વાના આગળ) તે એકાંતમાં દર્શાવતો, કે તે તેની પાછળ પોતાનું સમગ્ર જીવન અર્પણ કરશે, અભ્યાસિઓની સંખ્યા બમણી કરીને સમગ્રદેશના વિસ્તારમાં તેની ખ્યાતિનો પ્રસાર કરશે. તેણે પોતાના બંધુમાં પોતાનો ઉત્સાહ પ્રેર્યો; પોતાના પિતાનું મરણ થવાના પ્રસંગે, કીર્તિકુમારને વિશ્વવિદ્યાલયની બાબતને એક જીવનભરનું કાર્ય બનાવવા જેટલો બીલકુલ છૂટો રહેવા દેવા માટે, સુધન્વાએ જાગીરોની સર્વ પ્રકારની વ્યવસ્થા અને પોતાના પિતાથી ઉતરી આવતાં અનેક પદોનો વારસો પોતાને માથે ઉઠાવી લેવાનું વચન આપ્યું;—પરંતુ જાણે કે તેમના જીવનના વ્યાવહારિક પક્ષમાં તે જાતે આગળ પડતો ભાગ ભજવતો હોય તેમ દરેક બાબતમાં તે તેની પાસેથી અમુક ભાગ પડાવતો.

જો કે કીર્તિકુમારનું મસ્તક ભાવિકાલ માટેની ઉચ્ચ પ્રકારની યોજનાઓથી ઉભરાઈ જતું હતું, છતાંએ તે આપોઆપ આવી પડતી કોઇ પણ પ્રકારની સેવા બજાવવાના, સરખામણીમાં હિસાબ વિનાના નાના વર્તમાન પ્રસંગોની જરા પણ ઉપેક્ષા કરતો નહિ; આથી અધિકારીઓનું લક્ષ દોરાયું, તેથી સમય આવતાં સ્વાભાવિક રીતે તે ચાલી નીકળ્યો હોત તેવા સમયે તેમણે તેને તેમના હમેશના અધિકારીમાંનું એક પદ આપવા માંડ્યું. તેણે આ પદનો આનંદથી સ્વીકાર કર્યો; બીજાઓ જે દૂર કરે એવું કોઈ પણ પ્રકારનું કાર્ય ઉઠાવી લેવાના તેના ઉત્સાહવડે અસ્ખલિત ચાતુર્યવડે, સમગ્ર મંડલના લાભ માટે અચલ ભક્તિવડે તે એટલો બધો આગળ વધ્યો કે નગરની ઉપરિ સભાએ તેને તેના ત્રીશમા વર્ષમાં જ એક મતે વિશ્વવિદ્યાલયના ઉપરિપદમાં પસંદ કર્યો; કોઇએ કોઈ પણ કાલે આ પદ ધારણ કર્યું

હોય તેમના કરતાં તે ઘણી જ નાની ઉમરનો હતો; છતાંએ ઉપરિસભામાં તેના વિરૂદ્ધ મત આપનાર માત્ર એક પુરૂષ તે તેનો પિતાજ હતો. આ વાતની જાણ થતાં, મતની એકના સિદ્ધ કરવા માટે તેના સાથી સભ્યો તેનો વિરૂદ્ધમત પાછો ખેંચી લેવરાવવાની બાબતમાં એકઠા જોડાયા. વિશ્વવિદ્યાલયનાં ભલા માટેની પોતાના પુત્રની ભક્તિને તે સારી રીતે પીછાને છે, એમ કહીને તેણે આ વાત એકદમ કબુલ કરી; આથી વધારે ઉત્સુક કોઇ પણ અન્ય પુરૂષ મળી શકત નહિ, એવા તેના સાથી સભ્યોના અભિપ્રાય સાથે તે સંપૂર્ણ રીતે મળતો થયો. તેની અતિ યુવાનવયને લક્ષમાં લેતાં, તથા કદાચ પોતાના ઉપર પુત્ર પ્રેમની અણુધારી અસર ના થઈ જાય તેટલા માટે તેણે પ્રથમવાર તેના વિરૂદ્ધમાં મત આપ્યો હતો.

આખરે કીર્તિકુમારના હાથમાં સંપૂર્ણ સત્તા આવતાં, તેણે કાર્યનો આરંભ કરવામાં જરા પણ સમય ગુમાવ્યો નહિ. સર્વથી પ્રથમ તો તેણે પોતાના પિતા પાસે વિશ્વવિદ્યાલય અને તેના આરામો માટે તેની વિશાલ જાગીરના લગભગ અડધા ભાગની માગણી કરી; કારણમાં તેણે જણાવ્યું, કે વિશ્વવિદ્યાલયને હવે નગરના મધ્યભાગમાં અપૂર્ણ સગવડવાળું ખરાબ દશામાં રહેવા દેવું જોઇએ નહિ, પરંતુ સમુદ્રની નજીકમાં એકાદ આરોગ્યપ્રદ ગ્રામ્ય સ્થલમાં તેનુ વિશાલ અને સ્વતંત્ર આલય હોવું જોઇએ. તેના પિતા અને સુધન્વાએ ખુશીથી જરૂરની જમીન આપવાનું કબુલ કર્યું; પછીથી કીર્તિકુમાર પોતાની વિશાલ યોજનાઓ માટે જરૂરના પૈસાની બહુજ મોટી રકમ એકઠી કરવાના કાર્યમાં જોડાયો. પોતાના બધુ પૌરજનોના દેશાભિમાનને જાગ્રત બનાવવામાં તે સફલ નિવડ્યો; તેથી કેટલાંકે તેને પૈસા પૂરા પાડયા, બીજાઓએ મજુરો પૂરા પાડયા, વળી કેટલાકે તેને અનેક સાધનો બક્ષિસ આપ્યાં; અદ્‌ભૂત પ્રકારે ટૂંકા સમયમાં ખરેખરી રીતે વિશાલ વિસ્તારમાં કાર્યનો આરંભ થવા લાગ્યો. વિશ્વવિદ્યાલયનાં સર્વ પ્રકારનાં વિવિધ કાર્યો માટે સગવડ ભરેલાં વિશાલભવનો બંધાતાં હતાં, એક પ્રકારના વિશાલવિસ્તારમાં આકર્ષક આરામોની યોજના યોજાતી હતી. યુવાનીઆઓ માટે એક પ્રકારના ખુલ્લી હવાના જીવનની ઉપયોગિતાનો કીર્તિકુમારમાં પ્રબલ સંસ્કાર પડેલો હોવાથી, તેના વિશ્વવિદ્યાલયના વિવિધ વિભાગો એક પ્રકારે નિશ્ચિત કરેલી વિચિત્રયોજનાનુસાર યોજાતા હતા. માત્ર દેશનાં અનુકૂળ હવા પાણીને લીધે તથા તેને મળેલી ભૂમિના વિશાલ વિસ્તારને લધે આવી યોજના સંભવિત બની હતી. ખગોળવિદ્યાના અવલોકન માટેના એક જરૂરની ઘટનાને બાદ કરતાં કોઈ પણ ભવનનો બીજો માળ રાખવામાં આવ્યો નહતો, દરેક કોટડી પણ જુદી જ બાંધવામાં આવતી.

આ વિશ્વવિદ્યાલય એક ભવનરૂપે નહતું અથવા સાધારણ રીતે કેટલાંક ભવનોના સમૂહરૂપ પણ નહતું; પરંતુ એક વિશાલ બાગમાં આસપાસ થોડા થોડા ગાળા રહેવા દઇને સંખ્યાબંધ કોટડીએ બાંધવામાં આવી હતી; આમાં એક બીજામાં જવા આવવા માટેના નાના માર્ગો આવેલા હતા. તેમાં વચ્ચે વચ્ચે ફૂવારાઓ હોજો, અને નાના નાના પાણીના ધોધ આવી રહેલા હતા. જુદા જુદા વર્ગો: અથવા વ્યખ્યાન ગૃહો માટે જરૂરનાં જણાય એવાં ડેસ્કો અને પ્લેટફોર્મોવાળાં સ્થલો ખુલ્લી હવામાં વૃક્ષો નીચે રાખવામાં આવતાં;

અગમચેતીના ઉપાય તરીકે આવા કાર્ય માટે એક કોટડી તૈયાર રાખવામાં આવતી, ઋતુ ખરાબ હોય ત્યારે જ તેનો ઉપયોગ થતો. અલબત આવી ઘટનાને લીધે જુદાં જુદાં ગૃહો એક અતિવિશાલ વિસ્તારમાં પથરાઇ ગયાં હતાં, તેથી એક વર્ગમાંથી બીજા વર્ગમાં જતાં એક અભ્યાસિને લંબાણુ પથ કાપવો પડતો; પોતાની કોટડીમાંથી ભોજનગૃહમાં જતાં પણ તેને આવી કસરત કરવી પડતી. વિદ્યાર્થિઓની ખાનગી કોટડીઓની હારો એક બીજાની પછીત સામાન્ય રહે તેમ ગોઠવવામાં આવી હતી, દરેક કોટડીનું દ્વાર સીધેસીધું બાગમાંજ ખુલતું હતું, તેની આંતરવ્યવસ્થામાં બીજી કોઇ પણ કોટડી સાથે તેનો વ્યવહાર રાખવામાં આવ્યો નહતો. દરેક કોટડીમાં તાજા પાણીનો પ્રવાહ સતત વ્હેતો રાખવામાં આવતો, જરા પણ ડાઘાડુઘી વિનાની સ્વચ્છતા પળાવવામાં આવતી; વિદ્યાર્થિઓને બીલકુલ ચાર દિવાલોની બહાર જ વસવાનું ઉત્તેજન આપવામાં આવતું; કોટડીઓનો તેમને માત્ર નિદ્રા માટે ઉપયોગ કરવા દેવામાં આવતો.

વિશ્વવિદ્યાલયને શહરમાંથી જંગલમાં લઇ જવાની કીર્તિકુમારની યોજનામાં દિવસના વિદ્યાર્થિઓના લાભમાં બાધ ઉઠાવવામાં આવતો હતો, તેથી તેમની મુશ્કેલીને દૂર કરવા માટે તેમને લાવવા લઈ જવાની યોજના ઘડવાનું તેણે વચન આપ્યું હતું. આવા વચનને પાર પાડવા માટે તેણે પાણીની શક્તિવડે ચાલતી એક અદ્ભુત પ્રકારની ખડક–ટ્રામ્વેની યોજના યોજી કાઢી. દેશની કુદરતી રચનાને નિહાળતાં તેને આવી બાબતના સંભવની સૂચના મળી આવી હતી. વિશ્વવિદ્યાલય અને આ શહરની વચ્ચે કીનારે કીનારે આશરે ત્રણ સેંક ફીટ ઉંચી એક પર્વતમાલા વિસ્તરતી હતી; આ પર્વતમાલાના લગભગ મધ્ય ભાગમાં થઇને એક નદી વહેતી હતી જમીનની અંદરના ઘણા આઘેના ભાગથી આરંભીને તેણે નદીના કેટલાક પાણીને ભિન્ન માર્ગે વાળીને પર્વતના શિખરના સમાનાંતરમાં વ્હેતા બે પ્રવાહો યોજી કાઢયા. પછી તેણે સારી રીતે ઘડેલા પથ્થરોના એક સપાટને સીધા માર્ગની યોજના કરી; કેટલેક ભાગે વર્તમાનકાલની બરફ ઉપર ચાલતી "સ્લેજ" નામની ગાડીઓની યોજનાનુસાર તેણે તે માર્ગે ચક્રો ઉપર હલકી ગાડીઓ ચલાવવા માંડી; આ માર્ગમાં ઠેકઠેકાણે ખસેડી શકાય એવી બેવડી પાણીની ટાંકીઓ રાખવામાં આવી હતી, તે પર્વતના મુખડા ઉપર સ્તંભોની વચ્ચે એક હાઇડ્રોલીકલીફટની પેઠે ઉંચે નીચે આવતી જતી હતી. જ્યારે તેને એક ગાડી ચલાવવી હોય ત્યારે તે એક ટાંકીને પાણીથી ભરીને પર્વતની નીચે જવા દેતો; તેના વજનને લીધે ઉપડવાના સ્થલ આગળથી પર્વત શિખર સુધી ગાડી ખેંચાઈ આવતી; (ગાડીને ટાંકી સાથે દોરડાવડે બાંધી લેવામાં આવતી) ત્યાં આગળ એ દોરને એકદમ છૂટો કરવામાં આવતો, બીજા લીફ્ટનો દોર જોડવામાં આવતો, તે વડે તેવી જ રીતે તેને બીજા સો વાર ખેંચી જવામાં આવતી; આ પ્રમાણે વારવાર થતા દોરના બદલાના એક ક્રમવડે ગાડીને, એક ઘોડાની મુસાફરી કરતાં પણ વધારે ઝડપથી બધા માર્ગે થઇને વિશ્વવિદ્યાલય પાસે લાવવામાં આવતી. કરોળીયાના જાળા જેવી દરેક ગાડીમાં એકાદ ઘોડો ખેંચી શકે તેના કરતાં વધારે વિદ્યાર્થિઓને લઈ જવામાં આવતા. પર્વતની તળેટીએ આવી પહોચતાં દરેક ટાંકીને એકદમ ખાલી કરી નાખવામાં આવતી, નીચે ઉતરતી ભરેલી ટાંકી, નીચેની ખાલી ટાંકીને ઉપર ખેંચી લેતી તથા સાથે સાથે ગાડીને પણ આગળ ખેં-

ચતી. આ પ્રમાણે સાથે સાથે સમકાલે દોડતી ગાડીઓની એક મોટી સંખ્યા રાખવાને તે શક્તિવાન થયો, કારણ કે એક વિભાગમાં એક વખતે માત્ર એક જ ગાડી ખેંચી શકાય એમ હોવાથી અથડાઅથડી થવાનો કોઈ પ્રકારનો ભય નહતો. બધી ગાડીઓ પ્રભાતમાં એક હારની હારમાં શહેરની બહાર દોડતી હતી, સાંજે તેમાં પાછી ફરતી હતી. આરંભકાલની આવી ટ્રામવેમાં વિદ્યાર્થિઓને કંઈ પણ લીધા વિના લઈ જવામાં આવતા; પરંતુ થોડાક સમયમાં જ જણાઇ આવ્યું કે ત્યાં આગળ માલની લાવ લઇ જા કરવાનો આ એક સગવડ ભર્યો માર્ગ છે; આથી દિવસના મધ્ય ભાગમાં જુદા પ્રકારની ગાડીઓનો કોઇ કોઈ વાર ઉપયોગ કરવામાં આવતો. પછી એમ બન્યું કે આ દિશામાં મુસાફરી કરવાની ઇચ્છાવાળા લોક વારંવાર આવવા લાગ્યા. પ્રથમ તો આવા લોક ગાડીઓમાં મુસાફરી કરવાની પરવાનગી માટે અરજી કરતા; પરંતુ હવે તો કીર્તિકુમારે એમ ફરમાવ્યું હતું, કે એક નાની રકમ ભાડા તરીકે આપતાં કોઈ પણ તેનો ઉપયોગ કરી શકશે; આ પ્રમાણે એક ખરેખરી ટ્રામ્વેની સંસ્થા સ્થાપવામાં આવી. આમાં ઉપર વિચિત્ર ગરગડીઓને સ્થાને પાણીથી ચાલતાં ચક્રો યોજવામાં આવ્યાં હતાં; લાંબાને લાંબા લંબાતા દોરીની એક ક્રમાવલિ યોજવામાં આવી હતી.

કીર્તિકુમાર પોતાના વિશ્વવિદ્યાલયના વાસની યોજનામાં જ માત્ર યોજાયલો નહતો; પરંતુ તેની આંતર વૃદ્ધિ તરફ પણ તે લક્ષ રાખતો હતો. તેના કલ્પનામાં આવી શકે તેટલી દરેક રીતે આવી સંસ્થાને પરિપૂર્ણ બનાવવામાં તે મહેનત તેમજ પૈસા સામું જોતો નહતો; અમુક ખાસ વિષયો માટે ઉચ્ચખ્યાતિ પામેલા પ્રોફેસરોની યોજના માટે તેણે સુડોનીસ ખંડમાં પણ તપાસ કરાવી હતી. (તેના આવકારને માન આપનારાઓમાં પુષ્પદંતાચાર્ય, યશવર્મા, કીર્તિવર્મા, અને સુબાહુ આપણું લક્ષ ખેંચે છે. પુષ્પદંતાચાર્યની પત્ની વામદેવ હતી.) તેણે વિશ્વવિદ્યાલયના હસ્તલેખોના ખીચડી જેવા સંગ્રહનું વર્ગીકરણ કર્યું, તે માટે એક ભવ્યપુસ્તકાલય બંધાવ્યું, અનેક દેશોમાં બીજા હસ્તલેખો એકઠા કરવા માટે એજંટો નીમ્યા આ પ્રમાણે ઘણાં કીમતિ પુસ્તકો તેના કબજામાં આવ્યાં, પરંતુ સ્વાભાવિક રીતે વારંવાર એવું બનતું હતું કે તેની પાસે એક જ ગ્રંથની અનેક નકલો આવતી તેથી તેણે એવડી નકલોમાંની કેટલીકનો ઈજીપ્ત, સુડોનીસ અને હિંદનાં પુસ્તકાલયો સાથે અદલોબદલો કર્યો. એટલું જાણવું આનંદકર નીવડે છે કે છસેંવર્ષ લેં તે સર્વદેવના પ્રતિનિધિરૂપે કાર્ય કરતો હતો ત્યારે દક્ષિણ હિંદમાં તેણે જાતે સ્થાપેલા તેના તેજ પુસ્તકાલય સાથે આ પ્રમાણે તે સંસર્ગમાં આવ્યો. તે પોતાના વિદ્યાર્થિઓની શારિરીક બાબતો ઉપર ખાસ લક્ષ રાખતો; તેણે લડાયક-સાધુઓના જીવનના સર્વે પ્રાચીન નિયમોને ફરીથી ચાલતા કર્યા; તેણે પોતાના યુવાન સાથીઓને એક બરોબર કેળવાયેલા લશ્કરની કવાયત કરાવવા માંડી.

રાજાના નિવાસસ્થાનરૂપ, દેશની રાજધાનીનું શહર આ દ્વીપની ઉત્તર બાજુએ આવેલું હતું; પરંતુ તે ત્યાં આગળ ઘણા સમય પ્હેલાં જઈ આવ્યો હતો. ત્યાંના રાજા શુક્રદેવની મુલાકાત લઇને પોતાની યોજનાઓ માટે તેણે તેમનો ટેકો અને સહાય મેળવ્યાં હતાં. શુક્રદેવે જાતેજ વિશ્વવિદ્યાલયને ઉઘાડવાનો વાસ્તુવિધિ કરવો જોઇએ, એવી પણ તેણે

યોજના યોજી કાઢી હતી; આનું કારણ, રાજા ધર્મના મુખ્યમદંત તેમજ ઐહિકશાશક સમાન હતા એટલું જ હતું. આકાર્ય અદભૂત પ્રકારની ધામધુમ વડે, શ્રેષ્ઠ પ્રકારની વિનિવડે પાર પાડવામાં આવ્યું હતું. આવા પ્રકારની ઉઘાડવાની ક્રીયા કરવામાં આવી ત્યારે વિશ્વવિદ્યાલયનાં મકાનો કોઈપણ પ્રકારે પરિપૂર્ણ થયાં નહતાં, પરંતુ કીર્તિકુમારને રાજાની મુલાકાત કરાવવાનું કાર્ય શ્રેષ્ઠ પ્રકારનું જણાઈ આવ્યું; આ વિધિ તેમને હાથે થવાથી વિદ્યાલયની ખ્યાતિમાં કંઈ ઓર વધારો થાય એમ હતું.

કીર્તિકુમારે શાંત અને એકાંત જીવન ઘણું જ પસંદ કર્યું હોત કારણ કે તત્ત્વશાસ્ત્રના કેટલાક ગ્રંથો ગુંથવાની તેની ઇચ્છા ઉત્કટ હતી, પરંતુ પોતાના જીવન-કાર્ય તરીકે માની લીધેલા વ્હાલા વિશ્વવિદ્યાલયની વ્યવસ્થા કરવાનું કાર્ય તેના ઉપર આવી પડવાથી તેણે પોતાની ખાનગી યોજનાઓનો ભોગ આપવાનું કર્તવ્યરૂપ માન્યું. તેનાં લગ્ન કૌમુદિ સાથે થયાં હતાં, બાલકોની વૃદ્ધિ સારી થઇ હતી. બુધદેવ આ વખતે તેની મોટી પુત્રી બન્યા હતા; તે તેના વિશ્વવિદ્યાલયના કાર્યમાં અત્યંત મમતા અને આનંદ દર્શાવતી; ખરેખર તેની યુવાન જીંદગીને કલંક લગાડતા એક અમુક દુઃખકારક બનાવ બન્યા પછી તેણે પોતાનો બધો સમય તેના કલ્યાણમાં જ ગાળવા માંડ્યો. બીજી પુત્રી માલતિ એક ઉચ્છૃંખલ અને ક્રોધિ બાલા હતી; તેના મનોનિરોધની ખામીને લીધે તેણે કુટુમ્બમાં મહાન્ સંકટ ઉપજાવ્યું, કારણ કે તેની બ્હેન બુધદેવનું પાણિગ્રહણ કરવા ઉત્સુક બનેલા વજના તીવ્રપ્રેમપાશમાં તે ફસાઇ. બુધદેવ (સ્ત્રી) કયારનીએ વજનું પ્રેમસ્થાન બની હતી તેથી તેણે માલતિના હાવભાવ તરફ લક્ષ આપ્યું નહિ, આવી બેદરકારીને લીધે તેનું મન વ્યગ્ર બન્યું. તેનો પ્રેમાવેશ એટલો બધો ઘેલછા ભરેલો બની ગયો કે તેણે સર્વ પ્રકારના સાધારણ વિવેકને દૂર કરીને તેના તરફ બીલકુલ અયોગ્ય ચાળાચસકા કરવા માંડ્યા; આથી ફત્તેહ મળે તો તેને એજ બેજે પણ લગ્ન ગાંઠમાં જોડી શકાશે, એમ તેનું માનવું હતું. બુધદેવ (સ્ત્રી) પ્રત્યેના પોતાના પ્રેમને લીધે તે આ સર્વથી અભેદ્ય રહ્યો; સર્વ પ્રકારના હાવભાવ પ્રત્યેના તેના તિરસ્કારને લીધે માલતિ એટલી બધી આવેશમાં આવી ગઈ કે તેણે ક્રોધ અને દ્વેષના ઉન્માદમાં તેને ખંજર ભોંકી ઘાલ્યું.

તેના બંધુ બાલચંદ્રને આ ખૂનની જાણ થતાં, પોતાની બ્હેનનું રક્ષણ કરવા માટે તથા કુટુમ્બના એક સ્વીજનથી થયલા આવા અવિચારી કાર્યથી ઉપજી આવતા કલંકમાંથી તેને સાચવવાના ઉદ્દેશથી તેણે આ બાબત પોતાને માથે વ્હોરી લીધી. આ ઉપરથી તેની પોતાની કબુલાત વડે તેને ખુન માટે પકડવામાં આવ્યો; મુદ્દાએ (પુ) હાલમાં નિવૃત્ત નિવાસ અંગિકાર કરેલો હોવાથી, તેને તેના કાકા જજ્જ સુધન્વા આગળ ખડો કરવામાં આવ્યો. સુધન્વાને કુટુમ્બમાંજ બનેલા આવા બનાવથી ઘણો ભય ઉપજી આવ્યો પરંતુ તેણે પોતાનું ન્યાયનું કાર્ય જાણે કે તેને પોતાની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ ના હોય એમ ગણીને ચલાવ્યું. અનેક પ્રકારના અનેક કેસોમાં ઘણો અનુભવ મળવાથી તેણે કેટલીક જુબાનીમાં વિરૂદ્ધ જતી બાબતોને લક્ષમાં લઇને કેટલાક અનુચિત પ્રશ્નો પૂછ્યા, આખર તેણે આ કેસમાં બીલકુલ માનવાની ના પાડી અને કેસને વધારે શોધ ચલાવવા માટે ફરીથી તપાસ

થવા મોકલ્યો. જોકે ભાલચંદ્ર પોતાના વૃત્તાંત માટે હઠ સહિત આગ્રહ દર્શાવતો હતો છતાં આ વૃત્તાંતના ઉંડાણમાં કંઈક વધારે સમાવેશ થતો હોવાની તેની ખાત્રી થવાથી તેણે આ કેસને આ પ્રમાણે અનેકવાર લંબાવ્યો; પરંતુ કાયદો અનિશ્ચિત વિલંબ ચલાવવાની રજા આપી શકતો નથી; તેની આવી આનાકાનીને, અપરાધિ તેનો ભત્રિજો હોવાને કારણરૂપ માનનારાઓની સ્વાભાવિક રીતે ખોટ નહતી.

આખરની ઘડીએ સદ્‌ભાગ્યે બુધદેવની (સ્ત્રી) આંતરદષ્ટિને આ વૃત્તાંતના સત્યમાં શંકા થઇ આવી. (તેણે જણાવી દીધું કે આ સત્ય તેને એક સ્વપ્નમાં પ્રત્યક્ષ થયું છે.) તેણે એટલા બધા ભારપૂર્વક માલતિને અપરાધી જણાવી કે આખરે તેણે ગુન્હો કબુલ કર્યો, કોર્ટ સમક્ષ ચાલનારી તપાસના કલંકમાંથી બચવા માટે તેણે આત્મઘાત કર્યો અલબત ભાલચંદ્રને એકદમ છુટો કરી દેવામાં આવ્યો. પરંતુ સ્વાભાવિક રીતે આવા બનાવથી ઉભયે કુટુમ્બો ઉપર શોકની છાયા છવાઈ રહી. તેમને માટે સઘળે પસરેલી લોકમાન્ય દયાની લાગણી જોવામાં આવતી.

બુધદેવે, વજ્ર માટે ઘણો સમય ખરાજીગરના શોકમાં ગાળ્યો; તેના મરણ પછી તેણે લગ્ન સંબંધી સર્વ પ્રકારના વિચારને દૂર કર્યા; પોતાના પિતાને તેના વિદ્યાલયના કાર્યમાં સહાય થવામાં તેણે પોતાની જાતને સંપૂર્ણરીતે અર્પણ કરી દીધી. તેની માતા કૌમુદિના મનમાં પણ આ વિશેની શુંભ સૂચનાઓ ઉભરાઇ જતી હતીં; ભાલચંદ્ર પણ પોતાના પિતાના કાર્યમાં સારી રીતે સહાય કરતો હતો પોતાની બ્હેનના રક્ષણના હેતુથી હોવા છતાં ખૂન સંબંધી બોલાયલા અસત્યને લીધે ભાલચંદ્રને મનમાં ઘણોજ પરિતાપ થવા લાગ્યો; તેથી તે એક યોગીનું જીવન ગાળતા પંડિત અને પવિત્ર પુરૂષ બૃહસ્પતિની સલાહ લેવા ગયો; તેઓ અમુક અમુક પ્રસંગે વિશ્વવિદ્યાલયમાં તત્વશાસ્ત્ર અને અધ્યાત્મવિદ્યાનું વ્યાખ્યાન આપવા માટે એટલે દૂર દુનિયામાં નીકળી આવતા હતા. બધી પ્રજામાં તેમનું ઘણુંજ માન હતું, તેમને એક વિશ્વાસુ સલાહકાર તરીકે ગણવામાં આવતા. આ ઉપરથી ભાલચંદ્રે તેમની પાસે જઇને પોતાનું સર્વ વૃત્તાંત જણાવ્યું અને ઉમેર્યું કે તેણે એક પાપકર્મ કર્યું હોય એમ તેને લાગે છે તેથી યોગિનું જીવન ગ્રહણ કરીને તેનું પ્રાયશ્ચિત કરવાની તેની મરજી છે બૃહસ્પતિએ તેને દિલાસો આપતાં જણાવ્યું, *કે તેઓ પાપ કર્મને ટેકો આપી શકતા નથી* છતાંએ તેઓ તેના ઉદ્દેશની ઉત્તમતાની સારી રીતે કદર કરે છે. તેમણે તેનો દુનિયાનો ત્યાગ કરવાનો વિચાર દૂર કરાવ્યો; દુનિયામાં વસિને, તેની સેવામાં જાતનું અર્પણ કરીનેજ તેને પ્રાયશ્ચિત્ત કરવાની તેમણે સલાહ આપી. પોતાની ખાસ પસંદગીના કાર્ય તરીકે તેને વિશ્વવિદ્યાલયની પ્રવૃત્તિમાં જોડાવાનું એકદમ ગમી ગયું. આ બાબતમાં બૃહસ્પતિએ પણ પોતાના ખરા અંતરનો ટેકો આપ્યો.

એક ચિકિત્સક તરીકે પણ બૃહસ્પતિની કેટલીક ખ્યાતિ પ્રસરી હતી; છતાંએ આ કાર્ય એટલું બધું તેમના તરફથી કરવામાં આવતું હોય એમ લાગતું નથી; કારણકે કોઇ કોઇ વાર સૂર્ય દેવ તેમની મારફતે શક્તિ પ્રેરીને રોગશમન કરતા હતા. વિશ્વવિદ્યાલયમાં બનેલા એક હતભાગ્ય અકસ્માત પછી કીર્તિકુમારની જાતના સંબંધમાંજ આ પ્રમાણે રોગશમન

કરવામાં આવ્યું હતું. કીર્તિકુમારના બીજા પુત્ર કર્મપાલે એ સમયના રસાયણ શાસ્ત્રનો અભ્યાસ અત્યંત પ્રેમપૂર્વક ઉપાડી લીધો હતો; તે દેશના ઉસ્તાદો પાસેથી વધારાનું જ્ઞાન મેળવવા માટે તેણે ઈજીપ્ત જેટલે દૂર દૂર મુસાફરી કરી હતી. તેણે અનેક ઉમદા અને અગત્યના શોધ કર્યા હતા, ને હમેશાં પ્રયોગ કરી જોવામાં લાગેલો રહેતો; કોઈ કોઈ વાર તો તે અતિ સાહસિક પ્રકારના પ્રયોગમાં જોડાતો, આ બાબતમાં તેની બ્હેન બુધદેવ પણ ઘણોજ આનંદ લેતી. કેટલાક નવીન પ્રકારના પ્રયોગનાં પરિણામ તપાસવા માટે એક દિને કીર્તિકુમારને પ્રયોગ શાલામાં બોલાવવામાં આવ્યો હતો ત્યારે એક ભયંકર ધડાકો થયો તેથી બુધદેવ અને કર્મપાલ બેશુદ્ધ બની ગયાં, બુધદેવનાંતો કપડાં પણ સળગી ઉઠયાં. આગળ ધસી જઈને પોતાના હાથ વડે જ્વાલાઓને હોલવી નાખીને, ઝંખવી નાખે એવાપ્રવાહી અગ્નિના ખાબોચીઆમાંથી બુધદેવના (સ્ત્રી) શરીરને બહાર ખેંચી લાવીને તથા આ પ્રમાણે નિઃસંશય તેની જીંદગી બચાવીને આવા સંકટ સમયે કીર્તિકુમારે પોતાનું શૌર્ય દર્શાવી આપ્યું. આ પ્રમાણે વર્તતાં તે પણ બહુ જ ખરાબ રીતે દાઝી ગયો, આના પરિણામમાં તેને બૃહસ્પતિ પાસે લઈ જવામાં આવ્યો હતો. તેમણે કેટલાક ઘા અને ફોલ્લાઓ ઉપર ધીમેથી પોતાના હસ્તો વડે માર્જન કર્યું, ખાસ પ્રકારે પ્રાણતત્ત્વવાળું બનાવેલું અમુક પ્રકારનું તેલ તેમના ઉપર લગાવ્યું, પછીથી કુશળતા સહિત તેમના ઉપર પાટા બાંધ્યા: કીર્તિકુમારને અમુક સમય સુધી આવા પાટાઓને હાથ ના લગાવવાનું જણાવ્યું, અને તેટલા સમયના અંતે જો તેમને દૂર કરવામાં આવશે તો બધા ઘા રૂઝાઈ ગયલા જોવામાં આવશે એમ ખાત્રીથી કહ્યું. આ પ્રમાણે વર્તતાં બધું મટી ગયલું જણાયું. એટલું લક્ષમાં લેવા જેવું છે, કે બૃહસ્પતિ પોતાના પ્રાણવિનિમયના પ્રયોગોમાં સૂર્યદેવના નામનો ઉપયોગ કરતા હતા. કીર્તિકુમારના ઉપર પ્રયોગ કરતાં પણ તેમણે, "હું તેને તારા નામથી અને તારા કાર્ય રૂપે આરામ આપુંછું," એમ કહીને સૂર્યદેવનું આહ્વાન કર્યું હતું. કીર્તિકુમારે સાવચેતી રૂપે એક દમ લીધેલા માર્ગથી બુધદેવને (સ્ત્રી) માત્ર થોડું ઘણું નુકશાન થયું હતું. પરંતુ ભઠ્ઠીની પાસે ઉભેલો કર્મપાલ જોકે ભાગ્યેજ જરાપણ દાઝયો હતો છતાંએ ધડાકાના બલને લીધે તેને ઘણુંજ નુકશાન થયું હતું.

કીર્તિકુમારને બૃહસ્પતિના કાર્યક્રમમાં એટલો બધો રસ પડયો, કે પછીથી તે પ્રાણવિનિમયથી રોગશમનવિદ્યા શિખવા માટે તેની પાસે ગયો; તેણે આવી કલાનો પોતાના વિદ્યાર્થિઓમાં કેટલીક કુશલતાપૂર્વક ઉપયોગ કરવા માંડયો. એકવાર બૃહસ્પતિ જાતે માંદા પડયા ત્યારે કૌમુદિએ તેમની ખરા દિલથી સેવા ઉઠાવી હતી.

વળી એક અન્ય પ્રસંગે બૃહસ્પતિની ગુપ્ત વિદ્યાની થોડી ઘણી કુશલતા કુટુમ્બના જીવનમાં કેટલીક રીતે ઉપયોગી થઈ પડી. વિશ્વવિદ્યાલયમાં પડતી એકાદ રજાના પ્રસંગે નિકટમાં આવેલા એક ગામડા ઉપર સહરાસમુદ્રના દક્ષિણ કીનારા તરફથી સીધી ચાંચીઆઓએ એક હુમલો આણ્યો હતો, બૃહસ્પતિ ગમેતે પ્રકારના એકાદ સાધન વડે આવી પડનારા હુમલાથી બેખબર ન્હોતા; (કદાચ પર્વતના શિખરે આવેલા તેમના એકાંત અવલોકન સ્થાનમાંથી તેમણે તેમના તરફ આવતો હોડીઓનો કાફલો નિહાળ્યો હશે.) તેમણે સંકલ્પ-વિ-

નિયમના સાધન વડે આવા ભયથી કીર્તિકુમારને ભોમીયા કરવાની ગોઠવણ કરી. આ પ્રમાણે ત્રણ જમાનાઓને દર્શાવતા મુદ્દા, કીર્તિકુમાર અને ભાલચંદ્ર આ સમયે એક બીજાના નિકટમાં વર્તતા હતા; એ બધાએ એકદમ તે ગામડા તરફ ચાલી નીકળ્યા, હરોળના સામે થવા માટે ત્યાંના રહેવાસિઓમાં વ્યવસ્થા કરી. ગામડીઆઓ પાસે પૂરતાં હથીઆર પણ ન હતાં તેમજ તેમને યુદ્ધનો મ્હાવરો પણ ન હતો; જો તેઓ આગળથી ચેતવણી મળ્યા વિનાજ સપડાઇ જાય તો નિઃસંશય તેઓ જંગલી હુમલો લાવનારાઓના ભોગ થયા વિના રહેજ નહિ. પરંતુ તેમને દોરનાર અને ઉત્તેજનાર ત્રણ ગૃહસ્થો હાજર હોવાથી, તેમણેજ તેમના બચાવની એક નિશ્ચિત યોજના યોજેલી હોવાથી, તેઓ અતિ ઉત્તમ પ્રકારનું કાર્ય બજાવવાને સમર્થ નીવડ્યા. આપણા વીર નાયકોને, શત્રુઓને ભૂમિ ઉપર ઉતરતાં અટકાવવાનું કાર્ય યોગ્ય લાગ્યું નહિ; તેઓ તેમને છેતરીને એકાદ છૂપાવાના સ્થલમાં લઇ જવામાં ફત્તેહ પામ્યા; ત્યાં આગળ તેમની મોટી સંખ્યાને ઠાર કરવામાં આવી.

સુધન્વાનો નાનો પુત્ર પૂર્ણચંદ્ર તેની રજાના દિવસોમાં આકસ્મિક રીતે બીજા બે યુવાન સાથીઓ સાથે આ સમયે કીર્તિકુમાર પાસે રહેતો હતો. આ ખબર આવી પહોંચી ત્યારે ખાસ કરીને આ છોકરાંને પાછળ રહેવા દેવામાં આવ્યાં હતાં-અને ધાસ્તીના માર્ગ માંથી દૂર રહેવાની તેમને સખ્ત તાકીદ આપવામાં આવી હતી. પરંતુ એ સર્વેને સમાન રીતે યુદ્ધની કેટલીક બાબતો નિહાળવાની ઇચ્છા થઈ આવી, તેઓ તેમના વડિલોની પાછળ છાના માના ચાલી નીકળ્યા; તેઓ દૂર રહીને મુદ્દાની બચાવ માટેની ગોઠવણો અવલોકતા હતા તેવામાં પૂર્ણચંદ્રના મનમાં એક ઉમદા વિચાર સ્ફુરી આવ્યો, તે તેણે તુર્તજ પોતાના સાથીઓને જણાવ્યો. ચાંચીઆઓ પોતાની હોડીઓને કીનારા ઉપર દૂર સુધી ખેંચી લાવ્યા હતા, તેમને સખ્ત પ્રકારે બાંધીને ત્યાં આગળ રહેવા દઇને તેઓ ગામડામાં લૂટ ચલાવવાને અને મારી નાખવાને ધસી ચાલ્યા. આ યુવકો કોઇના જાણવામાં ના આવે તેમ ગામડાની પાછળના ભાગ તરફ ધસી ગયા, હોડીઓ પાસે જઇને તેમને સળગાવી દીધી, પાસેના હોડીઓ બાંધનારના કારખાનામાંથી આણેલી ગળ તેમાં હોમીને તેમણે બળતામાં વધારો કર્યો. ચાંચીઆઓને કોઇ પ્રકારનો ગંભિર વિરોધ થવાની કલ્પના પણ ન હતી તેથી તેમણે તેમના હોડીઓના કાફલાને બીલકુલ બચાવ વિનાનોજ રહેવા દીધો હતો; આથી યુવકોને કાર્ય કરવાનું ખુલ્લું ક્ષેત્ર મળી આવ્યું. નવાઇ પમાડે એટલા ટૂંક સમયમાં ખુબ મહેનત લઇ કાર્ય કરવાથી તેમણે બોટોના બધાએ કાફલાને ભડભડાટ સળગાવી મૂક્યો; બોટોના કેટલાક ભાગમાં જ્યાં આગળ અગ્નિ જલદી પસરતો નહતો ત્યાં આગળ તેઓ તેવા બાધકારક ભાગને બાજુમાંથી કુહાડીઓ વડે ઉખાડી કાઢતા કે જેથી જ્વાલાઓ સહેલથી પ્રસરી શકે. આ કાર્યમાં આપણાં પાત્રોમાંના એક અન્ય બલવંતની તેમને સહાય હતી; આ યુવક પૂર્ણચંદ્રનો સેવક હતો. અણધારેલા ગરમાગરમ આવકારથી કંટાળીને કેટલાક ચાંચીઆઓ હાંફતા હાંફતા કીનારે પાછા ફર્યા અને તેમના માર્ગને કાપી નાખવામાં આવ્યો છે એમ તેમના સમજવામાં આવ્યું તે પહેલાં તેમણે સદ્ભાગ્યે ત્યાંથી નાશી છૂટવાની યોજના કરી હતી.

આવી દશા જોઇને તેમણે અમણા જંગલી આવેશથી યુદ્ધ ચલાવવા માંડયું; પરંતુ સુદાની યોજનાઓ એટલી બધી ઉત્તમ રીતે યોજવામાં આવી હતી તથા તેને યુવકોનો એટલો બધો બળવાન ટેકો હતો, કે નગરમાંથી સુધન્વા હથીઆરબંધ લશ્કર સાથે આવી પહોચતા સુધી તેઓ ચાંચીઆઓને હંફાવવાને સમર્થ બન્યા હતા. ભયની પ્રથમ ચેતવણી મળતાં તુર્તજ કીર્તિકુમારે લડાયક સહાય માટે તેના તરફ દૂતને મોકલ્યો હતો. જરા પણ દયા વિના ચાંચીઆઓનો નાશ કરવામાં આવ્યો.

કુટુમ્બની યુવાન શાખાઓ કેટલીક હદ સુધી માંહોમાંહેના લગ્ન સંબંધથી જોડાતી હતી રાજપાલે ઇન્દિરાનું પાણી ગ્રહણ કર્યું; યશપાલ ચંડિકા સાથે લગ્ન સંબંધમાં જોડાયો. સુધન્વા અને કીર્તિકુમાર સાથેના સહવાસમાંથી, મોટી થતાં રમા કીર્તિકુમારના ગાઢ પ્રેમપાસમાં પડી. જોકે તેણે પહેલાં કોઇવાર પોતાનો પ્રેમ ખુલ્લો દર્શાવ્યો ન હોતો. તેનું કૌમુદિ સાથે થયેલું લગ્ન તેને એક સખ્ત ફટકા સમાન હતું; તેણે તેની પાસે જઇને પોતાના કથનાનુસાર પોતાને વિસારી મુકવા માટે તેને સખ્ત ઠપકો આપ્યો. આ બનાવથી તેને ઘણું લાગી આવ્યું, તેણે તેની સાથે અત્યંત નરમાશ અને માયાભરેલી વાતચીત કરી; આથી તે પોતાની પત્ની તરફના પ્રેમમાં જરા પણ ડગ્યો નહિ. રમા તેને વિસારે પાડી શકતી નહિ અને આટલા કારણને લીધેજ તે ઘણાં યોગ્ય માગાંઓ પાછાં વાળતી; પરંતુ કેટલાંક વર્ષ પછી આખરે તે પદ્માની (પુ) વારંવાર થતી માગણીઓને આધિન બનીને તેની સાથે લગ્ન સંબંધમાં જોડાઈ અને શાંત, સુખી જીવન ગાળવા લાગી. તેના બંધુ જસવંતસિંહનાં પ્રતાપસિંહ (સ્ત્રી) સાથે લગ્ન થયાં, આ સારૂં તેને માટે અત્યંત શ્રેષ્ટ પ્રકારનું માનવામાં આવતું હતું. તેમના પુત્રોમાં સરસ્વતિ (પુ) અને વિક્રમ જોવામાં આવે છે; પ્રથમ પુત્રનાં લગ્ન ભદ્રાયુ (સ્ત્રી) સાથે થયાં હતાં

બંને જોડીયા બંધુઓ સુધન્વા અને કીર્તિકુમાર વચ્ચે હમેશાં સંપૂર્ણ સલાહ શાંતિ વર્તતી હતી. અગનોતેર વર્ષની ઉમરે સુધન્વા મરણ પામતાં કીર્તિકુમારને જાણે કે પોતાની જાતને અને પોતાના બંધુને બંનેને ગુમાવ્યાં હોય એવું લાગી આવ્યું. પરંતુ થોડા સમયમાંજ તેના સમજવામાં આવ્યું કે કશાનો પણ ખરે ખરી રીતે વિનાશ થતો નથી કારણ તેને દરેક રાત્રીએ સુધન્વાનાં સ્પષ્ટ સ્વપ્ન આવતાં હતાં; પછીનાં બે વર્ષ તે જીવ્યો તે અરસામાં એટલું સ્પષ્ટ રીતે કહી શકાય, કે માત્ર રાત્રિઓની ખાતરજ તે દિવસનું જીવન ગાળતો હતો છતાંએ છેલ્લી ઘડી સુધી તેનો વિશ્વવિદ્યાલય માટેનો તીવ્ર જુસ્સો કાયમ રહ્યો હતો; તેનો પુત્ર બાલચંદ તેના જેવીજ લાગણીઓથી રંગાયો હતો, કેટલા બધા ઓત્સુક્યથી તે તેનું કાર્ય ચલાવતો હતો, એ જોઇને તેને ઘણોજ આનંદ થયો. આખરે એકોતેર વર્ષની ઉમરે નિદ્રાના સમયમાં શાંતિથી કીર્તિકુમાર મરણને શરણ થયો તેણે પોતાની પાછળ એક કીર્તિસ્તંભ રૂપે વિશ્વવિદ્યાલયને મુકયું જેની ખ્યાતિ, ત્યાંનો શિષ્ટાચાર, સુધારો સ્વતઃવિનાશ પામતા સુધી, ત્યાં આગળ જંગલી જાતિઓ ફરી વસતા સુધી આશરે બે હજાર વર્ષ સુધી ચાલી. આપણાં પાત્રોમાંનો એક અન્ય અભિમન્યુ વિશ્વવિદ્યાલયની ઓફિસમાં કારકુન તરીકે કાર્ય કરતો જોવામાં આવે છે.

## સાતમી વાર્તાનાં પાત્રો.

શુકદેવ ..................દેશનારાજા રાણી—શાંતિ.

બૃહસ્પતિ..................યોગી ઉપદેશક.

---

કીર્તિકુમાર..................પીતા—મુદા માતા—અજીતસિંહ. થોડીઓબંધુ-સુધન્વા. બ્હેનો—તેજપાલ, રાજસિંહ. પત્ની— કૌમુદિ. પુત્રો—બાલચંદ્ર કર્મપાલ. પુત્રીઓ સુધદેવ, માલતિ, ઇન્દિરા, ચંડિકા.

સુધન્વા.....................પત્ની—જ્ઞાનચંદ્ર. પુત્રો—રાજપાલ, રણસિંહ, યશપાલ, પૂર્ણચંદ્ર પુત્રીઓ—તેજસિંહ, અમરસિંહ, પ્રતાપસિંહ.

કૌમુદિ.....................પોતા—વારૂણિ માતા—રૂદ્રસેન

બાલચંદ્ર..................પત્ની—વિજ્ઞાનચંદ્ર. પુત્રો—વરૂણતારા, નરસિંહ. પુત્રીઓ તારા, સુલોચના.

સુબાહુ:, કીર્તિવર્મા, પુષ્પદંતાચાર્ય, યશવર્મા ... .............. વિશ્વવિદ્યાલયના પ્રૉફેસરો. ( અધ્યાપકો )

પુષ્પદંતાચાર્ય.................. પત્ની—વામદેવ. પુત્રો—ચિદંબર, પુત્રી—ભીમ

અભિમન્યુ—...................વિશ્વવિદ્યાલયની ઑફિસનો એક કલાર્ક.

કાલિ.........................મુખ્યસેવક. પુત્ર—જસવંતસિંહ. પુત્રી—રમા.

જસવંતસિંહ.............. ...પત્ની—પ્રતાપસિંહ. પુત્રો—સરસ્વતિ, વિક્રમ.

રમા.........................પતિ—પદ્મા.

સરસ્વતિ....................પત્ની—ભદ્રાયુ.

બલવંત.................. ...પૂર્ણચંદ્રનો યુવાન સેવક,

તેજપાલ....................પતિ—સાવિત્રિ. પુત્રો-કાલિકા, ઉદ:પાલ પુત્રીઓ-નર્મદા, કાંતિકુમાર, દુર્ગા.

રાજસિંહ....................પતિ—હમિર. પુત્રો—મકરધ્વજ, દીપસિંહ. પુત્રીઓ—વિવેકાનંદ.

રાજપાલ ....... .........પત્ની—ઇન્દિરા. પુત્રો—વિરાજ, શનીદેવ પુત્રી—વિકાસવર્મા.

સરસ્વતિ.. ...................પત્ની—ભદ્રાયુ. પુત્રોઓ—મણી, શાંતિકુમાર.

---

# પાણીની નીચે ચાલવાવાળી સ્ટીમર.

યુદ્ધને માટે પશ્ચિમના દેશોની તૈયારીઓનું વર્ણન વાંચતી વખતે 'સબમરીન' નામક સ્ટીમરોનો સ્થળે સ્થળે ઉલ્લેખ મળે છે. આ સ્ટીમરો પાણીની ઉપર ચાલે છે, એટલુંજ નહી પરંતુ પાણીની નીચે પણ ચાલી શકે છે સાધારણતઃ અન્ય સ્ટીમરો જેવી રીતે જળ ઉપર રહે છે, તેવીજ રીતે તે સદા સમુદ્ર ઉપરજ રહે છે, કિંતુ આવશ્યકતા ઉપસ્થિત થતાં કોઈની નજરે પડયા વીના, સમુદ્રને ઉંડાણમાં ઉંડે તળીયે. જ્યાં ઇચ્છા હોય ત્યાં તે સ્ટીમરોને અતિ શીઘ્રતાથી ડુબાવી શકાય છે.

આ સ્ટીમરોનો મધ્ય ભાગ મોટો હોય છે. મધ્ય ભાગની તે ગુરૂતા ઉભય બાજુએ ક્રમશઃ ઓછી થતી જાય છે અને અંતે બંને છેડા પર તો ઘણીજ ઓછી થઈ ગયેલી હોય છે. આ સ્ટીમરો સાધારણતઃ ૧૦૦–૧૫૦ ફીટ લાંબી હોય છે તેનું વજન ત્રણ હજારથી લઇને પાંચ હજાર મણ સુધી હોય છે. તેની ઉપર બધી બાજુએ લોઢાની ચાદર જેવું જડી લીધેલું હોય છે. આ સ્ટીમર બધી બાજુએથી બંધજ રહે છે, માત્ર વચમાં એક દ્વાર હોય છે જે દ્વારા સ્ટીમર પર આવ જા કરી શકાય છે. જ્યારે આ સ્ટીમરને પાણીની નીચે ડુબકી મારવાની જરૂર પડે છે ત્યારે તે દ્વાર પણ બંધ કરી દેવામાં આવે છે તે દરવાજો એટલો બધો સખ્ત અને બંધ બેસતો બેસી ગયો હોય છે કે તેલનું એક માત્ર બિંદુ પણ અંદર પ્રવેશ નથી કરી શકતું.

પાણીની નીચે લઇ જતાં પહેલાં આ સ્ટીમરોનું વજન અધિક કરવાની આવશ્યકતા પડે છે. તેનું વજન વધ્યાવિના તે પાણીની નીચે રહી શકતી નથી. આ કારણને લીધે તેની અંદર અમુક સ્થળે થોડાંક બાકોરાં રાખેલાં હોય છે. તે બંધ રાખેલાં હોય છે, પણ જ્યારે જરૂર પડે છે ત્યારે તે બધાં ખોલી નાખવામાં આવે છે તે દ્વારા સમુદ્રનું જલ સ્ટીમરની અંદર વહી જાય છે. આ જળ લોઢાના મોટા મોટા પીપોમાં ભરી રાખવામાં આવે છે. તે પીપો ખાસ આ કામને માટેજ રાખવામાં આવેલાં હોય છે. પાણી ભરાવાથી તે સ્ટીમરનું વજન વધી જાય છે. આ સિવાય બીજો પણ એવો પ્રબન્ધ કરવામાં આવેલો હોય છે કે જે દ્વારા આ સ્ટીમર હજી પણ વધારે ને વધારે ઉંડા જળમાં પહોંચાડી શકાય અથવા આવશ્યકતા ઉપસ્થિત થતાં પાણીની સપાટી ઉપર શીઘ્રતાથી લાવી શકાય છે.

જેવાં એન્જીન મોટરકારોમાં હોય છે તેવાંજ એન્જીન આ સ્ટીમરોમાં પણ હોય છે આમાં પણ પેટ્રોલીઅમ તેલ બાળવામાં આવે છે. જે દ્વારા તે ચાલે છે. પાણી કાપવા માટે સાધારણ આગબોટોમાં જે પ્રકારના પંખા હોય છે તેવાજ પંખા આમાં પણ પાછલી બાજુએ રહે છે.

કદાચ પાઠકોને આ સ્થળે સંદેહ ઉત્પન્ન થશે કે યદિ આ સ્ટીમર સર્વ બાજુએથી બંધ રહે છે તો પછી પાણીની અંદર મનુષ્ય વાયુ વીના કેમ જીવી શકે, પરંતુ અર્વાચીન વિજ્ઞાને આવા પ્રકારનાં વિઘ્નો અત્યંત કુશળતાથી દૂર કરી દીધાં છે પ્રત્યેક સ્ટીમરમાં લગભગ બારેક માણસો રહે છે તેમના શ્વાસોચ્છ્વાસને માટે જેવા પ્રકારની નીર્મળ હવાની અગત્ય

હોય છે તેવા પ્રકારની હવા મોટા મોટા પાત્રોમાં ખૂબ ઠાંસી ઠાંસીને ભરવામાં આવે છે તે પાત્રો સ્ટીમરમાં એક અમુક સ્થળે રાખી મુકેલાં હોય છે. તેમાંથીજ થોડી થોડી હવા બહાર નીકળ્યા કરે છે કે જે શ્વાસોચ્છ્વાસને માટે ઉપયોગમાં આવે છે જે વાયુ શ્વાસથી ખરાબ થઇ જાય છે તેને 'પમ્પ'માં ભરી બહાર સમુદ્રના પાણીમાં કાઢી નાખવામાં આવે છે. આ સર્વ વ્યવસ્થા અત્યંત ચતુરતાથી અને બહુજ જાણી વીચારીને કરવામાં આવે છે, તથાપિ આવી બંધ જગ્યામાં રહેવાની ટેવ પાડવા માટે ખલાસીઓને લાંબો સમય સુધી ત્યાં રહેવાની જરૂર પડે છે.

પાણીની અંદર ચાલવાવાળી આ સ્ટીમરોનું મુખ્ય કામ આ હોય છે કે લડાઇને સમયે આવી સ્ટીમરો 'ટારપીડો' નામક એક ભયંકર નૌકાની ટક્કર મારી શત્રુના લડાયક વહાણોનો નાશ કરે છે. પણ અહીં એક શંકા ઉપસ્થિત થાય છે, કે આ સ્ટીમરો તો લડાઇને સમયે પાણીની અંદર ચાલતી હોય છે અને પેલાં લડાયક વહાણો તો પાણીની ઉપર હોય છે તો પછી શત્રુનું વહાણુ કઇ જગ્યાએ છે તે સ્ટીમરને શી રીતે માલુમ પડે? આને માટે પણ એક અત્યંત વિલક્ષણ યુક્તિ શોધી કાઢવામાં આવી છે. તે યુક્તિ 'પેરીઓસ્કોપ' નામક યંત્રનો આવિષ્કાર છે સ્ટીમરની પીઠ પર એક લાંબી નળી રાખવામાં આવેલી હોય છે. તે બરાબર સીધી અને ઉભી લગાડેલી હોય છે. નળી ઉપર એક કાચ રહે છે. યદ્યપિ સ્ટીમરો પાણીની અંદર ચાલતી હોય છે તથાપિ આ નળીનો અગ્ર ભાગ પાણીની ઉપરજ રહે છે. આસપાસના પદાર્થ–સમુદાયની ઉપરથી આવવાવાળાં પ્રકાશ કિરણો આ નળીના અગ્રભાગવાળા કાચપર પ્રતિફલિત થઇ નળી દ્વારા સ્ટીમરનાં અંદરના ભાગમાં પ્રવેશ કરે છે. ત્યાં એક કાગળના તકતા જેવું હોય છે તે ઉપર સમુદ્રના તલના આસમંતાત ભાગનું પ્રતીબિંબ પડે છે, આથી જે વહાણુ પર 'ટારપીડો' મારવાની હોય છે, તે વહાણુ કયે ઠેકાણે છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. આ 'પેરીઓસ્કોપ' યંત્ર જાણે સ્ટીમરની આંખ હોય ને! 'ટારપીડો' મારવાનું કામ પણ ખૂબ દબાણુથી ભરી રાખેલા વાયુ દ્વારા કરવામાં આવે છે. 'ટારપીડો' છોડયાબાદ અથવા આવશ્યકતા ઉપસ્થિત થતાં સાધારણતઃ પણ સ્ટીમરને પાણીની સપાટી ઉપર લાવવા માટે અંદર ભરી રાખેલાં પાણીનાં પીપો ખાલી કરવાં પડે છે. તે બધું પાણી કાઢવાનું કાર્ય 'પમ્પ' દ્વારા દબાણુથી ભરી રાખેલા વાયુ દ્વારાજ કરવામાં આવે છે.

જ્યારે લડાયક વહાણુ પાણીની સપાટી ઉપર હોય અને 'સબમરીન' સ્ટીમર પાણીની અંદર હોય તે સમયે ટારપીડો, ઠીક શત્રુઓના નીશાન પરજ જઇ લાગે એવી રીતે ટક્કર મારવા છોડવી એ કાંઇ ઓછું કઠીન કાર્ય નથી બહુ જાણી વિચારીને અને બરાબર ગણના કર્યા પછીજ 'ટારપીડોને' બહાર કરવામાં આવે છે. 'પેરીઓસ્કોપ' દ્વારા વહાણનું સ્થાન તો બરાબર જણાઇ આવેલાજ સ્થાને 'ટારપીડો' મારવામાં આવે તો તે વહાણુપર લાગે નહીં, કારણુ કે તે વહાણુ સમુદ્રની સપાટીપર હોય છે અને ચાલતુંજ જાય છે. તેનો વેગ સમુદ્રાન્તર્ગામિની 'સબમેરીનના' વેગની અપેક્ષાથી ઘણોયે અધીક હોય છે. અતએવ વહાણુ તથા 'સબમેરીન'નો વેગ તથા 'ટારપીડો'ના વેગનો હીસાબ બરાબર કર્યા પછીજ વહાણુથી થોડોક આગળ લક્ષ બાંધી નીશાન મારવામાં આવે છે. હીસાબ જો બરાબર થયો હોય તો 'ટારપીડો'ની ઠોકર બરાબર તે વહાણુ પરજ લાગે છે. ઠોકર લાગતાંજ 'ટારપીડો'નું સ્ફોટન થાય છે અને વહાણુના ટુકડે ટુકડા થઇ તે ડુબી જાય છે. નીશાન ચૂકવાથી 'ટારપીડો'નો પ્રહાર વ્યર્થ જાય છે.

આ 'સબમરીન' સ્ટીમરનો અન્તર્ભાગ મનુષ્યની કલ્પનશક્તિનું અત્યંત ઉત્કૃષ્ટ ઉદાહરણ છે, પણ ખેદ એટલોજ છે કે આવી શક્તિ યુદ્ધમાં મનુષ્યોનો સંહાર કરવાના કામમાં લાવવામાં આવે છે. આ સ્ટીમરની અંદર વાયુ–પરીક્ષક યંત્ર પણ રહે છે. જ્યારે સ્ટીમરો પાણીની નીચે ડુબેલી હોય છે ત્યારે તે યંત્રની સહાયતાથી વાયુની પરીક્ષા કરવામાં આવે છે કે તે શ્વાસોચ્છ્વાસને માટે યથેષ્ટ વા શુદ્ધ છે કે નહી. તેમાં પણ અનેક દુર્ઘટનાઓ બને છે. આવી સ્ટીમરો જો કદાચ સમુદ્રને ઠેઠ તળીએ જઇ બેસે તો પછી તેને પાણીની સપાટી ઉપર લાવવી એ તો ઘણુંજ કઠીન કામ છે તે જ્યાં હોય ત્યાંજ પડી રહે છે અને તેમાં રહેલા મનુષ્યોના પ્રાણ પ્રાયઃ ગયા વીના રહેતા નથી. તેને ઉપર લાવવા માટે વિશેષ પ્રકારની જુદીજ જાતની નૌકાઓ બનાવવામાં આવેલી હોય છે તથાપિ પણ તેની સહાયતાથી મનુષ્યોના પ્રાણ બહુજ થોડા પ્રમાણમાં બચે છે આવો પ્રસંગ ઉપસ્થિત થતાં આ 'સબમેરીન' સ્ટીમરની અંદરના મનુષ્યોની પ્રાણ રક્ષા માટે એક વિલક્ષણ પ્રકારનું શિરસ્ત્રાણ તૈયાર કરવામાં આવ્યું છે. આમાં શ્વાસ દ્વારા અશુદ્ધ થયેલી હવા પોતાની મેળે શુદ્ધ થયેલી હવા પોતાની મેળે શુદ્ધ બની પાછી શ્વાસોપયોગીની થઇ જાય છે. યદિ કોઇ દુર્ઘટનાને કારણ આ સ્ટીમર સમુદ્રને તળીએ બેસી જાય છે તો તેની અંદરના ખલાસીઓ આ શિરસ્ત્રાણને માથા પર બાંધે છે. તેના ઉપર 'લાઇફ્ બેલ્ટ' Life Belt નામક એક પટ્ટો લગાવેલો હોય છે. તે કદી ડુબતું નથી. સદા પાણીની સપાટી ઉપરજ તરતું રહે છે આ શિરસ્ત્રાણને માથા ઉપર રાખી ખલાસીઓ આ પટ્ટાને બાંધે છે ને પછી 'સબમરીન'નો દરવાજો ખોલી નાખે છે. આમ કરવાથી તે પોતાની મેળેજ ઉપર ઉપડે છે અને પાણીની સપાટી ઉપર આવી જાય છે. આજ સુધી આવી 'સબમેરીન' સ્ટીમરો પર એવાં તાર યંત્રો નહોતાં કે જે દ્વારા સમુદ્રતટ પર રહેવાવાળા અધિકારીઓ વા પોતાનાજ ગવર્નમેંટના અન્યાન્ય વહાણોના અધિકારીઓ સાથે વાતચીત કરી શકાય. પરંતુ તે બાધા પણ હવે તો દૂર થઇ ગઇ છે. હવે વગર તારના તારયંત્રો આવી સ્ટીમરો પર રાખવામાં આવ્યાં છે. 'સબમેરીન'ની પીઠપર બે બે ત્રણ ત્રણ બેટરીઓને એકત્ર કરી બે ત્રણ જગ્યાએ તેઓને બાંધીને ઉભી રાખે છે. તેના ઉપરજ તારને ખેંચીને લગાવેલો હોય છે. તારયંત્ર સ્ટીમરની અંદર રાખેલ હોય છે. આવા પ્રબન્ધથી યદિ 'સબમેરીન' સમુદ્રને ઠેઠ તળીએ જઇ ડુબી હોય તોયે તેના અધિકારીઓ કીનારાના અધિકારીઓ અથવા અન્યાન્ય સ્ટીમરોના અધિકારીઓ સાથે વાતચીત કરી શકે છે.

ભિન્ન ભિન્ન રાષ્ટ્રોની સમુદ્રાન્તર્ગામિની સ્ટીમરો ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે તેની રચના ગુપ્ત રાખવામાં આવે છે, તથાપિ અહીં તેનું જે વર્ણન આપવામાં આવ્યું છે તે દ્વારા તેની રચના આદિનો બહુ નહીં તોયે થોડો ઘણો તો ભાસ અવશ્ય થશેજ.

કેટલોક સમય થયાં આ વાતનો વિચાર કરવામાં આવે છે કે આવી સ્ટીમરોનો ઉપયોગ સમુદ્રના તલ–દેશની પરીક્ષા કરવામાં થવો ઉચિત છે. યદિ આમ બને તો ઘણો લાભ થવાનો સંભવ છે.

આવા પ્રકારનું કળાકૌશલ્ય, કહો મારા ભારતવાસી બંધુઓ ! તમે ક્યારે શીખશો ! ક્યારે તમારી ઉદ્યમહીનતા દૂર થશે ? બંધુ ! આળસ તજો, ઉદ્યમ કરો. ભારત પુત્રો !

હીંમત, ધીરજ ને ખંત રાખી ઉન્નતિ–નગ પર ચઢો, ને ક્રમશઃ સર્વજ્ઞતાના શૃંગ પર દીપી રહો.

ઇશ્વર ભારતનો સત્વર ઉદય કરો. અસ્તુ.

કલકત્તા. }
તા. ૧–૧૧–૧૧ }

ચાંપશી વિઠુલદાસ ઉદેશી.

# ॥ अथ थीऑसॉफी पुराणम् ॥

(અનુસંધાન ગતાંકથી.)

## ॥ अथ द्वितीयोऽध्यायः ।

### પરબ્રહ્મથી માનવિ.

પરબ્રહ્મ, અનંત, સર્વધારક વિષે "તે છે" એ વિના આપણાથી અન્ય કંઇપણ જાણી શકાતું કથી; એક પરિચ્છેદ, સીમારૂપ અને તેટલા માટે અયથાર્થ ના હોય એવા કંઇપણ વિષે આપણાથી બોલી શકાતું નથી.

એ "तत्" માં અસંખ્ય બ્રહ્માંડોનો સમાવેશ થાય છે; એક બ્રહ્માંડમાં ગણના ના થઇ શકે એટલાં બધાં સૂર્યમંડલો આવેલાં હોય છે. દરેક સૂર્યમંડલ એક સમર્થ પુરુષના આવિષ્કરણ સમાન હોય છે, (તેને આપણે ઇશ્વર, શબ્દ બ્રહ્મ, સૂર્યમંડલાંતરવર્તિપુરૂષના-નામથી વ્યવહરીએ છીએ ) તે તેમાં વ્યાપીને વસે છે; તેમાં એવું કંઈ પણ નથી કે જે તદ્રૂપ ના હોય. આપણાથી જોઇ શકાય એવા જડસ્વરૂપમાં તે તેના આવિર્ભાવ સમાન છે. છતાં એ તે તેના ઉપરિપ્રદેશમાં અને બાહ્યપ્રદેશમાં વસે છે; પોતાના સમવયસ્યોના સાથમાં તે પોતાનું એક અદ્ભૂત પ્રકારનું જીવન ગાળે છે. પૂર્વદેશના એક શાસ્ત્રમાં કહેવાયું છે તેમ, "સમગ્ર બ્રહ્માંડમાં મારા એક અંશ વડે વ્યાપિને હું વસું છું." (एकांशेन स्थितो जगतो)

તેના આવા પ્રકારના શ્રેષ્ઠ જીવન વિષે આપણાથી કંઇ પણ જાણી શકાતું નથી. પરંતુ તેમના સૃષ્ટિક્રમને સચેતન બનાવતા તેમના જીવનના એક અંશ વિષે, તેમના આવિર્ભાવની જડ સ્વરૂપ ભૂમિકાઓમાં આપણે કેટલુંક જ્ઞાન મેળવી શકીએ. કદાચ આપણે તેનાં દર્શન ના પામી શકીએ, પરંતુ કાર્ય કરતી તેમની શક્તિનાં આપણે દર્શન કરી શકીએ. દિવ્ય દૃષ્ટિવાળું કોઈ પણ માનવિ નાસ્તિક હોઇ શકેજ નહિ. પૂરાવો બહુજ જબ્બર મળી આવે છે.

તેમણે તેમના પોતાનામાંથીજ આવા સમર્થ સૃષ્ટિક્રમનો વિસ્તાર કર્યો છે. તેમાં વસતા આપણે તેમના જીવનના ઉત્ક્રાંતિ પામતા અંશો સમાન, તેમના દિવ્યઅગ્નિના સ્ફુલિંગો સમાન છીએ; તેમમાંથીજ આપણુ સર્વનો ઉદય થયો છે; તેમનામાંજ આપણુ સર્વને સમાવાનું છે.

તેમને આમ કરવાની શી જરૂર હશે ? તેમણે તેમના પોતાનામાંથી આ સર્વ સૃષ્ટિક્રમનું શા માટે આવિષ્કરણ કર્યું હશે ? જીવનકલહોના સામે થવા માટે તેમણે આપણને અત્રે શા માટે મોકલ્યા હશે ? આવા પ્રકારના, અનેક માનવિઓ તરફથી પ્રશ્નો થયાં જાય છે. આપણાથી જાણી શકાતું નથી, તેમજ આવા પ્રશ્ન વ્યાવહારિક નથી; આપણો અત્રે વાસ છે, આપણે ઉત્તમ પ્રકારેજ વર્તવું જોઇએ, એટલું પૂરતું છે. છતાંએ અનેક તત્ત્વવેત્તાઓએ આ બાબત વિષે મીમાંસા ચલાવી છે અને અનેક પ્રકારની સૂચનાઓ કરવામાં આવી છે. મારા જાણવામાં આવેલી એક જ્ઞાન-વાદી તત્ત્વવેત્તાની સૂચના અત્યંત આકર્ષક છે:—

"પ્રભુ પ્રેમમય છે; જેનાઉપર તે અર્પિ શકાય એવી અને જેમના તરફથી પાછો વાળી શકાય એવી વ્યક્તિયો વિના પ્રેમ પણ પરિપૂર્ણ બની શકતો નથી. તેટલા માટેજ તેમણે

પોતાનામાંથી પોતાની જાતનો જડમાં આવિર્ભાવ કર્યો; તેમની સંસરણની પ્રાકૃતિક અને ધીમી ગતી દ્વારા આપણે સર્વ અસ્તિત્વમાં આવી શકીએ તેટલા માટે તેમણે પોતાના પ્રભાવને પરિચ્છેદ વાળો બનાવ્યો; આપણે પણ તેમની ઈચ્છાનુસાર આપણા ક્રમમાં તેમની ભૂમિકા સુધી જઇ પહોંચતા સુધી પણ ઉત્ક્રાન્તિ પામવાની છે; પછીથી ઇશ્વરનો પ્રેમ પણ સ્વતઃ વિશેષ પરિપૂર્ણ બનશે, કારણ કે આવા પ્રેમનો સારી રીતે સમજીને પાછો વાળી શકે એવાં પોતાનાં બાલકોમાં પ્રસાર કરવામાં આવશે. આ પ્રમાણે તેમની મહાન્ યોજના પાર પાડવામાં આવશે; તેમની ઈચ્છા પરિપૂર્ણ બનશે. "

તેમની ચિતિ–શક્તિ કેટલી બધી ઉત્કૃષ્ટ ભૂમિકાએ વર્તતી હશે એ આપણાથી જાણી શકાતું નથી તેમજ એ પ્રદેશમાં વર્તતી તેમની યથાર્થ શક્તિ પણ આપણાથી સમજી શકાતી નથી. પરંતુ આપણી બુદ્ધિથી ગ્રાહ્ય થઇ શકે એવા પ્રકારની દશાઓમાં તેમની જાતનું અત્રે અવતરણ થાય છે ત્યારે તેમનું આવિષ્કરણ હમેશાં ત્રિવિધ હોય છે; આને લીધે જ સર્વે ધર્મોમાં આમને ત્રિમૂર્તિ રૂપે મૂર્ત બનાવવામાં આવ્યા હોય છે. ત્રિમૂર્તિ રૂપે તથાપિ મૂલ સ્વરૂપે તો એકજ; ત્રણ પુરૂષો. ( આથી પૂરીમાં શયન કરનાર એવો અર્થ સમજાય છે. ) પરંતુ એ ત્રણે સ્વરૂપોમાં સ્વતઃ આવિષ્કાર પામતો એકેશ્વરજ. નીચલી ભૂમિકાના દૃષ્ટિબિંદુથી આપણને ત્રિવિધ રૂપે લાગે છે, કારણ કે તેમનાં કર્તવ્યો ભિન્ન ભિન્ન પ્રકારનાં હોય છે; ઈશ્વરના દૃષ્ટિબિંદુથી તો એક સ્વરૂપેજ જણાય છે, કારણ કે તે તેમને માત્ર પોતનાં સ્વરૂપો સમાનજ માને છે.

આવાં ત્રણ સ્વરૂપોમાંનાં સર્વેનો સૂર્યમંડલના વિકાસમાં સંબંધ છે; ગાનવિના સંસરણ સાથે આ ત્રણેનો સંબંધ છે. આ સંસરણ તેમની ઇચ્છા–શક્તિ સમાન છે; તેની ઘટના તેમની યોજના સમાન છે.

આવાસૌર–દેવના પછીના ક્રમમાં છતાં કોઇ અદ્‌ભૂત પ્રકારે તેમના પોતાનાજ અંશો હોય એવા તેમના સપ્તમંત્રિઓ આવે છે; આપણે તેમને ગૃહદેવતાઓના નામથી ઓળખી એછીએ. આપણા દેહના શારીરશાસ્ત્રમાંથી ઉપજાવી કાઢેલા એક સમાન રીતે મળતા આવતા દૃષ્ટાંત પ્રમાણે તેમનો તેની સાથેનો સંબંધ, નાડી ગુચ્છોના અથવા જ્ઞાનતંતુઓના મસ્તક સાથેના સંબંધ જેવો છે. તેમનામાંથી નિઃસરતું સર્વ પ્રકારનું સંસરણ તેમનામાંના એક અથવા અન્યની મારફતે પ્રવર્તે છે.

ક્રમવાર તેમના પછી દિવ્ય સત્ત્વોના વિશાલ સમૂહો અથવા ગણોનો સમાવેશ થાય છે; આમને આપણે દેવો અથવા ફિરિસ્તાઓના નામથી જાણીએ છીએ. આવી અદ્‌ભૂત ઘટનાના ભિન્ન ભિન્ન વિભાગોમાં આ સર્વેને બજાવવાનાં સર્વ પ્રકારનાં કાર્યોથી પણ હજુ આપણે ઓળખિયા થઈ શક્યા નથી; પરંતુ તેમનામાંના કેટલાક મંડલને ઘડવાના તથા તેમાં ચૈતન્યનો વિકાસ કરવાના કાર્યમાં નિકટનો સંબંધ ધરાવતા આપણા જોવામાં આવે છે. તેમના પ્રતિનિધિ રૂપે અત્રે આપણી સૃષ્ટિમાં પણ એક મહાન અધિકારી હોય છે———આપણા ગૃહ ઉપર પ્રવર્તતા સર્વ પ્રકારના સંસરણનો સંપૂર્ણ અધિકાર તેમના હાથમાં છે. આ દુનિયાના એક યથાર્થ રાજા રૂપે આપણે તેમની કલ્પના કરી શકીએ; તેમના હાથ નીચે જુદાં જુદાં ખાતાંના અધિકાર વાળા મંત્રિઓ હોય છે. માનવજાતનાં ભિન્ન ભિન્ન કુલોના સંસ-

રણ સાથે આમાંના એક ખાતાનો સંબંધ છે; તેથી દરેક મહાન્ કુલ માટે, તેનો સ્થાપનાર અન્ય સર્વ કરતાં તેને જુદા પ્રકારનું બનાવનાર એક ઉપરી અધિકારી હોય છે, તે તેની ઉત્ક્રાંતિની તપાસ રાખે છે. અન્ય ખાતામાં ધર્મ અને કેળવણીનો સમાવેશ કરવામાં આવ્યો છે; આમાંથીજ ઇતિહાસ પ્રસિદ્ધ સર્વે સંત પુરૂષોનુ આવવું થયું છે.—આવા કેન્દ્રમાંથીજ સર્વ ધર્મોનું પ્રવર્તન કરવામાં આવ્યું છે. આ ખાતાનો ઉપરી મહાન્ અધિકારી એકાદ નવીન ધર્મની સંસ્થાપના કરવા માટે આવા એક ધર્મની જરૂર જણાવાનો નિર્ણય થતાં પોતે જાતે આવે છે અથવા પોતાના શિષ્યોમાંના એકાદને મોકલે છે.

તેટલા માટે દુનિયામાં પ્રથમ વાર દર્શન દેતી વખતે સર્વે ધર્મોમાં **સત્યના** કેટલાક નિશ્ચિત સિદ્ધાંતોનો સમાવેશ થાય છે; આવું **સત્ય** પોતાના મૂલસિદ્ધાંતો પરત્વે હમેશાં એકજ પ્રકારનું હોય છે. જેજે જાતિઓને આવા ધર્મની બક્ષિસ આપવામાં આવી હતી તેમના વિવિધ પ્રકારના ભેદોને લક્ષમાં લઇને તેનાં સ્વરૂપોમાં પણ તફાવત પડતા ગયા છે. જુદી જુદી જાતિઓની સુધારાની દશાઓ અને સંસરણની ભૂમિકાઓને લક્ષમાં લેતાં આવા એક **સત્યને** ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં દર્શાવવાની જરૂર પડે છે. પરંતુ આંતર **સત્ય** તો હમેશાં એકનું એકજ હોય છે જો કે બાહ્ય સ્વરૂપો ભિન્ન ભિન્ન પ્રકારનાં અને વિરોધિ સ્વરૂપનાં પણ જણાય છતાંએ જે પ્રભવસ્થાનમાંથી તેનો ઉદ્ભવ થાય છે તે પણ તેનું તેજ હોય છે. એક ઋષિ વા મહાત્મા કરતાં અન્યની, સિદ્ધાંતના એક સ્વરૂપ કરતાં અન્ય સ્વરૂપની શ્રેષ્ઠતા વિષેના પ્રશ્નના ઝગડાની માથાકૂટમાં પડવું માનવિઓ માટે મૌર્ખ્ય ભરેલું લાગે છે; કારણકે **સિદ્ધોના મહાબંધુમંડલમાંથી જ** હમેશાં એકાદ ઋષિને મોકલવામાં આવે છે; સર્વે પ્રકારની અગત્યની બાબતોમાં, નીતિ અને આચારના નિયમોમાં સિદ્ધાંતનો ઉપદેશ હમેશાં સમાન પ્રકારનો હોય છે. આવા સર્વે ધર્મોના પાછળ સમાવેશ પામતો દુનિયામાં એક સત્યનો સંઘાત હોય છે તેથી વર્તમાન કાલે જેટલી માનવિના જાણવામાં આવી છે તેટલી પ્રકૃતિની સત્ય બાબતો સચવાય છે. આવી બાબતના અજ્ઞાનને લીધે બાહ્ય સૃષ્ટિમાં નીચેના પ્રકારના પ્રશ્નો વિષે લોકો હમેશાં વાદવિવાદ, ચર્ચા, તકરાર ચલાવ્યાં કરે છેઃ—

એક ઇશ્વર હશે કે નહિ ? મરણ પછી માનવિ જીવતું રહેતું હશે ? તેની નિશ્ચિત ઉન્નતિ સંભવી શકે ખરી ? વિશ્વ સાથે તેનો સંબંધ કેવા પ્રકારનો હશે ? ઇત્યાદિ.

બુદ્ધિ જાગ્રત થવાની સાથેજ માનવિના મનમાં આવા પ્રકારના પ્રશ્નો હમેશાં ખડા થાય છે. વારંવાર ધારવામાં આવે છે તેમ આવા પ્રશ્નો ઉત્તર ના આપી શકાય તેવા નથી આથી ઉલટી રીતે આવા પ્રશ્નોના ખુલાસાઓ જેઓ તેમને શોધી કાઢવાનો યોગ્ય પ્રયત્ન કરે તેવા કોઇથી પણ મેળવી શકાય એવા હોય છે. **સત્ય** મેળવી શકાય એવું છે; અભ્યાસ, પ્રયત્ન પરાયણ થનાર કોઇથી પણ તેની પ્રાપ્તિનાં સાધનો સિદ્ધ થઇ શકે એવાં છે.

માનવ જાતની ઉન્નતિની આરંભક ભૂમિકાઓમાં આવા મંડલના મહાન્ અધિકારીઓ બાહ્ય પ્રદેશમાંથી પૂરા પાડવામાં આવે છે; આવા અધિકારીઓ, આ સંસ્થાના વિશેષ ઉચ્ચ પ્રકારે સંસરણ પામેલા વિભાગોમાંથી આવે છે; પરંતુ સત્તા અને બોધી જ્ઞાનની જરૂરની ભૂમિકા સુધી માનવિઓને ઉત્ક્રાન્તિ પમાડવાનો સંભવ આવી લાગતાં, આવાં અધિકારી પદ તેમનેજ સોંપવામાં આવે છે. આવું એકાદ પદ ધારણ કરવા માટે એક માનવિને અતિ ઉચ્ચ ભૂમિકા પર્યંત વિકાસ પામવાની જરૂર ઉભી થાય છે; એક ઋષિ અથવા

મહાત્મા નામથી જે સૂચવાય છે તેવા તેને બનવાનું છે; સાધુતા, સત્તા, અને બોધિજ્ઞાનની એક વ્યક્તિ સમાન તેને થવાનું છે; તેને વધતાં વધતાં માનવ જાતિની શિરોભાગની ભૂમિકાએ જઈ લાગવાનું છે, કારણ કે સાધારણ માનવ સંસરણના શિરોભાગે તો તે ક્યારનોએ પહોંચી ગયો હોય છે. આ ઝમાનામાં અથવા ધર્મવ્યવસ્થામાં પ્રભુએ તેને માટે નિર્માણ કરેલા માર્ગમાં તે ક્યારનોએ પળી ચૂક્યો હોય છે. પરંતુ આગળ ઉપર તેનું સંસરણ આવી ભૂમિકાની પાર વર્તે છે—— ઇશ્વરભાવપર્યંત વિસ્તરે છે.

છતાંએ માનવિઓની એક મોટી સંખ્યા **સિદ્ધની** ભૂમિકા સુધી આવી પહોંચી છે; એકજ પ્રજાનાં નહિ, પરંતુ દુનિયાની આગળ પડતી સર્વે પ્રજાઓનાં માનવિઓ આગળ વધ્યાં છે; અડગધૈર્યવાળાં વિરલ માનવિઓએ પ્રકૃતિના કીલ્લાઓને સર કર્યાં હોય છે, તેનાં અતિ અંતરનાં રહસ્યોને શોધી કાઢ્યાં હોય છે, આ પ્રમાણે તેમણે **સિદ્ધના** નામથી વ્યવહરાવાનો હક મેળવ્યો હોય છે. તેમનામાં પણ અનેક ક્રમ અને કર્તવ્યોની અનેક દિશાઓ પ્રવર્તતી હોય છે. આવા **સિદ્ધસંઘના** બંધુઓ વધારવા માટે તેમનામાંના કેટલાક હમેશાં આપણિ દુનિયા સાથે સંબંધમાં રહે છે. આપણી દુનિયાની આમનોની અને માનવજાતિના આધ્યાત્મિક સંસરણની વ્યવસ્થાનું કાર્ય આવા સિદ્ધસંઘના હાથમાં હોય છે.

આવા મહાન્ સઘને વારંવાર **મહાન્ ધવલ બંધુમંડલના** નામથી વ્યવહરવામાં આવે છે, પરંતુ કંઇ તેના સભ્યો બધાએ એકત્ર વર્સતિ જાતિ સમાન નથી. તેમનામાંના દરેક વિશાલતાથી પોતાની જાતે દુનિયામાંથી દૂર ખસી જાય છે, તેઓ પરસ્પરમાં અને તેમના **ઉપરિ** સાથે સતત વ્યવહાર ચલાવતા હોય છે; પરંતુ ઉચ્ચ શક્તિયો વિષેનું તેમનું જ્ઞાન એટલું બધું વિશાલ બન્યું હોય છે કે સ્થૂલસૃષ્ટિમાં એકઠા મળવાની કોઇ પણ પ્રકારની જરૂર વિના તેઓ આ પ્રમાણે વર્તિ શકે છે. અનેક દૃષ્ટાંતોમાં તો તેઓમાંના દરેક પોત પોતાના દેશમાં વસવનું ચાલુ રાખે છે, તેમના નિકટમાં વસનાર જનોમાં પણ આવી શક્તિ હોવાની શંકા ઉભી થઇ આવતી નથી. ઇચ્છાવાળું કોઇ પણ માનવિ તેમનું ધ્યાન ખેંચી શકે છે, પરંતુ તેમના લક્ષ્યને માટે પોતાની જાતને યોગ્ય દર્શાવીનેજ તેનાથી આમ થઇ શકે છે. કોઇને પણ એવો ભય રાખવાની જરૂર નથી, કે તેના પ્રયત્ન લક્ષ્યમાં આવ્યા વિના રહી જશે; આવા પ્રકારનું દુર્લક્ષ્ય અસભવિત છે, કારણ કે આવા પ્રકારની સેવામાં પોતાની જાતનો ભોગ આપનાર માનવિ બાકીની માનવજાતિમાંથી અંધારી રાત્રિમાંથી એક મહા જ્યોતિની માફક આગળ તરી આવે છે. દુનિયાના કલ્યાણ માટે આ પ્રમાણે કર્તવ્યપરાયણ બનેલા આવા મહાન્ સિદ્ધોમાંના કેટલાક, માનવજાતિની સેવામાં પોતાની જાતનો પરિપૂર્ણ ભોગ આપનારાઓને શિષ્યો તરીકે સ્વીકારવાની ઇચ્છાવાળા છે; આવા સિદ્ધ પુરૂષોને મહાત્માઓના નામથી વ્યવહરવામાં આવે છે.

આવા શિષ્યોમાંનાં એક હેલેના પેટ્રોવ્ના બ્લાવાટ્સ્કી હતાં——આશરે પાંત્રીશ વર્ષ પૂર્વે દુનિયામાં જ્ઞાનનો પ્રચાર કરવા માટે આવા એક મહાન્ આત્માને મોકલવામાં આવ્યો હતો. કર્નલ હેનરી સ્ટીલ ઑલ્કોટના સાથમાં તેમણે પોતાને અર્પવાના જ્ઞાનના પ્રચાર માટે થીઑસૉફિકલ સોસાયટીની સ્થાપના કરી. આવા આરંભના ભૂતકાલના દિનોમાં તેમની સાથે પ્રથમ સંસર્ગમાં આવનાર **ધ પાયોનિયરના** એડિટર **મી. એ. પી. સીનેટ** હતા;

તેમણે તેના સમક્ષ રજુ કરેલા સિદ્ધાન્તની મહત્તા અને ઉપયોગિતા તેની તીવ્ર બુદ્ધિમાં એકદમ ઉતરી. જો કે મેડમ. બ્લાવાટ્સ્કીએ પહેલાં આઇસિસ અનવેઇલ્ડ નામનો ગ્રંથ ગુંથ્યો હતો પરંતુ તેનાથી થોડુંક લોકલક્ષ દોરાયું હતું; થીઓકલ્ટવર્લ્ડ અને એસોટેરીક બુદ્ધિઝમ નામનાં ઉભય ગ્રંથો દ્વારા આવા સિદ્ધાંતો પાશ્ચાત્ય વાચકોને ખરેખરી રીતે પ્રથમવાર પ્રાપ્ત કરી આપનાર નર **મી. સીનેટ** હતા.

આ ગ્રંથો દ્વારા તેમના કર્તા સાથે હું જાતે પ્રથમવાર પીછાનમાં આવ્યો; પાછીથી મેડમ. બ્લાવાટ્સ્કીની જાતના પીછાનનો લાભ મને મળ્યો. એ ઉભયે પાસેથી હું ઘણું શિખ્યો. જ્યારે હું મેડમ. બ્લાવાટ્સ્કીને પૂંછતો કે અભ્યાસી આથી પણ વધારે શી રીતે શિખી શકે ? તેમણે અમને દર્શાવેલા **માર્ગમાં** કેવી રીતે એકાદ જીજ્ઞાસુ નિશ્ચિંત વૃદ્ધિ પામી શકે ? ત્યારે તેઓ કહેતાં કે તેમનો પોતાનો સ્વીકાર થયો છે તેવી રીતે મહા સિદ્ધપુરૂષો બીજા અભ્યાસિઓનો પણ કદાચ શિષ્યો તરીકે સ્વીકાર કરે એવો સંભવ છે; આવી રીતે સ્વીકાર થવાનો ફક્ત એટલોજ માર્ગ છે, કે અભ્યાસિએ ઉત્સાહ ભર્યા પારમાર્થિક કાર્યદ્વારે તે માટે જાતે અધિકારી બનવું જોઇએ. તેઓ અમને કહેતાં કે આવો ઉદ્દેશ સિદ્ધ થવા માટે એક અભ્યાસિને પોતાના નિશ્ચયમાં ખીલકુલ એકતાન, એકાગ્ર બની જવાનું છે; વળી તેઓ ઉમેરતાં, કે ઇશ્વર અને માયા ઉભયેની સેવા કરવાનો પ્રયત્ન ચલાવનાર અભ્યાસિએ કોઇ કાલે સફલ બનવાની આશા રાખવી નહિ. આમાંના એક સિદ્ધમહાત્માએ જાતેજ કહ્યું છે, **"સફલ થવા માટે અભ્યાસિએ પોતાની સૃષ્ટિનો ત્યાગ કરીને અમારી સૃષ્ટિમાં પ્રવેશવું જોઇએ."**

આનો અર્થ એટલો થાય, કે અભ્યાસિએ, વિત્ત અને સત્તા માટે જીવન ગાળનારે વિશાલ લોક સમૂહમાંના એક ના બનવું જોઇએ. તેણે આવી બાબતો માટેની ખીલકુલ દરકાર ના કરનાર તથા દુનિયાના કલ્યાણમાં નિઃસ્વાર્થે પોતાની જાતનું અર્પણ કરવા માટેજ જીવન ગાળનાર એક અતિ નાના સમૂહમાં જોડાવું જોઇએ. આવા માર્ગે પળવાનું કાર્ય વિકટ છે; આપણા માટે હજુએ દુનિયાનું જીવન ગાળનારા લોક તરફથી ગેરસમજુત અને તિરસ્કાર દર્શાવવામાં આવશે; આપણે ભાવિમાં વિકટમાં વિકટ કાર્ય તરફજ નજર નાખવાની છે; જો કે પરિણામ ખાત્રી ભરેલું છે, છતાંએ તે આવતાં કેટલો સમય વીતશે, તેની અગમચેતી કોઇથી પણ થઇ શકે એવી નથી; આ પ્રમાણે અમને તેમના તરફથી સ્પષ્ટ પ્રકારની સૂચના ઓ મળતી. અમારામાંના કેટલાક આવી શરતોને આનંદ પૂર્વક સ્વીકાર કર્યો; આવા નિર્ણય માટે અમને કોઈ વખત એક ક્ષણવાર પણ પશ્ચાત્તાપ થયો નથી.

મહેનત ભર્યા કેટલાંક વર્ષો પછી બોધિજ્ઞાનના આવા મહા સિદ્ધો સાથે સંસર્ગમાં આવવાનો અધિકાર મને પ્રાપ્ત થયો; તેમની પાસેથી અનેક બાબતો મારા શિખવામાં આવી,——તેમના તરફથી મળતા ઘણા ખરા ઉપદેશોનો હું મારી જાતે અપરોક્ષ સાક્ષાત્કાર શી રીતે કરી શકું, એ અન્ય સર્વ બાબતોમાંની એક હતી. તેથી આટલી બાબતમાં તો હું જે જાણુંછું તથા મેં જાતે જે જોયું છે તે વિષેજ હું લખુંછું. સિદ્ધાન્તમાં એવી કેટલીક બાબતો આવે છે, જેમના ખરા ખોટાપણા માટે હજુ સુધી મને મળેલી શક્તિ કરતાં વિશેષ વધેલી શક્તિયોની જરૂર છે. આવી બાબતો વિષે હું એટલુંજ કહી શકું કે

હું જે જાણુંછું તેની સાથે તેઓ બંધ બેસતી આવે છે. અનેક દષ્ટાંતોમાં તો મેં જે જોયું છે તેનો ખુલાસો કરવા માટે તેમની પૂર્વપક્ષ રૂપે જરૂર છે. આવા મહાન્ સિદ્ધાંની સત્તા અનુસાર બાકીના થીઑસૉફી દર્શનની સાથેજ:આ બાબતો મારા જાણવામાં આવી છે. ત્યારથી માંડીને મને જે કહેવામાં આવ્યું હતું તેના કરતાં વિશાલ પ્રમાણમાં હું મારી જાતેજ તપાસ ચલાવતાં શિખ્યોછું. તેથી હું એટલો સંભવ સ્વીકારતાં ન્યાય પુરઃસર ગણાઉં, કે હજુ સુધી મારાથી ખરા ખેટારૂપે તપાસી ના શકાયલો અન્યવિભાગ :પણ હું તે ભૂમિકાએ આવી લાગતાં ખરોજ નિવડશે.

થીઑસૉફીનો દરેક ઉત્સાહી અભ્યાસિ પોતાના સમક્ષ, બોધિજ્ઞાનના એકાદ સિદ્ધ પુરૂપ વડે શિષ્ય તરીકે સ્વીકાર થવાનું માન મેળવવાનો ઉદ્દેશ રાખે છે. પરંતુ આથી તો નિશ્ચિત, સંકલ્પપૂર્વક થતો પ્રયત્ન સૂચવાય છે. જરૂરની મહેનત ઉઠાવવાની ઈચ્છાવાળા અભ્યાસિઓ દરેક કાલમાં હમેશાં હતા, તેટલા માટે હમેશાં જાણવા વાળાં માનવિઓ પણ દરેક કાલે મળી આવે છે. આ જ્ઞાન એટલું બધું પરમોત્તમ છે, કે એક અભ્યાસિને તેનો પરિપૂર્ણ અનુભવ થતાં, તે માનવિ કરતાં કંઇક વધારે બની જાય છે, આપણી દૃષ્ટિમર્યાદાની પાર પણી જાય છે.

પરંતુ આવી જ્ઞાનપ્રાપ્તિની ભૂમિકાઓ હોય છે; જો આપણી ઇચ્છા હોય તો જેઓ હજુ અભ્યાસિ દશામાં છે તેમની પાસેથી આપણે ઘણું ઘણું શિખી શકીએ એમ છે; કારણ કે સર્વ માનવ વ્યક્તિઓ સંસરણની નિઃસરણિના એક અથવા અન્ય પાદમાં સ્થિત થયલી છે આરંભક વ્યક્તિઓ તેના પાદ આગળ ખડી છે; આપણા જેવી સુધરેલી વ્યક્તિઓ ક્યારનીએ આ માર્ગની થોડેક ઉપર વસિએ છીએ. જો કે આપણે પાછુંવાળીને જોતાં આપણે જેમાંથી ક્યારનાએ પસાર થયાછીએ એવાં નિઃસરણીનાં નીચેનાં પાદ જોવામાં આવે છે, પરંતુ આપણે ઉપરી પ્રદેશમાં દૃષ્ટિપાત કરીને હજુ આપણે નહિ મેળવેલાં આપણા ઉપર આવેલાં પદ જોવાનાં છે. જેમ વર્તમાન કાલે પણ આપણી નીચેના ભાગમાં આવેલાં દરેક પદોમાં માનવિઓ ખડાં છે જેથી માનવિ જે ભૂમિકાઓએ થઇને ઉપર આવ્યો તે આપણાથી જોઇ શકાય છે, તેમ આપણા ઉપરિ ભાગમાં આવેલા દરેક પદોમાં માનવિઓ સ્થિત હોય છે. જેથી તેમનો અભ્યાસ કરીને માનવિ ભાવિમાં શી રીતે ઉપર ચડશે તે આપણે જોઈ શકીએ છીએ. હજુ સુધી આપણી પાસે વર્ણવવાને શબ્દો નથી એટલા બધા પ્રભાવ પર્યંત લઇ જતી આવી નિઃસરણિના દરેક પાદમાં ઉભેલાં માનવિ આપણા જોવામાં આવે છે તેથી આપણે અચૂક રીતે જાણી શકીએ, કે આપણે માટે એ પ્રભાવ પર્યંત પહોચવાની વાત સંભવિત છે. આપણા કરતાં ઘણાંજ ઉચ્ચ પદોમાં સ્થિત થનાર વ્યક્તિઓ,—એટલી બધી ઉચ્ચપદ. સ્થિત કે આપણને તો તેઓ અદ્દભૂત જ્ઞાન અને સામર્થ્યમાં દેવો સમાન જણાય છે,———આપણને ઉપદેશે છે, કે આપણે વર્તમાનમાં જ્યાં આગળ સ્થિત થયા છીએ ત્યાં આગળ તેઓ થોડા સમય પૂર્વેજ સ્થિત હતા; જો આપણે તેમના જેવા થવું હોય તો આપણે ચડવાંજ જોઇએ એવાં તેમના અને આપણ વચમાં આવેલાં પાદોને તેઓ આપણને સ્પષ્ટ રીતે દર્શાવી આપે છે.

॥ ઇતિ શ્રી થીઑસૉફી પુરાણમાં "પરમાણુથી માનવિ" નામનો બીજો અધ્યાય સમાપ્ત ॥

તૈયાર છે—તૈયાર છે—તૈયાર છે

ઘણા સમયથી અપ્રસિદ્ધ રહેલી.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

આવૃત્ત. ( બીજી )

આ આવૃત્તિની પ્રસ્તાવનામાં ગીતાના સમય વિષે લંબાણ ચર્ચા ચલાવવામાં આવી છે.

સ્વ મણીલાલ નભુભાઈ દ્વીવેદી રચિત પ્રથમ આવૃત્તિ કરતાં સારા કાગળ ઉપર છપાઇ છે અને આ વખતે ઘણાઓના આગ્રહથી કિંમત ઘટાડી રૂ. ૪–૦–૦ ચાર રાખવામાં આવી છે. કર્ત્તાની છબી પણ મૂકવામાં આવી છે; ટપાલ વિ. જુદું.

મેનેજર.
સુદર્શન ઓફિસ—નડીઆદ.

## સિદ્ધાન્તસાર.

બીજી આવૃતિ.
(મોટા ટાઈપ સારા કાગળ પાકું પૂઠું.)
(કીંમત રૂ. ૨–૦–૦)

## નારીપ્રતિષ્ઠા.

બીજી આવૃતિ.
બાળબોધ ટાઈપમાં સારા કાગળ
( કીંમત રૂ. ૦–૮–૦)

---

## કીર્તીનો ખજાનો.

સો રૂપિઆમાં અમર નામ—શ્રી નડીઆદ હિન્દુ નિરાશ્રીત ફંડને રૂ ૧૦૦) પ્રદાન કરનાર ગૃહસ્થના નામની એક આરસપહાણની તખ્તી મકાનમાં ચોઢી દાતાનું નામ અમર કરવામાં આવશે.

સોના રૂપાના ચાંદ—જે કોઇ સ્વયંસેવક રૂ ૧૦૦) અને તે વધુ રકમનું ફંડ ઉઘરાવી આપશે તેને ફંડ તરફથી એક રૂપાનો ચાંદ, અને રૂ. ૫૦૦) અને તેથી વધુ રકમનું ફંડ ઉઘરાવી આપશે તેને એક સુવર્ણ ચાંદ, જાહેર સભા સમક્ષ બક્ષીસ કરવામાં આવશે.

સેક્રેટરી—શ્રી હિન્દુ નિરાશ્રીત ફંડ—નડીઆદ.

REGISTERED N. B 764-

આદ્યતંત્રી—
શ્રી અભેદમાર્ગ પ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

મન્ત્રી:—
આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

[ પુસ્તક ૨૬–અંક ૧૧ ]  (માસિક.)  [ ઓગષ્ટ ૧૯૧૧. ]

## અનુક્રમણિકા.



અમદાવાદ-ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં-મોતીલાલ શામળદાસે છાપ્યું.

REGISTERED N. B. 764

શ્રી અભેદમાર્ગે પ્રવાસી,
પ્રતિષ્ઠાપક મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

મન્ત્રીઃ—
આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૬-અંક ૧૧ ] (માસિક.) [ ઓગષ્ટ. ૧૯૧૧. ]

## महान्भीक्षा.

*❀❀*

ગઝલ

૧ નહીં હુતો કશું સમજું, નથી કાંઇ મ્હને ગમતું,
છતાં આ શોધ ત્હારીમાં, સહુએ જીંદગી જાજો.

૨ ચરણમાં આવવા દેજે, શરણમાં તું મ્હને લેજે,
ઉથાપિ પાપના પૂન્જો, રહ્યા બાકી મ્હને કહેજે.

૩ કીધાં છે કૃત્ય એવાં કે, ફળો જેનાં નથી સારાં,
કહેલું નાશ કરવાનું, ક્ષમા તું એટલી કરજે.

૪ મ્હને દિદાર દે ત્હારો, કહે ત્યાં ત્યાં ફરી આવું,
પરન્તુ યાચના મ્હારી, ગરીબની તું સ્વીકારી લે.

૫ કહેનો વેદ વાંચીને, કહેતો જ્ઞાન સાંચીને.
પુરાણો-શ્રુતીઓ-સ્મૃતિઓ—અને ઉપનિષદો સર્વે,

કરૂં ઇચ્છાગતે ભ્રમણું, પછી આવું હું તુ પાસે,
બરેસો હર્ષથી આવું, કહેતો આવું ઉદાસે,

કહેતો દેશ ત્યાગીને, કહેતો ભીખ માગીને,
કરૂં અવતાર હું પુરા, કહેતું જેટલા તે તે,

ભગવાં ધારીને વસ્ત્રો, અહીંતે યાનનાં શસ્ત્રો.
પ્રવેશું મંદિરે ત્હારે, હુકમ જો હોય પ્રેમીલા.

લઈ સન્યાસ કાશીનો, કરૂં હું સ્નાન ગંગામાં,
અતીતની હું દશા ધારૂં, અહો ! વ્યવહાર મ્હારામાં.

કહે તો ભસ્મને ચોળી, ધરૂં હું હાથમાં ઝોળી,
જગાવું ધુન આ ખલ્કે, અલકના નામની સાચી.

કહેતો સાધું સિદ્ધિને, જગદ્ આખે પ્રસિદ્ધિને,
નહીંતો તંત્રનાં યંત્રો, કરૂં હું મંત્રથી પ્રેમે.

કહેતો બ્રહ્મ આરાધું, ભજન કરતો બનું સાધુ,
ગણાઈ સન્તમાં સ્નેહે, કહે, દિલદાર થાશે કે ?

કહેતો બાણ શય્યામાં, મધારી પ્રેમથી માંડું,
કહેતો રામના નામે, તરી શલ્યા કરૂં એવું.

હિમાળે હાડ હું ગાળું, કહેતો મૌન વ્રત પાળું,
કરીને યજ્ઞ યાગાદિ, ચિતામાં દેહને બાળું.

(અને) કહેતો રાખું ગરીબાઇ, કહેતો રહું હું રીબાઇ,
ત્હને મળવા કહેતેતે, કરૂં હું આજ હે ! બાઈ.

૬ ધરી તેં હાથ માલિકી, કીધી આ ખૂબી તે શું કહુ.
ઘણા એવા રહ્યા જાતા, પરન્તુ ના જવાબો દે.

૭ કરીને મ્હેરબાની તું, જુબાની ત્હારી આ લઈ લે.
દઈ ઇન્સાફ઼ છેવટનો, મ્હનેતો કંઠ બતાવી દે.

મકડાકર નાગ

---

ॐ

# योगिनी प्रतिज्ञा.

### ગઝલ ભૈરવી.

મીંચી દીધી જે આંખ તે ઉઘાડવી મારે નથી;
બીડી દીધી જે પાંખ તે ફફડાવવી મારે નથી.
ફેંકી દીધો જે ગ્રંથ તે ઉકેલવો મારે નથી;
છોડી દીધો જે પંથ તે સ્વીકારવો મારે નથી। ૧

સંસારના દુર્ભેદ્ય અંધારે ઉઘાડી આંખથી.
લાઝિમશું રહેવું નિરંતર માનવીએ આથડી.
જાણશ હું તો રહેલથી આંતર પડોને કોતરી.
મીંચેલ આંખે ઉરના ઉંડાણુ માંહી ઉતરી। ૨

મદલોભ ઈર્ષા કામનાના ધમ્ર ગોટામા ચડી
ગુંગળાઇને શા માટ દુર્બળ થઇ જવું નીચે પડી
ઉંડી સમાધિના અગમ આનંદની લહરી મંહી
ઉડી મગજને માર્ગથી બેશી સાર્વ વિભુ ખોળે ચડી। ૩

કોટિ વિચારોને જગતના ગ્રંથની લાખો લિપિ.
ઉકેલતાં ને સમજતાં થાકી ન જાયે શું મતિ
ગુરૂમાં ગુરૂ લઘુમાં લઘુ એવા હૃદયના ગ્રંથની
પ્રત દેવની દીધેલી છે મારે સદંતરે વાંચવી ૪

કંઈ કંઇ જગતના પંથની જોઇ લીધી મેં ભુલવણી
ભુલો પડયો સળ સુજતાના ક્યા હવે જાવું ફરી
બની દીન મીંચી આખ સીધી વાટ ત્યા નજરે પડી
મારે હવેતો છોડવી એ વાટ કોઈ દિન નથી। ૫

પ્રવૃત્તિ વિલાસ
સુરત.

वैकुण्ठ.

# રે ! हफ पण पडतो

આવું હું તું પાસે,
આવું ઉદાસે,
મ માગીને,
લા તે તે,
શસ્ત્રો.
ભીક્ષા.
માં,
ાં.

સ્નેહી કહૂં કે શું કહૂં ? પૂરેપૂરૂં સજા
આપૂં અરે ! શી ઉપમા ? તે જિગરને જડતૂં
લેખિની લીધી હાથમાં લખવા કશૂં ગમતૂં ન
અન્તઃસ્થિતિ આળેખૂં શું ! રે ! હર્ફ પણ પડતો નથી
રડનાર શોધૂં છૂં અરે ! રડનાર કો મળતૂં નથી !
રડનારનાં આંસુ અરે ! કોઈ અહીં લૂછતૂં નથી !
ત્હારે હવે કરવૂં ય શું ? ઉપાય કૈં જડતો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શું ? રે ! હર્ફ પણ પડતો નથી !
સ્મૃતિ આવતી વ્હાલી તણીઃ પણ સ્વાસ્થ્ય કંઈ મળતૂં નથી !
હૃદયે કશું–કૈં થાય છેઃ પણ તે ય સ્હમજાતૂં નથી !
રોયો ઘણૂંઃ હજી રોઊંછૂંઃ તો પણ રડયૂં ગણુ તો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શું ? રે ! હર્ફ પણ પડતો નથી !

જીવૂં ? મરૂં ? કે શું કરૂં ? રે ! આજ રહેવાતૂં નથી !
ધીરજ ધરી રાખૂં અરે પણ રોઈ રૂહેવાતૂં નથી !

એથી અધિક તો શું ? અરે ! આરામ કૈં મળતો નથી !
અન્તસ્થિતિ આળેખૂં શું ? રે હર્ફ પણ પડતો નથી !

લોકો કહે ત્હેવાર છે ? હૂં યે કહૂં ત્હેવાર છે ?
લોકો કરે આનંદ ! મ્હારે આંસુથી વ્હેવાર છે !

લોકો કરે તે લોકને અસ્તુઃ મ્હને રૂચતો નથી !
અન્ત સ્થિતિ આળેખૂં શું ? રે ! હર્ફ પણ પડનો નથી !

ભુલૂં અરે ! સૈ ભાન !! પણ એ વ્હાલ વિસરતૂં નથી !
ગુમાવૂં હૂં સૈ જ્ઞાન ! પણ એ વ્હાલ વિસરવૂં નથી !

ગુમાવીને સૈ માન ! થઇ હેવાન કયમ ભમતો નથી !
અન્તઃ સ્થિતિ આળેખૂં શું ! રે હર્ફ પણ પડતો નથી !

અફ્સોસ કરવો ક્યહાં જઇ ? અહીં કોઇ સાંભળતૂં નથી !
કૈં કોસ થોડા દૂર સાંભળનાર અહીં વસતૂં નથી !

સન્દેશ આપૂં શી રીતયે ? હક એ મ્હને મળતો નથી !
અન્તઃ સ્થિતિ આળેખૂં શું ? રે ! હર્ફ પણ પડતો નથી !

* * * *

મ્હોં બાંધીને દે માર ! પ્રાણાધાર સહમજાતૂં નથી
આભાર પારાવાર ! બીજૂં પ્રેમમાં હોતૂં નથી !

આચાર કૈં વિચાર વ્હાલી ! પ્રેમીઓ જડ તો નથી !
અન્તઃસ્થિતિ આળેખૂં શું ? રે ! હર્દ પણ પડ તો નથી !

છે પ્રેમમાં આધીનતા એ સૂત્ર મુખ્યઃ નવૂં નથી !
જો પ્રેમ શીખ્યં પૂર્ણ, તો બીજૂં કશું શીખવૂં નથી !

ઓ પ્રેમ-પ્રભુ ! દે ક્ષેમ આશિષ અન્ય કૈં મ્હાતો નથી !
અન્તઃ સ્થિતિ આળેખૂં શું ? રે ! હર્દ પણ પડતો નથી !

સેવા મળે જો સ્નેહની તો દેવની પરવા નથી !
છે દેવનો પણ દેવ એ મુજ સ્નેહ શી પરવા પછી ?

છે ધર્મનો પણ ધર્મ ! સ્હેજે મર્મ પણ મળતો નથી !
અન્તઃ સ્થિતિ આળેખૂં શૂં ? રે ! હર્દ પણ પડતો નથી !

મ્હાવૂં અને સ્હેવું ! મહા એ મન્ત્ર પણ સ્હેલૂં નથી !
એ બે બને તો તો પછી કૈં અન્ય તપ તપવૂં નથી !

દે સ્વર્ગનૂં પણ સ્વર્ગ એ મુજ ધર્મઃ વિસરતો નથી !
અન્તઃ સ્થિતિ આળેખૂં શૂં ! રે ! હર્દ પણ પડતો નથી !

શાને ધરૂં હૂં આશ ? થઉં નિરાશ ! રે ! બનતૂં નથી !
બળતૂં હૃદય આ છે છતાં પરિપૂર્ણ એ દ્રવતૂં નથી !

ઓ પ્રેમ-પ્રભુ ! તુજ ધ્યાનઃ ઉરે અન્ય કૈં ધરતો નથી
અન્તઃ સ્થિતિ આળેખૂં શૂં ! રે ! હર્દ પણ પડતો નથી !

મુજ પન્થમાં પડનાર પારાવાર ! પણ મસ્તૂં નથી !
અક્કલ ગુમાવી દિલ બાળે તોય કૈં વળતૂં નથી !

મુજ વ્હાર અશ્રુધાર ! અન્ય ઉપાય કૈં ટકતો નથી !
અન્તઃ સ્થિતિ આળેખૂં શૂં ? રે ! હર્દ પણ પડતો નથી !

રડતા સખાને શું કહૂં ! રડતાં પૂરૂં શીખ્યૂં નથી !
ઉપકાર વાર હજાર ! પણ સમ્પૂર્ણ આવડતૂં નથી !

દે અશ્રુ ! અશ્રુપૂરથી મસ્તાન કૈં ડરતો નથી !
અન્તઃ સ્થિતિ આળેખૂં શૂ ! રે ! હર્દ પણ પડતો નથી !

ચન્દનક્ષેત્ર મથખાના,
તા. ૨૭-૮-૧૯૧૦ } મસ્તાન.

---

# ॥ હાફેઝ ॥



( ગઝલ.—૮. )

બગીચાનો નહીં આધાર સંનુબર કે સંઈપર છે.
ઉછેર્યું છાંયમાં રમિશાદ કશાથી એ ન કમતર છે—બગીચાનો.

નાઝનીન કીશોરી તું નાજુકના સરદાર
કહે મને તેં રે કર્યો પંથ કયો અખ્ત્યાર
જીગરનું ખુન મુજ જેમાં, કશાથી એ ન કમતર છે—બગીચાનો.

દૂર થકી તું જવ જુવે ધમો તણી તસવીર
શરાબ પીલે; દોરી છે માળીએ તકદીર
ચિકિત્સા તો કરી લીધી, હવે આરામ મુકરર છે—બગીચાનો.

પ્યાર તણી ગમગીનીની ઉમદા નહીં એકવાત
જે જે આશકને સુણ્યા સૌની એકજ વાત
અજબ છે કે રહી સૌની કહેવાની ન મુકરર છે—બગીચાનો.

માશુકના દરબારના ઉમરે નામ્યુ શિર
મૂક્યું તે મૂક્યું ફરિ ઉઠાવું હું ન લગીર
હમારૂંયે ખુલ્યું તકદીર શાંતિ એ ઉમર પર છે—બગીચાનો.

માશુકે ગઇ રાત્રિએ હાલત મહીં શીકસ્ત
વચન દીધુંરે વસ્લનું હતી શરાબે મસ્ત
હવે જોઉ કહે શું એ અને શાથી મગજ તર છે—બગીચાનો

સંતોષ અને ગરીબાઇનું અન્ય સુખસાધન
ત્યાગુંના એને કહિ; જ્ય કહો ગર્જન
હમારી રોજની રૂરોટી શરથી યાર મુકરર છે—બગીચાનો.

શિરાઝે રૂકનાબાદનું નિર પવનની લ્હેર
તિરસ્કાર કરશો નહીં એ શી ખુબીની લ્હેર
જુવો સાતે સ્વરગ શણગારનો આધાર એ પર છે—બગીચાનો.

અંધકારનો રાજવી મહાન ખીજર્ તું જાણુ
એના ઝીન્દગી નીરથી નીર અમ સુધી પ્રમાણુ
ફુવારો કોણનો મુજને કહે અલ્હાહ અકબર છે.—બગીચાનો

દીલ તુટેલાં રાહમાં ખરીદ કરે તકદીર
બીજાની ઓને પડી ગરજ નહી કંઈ શિર
તડાકીદાસનું બાઝાર ધુણંએ ફાસલા પર છે—અગીયાનો.

શાપ નિબાતની કલમતો જમાડતી મિષ્ટાન્ન
હાફેજ તણી એ છે કલમ સાખ સ્વાદ મસ્તાન.
શહદ સાકરથીએ મીઠું ફેશાથીએ ન કમતર છે—અગીયાનો.

ટી. બી. કથારીઆ.



# संसारना रागी अने विरागीनी ऐक्यता क्यारे ?

ગઝલ.

અમે તો ઇશના પ્રેમી, અમારા પ્રેમી ના પ્રેમી;
સમુંળા દુઃખને વામી, બનીએ સુખના પ્રેમી; ૧

પિતા માતા અને ભ્રાતા, દુહિતા પુત્ર મુજ પ્યારાં;
જડાયો સ્નેહ જો પ્રેમે, નથી તે ઇશથી ન્યારાં; ૨

હૃદયનો એ બધો પ્રેમ, નથી જુદો પ્રભુ પ્રેમ;
રહે સત્, ચિત્ત, વિવેક, પ્રભુથી તો નથી વ્હેમ; ૩

પીયા જે પ્રેમની પ્યાલી, બન્યો છે પ્રેમ રસ જ્યાંહી;
પીયે પાયે અતિ સુખો, ફકેશું તે સુખો ક્યાંહી; ૪

વિમળ સુગન્ધીઓ થાતાં, બીરાજે મોક્ષમાં પ્રેમી;
પછી તે ઇશના પ્રેમી, નથી જુદા પ્રભુપ્રેમી. ૫

---

સહુ કે' છે દુનિયામાં, ત્રિયાને નર્કની બારી;
ઘણા ત્યાગી થયા જુદા, દીઠી ના મોક્ષની બારી ૧

અમે તો સર્વથી જુદા, ન માનીએ વિચારો આ;
ત્રિયાનું સુખ લુંટાતાં, ગણીએ નર્ક છે આ આ. ૨

પુરૂષને પ્રકૃતિના તે, બધાં રૂપો જણાયાં છે;
જરા જુદા થતાં દુઃખો અને વિઘ્નો ભરાયાં છે. ૩

કે:—તમે મને ગુરૂ અને પ્રભુના નામથી વ્યવહરો છો. તમે ઠીક કરો છો. કારણ કે હું તેવોજ છું." એટલા માટે થીઓસૉફીસ્ટથી વર્તમાન કાલે વપરાતા "ગુરુ" નામ જોડે પાશ્ચાત્ય સૃષ્ટિમાં, સર્વ પ્રકારની અતિપવિત્ર લોકકથાઓ જોડાવી જોઇએ, અતિ પૂજ્ય ભાવવાળી સર્વ પ્રકારની ભાવનાનો સંયોગ થવાની જરુર છે. જે માનવિઓ ખરેખરાં દિવ્ય પ્રકૃતિવાળાં, દૈવીસંપતવાળાં બન્યાં હોય છે, પોતાના અંતરમાં વસતા દિવ્યઅંશને વિકસાવીને માનવજાતની ઉપરિભૂમિકામાં પહોંચ્યાં હોય છે, આવા પ્રકારનાં માનવિઓ વિષે વર્તમાન કાલે થીઓસૉફિસ્ટો "ગુરુઓ" વિષે ચર્ચા ચલાવતાં સૂચના આપવા માગે છે. આમાં માત્ર આટલા તફાવતનો સમાવેશ થાય છે જેમ અમે ભૂતકાલમાં "ગુરુઓનો" સ્વીકાર કરીએ છીએ, તેમ વર્તમાન કાલે પણ અમે **તેમનો** સ્વીકાર કરીએ છીએ; જ્યારે તેઓ ઇતિહાસમાં પ્રકાશી નીકળતા હોય છે, ત્યારે અમે જેમ તેમની મહત્તા કબુલ કરીએછીએ, તેમ અમે તેમના હમેશના અસ્તિત્વને માનીએ છીએ; પ્રાચીન સમયમાં તેઓ વસતા હતા તેમ વર્તમાન કાલે પણ તેમનો વાસ છે, એવી અમારી માન્યતા છે. અમારે મન 'ગુરૂની" ભાવના એક જીવંત યથાર્થતા સમાન છે, માત્ર એક ઐતિહાસિકભાવના સમાન નથી. તેઓ હજુએ દુનિયામાં વસતાં માનવિઓ છે; હજુએ તેઓ તેમના કનિષ્ઠબંધુઓના ઉપદેશકો છે. માનવો સાથે નિકટના સંસર્ગમાં આવવા માટે તેઓ માનવદેહ ધારણ કરીને વસે છે; તેમનામાં ક્યારનોએ આવિર્ષ્કાર થયો છે તેમ માનવિઓના અંતરમાં વસતા ઇશ્વરનો આવિષ્કાર થતાં તેઓ કેવા પ્રકારનાં બની જાય,તે તેઓ એક પ્રકારની દિવ્ય માનવ જાતની ભવ્યતામાં સારી રીતે દર્શાવી આપે છે.

"ગુરુના" નામ જોડે સાથે સાથેજ:શિષ્યોનો સંબંધ પણ જોવામાં આવે છે. ગુરુ અને શિષ્યના યુગલને તમે છુટું કરી શકશો નહિ. તેથી પ્રાચીન સમયમાં વપરાતો હતો તેમ આ શબ્દનો ઉપયોગ કરીને, અમે વર્તમાન કાલે શિષ્યદશાનો સંભવ બેહજાર વર્ષપૂર્વે સંભવિત હતો તેવોજ અત્યારે પણ સંભવિત છે, એટલું સિદ્ધ કરવા માગીએ છીએ. કદાચ અનેક મતભેદોમાંનો આવો એક છે કે જેથી કોઈ કોઇ વાર અમારી આસપાસનાં માનવિઓના મનમાં ક્રોધની લાગણી ઉપજી આવે છે સર્વે મહાન્ ધર્મોમાં જે ઉપદેશ આપવામાં આવે છે તે માનવોને ભૂતકાલના દિનોમાં જેટલું સંભવિત હતું તેટલુંજ અત્યારે પણ સંભવિત છે, એટલું અમે છાતી ઠોકીને કહેવા માગીએ છીએ. જેટલો ભૂતકાલમાં પરમચૈતન્યનો માનવ જાતમાં વાસ હતો તેટલોજ વર્તમાન કાલે માનવિમાં પરમચૈતન્યનો વાસ છે, એટલું અમે દર્શાવવા માગીએ છીએ. આથી ધર્મના સિદ્ધાન્તો અમારે મન, કોઇ આચાર્યની, કોઇ મંદિરની અથવા કોઈ ગ્રંથની સત્તા ઉપર આધાર રાખવા વાળા બાબતો સમાન નથી પરંતુ જીવતાજાગતા અનુભવની બાબતો સમાન છે, અત્યંત યથાર્થતા ભરેલી બાબતો સમાન છે; કારણ કે વર્તમાન કાલે અમારા મનથી ગુરુઓના પૂજપાદ, જેમ ઘણા સમય પૂર્વે જ્યુડિયાની ભૂમિને પવિત્ર બનાવતા હતા, જેમ હિંદનાં મેદાનોને દૂર દૂરના ભૂતકાલમાં પવિત્ર બનાવતા હતા તેમ દુનિયાને પવિત્ર બનાવી રહ્યા છે.

આ પ્રમાણે વર્તમાન કાલનો થીઓસૉફીસ્ટ સર્વે મહાન્ ધર્મોની પરંપરાને જાળવી રાખે છે; ગુરુઓ હજુએ જીવતા છે, હજુએ માનવિઓ તેમને મેળવી શકે છે, એવા

પ્રકારની તે ઘોષણા કરે છે. મેં પણ આ વ્યાખ્યાનનું નામ "ગુરુઓ" એટલુંજ ના રાખ્યું, પરંતુ "તેમને મેળવવાનો માર્ગ" એટલા શબ્દોનો તેમાં ઉમેરો કર્યો તે એટલા માટે કે જેમ માનવના સમગ્ર ભૂતકાલમાં એ માર્ગે તેમના સમક્ષ પહોંચી શકાયું છે, તેમ આવી મહા વ્યક્તિઓ પ્રત્યે દોરી જતા માર્ગને આજે રાત્રે તમારા સમક્ષ મારે દર્શાવવો જોઇએ; મારાથી બની શકે તો, આ માર્ગ હજુએ ખુલ્લો છે, એટલું તમને દર્શાવવા માટે આમ કરવામાં આવ્યું છે; આવા માર્ગે પળવાનો વિધિ હજુએ માનવના હાથમાં, માનવની શક્તિ માં છે, એટલું તમને દર્શાવી આપવા માટે એટલું ઉમેરવામાં આવ્યું છે; ભૂતકાલમાં દર્શાવવામાં આવ્યો છે તેમ એ માર્ગ ક્રમવાર તમને દર્શાવવા માટે, એટલા શબ્દોનો વધારો કરવામાં આવ્યો છે; વર્તમાન કાલે માનવિઓ જે ભૂમિકાઓમાંથી પસાર થઇને, આપણા પિતા પ્રપિતાઓએ પ્રાપ્ત કર્યું છે તેવું સમાન પ્રકારનું ઉદ્દેશસ્થાન પ્રાપ્ત કરી શકે, એ સૂચવવા માટે વ્યાખ્યાનના નામમાં વધારો કરવામાં આવ્યોછે; કારણ કે ધર્મોએ હમેશાં તેનો તેજ ઉપદેશ આપ્યો છે. ધર્મોએ હમેશાં આવા પ્રાચીન પથની ઘોષણા કરી છે. ગમે તો તમે હિંદુધર્મની પ્રાચીન સંસ્થાનું, પછીના સમયના બૌદ્ધધર્મનું, એથીએ વિશેષ વર્તમાન કાલના ક્રિશ્ચિયનધર્મનું અથવા એ સર્વ કરતાં વધારે યુવાન અરેબીઆના પયગંબરના ઇસ્લામ ધર્મનું દૃષ્ટાંત લ્યો, એ બધાએ આવા માર્ગની હયાતીની બાબતમાં એકમત છે. એ સર્વે આ માર્ગને સમાન પ્રકારે દર્શાવે છે, એ માર્ગે પળવાની વિધિનો ઉપદેશ આપે છે. તેથી જો વર્તમાન દિનોમાં માનવિઓ આવા માર્ગમાં શ્રદ્ધા વિનાનાં બન્યાં હોય તો, માનવ જાત ભૂતકાલમાં જાણીને આ માર્ગે પળી છે તેવા બધા લંબાણ અનુભવના તેઓ વિરોધિ બને છે; માનવિઓએ પૂર્વજ કર્યું છે તે અત્યારે તેમનાથી કરી શકાતું નથી એમ દર્શાવીને તેઓ ખરેખરી રીતે તેમની સંતતીનો અધઃપાત સાધે છે

પ્રાચીન સિદ્ધાન્ત પ્રમાણે એક "ગુરુ" એટલે શું તે હવે આપણે તપાસવું જોઇએ તે એક એવા માનવ છે, કે જેમનામાં દિવ્યઅંશ આવિર્ભાવ પામ્યો હોય છે, જે ક્રમે ક્રમે, ધીમે ધીમે વિકાસ પામે છે, જેણે અંતરમાં વસતા ઇશ્વરનો આવિષ્કાર કર્યો હોય છે. તેઓ માનવોના સાધારણ વ્યાવહારિક માર્ગમાંથી પસાર થયા હોય છે, પછીથી વર્તમાનમાં જેને માનવપારની, અતિમાનુષિ ભૂમિકા કહેવામાં આવે છે ત્યાં દોરી જતા વિકટ માર્ગમાં તેઓ આગળ પળે છે; આ ભૂમિકાએ માનવપરિપૂર્ણતા સિદ્ધ થાય છે, માનવસ્વરૂપમાં વસતું નિત્યચૈતન્ય એક પ્રકારના નવીન ઉચ્ચક્રમમાં પળવા માંડે છે, આવિષ્કૃત થયેલો દિવ્યઅંશ પરિશુદ્ધ બનેલા દેહ દ્વારાપ્રકાશી નીકળે છે. મારા અને તમારાથી પળી શકાય એવા માર્ગમાં આવા પુરૂષો પળ્યા છે. આવા પુરૂષો કંઇ ,ચમત્કાર સમાન નથી; માનવ શક્તિઓના પ્રદેશપારની કંઇક વસ્તુઓ સમાન તેઓ નથી. જેમ પ્રતિભાશાલિ પુરૂષ, બુદ્ધિશાલિપુરૂષથી ભિન્ન પડી આવે છે તેમ તેઓ આપણાથી માત્ર ભિન્ન પડી આવે છે. ધાર્મિકસૃષ્ટિમાં તેઓ પ્રતિભાશાલિપુરૂષો સમાન છે; તેઓ આધ્યાત્મિક પ્રકારની પ્રતિભાવાળા છે. વળી દરેક માનવિના હૃદયમાં, દુનિયામાં આવનાર સર્વને પ્રકટાવતી એકજ્યોતિનો વાસ હોવાથી, તેમજ તમારામાં અને મારામાં એ જ્યોતિનો વાસ હોવાથી આપણે પણ તેનો આવિષ્કાર કરવાનો અભ્યાસ કરી શકીએ. ગમે તો તે પારદર્શક, કાચમાંથી પ્રકાશતી હોય અથવા પાપના કચરાથી બગડેલા કાચમાં પૂરાવાથી એ આરપાર પ્રકાશિ શકતા ના

હોય તો પણ જ્યોતિ તો તેની તેજ હોય છે. એકનિત્યજ્યોતિ આપણા બધામાં સમાન રીતે પ્રકાશી રહી છે; માત્ર કેટલાકનાં આચ્છાદનો શુદ્ધ હોય છે તેથી જ્યોતિ બહિર પ્રકાશી નીકળે છે; વળી બીજા કેટલાકમાં જાણે કે આસપાસ આચ્છાદનમાં છૂપાયલા એક સ્ફૂલિંગ રૂપે હોય છે; આવા આચ્છાદન દ્વારા જ્યોતિ-કિર્ણો બહિર પ્રકાશી શકતાં નથી

એક વડિલ બંધુ સમાન, દિવ્ય સ્વરૂપ બનેલો પુરૂષ એક "ગુરુ" સમાન છે, એટલું હવે સ્પષ્ટ થયું. તેની તેજ માનવજાતમાં ભાગ પડાવતા એક બંધુ સમાન તે હોય છે, પરંતુ તેમના સંસરણની મહત્તાનેલીધે તેઓ વડિલ બન્યા હોય છે. હવે પછી હું દર્શાવીશ તેવા માર્ગે તેમણે મુસાફરી કરી હોય છે, તેમાં તેઓ ઘણાજ આગળ વધ્યા હોય છે, દીક્ષા પછી દીક્ષામાંથી પસાર થયા હોય છે, તે દ્વારા તેમના ચિત્તનો વિસ્તાર બને છે, તે એટલે સુધી કે તેઓ માત્ર આપણી આ સૃષ્ટિને જાણે છે એટલુંજ નહિ પરંતુ **પરમચૈતન્યનો** જેમાં વાસ છે એવી સર્વ સૃષ્ટિયોના ભોમિયા બને છે. મેં કહ્યું તેમ, પોતાનાં બંધુ રૂપ માનવો સાથે વધારે નિકટના સંસર્ગમાં આવી શકવા માટે તેમનો હજુએ દેહમાં વાસ હોય છે; "ગુરૂ" નામથી સૂચવાય છે તેમ તેઓ શિષ્યોનો સ્વીકાર કરવા તૈયાર હોય છે; જે માર્ગે તેઓ પળ્યા હોય છે તેમાં કેવી રીતે આગળ વધવું તે તેમને ઉપદેશવા માટે તેઓ આવો સ્વીકાર કરે છે. એક "ગુરૂ" શબ્દથી આટલું સૂચવાય છે, એ હવે ખુલ્લું થયું.

પરંતુ એ **માર્ગ** કેવો હોય છે ?

આ બાબતમાં મેં થોડા સમય ઉપર કહ્યું તેમ બધાએ મહાન્ ધર્મો આવા માર્ગને દર્શાવે છે મેં પૂર્વે દર્શાવેલા પૌર્વાત્ય મહાન્ ધર્મોમાં તેનું સ્પષ્ટ વર્ણન મળી આવે છે. ક્રિશ્ચિયન ધર્મના રોમન કેથૉલિક પંથમાં જ્યાં ક્રાઇસ્ટના સમયથી અત્રુટિત પરંપરા જાળવી રાખવામાં આવી છે ત્યાં આ માર્ગ એટલો બધો સ્પષ્ટ રીતે અને નિશ્ચયપૂર્વક દર્શાવવામાં આવ્યો છે કે ગમે તો તમે ક્રશ્ચિયનધર્મના શબ્દોમાં તેના વર્ણનનો સ્વીકાર કરો અથવા પૂર્વદેશના ધર્મો તરફ નજર કરીને તમારા કરતાં બીજી ભાષાઓનાં નામોમાં અપાયલા તેના વર્ણનનો સ્વીકાર કરો. ક્રીશ્ચિયન ધર્મ વિષે બોલતાં મારે ક્ષણવાર તમને એટલું સ્મરણ કરાવવાની જરૂર છે કે ભૂતકાલની મહાગુપ્તવિદ્યાની પરંપરા ———કેટલેક ભાગે રાજ્યદ્વારી દશાઓનાં પરિણામ રૂપે, કેટલેક ભાગે ધર્મમાં ખીલી નીકળેલી નિરૂપયોગી બાબતોનાં પરિણામ રૂપે ———આવી મહાગુપ્તવિદ્યાની પરંપરા, **સુધારાના** નામથી જાણીતા થયલા ધાર્મિક અને રાજ્યદ્વારી ખળભળાટના એ ઝમાનાઓમાં બીલકુલ છિન્નભિન્ન થઇને ત્રૂટિત બની ગઇ હતી અનેક પ્રકારના દુરૂપયોગ અને અનેક જાતના વ્હેમોના સામે થયલા આવા આકસ્મિક પ્રત્યાઘાતમાં, ક્રિશ્ચિયન ધર્મના આચાર અને શિક્ષણમાં ખરેખરો જેનો સમાવેશ થતો હતો એવા ઘણાનો કમ ભાગ્યે વિનાશ થયો છે; ધ્યાનની નિશ્ચિત વિધિનો વિનાશ થયો છે; જેમ વર્તમાન કાલે એકાદ સાધારણ વિદ્યા શિખવી શકાય છે તેમ નિયમિત ક્રમવાર દેહ ઉપર આધિપત્ય, ઉર્મિઓ ઉપર સ્વામિત્વ, મન ઉપર નિરોધ શિખી શયાય એવા માર્ગોએ ધીમે ધીમે આગળ ધપતી માનવવ્યક્તિની કેલવણી મરણ શરણ થઇ છે; માનવને સંત પુરૂષમાં પલટાવી નાખનાર, તેના અંતરમાં વસતિ પરમચૈત ધની સત્તાનો અન્ય રીતે આવિષ્કાર કરી શકાય તેના કરતાં અતિ શીઘ્રતાથી વિકાસ કરનાર પ્રાચીન આચાર પરંપરાનો લોપ

થઇ ગયો છે. આવા આચારોનો દુરૂપયોગ થવાને લીધે, વારંવાર તેમના ઉપર વ્હેમનો કાટ ચઢી જવાથી, અસહ્ય થઇ પડેલા બંધન સામેના મનના પ્રત્યાઘાત રૂપે તેમને અધીરાઇથી દૂર કરવામાં આવ્યા છે. ક્રિશ્ચિયનધર્મના રોમનકેથોલિકપંથમાં હજુએ આ સર્વ મળી આવે છે; એ ધર્મના એંગ્લીકન અને નૉનકૉન્ફોર્મિસ્ટ નામના બીજા મોટા પંથો વર્તમાન કાલના દિનોમાં અપ્રસિદ્ધ બની ગયલા **માર્ગની** શોધ કરવાનો આરંભ કરવા લાગ્યા છે. પ્રયોગ સામે સત્તાનો, જ્ઞાન સામે શ્રદ્ધાનો માત્ર વિરોધ બતાવી શકાય એવી બાબતોનો **ધર્મ** વિદ્યા અથવા પદાર્થવિજ્ઞાનનાં સન્મુખ આવતાં સ્વતઃ ગૂંચવાડામાં પડી ગયેલો જણાય છે. જો ધર્મ સત્ય હોય તો તેના સિદ્ધાન્તો સિદ્ધ થઇ શકે એવા હોવા જોઇએ, જ્ઞાનની બાબતો સમાન બનવા જોઇએ, માત્ર શ્રદ્ધાની બાબતો સમાન રહેવા જોઇએ નહિ. અનેક શતકો પૂર્વે સંત ઓરિજને કહ્યું હતું તેમ દેવાલયોની સંસ્થામાં જ્ઞાનવાદીઓની તેમજ શ્રદ્ધાવાદીઓની, અનુભવ વાદીઓની તેમજ બાહ્ય આધાર ઉપર સત્યને સ્વીકારતારાઓની આવશ્યકતા છે. આત્મવિદ્યાને અનુસરીને પ્રાચીન **માર્ગે** પળનારાઓથી જાણી શકાય છે તેમ જો સ્થુલપારની સૃષ્ટિયોનું જ્ઞાન શાસ્ત્રીય રીતે મેળવવામાં આવે તો સ્થૂલ સૃષ્ટિના વધતા જતા જ્ઞાનના સન્મુખ પણ વર્તમાન કાલે દેવાલયસંસ્થાઓ બળવત્તર રીતે ટકાવ કરી શકે.

માનવની આંતરશક્તિયોની આવા પ્રકારની વૃદ્ધિ માટે, વર્તમાનકાલની **શ્રદ્ધામાંથી** મોટે ભાગે વિનાશ પામેલા ધર્મના વારસાના એક વિભાગ રૂપ, આ સૃષ્ટિ ઉપરાંત અન્ય સૃષ્ટિયોનો પણ સમાવેશ કરતા ચિત્તવિસ્તારની આવશ્યકતા છે. જેમ આપણા ઝમાનાની વિદ્યાને સ્થૂલ સૃષ્ટિ જાણીતી છે તેમ સ્થુલપારની સૃષ્ટિયોથી પણ ભોમિયા થવાય એવા જ્ઞાનની પ્રાપ્તિનો અર્થ આ **માર્ગમાં** પળવું થાય છે. તેટલા માટે મારાથી બની શકે તો હું આવા માર્ગનું વર્ણન કરવા માગું છું, તેમાં શી રીતે પળી શકાય તે પણ દર્શાવી આપવાનો મારો વિચાર છે.

પ્રથમ ક્રિશ્ચિયન ધર્મ શાસ્ત્રોમાં મળી આવે છે તેવું, પછીથી હિંદુ અને બૌદ્ધ ધર્મમાં મળી આવતું આ **માર્ગનું** વર્ણન હું જોડાજોડ આપીશ હું મુસલમાન ધર્મમાં મળી આવતી વિગતો આપીશ નહિ કારણ કે તે માત્ર બીજાના પુનરાવર્તન રૂપ છે; પૂર્વમાં જણાયલો છે તેવી રીતે હું આ માર્ગ વિશે જે કહીશ તે સુફીયોના નામથી જાણીતા મુસલમાન ભાવનાયોગીયોના વિશાલમંડલને જણાયલા માર્ગ સાથે સમાન રીતે સત્ય જણાશે; દુનિયાના વડિલ ધર્મોની પેઠેજ સમાન દિશાઓમાં તેમના ધર્માનુસાર તેઓ આ **માર્ગે** પળે છે.

સર્વથી પ્રથમ આ **માર્ગનો** ઉદ્દેશ ઇશ્વરસાથે ભાનપૂર્વક સંયોગ પામવાનો છે; માત્ર પ્રાર્થના અને આકાંક્ષા, તેમજ ભાવના–યોગિના ઉર્મિઓના ક્ષણિકઉભરા સમાન પણ તે ઉદ્દેશ નથી; પરંતુ આવો ઉદ્દેશ ભાનપૂર્વક સંયોગ સમાન છે, જેમાં માનવની ચિત્તિ શક્તિનો ભૂમિકા પછી ભૂમિકાએ વિસ્તાર વધતો જાય છે, આખરે તે **પરમચૈતન્ય સાથે** સંયોગ પામે છે, પોતાને સર્વવ્યાપક ચૈતન્ય સાથે એક રૂપ બનેલી જુવે છે. અંતિમ સ્થાન ઉદ્દેશસ્થાન. છેલ્લું પ્રાપ્તવ્યસ્થાન આવા પ્રકારનું ' ઇશ્વરનું જ્ઞાન નિત્યજીવન સમાન છે "—શ્રદ્ધા સમાન નહિ, માન્યતા સમાન નહિ, પરંતુ જ્ઞાનમય છે, એવો ઘોષ જગાવતા સુપ્રસિદ્ધ શબ્દોમાં આ બાબતની એકાદ સૂચના તમારા જોવામાં આવશે. આમાંજ માનવની અમરતાનો સમા-

વેશ થાય છે; એક પ્રાચીન હિન્દુ શાસ્ત્રના કાવ્યમય ઉદ્દગારમાં, ક્રમભાગ્યે એંગ્લીકન ચર્ચના પંથમાં ભૂનાવટી તરીકે ગણાયલો એક ભવ્ય શ્લોક તમારા જોવામાં આવશે. "પોતાની અમરતાને મૂર્તિમંત બનાવવા માટે પ્રભુએ માનવનું સર્જન કર્યું." તેમ એક મહાન્ ક્રિશ્ચિયન સંત એમ્બ્રોશીના શબ્દોમાં તેણે પોતાના શિષ્યને આપેલી એક આજ્ઞા તમારા જોવામાં આવશે. "તમે જેવા હો તેવા બનો" ——બાહ્ય સ્વરૂપે તો આ બાબત વિરોધ ભરેલી જણાય છે પરંતુ તેમાં એક પરમસત્યનો સમાવેશ થાય છે. જેવા તમે હમેશાં ભાનવિના તમારી જાતમાં છૂપાયલા રૂપે છો તેવા દિવ્યઅંશસમાન ભાનપૂર્વક યથાર્થરૂપે બનો. જો તમારામાં **દિવ્યઅંશના** બીજકનો સમાવેશ ના થતો હોયતો તમે કોઇ કાલે **ઇશ્વરત્વના** ભાનવાળા પુષ્પમાં વિકાસ પામી શકત નહિ; પરંતુ દરેક હૃદયમાં **ઇશ્વરનો** નિવાસ હોવાથી આવા પ્રકારના સંયોગનો સંભવ સંભવી શકે છે; આ **માર્ગે** પળવાનો ઉદ્દેશ, આ **માર્ગનો** અંત, **દિવ્યઅંશ** સાથેના ભાનપૂર્વક સંયોગમાં આવે છે.

ક્રિશ્ચિયન ધર્મમાં આવા **માર્ગની** ત્રણભૂમિકાઓ પાડવામાં આવી છે. હિંદુ અને બૌદ્ધ ધર્મમાં તેની બે ભૂમિકાઓ રાખીને, ફરીથી વળી તેના ઉપ-વિભાગો પાડવામાં આવ્યા છે. આવી ભૂમિકાઓને આપવામા આવેલાં નામોમાં વિકસિત બનતા જીવનના સમાન પ્રકારના અનુભવોનો સમાવેશ થાય છે, એ સહેલાઈથી સમજી શકાય એવું છે. ક્રિશ્ચિયન ધર્મ પ્રમાણે આ માર્ગની પ્રથમ ભૂમિકાને વિમલિકરણ-માર્ગનું નામ આપવામાં આવ્યું છે. હિંદુઓ અને બૌદ્ધો આને નવ-શિષ્ય—વૃત્તિ-માર્ગનું નામ અર્પે છે; **માર્ગની** ઉચ્ચ ભૂમિકાઓમાં માનવિ વિહરી શકે તે પૂર્વે આ ભૂમિકાએ અમુક નૈતિક સાધનો ખીલવવાની જરૂર છે. ક્રિશ્ચિયન ધર્મ વિમલિકરણની નિવૃત્યાત્મક બાબતો ઉપર વધારે ભાર મુકે છે, ત્યારે પૌર્વાત્ય ધર્મો ઉચ્ચપ્રકારનાં સાધનોની પ્રવૃત્યાત્મક બાબતો ઉપર અત્યંતભાર મૂકે છે — એક બલ્કે અભાવાત્મક પક્ષ સમાન છે ત્યારે અન્ય સિદ્ધપ્રાપ્તિના ભાવાત્મકપક્ષ સમાન છે. ઉભયેનું પરિણામ સમાન પ્રકારનુ છે; એનાવડે દુનિયાંદારીનું માનવિ, આ **માર્ગની** ઉચ્ચ ભૂમિકાઓએ પળવાને તૈયાર થઇને એક સંતપુરૂષમાં પલટાઇ જાય છે.

ક્રિશ્ચિયન ધર્મ પ્રમાણે બીજી ભૂમિકા દ્યોતન-માર્ગની છે, આના પછી સંયોગી-કરણ માર્ગની ભૂમિકા આવે છે. હિંદુઓ અને બૌદ્ધો આ ભૂમિકાના ચાર વિભાગ પાડે છે, એક પ્રકારના ચિત્ત વિસ્તાર વડે દરેક જણાઇ આવે છે; આમાંના પ્રથમ બે વિભાગો દ્યોતન-માર્ગને દર્શાવે છે, અન્ય બે વિભાગો એકી—કરણ માર્ગને સૂચવે છે.

આ બાબતનો તમે ક્રિશ્ચિયનધર્મમાં બે દિશાઓએ અભ્યાસ ચલાવી શકો. ક્રિશ્ચિયન ભાવના-યોગના અનેક ગ્રંથો છે, જેમાં આ માર્ગની ભૂમિકાઓ સંભાળપૂર્વક ચિતરવામાં આવી હોય છે. જો તમારે આ બાબતો સહેલા સ્વરૂપમાં જોવી હોય તો હમણાં પ્રસિદ્ધ થયલી ફાધર બેન્સનની **નન અધર ગોડસ** નામની નવલકથામાં તે જોવામાં આવે છે, ઘણું કરીને આ લેખનુ નામ તમારામાંના ઘણાખરાને જાણીતું છે. એ નવલકથામાં આ માર્ગની ભૂમિકાઓમાં એક પછી એકમાં પળનાર એક માનવિનું જીવન ચિતરવામાં આવ્યું છે. એકાદ વાર્તામાં તમે માર્ગમાં શી રીતે પળવું તે શિખી શકો, એમ મારૂં કહેવું નથી, પરંતુ હું એટલું

ભારે સહિત કહું છું કે એ ગ્રંથમાં પરમગુરુના નિકટ લઇ જતા માર્ગની જાણીતા ક્રિશ્ચિયન શબ્દોમાં, મેં ઉપર જણાવ્યા છે તેવાજ શબ્દોમાં આ માર્ગની વ્યાખ્યા આપવામાં આવી છે. એક માનવજીવનના વિકાસમાં ભૂમિકાઓને પોતપોતાનાં નામવાર બીલકુલ સ્પષ્ટ રીતે વર્ણવેલી આ ગ્રંથમાં તમારા જોવામાં આવશે. એક અભ્યાસિની રીતિથી નહિ પરંતુ આ બાબતોને તમારે સહેલથી ઉપર ઉપરથી રસ લેતા માનવિની રીતિથી સમજવી હોય તો તમે આવા અદ્ભૂત ગ્રંથનાં પાનાં ઉથામીને એટલું તપાસી શકશો, કે ક્રિશ્ચિયન સિદ્ધાન્તને થીઓસોફીના દૃષ્ટિબિંદુથી સમજાવવામાં આવ્યો નથી. તેમાં બીલકુલ નિશ્ચિત રીતે શબ્દો અને અર્થને મેં કહ્યું તેમ વિશેષ રસપૂર્વક જમાવવામાં આવ્યા છે; તેમાં એક માનવ જીવનના અનુભવોરૂપે વર્ણન આપવામાં આવ્યું છે

હવે આપણે આ ભૂમિકાઓના વિગતવાર વિચાર તરફ નજર ફેરવીએ. વર્તમાનકાલની દુનિયાને તમે જેવી જાણો છો તેમાં માનવના દુનિયાદારીના જીવનમાં એવું શું હશે, એક માનવિમાં તે આ માર્ગની પ્રથમ ભૂમિકાઓમાં પ્રવેશવાને તૈયાર બન્યો છે એવું દર્શાવી આપીને તેને જુદો પાડી આપનાર વસ્તુ શી હશે? કદાચ તે તમને અત્યંત દૂર અપરિચિત, વિદેશી લાગશે, પરંતુ તમારે તેને તમારાં પોતાનાં જીવનોમાં અવતારવાનું છે. એકાદ માનવિ આ માર્ગમાં પ્રવેશવાની તૈયારી કરે છે કે નહિ એ તમારાથી સમજી શકાવા માટે હું તમને તેનું લક્ષણ દર્શાવીશ. તે, અન્ય માટેની નિઃસ્વાર્થ સેવાથી અંકિત બનેલા જીવનસંમાન છે; બીજાઓના કલ્યાણ માટે સર્વસ્વનો ભોગ આપવાની ઇચ્છા વડે તે જણાઈ આવે છે; જેમાં યથાર્થનો સમાવેશ થતો માનવામાં આવે છે એવા એક કારણના અનુરાગને લીધે દુનિયાદારીનાં માનવિઓ જે જે કીમતિ ગણે છે તે સર્વનો ભોગ આપવાની તૈયારીવડે આ સચવાય છે; પોતાના હૃદયને આકર્ષીને એકતાર બનાવતી ભાવનાની સેવાની સરખામણીમાં દુનિયાની સર્વે બક્ષિસોને કીમત વિનાની ગણનાર જીવનવડે તે અંકિત થાય છે. માર્ગના નિકટ આવનાર અભ્યાસિનું આવું લક્ષણ હોય છે. કારણ કેવા પ્રકારનું હશે તેનો કંઈ બહુ હિસાબ નથી. તેને કેવા ભાવથી ઉત્સાહથી પાર પાડવામાં આવે છે તેમાં તેનો સમાવેશ થાય છે કારણ કે તે વડે જ માનવ પરમ ચૈતન્યની ઉત્ક્રાંતિવડે અંકિત બને છે. જે અમુક ખાસ બાબતમાં પુરૂષ અથવા સ્ત્રી, જીવન અને શક્તિ, વિત્ત અને સમયનો ભોગ આપે છે તેની સાથે તમે કદાચ એકમત થાઓ વા ના થાઓ તો એ ભલે; પરંતુ જો તમારા જોવામાં આવે કે તે માનવિ જેને યથાર્થ માને છે તે માટે સર્વસ્વનો ભોગ આપવાને તૈયાર હોય; જો તમારા સમજવામાં આવે, કે ભાવનાને અનુભવ પ્રદેશની નિકટ લાવનાર ભોગ આપવાની બાબતના આનંદ વિના અન્ય કોઈ પ્રકારના બદલાની તે માગણી કરતો નથી; જો તમારી નજરમાં આવે, કે પુરૂષો અને સ્ત્રીઓ જે જે કીમતિ ગણે છે તે સર્વનો તે ભોગ આપવાને તથા પ્રેમાસ્પદ ભાવનાને સર્વસ્વ અર્પી દેવાના આનંદની સરખામણીમાં તેને તે નિર્માલ્ય ગણવાને તૈયાર હોય; તો ખરેખર સીધાદ્વારસમીપ, સાંકડા માર્ગે નિકટ આવનાર જીવાત્મા તેજ છે; માર્ગમાંથી પાછળ હઠાવતી દરેક બાબતને દૂર કરનાર, બંધુઓની સેવામાં, સહાયમાં જીવનનો મુખ્ય આનંદ માનનાર માનવજાતના સેવકવિના અન્ય કોઈ પણ આ દ્વારમાં પ્રવેશી શકતું નથી.

આ બાબત તમારામાંના કોઈનાથી પણ દૂર હોવાની જરૂર નથી. આ કંઈ એક અપરિચિત ગૂઢ ભાવના નથી પરંતુ સર્વ કરતાં અત્યંત વ્યાવહારિક બાબત છે. જો તમારામાં ઉત્સાહ હશે તો તમારામાંના કોઇને પણ માનવોની આવા પ્રકારની સેવા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થઈ રહેશે. જો કે ધ્યાનની બાબત આંતરજીવનના ખોરાક સમાન હોય છતાંએ આ બાબત કંઈ ખરેખરી રીતે પ્રાર્થના અથવા ધ્યાનનો પ્રશ્ન નથી. ધ્યાનમાં નિર્બલ તથા દિવ્ય તત્ત્વના ધ્યાનમાં, સમાધિમાં બેસવા કરતાં સાથી—બંધુઓની સેવામાં વધારે પ્રેમ દર્શાવનાર એક અભ્યાસિ **માર્ગના** પ્રવેશદ્વાર નિકટ આવતો મારા જોવામાં આવ્યો છે. વર્તમાનકાલની માનવજાતમાં શિષ્યોમાટે શોધ ચલાવતા **ગુરુઓ** ખાસ કરીને **પ્રેમીહૃદયની** તપાસમાં હોય છે; તેમને પ્રેમાગ્નિથી ભભૂકી ઉઠેલા હૃદયની આવશ્યકતા હોય છે; માનવ સ્વાર્થવૃત્તિના સર્વપ્રકારના અંધકારમાં, માનવબાંધવની નિશામાં આવું પ્રેમીહૃદય અંધકારમાં દીપપ્રભાની માફક પ્રકાશી નિકળે છે; આ ગુરુદેવની નજરે ચઢે છે; તેમના સમજવામાં આવે છે, કે એક ભાવિશિષ્ય ત્યાં આગળ છે.

ત્યારે પ્રથમ ભૂમિકા આવા પ્રકારની હોય છે. બીલકુલ સ્પષ્ટ, તદ્દન સાદી, પરંતુ અનેકને માટે તે વિકટ હોય છે. આવા માર્ગ તરફ વળવાનો અન્ય કોઈ પણ પથ નથી. પછીથી મેં જેમ દર્શાવ્યું તેમ પ્રેમની ખાતર સર્વસ્વનું અર્પણ કરી દેવાની શક્તિ માનવ જીવનમાં સ્વતઃ જણાઇ આવતાં, એકાદ **ગુરુનું** લક્ષ્ય તે તરફ દોરાય છે, આવા સંભવિત શિષ્ય તરફ **તેમની** નજર દોરાય છે. આગળ ભરવાં જોઇતાં પગલાંનું જ્ઞાન માનવ હસ્તમાં સોંપવાનો સમય આ પછી આવે છે, મેં કહ્યું તેમ ક્રિશ્ચિયન ધર્મની **વીમલીકરણ** નામની ભૂમિકાનું અને અન્યધર્મોની **નવ–શિષ્યક વૃત્તિની** ભૂમિકાનું જ્ઞાન આ સમયે તેને આપવામાં આવે છે.

( આગળ ચાલુ. )

વિદુષિબાઇ વસંત.

---

# ॥ पूर्व मीमांसा दर्शन ॥

( અનુસંધાન ગતાંકથી. )

હવે " **करोतिशब्दात्** " એ સત્રોક્ત પૂર્વપક્ષનું સમાધાન કરીએ છીએઃ—

**सूत्रम ॥—प्रयोगस्यपरम् ॥ १–१–१४ ॥ सि० ॥**

**(टीका ) शब्दं कुर्वितियनेन शब्दकर्तृत्वं न कल्प्यं किन्तु प्रयोगस्य परमुच्चारणार्थमित्यर्थः ॥**

શબ્દ કરો એમ કહેવાથી, શબ્દ બોલો એવી રીતે અર્થ થાય છે. શબ્દ બનાવો એવો અર્થ "શબ્દકરો" એ વાક્યથી સિદ્ધ નથી. ૧–૧–૧૪.

હવે " **शब्दान्तरे यौगपद्यम्** " એ સત્રોક્ત પૂર્વપક્ષનું સમાધાન કરીએ છીએ—

## सूत्रम् ॥—आदित्यवद्यौग पद्यम् ॥ १—१—१५ ॥

( टीका ) यथादित्यो बहुषु द्रव्येषु व्याप्तो युगपत् तथा शब्दोपि युगपद्बहुषु व्याप्त इत्यर्थः ॥

જેવી રીતે સૂર્ય સર્વ દ્રવ્યોની સાથે એકજ સમયે સંબંધ રાખે છે તેવી રીતે શબ્દ એક કાળમાં બહુ પુરૂષોની સાથે સંબંધ રાખે છે; વાસ્તે સૂર્યવત્ શબ્દ વ્યાપક હોવાથી નાના તથા અનિત્ય નહીં કિન્તુ શબ્દ એક વ્યાપક તથા સૂક્ષ્મ છે. ૧-૧ ૧૫.

હવે " प्रकृति विकृत्योश्च " એ સૂત્રોક્ત પૂર્વપક્ષનું સમાધાન કરીએ છીએઃ—

## सूत्रम् ॥—शब्दान्त मविकारः ॥ १—१—१६ ॥

( टीका ) सुधीउपास्य इत्यादौ ईकारादिस्थाने शब्दान्तरं तस्माद विकारः शब्दः ॥

સુધીઉપાસ્ય ઇત્યાદિ સ્થળમાં ઇકારાદિને સ્થાને પ્રાપ્ત જે યકારાદિ છે તે અન્ય શબ્દ હોવાથી શબ્દ વિકારી નથી. ૧-૧-૧૬.

હવે " वृद्धिश्च कर्तृभूम्नास्य " એ સૂત્રોક્ત પૂર્વપક્ષનું સમાધાન કરીએ છીએઃ—

## सूत्रम् ॥—नादवृद्धिपरा ॥ १—१—१७ ॥

( टीका ) नादस्य शब्दस्य वृद्धिर्वर्धनं परा उत्कृष्टा इत्येषा वृद्धिर्भ्रमात्मिका नैयायिकानाम् ॥

બહુ પુરૂષોના ઉચ્ચારણ કરવાથી શબ્દની વૃદ્ધિ વિશેષ થાય છે એવી જે નૈયાયિકના મતમાં આકાશનો ગુણ શબ્દ છે તથા ગુણી આકાશ નિત્ય છે, અને ગુણગુણીનો જે સંબંધ ( સમવાય ) છે તે નિત્ય છે, તો આકાશની સાથે સદા સંબંધ રાખવાળા શબ્દને અનિત્યતા અને વૃદ્ધિ વિગેરે માનવું ભ્રાન્તિ અથવા પદાર્થના સ્વરૂપ જ્ઞાનની શૂન્યતા છે; વાસ્તે આકાશની વૃદ્ધિ વિના શબ્દની વૃદ્ધિ નહીં થાય અને આકાશની વૃદ્ધિ માને તો આકાશ પણ શબ્દની માફક અનિત્ય થશે, એ કહેવું અસંગત છે, વાસ્તે શબ્દ ગુણ નથી પણ નિત્ય દ્રવ્ય છે. તેના વૃદ્ધિ હ્રાસની પ્રતીતિ સૂર્યના સંબંધથી પ્રતીત થતી મરૂભૂમિસ્થ જળની પેઠે મિથ્યા છે. ૧-૧-૧૭.

હવે પૂર્વપક્ષમાં દોષ કહી; સિદ્ધાન્તમાં નિર્દોષતા દેખાડે છેઃ—

## सूत्रम् ॥—नित्यस्तुस्या दर्शनस्यपरार्थत्वात् ॥ १—१—१८ सि०

( टीका ) तुपुनः शब्दो नित्यः स्यात्कुतः दर्शनस्य प्रत्यक्षस्य परार्थत्वात् अर्थाव बोधकत्वात् ॥

અને શબ્દ નિત્ય છે, કેમકે શબ્દનું ઉચ્ચારણ શબ્દાર્થજ્ઞાનને લીધે થાય છે, અર્થાત જેમ ચક્ષુરાદિ ઇન્દ્રિય રૂપાદિને જણાવે છે તો પણ તે અનિત્ય નથી તેમ શબ્દ પણ અર્થને જણાવવાથી અનિત્ય નથી. ૧-૧-૧૮.

## सूत्रम् ॥–सर्वत्र यौगपद्यात् ॥ १–१–१९ ॥ सि० ॥

( टीका ) एकएवशब्दो बहुषु प्राणिपूच्चार्यमाणेपुसोयं शब्द इति प्रत्यभिज्ञानान्नित्यः शब्दः ॥

બહુ મનુષ્યોથી એક સમયે ઉચ્ચારિત શબ્દ અને સર્વ પુરૂષોએ ઉચ્ચારિત શબ્દ એકજ છે એવી પ્રત્યભિજ્ઞા થવાથી શબ્દ નાના તથા અનિત્ય નથી-પણ વિભુ ( વ્યાપક ) તથા એક છે અને નિત્ય છે. ૧-૧-૧૯

## सूत्रम् ॥–संख्याभावात् ॥ १–१–२० ॥ सि० ॥

( टीका ) एकेन दशभिर्वा पंचकृत्वोच्चारितः शब्दोपिसएवायामिति ज्ञानान्नशब्दस्य संख्यावहुत्वम् ॥

એક અથવા દશમનુષ્ય. એક શબ્દને પાંચસાતવાર ઉચ્ચારણ કરવાથી એક જ શબ્દનું વારંવાર ઉચ્ચારણ કરે છે, એવી પ્રતીતિ થવાથી શબ્દ નાના નથી. ૧-૧-૨૦.

## सूत्रम् ॥–अनपेक्षत्वात् ॥ १–१–२१ ॥ सि० ॥

( टीका ) शब्दनाशे जन्मनिवातत्कारणस्य समवायादेरनपेक्षत्वान्नित्यः शब्दः ॥

કારણ વિના કાર્ય હોય નહિ એ નિયમ છે, વાસ્તે શબ્દ જો કાર્ય હોય તો તેનું કારણ પણ હોવું જોઇએ. પરંતુ જેવી રીતે સજાતિય તન્તુઓથી પટ થાય છે તેવી રીતે શબ્દ થવામાં કોઇ સજાતિય કારણ નથી. અથવા પટની શુક્લતા તન્તુઓની શુક્લતાથી થાય છે તેમ શબ્દ થવામાં કોઇ કારણ નથી, વાસ્તે જેવી રીતે અંધકારમાં દીપક સૂક્ષ્મ પદાર્થને પ્રત્યક્ષ કરાવે છે તેવી રીતે મનુષ્ય પ્રાણાદિ વાયુના સંયોગદ્વારા સૂક્ષ્મ શબ્દને પ્રત્યક્ષ કરાવે છે; વાસ્તે શબ્દ એક છે અને વ્યાપક, સૂક્ષ્મ તથા નિત્ય છે. ૧-૧-૨૧.

## सूत्रम् ॥ प्रख्याभावाच्चयोग्यस्य ॥ १–१–२२ ॥ सि० ॥

(टीका) ननुवायु परमाणुजन्यः शब्दः इतिचेन्न । कुतः । योग्यस्य प्रख्याभावात् । वायुकार्यस्य श्रवणेंद्रियाविषयत्वात् त्वगिन्द्रिय विषयत्वाच्च ॥

કોઈ એમ કહે કે વાયુના પરમાણુઓથી શબ્દ ઉત્પન્ન થાય છે, તો તે કહેવું અયુક્ત

છે, કેમ કે વાયુનું કાર્ય ત્વગિન્દ્રિયનો વિષય છે, શબ્દ તો કર્ણેન્દ્રિયનો વિષય છે, વાસ્તે વાયુ કાર્ય શબ્દ હોય તો તેનું શ્રવણ પ્રત્યક્ષ થાય નહિ. ૧-૧-૨૨.

## सूत्रम् ॥–लिंगदर्शनाच्च ॥ १–१–२३ ॥ सि०

( टीका ) शब्दनित्यत्वे लिंगश्रुतेरपि नित्यः शब्दः । सेयंवाचा विरूप नित्ययेति श्रुतिः ॥

ઋક્, યજુષ, સામ આદિ અનેક પ્રકારે પ્રસિદ્ધ વેદ નિત્ય છે અથવા ગુરૂપરંપરાથી પ્રાપ્ત વેદવાક્ય વિધિ, અર્થવાદ, નામધેય, મંત્ર, પ્રતિષેધ ભેદથી પાંચ પ્રકારના છે. તેની સ્વતંત્ર વાક્ય રચના આદિ કરનાર નહિ હોવાથી; વેદવાક્ય આનુપૂર્વી ( ગુરૂપરંપરાથી પ્રાપ્ત ) હોવાથી પણ નિત્ય છે, ઇત્યાદિ વૈદિકવાક્યોના પ્રામાણ્યદ્વારા પણ નિશ્ચય કરેલ વેદ નિત્ય અને સ્વતઃ પ્રમાણ છે. ૧-૧-૨૩.

આ અધિકરણમાં વેદનો નિત્યત્વ વિચાર વિષય છે. ત્યાં સંશય એ છે, કે શબ્દ સ્ફોટ રૂપ છે, કે વર્ણ રૂપ છે, કે ધ્વનિ રૂપ છે ? અને શબ્દ સ્ફોટાદિ રૂપ હોય તો પણ નિત્ય છે કે અનિત્ય છે ! ત્યાં પૂર્વપક્ષ એ છે, કે વૈયાકરણ પક્ષમાં સ્ફોટ રૂપ શબ્દ નિત્ય હોય તો પણ વર્ણથી પ્રથક્ શબ્દની ઉપલબ્ધિ નહિ હોવાથી અને વર્ણ રૂપે પ્રત્યક્ષ સિદ્ધ શબ્દ ઉત્પત્તિ વિનાશવાળો હોવાથી, વૈયાકરણીનો પક્ષ અપ્રમાણિક છે અને શબ્દ વર્ણરૂપ છે તથા અનિત્ય છે, એ નૈયાયિકનો પૂર્વપક્ષ છે. ત્યાં સિદ્ધાન્ત એ છે, કે શબ્દ નિત્ય છે તથા વર્ણાત્મક અને ધ્વન્યાત્મક છે, અને શબ્દસ્ફોટ કહેવામાં પ્રમાણ નથી, તો પણ શબ્દ વારંવાર ઉચ્ચારણ કરવાને સામર્થ્ય હોવાથી તથા ઉચ્ચારેલ શબ્દનું અર્થજ્ઞાન થવાથી, વૈયાકરણી શબ્દથી ભિન્ન શબ્દમાં રહેવાવાળા અર્થ જણાવવાને યોગ્ય શક્તિને, સ્ફોટ નામથી કલ્પના કરે છે, તે કલ્પના જેમ અપ્રમાણિક છે તેમ પ્રત્યક્ષસિદ્ધ વર્ણાત્મક શબ્દને અનિત્ય માનવો તે પણ અપ્રમાણિક છે. અર્થાત્ જે વસ્તુ પ્રમાણ સિદ્ધ છે તેજ સત્ય છે એવો નિયમ નથી, પણ અબાધિતજ્ઞાનને યથાર્થજ્ઞાન કહેવાય છે, અને અબાધિતજ્ઞાનના પ્રમાણનું પ્રામાણ્ય સ્વીકારાય છે, વાસ્તે એકજ શબ્દ વારંવાર ઉપલબ્ધ થવાથી, શબ્દને અનિત્યાદિક જ્ઞાનનો બાધ હોવાથી અનિત્ય કહેવું અપ્રમાણિક છે; અને વર્ણનું ઉચ્ચારણ કરીએ તો પણ દૂરથી ધ્વનિનું જ્ઞાન હોવાથી અને વર્ણ પણ ધ્વનિરૂપ છે વાસ્તે શબ્દ ધ્વનિ રૂપ છે. ૧-૧-૨૩ - અ-૬.

પૂર્વ અધિકરણમાં ધર્મમાં પ્રમાણભૂત વિધિવાક્યોને શબ્દ રૂપતા હોવાથી શબ્દ અને અર્થનો આવિર્ભાવ તિરોભાવ હોય તો પણ શબ્દશક્તિરૂપ શબ્દ, શબ્દાર્થ સંબંધની સૂક્ષ્મતા, નિત્યતા, વ્યાપકતાનું એકત્વ વર્ણન કર્યું અને વૈયાકરણોનો મત, શબ્દ શક્તિ સ્ફોટમાં છે એ સિદ્ધાન્ત, અને શબ્દશક્તિને ઈશ્વરસંકેત માનવાવાળા વર્ણવાદિ નૈયાયિકપક્ષનું પણ ખંડન કર્યું. હવે નિત્યરૂપ શબ્દનું ધર્મમાં પ્રામાણ્ય નથી, એ શંકા કરીને, સમાધાન કરીએછીએ.

सूत्रम् ॥–उत्पत्तौवाऽवचनाः स्युरर्थस्यातन्निमित्तत्वात् ॥
१–१–२४ ॥ अ० ६ ॥ पू० ॥

( टीका ) पदतदर्थयोः संबंधस्य नित्यत्वेपिवाक्यार्थज्ञानोत्पत्तौ यइमे संबंधाः ते अवचनाः पुरुषकल्पिताः स्युः । कुतः । अर्थस्यातन्निमित्तत्वात् । वाक्यार्थ ज्ञानं प्रति पदार्थज्ञानस्य कारणताविरहात् । किंवा पदार्थज्ञानमेव वाक्यार्थ ज्ञानं प्रति पदार्थज्ञानस्य कारणता विरहात किंवा पदार्थज्ञानमेव वाक्यार्थ ज्ञानमित्यत्र प्रमाणाभावात् ॥

પદ, પદાર્થના સંબંધરૂપ શક્તિ નિત્ય છે, તો પણ પદાર્થજ્ઞાનથી વાક્યાર્થ જ્ઞાનનો ભેદ છે, વાસ્તે વાક્યોનો સંબંધ પુરૂષ કલ્પિત છે. અર્થાત પદ સમુદાયને એકત્ર કરવાથી વાક્ય થાય છે, તે વાક્ય રચના મનુષ્યની છે. વાસ્તે વાક્યાર્થ જ્ઞાન અનિત્ય છે. પદશક્તિ નિત્ય છે, તો પણ વાક્યશક્તિને નિત્ય કહેવામાં પ્રમાણ નથી, ૧–૧–૨૪.

હવેપૂર્વ પક્ષને કહીને, સિદ્ધાન્તનું વર્ણન કરીએ છીએઃ—

सूत्रम् ॥–तद्भूतानां क्रियार्थेन समाम्नायोऽर्थस्यतन्निमित्तत्वात्
१–१–२६ ॥ सि०

( टीका ) वाक्यान्तर्गतानां पदानां क्रियापदेन सह पाठो भवति। कुतः । अर्थस्य क्रिययाप्राप्य माणत्वात वृद्धवाक्य श्रवणान्मध्यम वृद्ध प्रवृत्तिदृष्ट्वा बालेनानुमीयतेऽस्य वाक्यस्यायमर्थ इति ॥

મીમાંસક સિદ્ધાન્તમાં ક્રિયાન્વયીમાં શબ્દશક્તિ છે, અર્થાત ક્રિયાપદનો સંબંધ રાખવાવાળાં વાક્યાન્તર્ગત પદ ક્રિયાપદની સાથે બોલવાથી, ક્રિયાની સાથે વાક્યસ્થપદ માત્ર સંબંધવાન્ થઇને વાક્યાર્થ જ્ઞાન થાય છે તે વાક્યાર્થ જ્ઞાન, પદાર્થ જ્ઞાનથી થાય છે. પદાર્થ જ્ઞાન વિના, વાક્યાર્થ જ્ઞાન કોઈ વખત પણ થતું નથી, વાસ્તે વૃદ્ધ વાક્યને શ્રવણ કરવાવાળા મધ્યમ વૃદ્ધવાક્યાર્થને જાણીને, વાક્યાર્થથી જાણવામાં આવતી તે ક્રિયામાં પ્રવૃત્ત થાય છે. તે પ્રવૃત્તિને જોઇને બાલક આ વાક્ય તે અર્થનો બોધ કરે છે, એવું અનુમાન કરીને વાક્યાર્થનું જેમ લોકમાં જ્ઞાન થાય છે, તેમ વેદમાં પણ અનુમાન પ્રમાણથી શબ્દ શક્તિજ્ઞાન થાય છે; અને ગુરૂપરંપરાપ્રાપ્ત વૈદિકવાક્યને પુરૂષ રચનાદિ દોષાઽકલ્પનાદ્વારા અપ્રામાણ્ય તથા અનિત્યતાદિ કહેવામાં પ્રમાણ નથી. ૧–૧–૨૫.

सूत्रम् ॥–लोकेसन्नियमात्प्रयोगसन्निकर्षस्यात् ॥ १-१-२६ ॥ सिं०

( टीका ) लोके ( व्याकरणादौ ) शब्दशक्तिं ज्ञात्वा विद्यमान नियमात् लौकिकाद्वैदिकः प्रयोगसन्निकर्षः गुरुपरंपराप्राप्तवैदिकप्रयोगशक्तिज्ञानमपि स्यादतः प्रमाणं वेदवाक्यम् ॥

જેવી રીતે વ્યાકરણાદિ લૌકિક સંસ્કૃત પ્રયોગમાં શક્તિજ્ઞાન અનુમાનાદિ પ્રમાણોથી થાય છે, તેવી રીતે લૌકિક વાક્યોથી શક્તિજ્ઞાનાન્તર વૈદિકવાક્યોનું પણ શક્તિજ્ઞાન થઈ શકે છે. અથવા ગુરૂપરંપરાથી વૈદિકવાક્યોનું અર્થજ્ઞાન થાય છે. વાસ્તે ગુરૂપરંપરા વેદવાક્યાર્થ જ્ઞાનમાં પ્રમાણ છે. જેમ શબ્દાર્થ જ્ઞાન લોકમાં વૃદ્ધવ્યવહારથી થાય છે, તેમ વેદમાં ગુરૂપરંપરાથી વાક્યાર્થ જ્ઞાન થાય છે, વાસ્તે વેદવાક્ય પ્રામાણ્ય છે. ૧-૧-૨૬.

વાચ્યાવિરૂપ નિત્ય તે વાક્ય; આ અધિકરણનો વિષય વાક્યપ્રત્યક્ષાદિ પ્રમાણથી વિરૂદ્ધ હોવાથી વાક્યાર્થ યથાર્થ છે કે નહિ તે સંશય છે. ત્યાં પૂર્વપક્ષ એ છે, કે પ્રત્યક્ષાદિ પ્રમાણોથી વિરૂદ્ધાર્થ બોધક વેદવાક્ય અપ્રમાણિક છે એવા પૂર્વપક્ષપર સિદ્ધાન્ત એ છે, કે શબ્દ પ્રમાણ અદૃષ્ટાર્થનું જ્ઞાપક હોવાથી અથવા પ્રત્યક્ષાદિ પ્રમાણનું બાધક હોવાથી મુખ્ય પ્રમાણ છે. વાસ્તે વાક્ય પ્રમાણ છે., એ સાતમા અધિકરણનો અભિપ્રાય છે. -૧-૧-૨૬. અધિ૦-૭

( આગળ ચાલુ )

स्वामी० शान्त्यानन्द सरस्वति ॥

---

# व्यावहारिक वेदांतरहस्य.

એક સમયે ત્રણ નાનાં બાળકો રસ્તે થઇને જતા હતા તેમને જોઇને એક ગૃહસ્થ ઘણો પ્રસન્ન થયો અને તેણે પોતાના પાકીટમાંથી એક રૂપિયો કહાડી તે બાળકોમાંના એકના હાથમાં મૂક્યો અને કહ્યું, આ પૈસામાંથી તમારી મરજીમાં આવે તે લેઇને ખાજો. આ ત્રણ બાળકોમાં એક હિન્દુ, બીજો અંગ્રેજ અને ત્રીજો ઈરાનીનો હતો; અને તેમને એક બીજાની ભાષા બિલકુલ આવડતી નહોતી. અંગ્રેજ બાળક બોલ્યો, ચાલો આપણે Water melon લેઇએ.' ઈરાની બોલ્યો. ' નહિ નહિ, ટરબુચ અચ્છા, ઓ લેના." હિન્દુ બાળક બોલ્યો " અરે નહિ, ચાલો આપણે કલિંગડ લેઇએ. તે સરસ લાગેછે."

ઘણો વખત થયો પણ આ ત્રણે બાળકો એકમત થયા નહિ; . કેટલાંક વખત પછી તેઓ એક બીજા સાથે ધક્કા મૂકી કરવા લાગ્યા અને આ ગમત જોવાને આજુ બાજુના

પુષ્કળ લોક ભેગા થયા; કેટલાક મુગા મુગા આ તમાશો જોતા ઉભા રહ્યા; અને કેટલાક તેમને સમજાવવા લાગ્યા. છેવટે એક માણસે તેમની લડાઇનું કારણ પૂછ્યું; અને તે સાંભળીને તેને ઘણું જ હસવું આવ્યુ. પછી તેણે તે પૈસા લેઇને એક કલિંગડ વેચાતું લીધું અને ને તે બાળકોને સ્વાધિન કર્યું; એટલે પોતાને જોઇતી હતી તે જ આ ચીજ, એ જોઇને તે ત્રણે બાળકોને અપરિમિત આનંદ પ્રાપ્ત થયો, અને તે ખાતા ખાતા ખેલતા કૂદતા પોતાને રસ્તે ચાલતા થયા—

ઉપરનાં અજ્ઞાન બાળકોમાં ખેબનાવ થવાનું કારણ ફક્ત નામ ભેદ જ છે—આ નામ ભેદના લીધેજ વિદ્વાન મનુષ્યોમાં, જાતી જાતીમાં, અને ધર્માચાર્યોમાં વૈમનસ્ય ઉત્પન્ન થયેલુંછે. ખ્રિસ્તિ ધર્માનુયાયી જયુ લોકની સાથે ઝઘડો કરે છે, મુસલમાન હિન્દુઓને વટલાવવા યત્ન કરે છે; બ્રાહ્મણો જૈનોને નાસ્તિક કહે છે; એવા સેંકડો પ્રકાર દૃષ્ટિગોચર થાય છે. અર્થાત્ ધર્મના બહાને એકમેકમાં ખેબનાવ થવા જેવું વર્તન કરનાર મનુષ્યો અને ઉપલી વાતમાં જણાવેલાં ત્રણ બાળકો એ બેમાં પુષ્કળ સામ્ય હોવાનું સ્પષ્ટ થાય છે.

મારા દેશ બાંધવો ! નામભેદના પ્રપંચમાં કદિ પણ ફસાસો નહિ: ધર્મશાસ્ત્રોનું ઉત્તમ પ્રકારે અવલોકન કરો; સર્વ જાતીના વિદ્વાન ધર્મપ્રચારકોના ઉપદેશનું મનન કરો અને તેમાંથી જે કાંઈ ગ્રાહ્ય જણાય તેનું જ ગ્રહણ કરો અને તે પ્રમાણે વર્તન રાખો—

" જેટલું જુનું તેટલું સોનું " એમ કહેવું એ પણ ભૂલ ભરેલું છે. અનેક પ્રસંગે જુનાં ઘર પડી જતાં આપણે જોઇએ છીએ. પ્રત્યેક મનુષ્યને જીર્ણ થઇ ગયેલાં વસ્ત્રો બદલવાં જ પડે છે. પુર્વજો કરતા આવ્યા છે માટે અમૂક રૂઢીને વળગી રહેવું. અને તેને બુદ્ધિનો સદુપયોગ કરવાનો પ્રસંગ મળ્યો એમ કહેવું એ કેવળ ભ્રાંતિ મૂલક છે. સમજ્યા સિવાય કાંઇ પણ કરશો નહિ; વિચાર કર્યા સિવાય વર્તશો નહિ; અને પરિસ્થિતિ અને દેશકાલ જોઇને જ જે કાંઇ કરવાનું હોય તે કરવું. જે યોગ્ય અને ગ્રાહ્ય લાગે તેનુ ગ્રહણ કરવામાં બિલકુલ પાછી પાની કરશો નહિ અને જે અયોગ્ય લાગે તેનો તેનો ત્યાગ કરી, સત્યનું જ ગ્રહણ કરો, આ પ્રમાણે કરવાથી જ નાનકડા જાપાનની ઉન્નત્તિ થઈ છે. એ વાત બરાબર લક્ષમાં રાખવાની આવશ્યકતા છે—

જે પ્રમાણે અન્ય મનુષ્યો વર્તે છે તે પ્રમાણે વર્તવાને તમે ઇચ્છા રાખશો તો તે માત્ર અવિચારીપણા સિવાય કાંઇ જ કથી. જન સમાજનો મોટો ભાગ અજ્ઞાની જણાય છે, તે સારાસાર વિચાર ન કરતાં અંધ શ્રદ્ધાથી, ભોળપણથી, અને અવિચારીપણાથી વર્તે છે. આપણી, વોમણી ધાર્મિક અને વ્યાવહારિક સમજુતીમા કાલપરિવર્તન પ્રમાણે રુપાંતર થતું [illegible] સમય એવો પણ હતો કે ગુલામોનો વ્યાપાર મોટા પ્રમાણમાં ચાલતો હતો છે. એ [illegible] ય એવો આવ્યો છે કે મનુષ્ય માત્રને આ વાતનો પૂર્ણ તિરસ્કાર આવે છે.

પણ આજ મનેસ. છે
એ વાત સર્વવિદિત

અમુક સંપ્રદાય પર અગર આચાર્યપર અમુક મનુષ્યની શ્રદ્ધા છે માટે તે સંપ્રદાયાર વર્તવું અગર આચાર્ય પર વિશ્વાસ કરવો કદિ પણ યોગ્ય ગણી શકાય નહિ. અનેક

પ્રસંગે વિદ્વાન-લોક માન્ય-નરોની વાણી અને તેમની કૃતિમાં જમીન આસમાનનો ફેર દેખાય છે; માટે જ એવાપર વિશ્વાસ રાખવો કદિ પણ યોગ્ય હોય જ નહિ. સર્વસંગ પરિત્યાગ કરેલા સાધુ મહાત્માઓએ પ્રતિપાદન કરેલા' ધર્મનો માર્ગ શ્રેયસ્કર છે એમ પણ કદિ સમજવું નહિ-ભગવા વસ્ત્રની અંદર પણ કોઇ કોઈ વખત ભયંકર ભેદ જણાઇ આવે છે.

અમુક માણસ અમુક માર્ગે ચાલે છે માટે આપણે પણ તેના પ્રમાણે ચાલવાનો યત્ન કરવો એ એક પ્રકારની ઘેલછા સિવાય કંઇ નથી. પહેલવાનની પાચન શકિત ઉત્તમ હોય છે તથાપિ તે અન્નને પકાવવાની ક્રિયામાં તદન અજ્ઞાત હોય છે; ચિત્રકાર જાતે જો કે તદન સાદો અથવા કુરૂપ હોય છે, છતાં પણ તે અત્યંત મનોહર ચિત્રો કાઢી શકે છે. સર ફ્રાન્સિસ બેકન નીતિમાન્ કિંવા સદાચરણી નહોતો, છતાં પણ તે " Novum Organon " નવકરણ શાસ્ત્ર ( તર્કશાસ્ત્રનો એક અત્યુત્તમ ગ્રંથ ) લખી શકયો. યુરોપિયન પ્રજાને તેણેજ પ્રથમતઃ અનુમિતિશાસ્ત્ર શિખવ્યું. સુપ્રસિદ્ધ મનુષ્યોએ જે માર્ગનું અવલંબન કર્યું; તેજ માર્ગનું આપણે અવલંબન કરવું એ ઘણું ભૂલ ભરેલું છે. સર ઐઝાક ન્યુટનનું નામ સર્વ શ્રુત છે; છતાં પણ તેણે ઠરાવેલી પ્રકાશની ઉપપત્તિ ખોટી ઠરી છે.

દીર્ઘ પરિચય અને વિચારને અંતે યોગ્ય લાગે તેજ વાતપર વિશ્વાસ રાખવો. જે માર્ગ આપણે સ્વીકારવાનો હોય તેનો પ્રથમ જાતેજ વિચાર કરવો, પછી તેની પરીક્ષા કરવી, અને પછીજ તે ઉત્તમ ઠરે તો તેનો સ્વીકાર કરવો અર્થાત કોઇના પાછળ ગાડરની માફક જવું નહિ.

શંકરાચાર્ય, શ્રીકૃષ્ણ, ગૌતમબુદ્ધ, ઇસુખ્રિસ્ત કિંવા મહમદ પેગંબર વિગેરેએ અમુક અમુક બોધેલું કિંવા અમુક અમુક કરેલું છે માટે આપણે પણ તે પ્રમાણે કેમ ન કરીયે એમ કહેવાનો કોઇને પણ અધિકાર નથી. તેમણે જે જે કર્યું છે તે તે સમયને અને તત્કાલિન પરિસ્થિતિને અનુસરીનેજ કર્યું છે. તે કાળ અને અત્યારના કાળમાં કેટલો બધો ફેર પડી ગયેલો છે. તેજ પ્રમાણે ધાર્મિક અને વ્યવહારિક રીતભાતમાં પણ આવશ્ય ફેરફાર થવોજ જોઇએ. સમયાનુસાર વર્તન કરવાથી અને પૂર્ણ વિચાર કરીને સત્યનું ગ્રહણ કરવાથીજ બુદ્ધિનો સદુપયોગ કર્યો એમ કહી શકાય.

આપણા પૂર્વજોતે માત્ર આપણાં પોતાનાંજ ધર્મ પુસ્તકો વાંચવા મળતાં હતાં; અન્ય ધર્મના સદ્ગ્રંથો તેમને વાંચવા મળતા નહિ; પણ તે ઉણપ આજે દૂર થઈ છે. તે પ્રમાણે કોઈ પણ ધર્મક્ષેત્રમાં જઇને પોતાની શંકાનું સમાધાન કરવાનું પણ આપણાથી આજ બની શકે તેમ છે. સૃષ્ટીપરના સર્વ સત્ય સિદ્ધાંત, સર્વ ધર્મ ગ્રંથ, અનેક પ્રકારના શાસ્ત્રીય તેમજ તત્વજ્ઞાનના ગ્રંથ આપણને સ્વલ્પ પ્રયાસે મળી શકે છે. તે પહેલા વાંચવા જોઇએ અને તેનું મંથન કરીને તેમાંથી સાર માત્રનું ગ્રહણ કરવું જોઇએ.

શ્રીકૃષ્ણે, ઇસુખ્રિસ્તે, ગૌતમબુદ્ધે કિંવા મહમદ પેગંબરે વિગેરેએ કાંઇ સત્યને પોતે નવીન શોધી કાઢેલું નથી. સત્ય અમુક એક સમ્પ્રદાયનોજ સિદ્ધાંત છે એમ પણ નથી.

તેનાપર અમુક એક વ્યક્તિ અગર સમાજની સત્તા છે એમ પણ નથી. સત્ય સર્વનું છે. અર્થાત્ સત્યપર સર્વની સરખીજ સત્તા છે.

સર્વ ધર્મના સદ્ગ્રંથો વાંચી તેમાંની યોગ્ય બાબતોનું ગ્રહણ કરનારજ સત્ય ધર્માનુયાયી છે એમ સમજવું. આ **સત્ય ધર્મનુજ નામ વ્યાવહારિક વેદાંત।**

વેદાંત નિરાશાવાદ શિખવે છે. વેદાંતથી નિરાશા આળસ અને અનુદ્યોગની વૃદ્ધિ થાય છે એમ પણ કેટલાક કહે છે. આ પ્રમાણે તર્કશાસ્ત્રજ્ઞોનું કહેવું ભૂલ ભરેલું છે. વેદાંતાનુસાર વર્તન રાખવાથી ચૈતન્ય, શક્તિ, અને સામર્થ્યની વૃદ્ધિ થાય છે, એ અનુભવ સિદ્ધ છે.

સત્યજ ઉત્તમોત્તમ ધર્મ છે-"There is no religion higher than truth" અર્થાત્ "**सत्यनास्ति परोधर्म**" તેમજ આ માસિકના મુખ પૃષ્ટપરનો મુદ્રાલેખ "**सत्यं परंधीमहि.**" વિગેરે વાક્યો એ એનો અચૂક પુરાવો છે જેમ નદીના વહેતા પ્રવાહનો ઉપયોગ સર્વ ધર્મના મનુષ્યો કરે છે તેમાં કોઇપણ પ્રકારનો બાધ નથી; તેજ પ્રમાણે સર્વ-પરના સર્વ ધર્મગ્રંથોના અવલોકનમાં શ્રવણમાં અને અને જ્ઞાન ગ્રહણ કરવાની બાબતમાં છે એમ સમજવું.

સ્વદેશોન્નતિની ઇચ્છાવાળાઓએ પ્રથમ તો અર્થવિહિન નામભેદનો નાશ કરવો જોઇએ.

આ વિષયનું અર્થાત્ વેદાંત મનુષ્ય પ્રાણીના જીવન માટે કેટલો ઉપયોગી વિષય છે તેનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરનારને અમદાવાદ-ખાતેથી "સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય" તરફથી દરમાસે નિયમિત રીતે બહાર પડતી "વિવિધ ગ્રંથમાળા" ના મણકા તરીકે બહાર પડેલાં **સ્વામી રામતીર્થનાં** વ્યાખ્યાનોનાં પુસ્તક જોવાની આ લેખકની ખાસ ભલામણ છે. કારણ **વેદાંતનું રહસ્ય સમજવાને તે ઉત્તમ કુંચીસમાન છે.**

રીચીરોડ—અમદાવાદ} પરિખ. મણિલાલ કેશવલાલ.

---

# ॥ कर्मविपाक ॥



( અનુસંધાન પૃષ્ઠ ૨૫૫ થી. )

ધર્મને અંગે આચાર સંબંધી જ્યારે એક વિતર્કવાદી સાથે વાતચિત થઇ ત્યારે ગ્રહણ-વિષે તે ઇનકાર કરી કહે છે કે—એ તો બહુ દૂરની વાતો છે ક્યાં આકાશમાં સૂર્ય ? અને ક્યાં આપણી પૃથ્વી ? અને વળી ક્યાં ચંદ્ર ? શાસ્ત્રો તો કહે છે કે રાહુ અને કેતુ ચંદ્ર સૂર્યને આડા આવે છે, ત્યારેજ ગ્રહણ થાય છે એમાં આપણને શું લાગે વળગે ? કહ્યું બરાબર છે. એ બહુ દૂરની વાતો છે. એમાં આપને કાંઈ લાગે વળગે નહીં એ વાત અમે કબુલ કરીશું. ફક્ત એટલુંજ પૂછુ છું કે ત્યારે ત્હમો ઘર બાંધીને શું કામ રહો છો, અને પગરખાં શું કામ પહેરો છો ? એ બંનેના જવાબ આપો. ઘર તો એટલા માટે બાંધવામાં આવે છે કે માણસોનું ટાઢ-તડકા-વરસાદથી રક્ષણ થઈ શકે. અને એવુંજ પગરખાંથી પગનું રક્ષણ થઇ શકે ? કદાચ ઘર ન બાંધીએ અને પગરખાં ન પહેરીએ તો ચાલી શકે કે નહીં ? બાબુખાં તો નજ ચાલે. કાં ત્હમોતો કહો છો કે સૂર્ય-ચંદ્ર-ગ્રહો બહુ દૂર છે, તો પણ ત્હેની વખતો વખતની અસરોથી બચવા સારૂ આપણે બુદ્ધિપૂર્વક કાંઇ પણ વ્યવસ્થા કરવી પડે છે. સૂર્ય-ચંદ્ર-ગ્રહો લાખ્ખો કરોડો ગાઉ બેઠા બેઠા પણ વાયુની ગતિ-વરસાદની વૃષ્ટિ-શિયાળો-ઉનાળો વગેરે કૃતિઓ કરે છે, એનું કેમ ? એતો એનો સ્વાભાવિક ધર્મ છે, ઠીક જ્યારે એનો સ્વાભાવિક ધર્મ છે, ત્યારે આપણો તો કાંઇ પણ સ્વાભાવિક ધર્મ ખરો કે નહીં ? હા કાંઇક હોવું જોઇએ ખરૂં. ત્યારે સમજો કે ગ્રહણ સમયે ન્હાવું ધોવું, પાઠપૂજા વગેરેમાં સામેલ તથા ધ્યાનસ્થ-દાનસ્થ-જપસ્થ શા માટે ન થાવું ? વળી એક બીજો વ્યાવહારિક દાખલો આપુ છું તે સાંભળો જો ત્હ જરાએ કચવાતા નહીં. ત્હમોને ત્હમારી સ્ત્રી પૂરાં પ્રેમી થઇને એકાંતમાં બેઠાં હો, અને એવામાં કોઇ ગુરૂજન ત્યાંથી નીકળે તો ત્હમોને કાંઇ ક્ષોભ-લજ્જા-કંપારી વિગેરે થાય કે નહીં ? ત્હમારે તે વખતે કાંઇ ક્રિયા કરવી પડે કે નહીં. સ્થિતિમાં કાંઇ ફેરફાર કરવો પડે કે નહીં. વગેરે પ્રશ્નોના જવાબ ત્હમો આપો કે નહીં, ત્હેની મ્હને કાંઇ પરવા નથી પણ ત્હમે સમજી જશો કે સ્થિતિમાં અંતર કરવું પડે છે. એજ પ્રમાણે આતો એક એવા પ્રકારનો યોગ છે કે—અવસ્ય ક્રિયા કરવીજ પડે. ઉનાળામાં પગે દાઝતાં તુરતજ તેમાંથી બચવા ઉપાય કરવો પડે છે. તેજ પ્રમાણે એક એવો પણ નિયમ છે કે શાસ્ત્રમાં કહ્યું છે, અને બુદ્ધિ સમજે છે, તે કાર્ય શામાટે ન કરવું ? ગ્રહોમાં અવાંતર સ્થિતિ એ પણ જાણવા જેવી બાબત છે. આપણી સૂર્યમાળાના જે જે ગ્રહો છે, તેમાં વસતા જીવોની અરસપરસ આવજાવ થાય છે, અને એમાં ચઢ ઉતરના ગ્રહો પ્રમાણે-કર્મના વિપાકના પરિણામ ઉપરથી ત્યાં ત્યાં ગતિ અને સ્થિતિ થાય છે. આપણાં શાસ્ત્રોમાં चंद्रलोकमवाप्नोति અને सूर्यलोकमवाप्नोति લખ્યું છે, પણ બીજા ગ્રહોની ગતિ પ્રગતિનું લખ્યું નથી, તેનું કારણ એવું જણવામાં આવી શકે છે કે, આપણા ગ્રહમંડળમાં શ્રેષ્ઠ પ્રતાપી સૂર્ય છે, અને શ્રેષ્ઠ શાંતિદાતા ચંદ્ર છે-જોઇએ છીએ તે મગાવાનું લખ્યું

છે, પણ અન્ય ગ્રહોનું લખ્યું નથી. તેમ માગણી કરવાનું પેલાં એની શ્રેષ્ઠતા જેટલું નહીં હોવાથી માગ્યું પણ નહીં હોય, એ બનવું વ્યાજબી છે; પણ એટલા ઉપરથી મતિ સ્થિતિ નથી એમ તો નજ કહી શકાય; શનિ, મંગળ આદિ ગ્રહોમાં વસવાનું કોઇ યાચતું નથી. ઉત્તમ મધ્યમ અને કનિષ્ટ એવા ભેદો ગ્રહોના પણ ગણાય તે ઉત્તરોત્તર ક્રમવાર નિઃશ્રેણિની પગથી પેઠેજ આ ફેરફાર થાય, એમ સમજી જશો નહીં. ગ્રહોનો ચંદ્ર છે, તેથી જુદોજ ચંદ્રલોક છે. જેમાંથી એ બધા ચંદ્રો ઉદ્ભવી આવ્યા છે. . સૂર્યલોકનું પણ એજ મિસાલ સમજવું. શ્રેષ્ઠપદનીજ માગણી અને આશા સૌ કોઇ રાખે છે. મધ્યમ અને કનિષ્ઠની યાચના અને આશા કોઇ રાખતું નથીઃ રાખતું નથી તો પણ મળે નહીં એમ માનવું નહીં. આ વિશ્વ ક્રમની અંદર એવું એવું બને છે, અને અનુભવો એવું બતાવી આપે છે કે માગણીઓ અને આશા બહુ દૂર દૂર રહેતાં જાય છે, અને અણધારેલું નહિ ઇચ્છેલું આવી મળે છે. એ કર્મવિપાકના પરિણામની વિચિત્રતા છે. જે ગ્રહોમાંથી એ પરિવર્તન કરતા સજીવો બીજા ગ્રહમાં અવતરી આવે છે, તે ગ્રહોને વિષે રહેવા છતા પેલા મૂળગ્રહની અસરને તુરતજ ત્યજી દેવામા આવતી નથી, કોઇ બહુજ વિપરિત પરિણામ સિવાય એમ બનતું નથી. ત્યારે આપણે અમુક વસ્તુને જોતાંજ તે કયા ગ્રહમાંથી પરિણામ પામી આ ગ્રહમાં પ્રવેશ પામે છે તે જોઇ શકાય છે. જોવાની અને જાણવાની દષ્ટિ વિષે આપણે આગળ વાર્તા કહી ગયા છીએ જોવાની શક્તિ હોય પણ ખરેખર જાણવાની કાંઇ પણ શંકા વગરની નિશ્ચિત શક્તિ હોય તો તે અબાધિત છે અને તે ઉપરથી અમુક પ્રકારમાંથી આવતા અમુક પ્રકારમાં વસતા પદાર્થમાં અમુક અમુક શક્તિ બળરૂપ-સૌંદર્ય આકાર-સ્થિતિ-બુદ્ધિ-કાંતિ-ઔદાર્ય વગેરે દેખાઇ આવે છે-દરેકે દરેકનાં કર્મ-પરિણામ એક સરખાં હોતાં નથી. હોય પણ નહીં તેથી દરેકે દરેકનાં આકૃતિ-રૂપ-ગુણ વગેરે મળતાં આવતાં નથી પ્રકૃતિ પણ જ્યારે એક સરખી નથી. ત્યારે ગુણ તથા વર્ત્તન એક સરખાં શી રીતે મળતાં આવે? છતાં પણ કાંઇક સાદૃશ્ય મળી આવે છે. તે એક મૂળ પરંપરાનું અવિનાશીપણું બતાવી આપે છે, અને એ મૂળનો રંગ સહુમાં એક સરખો પ્રવેશેલો છે વળી દરેક ગૃહના ખાસ રંગો હોય છે દરેક ગૃહની અંદર જો કે જુદા જુદા રંગોનું પ્રકટીકરણ કે સંમિશ્રણ હોય છે, તોપણ સામાન્ય રીતે દરેકને પોતાનો ખાસ રંગ હોય છે, અને તેમાં વસેલા પદાર્થોમાં પણ ખાસ રંગ એજ જોવામાં આવે છે. એક વિભાજીત ગૃહના લગભગ ત્રણસેં કકડા થયેલા છે, તોપણ દરેક કકડો પોતાના અસલ ગૃહના મૂળ રંગને મળતો આવે છે. પછી કાળઃ ક્રમે કરીને અને ગતિવાન હોઇને રંગમાં ફારફેર થાય છે. સૂર્યથી વિદૂરત્વ પણ રંગના ભિન્નત્વનું કારણ છે ગતિ પણ કારણ છે. એક ગૃહમાં ઉભા રહીને બીજા ગૃહોને અવલોકીએ છીએ ત્યારે એ રંગો સ્પષ્ટ દેખાઇ આવે છે. પૃથ્વીગૃહ એક એવા પ્રકારનો ગૃહ છે કે જેમાંથી એરંગો દેખાઇ આવે સૌમ્ય-સોમ, શનિ, મંગળ, નેપચ્યુન, યુરેનસ-બૃહસ્પતિ, અને શુક્રના રંગોનું આપણને પણ સામાન્ય રીતે ભાન થઇ આવે છે. રંગો ખાસ ગુણોને ઓળખાવે, છે, માટે જે જે ગૃહના જે જે રંગો તે તે ગૃહને વિષે રહેલા પદાર્થોના ગુણો પણ તેજ પ્રમાણે હોઇ શકે છે. આ વખતે શંકાનું સ્થાન છે કે—એક ગૃહના રંગ પ્રમાણેજ અંદર સર્વે પદાર્થો એજ રંગના હોવા સંભવ નથી? જુદા જુદા રંગના પદાર્થો એક ગૃહમાં અનેકાનેક હોય, ત્યારે ત્યાં રંગોનું સંમિશ્રણ થયું છે એમ સમજવું. એ પ્રમાણે દરેક ગૃહમાં ખાસ

રંગો અને ગુણો ઉપરાંત બીજા તમામ ગ્રહમાંથી આવી મળેલા પદાર્થોથી સંમિશ્રણ થયેલું હોય છે. વળી દરેકના ઉપગ્રહો પ્રમાણે તેમાં વધઘટ થયાં કરે છે. વાતાવરણ તેમાં ઉમેરો કરે છે ગતિ રેખાઓ દ્વારે છે. સૂર્ય સર્વનું મૂળ આધારભૂત છે. આકર્ષણ શક્તિથી જેમ સૂર્યને અવલંબન કરી દરેક ગૃહો રહેલા છે તેજ પ્રમાણે તેજ–ગરમી-રૂપ–રંગ પણ સૂર્યને અવલમ્બીને રહેલાં છે. આપણે જેને હિમાલય પર્વત કહીએ છીએ, તે પૃથ્વી આગળ કાંઇ હિસાબ માત્રમાં નથી, ત્યારે અન્ય પદાર્થો તે પૃથ્વી ઉપર શા લેખામાં છે. એજ પ્રમાણે બધા ગૃહો અને ઉપગૃહોની અંદરની વસ્તુઓનું સમજી લેવું. કહેવાની મતલબ એટલીજ કે મુખ્ય મુખ્ય ગૃહો આપણને મોટા તેજના ગોળા લાગે છે, પણ સૂર્ય માળામાં તે એક એક બિંદુ સમાન છે, અને સૂર્ય પોતે પણ આકાશ મંડળમાં એક તેજોબિંદુ સમાન છે. આ ઉપરથી પૃથ્વીને હિસાબે તૃણ માત્ર આપણે નથી તો સમગ્ર આકાશ મંડળમાં આપણી ગણતરી કોણ માત્ર છે. એક પરમાણુનો લાખમો હિસ્સો પણ નથી અને આખું આકાશ મંડળ આ વિશ્વના ઉદ્‌ભાવક આગળ લેશ પણ હિસાબમાં નથી તો હે ! માનવી તું હારા કર્મોનું અભિમાન શા માટે આગળ ધરે છે. આવ્ય અને જો તું કઇ સ્થિતિમાં છે. છતાં તારૂં દ્રુપદ—પશુઓના યુદ્ધ સમાન છે. અહંભાવ આ વિશ્વની બહાર ઉભરાઈ જાય છે; અને હું કર્તાનો તો પાર નથી-આ ઉપરથી તું તારી કિંમત કાંઇજ, નથી—એમ સમજી કર્ત્તવ્ય વિમુખ બનીશ નહીં. સમાનતામાં અવલોકન કરવાનું છે., અને તેમાં સ્થૂલપરાયણ પ્રાણિના પોષણનો દરેકને ખપ છે. તેટલા માટે ઉદ્ધારકમંત્રનો પાઠ આવશ્યક છે. આ પ્રમાણે ગ્રહોમાં અને ગ્રહોની દરેક વસ્તુઓમાં એક અવિનાશી તત્વ જોવામાં આવે છે જેને આપણે આત્મા નામથી ઓળખીશું ચૈતન્ય ભેદે કરીને આત્માના એટલા બધા પ્રકાર ઉત્પન્ન થયા છે કે—સ્થાવર જંગમાત્મક જડચેતન સર્વનો હેનામાં સમાવેશ થઈ જાય છે. જેને આપણે જડપદાર્થ કહીએ છીએ તેમાં પણ આત્માનું અવિનાશી તત્વ રહેલું છે, પણ ચૈતન્યાંશ બહુજ ગૂઢ રીતે પ્રવર્તેલો રહે છે, માટે તેને જડ પદાર્થ કહીએ છીએ. જેમ જેમ ચૈતન્યાંશ વધારે તેમ તેમ ચેતનમય વસ્તુઓ જોવામાં આવે છે; જડાત્મા એવો શબ્દ હમે સાંભળ્યો છે ? જીવાત્મા, દેહાત્મા, વિશુદ્ધાત્મા વિમૂઢાત્મા આત્મા દ્વૈતાત્મા, અભેદાત્મા, પરમાત્મા એ બધા ભેદો ચૈતન્યાંશને લીધે છે. કેળવળ ચૈતન્યના કોઇ પણ અંશ વગરનો એક પણ પદાર્થ કેવળ જડ પદાર્થ મળવો હમને મુસ્કેલ છે. મુસ્કેલાઇથી પણ મળશે નહીં. આત્મા એક સામાન્ય તત્વ થયું, અને ચૈતન્યાંશને આધારે હેનું પ્રગટીકરણ થયું. જેમ સૂર્યનાં પ્રતિબિંબો દરેક પદાર્થમાં પ્રતિબિંબિત થાય છે, સૂર્ય મૂળમાં એક વસ્તુ છે, અને જેમાં પ્રતિબિંબો પાડવામાં આવે છે તે જુદી જુદી વસ્તુઓ છે. પ્રતિબિંબગ્રહણ કરવાની શક્તિ જેમ સર્વની સરખી નથી, તેમ ચૈતન્ય ગ્રહણ કરવાની પણ દરેકમાં સરખી શક્તિ નથી. મનુષ્યકોટિ અને દેવકોટિની ગણના આવા ભેદથીજ ઉદ્‌ભવી આવે છે. પામર પશુ અને દૈત્યરાક્ષસગણ એ એવાજ ભેદનું પરિણામ છે. દારૂમાં સૂર્યનું પ્રતિબિંબ અને શુદ્ધ ગંગાજળમાં પણ સૂર્યનું પ્રતિબિંબ એકજ સરખું જણાય છે, પણ પાત્રભેદ કે સ્થાનભેદને લીધે તે ભેદ પામે છે, તેજ પ્રમાણે ચૈતન્ય પણ ભેદ પામે છે. આ ભેદ કંઈ આજકાલનો નથી, પણ આદિ અનાદિથી સિદ્ધ છે, તે દાખલા દૃષ્ટાંતો આપી સાબીત કરવું મુસ્કેલ છે. એનો સ્વાભાવિક સમજ શક્તિમાં જ્યારે વિના પ્રયાસે

ઉતરી આવે ત્યારેજ સત્ય સમજવું. અનાત્મા શબ્દ ઘણા વાપરે છે. પણ તે બુદ્ધિપૂર્વક નહિજ કહી શકાય. અજવાળું અને અંધારૂં જેમ એક બીજાના પ્રતિપાદક છે, તેમ આત્મા અનાત્મા શબ્દો સિદ્ધ નથી, એ ખૂબ સમજી રાખવું. આટલું જરા વિસ્તારથી કહેવાનો હેતુ એ છે કે પુનર્જન્મની બાબતમાં એ એક અવશ્યનું તત્વ છે. જન્મજન્માંતરોમાં આત્મા અવિનાશી છે, ચૈતન્યાંશ કર્મને આધાન છે, અને કર્મવિપાકમાં ત્હેની ખાસ જરૂર છે. શુભ અને અશુભ કર્મોનું નિરાકરણ કરવું આપણને આ રસ્તે ઠીક પડશે. જીવોની ચઢ ઉતર સ્થિતિનું પણ ભાન થશે અને સામાન્ય તત્વ જે આત્મા અથવા વેદાન્તીઓ જેને બ્રહ્મ કહે છે તેની ઓળખાણ થાશે અને એ ઓળખાણ થવી કેટલી મુસ્કેલ છે છતાં સાધ્ય છે અને ચૈતન્યની વૃદ્ધિમાંથી તે થાય છે, એટલું આ પ્રસંગે કહેવું બસ છે. હાલતો થોડી વિશ્રાંતિ લઇએ તો ઠીક. શૂન્ય ચૈતન્ય વસ્તુ આ વિશ્વની અંદર ક્યાંઇ પણ મળી શકશે નહીં અકીક, સ્ફટિક, સુવર્ણ, રૌપ્ય વગેરે વસ્તુઓમાં પણ ચૈતન્ય છે. અહલ્યાની બની શલ્યામાં પણ શ્રી રામ ભગવાને ચૈતન્ય જોયું હતું, અને તે પરથીજ તે ચેતનમય શીલા કહેવામાં આવેલ છે. આ પ્રમાણે સ્થાવરજંગમાત્મક સર્વવસ્તુઓનું સમજવું. સાયન્સ જેને કહેવામાં આવે છે, જે ઇથર સર્વવ્યાપક છે અને જેમાં નિર્લેપતાનો એક પણ અંશ નથી, તે ઇથર શું છે? એ એક ચૈતન્યભાવજ છે હવે જ્યારે આ પ્રમાણે છે, ત્યારે ખરેખર જડવસ્તુ ત્હમે બતાવી શકો નહીં એ નિર્વિવાદ છે, ચૈતન્યસ્વરૂપાંશ ત્હેને ત્હમે જડ વસ્તુ કહો છો પણ બિલકુલ ચૈતન્યભાવશિવાયની ચીજ બતાવી શકાશે નહીં.

આ ઉપરથી આપણે એક નવીન સ્વરૂપ જોવાને શક્તિમાન થઇએ છીએ, અને તે એ છે કે ચૈતન્ય ગમે તે જાતિમાં પ્રવેશી શકે છે, અને આત્માના સ્વરૂપને દર્શાવી આપે છે. મ્હને એક વખત એક સુજ્ઞ સદ્‌ગૃહસ્થે પૂછ્યું હતું કેઃ—આ જગતમાં નરજાતિ વ્યક્તિઓ ફરીને પણ એકજ જાતિમાં અવતરે છે કે અન્ય કોઇ બીજી જાતિમાં? આ બાબત એક-દમ જવાબ આપી શકાય તેમ નહીં હતું. પ્રથમ મેં કહ્યું કે ત્હમે પ્રકૃતિનાં સ્વરૂપોને તથા તેમના અવાંતર ભેદોને બરાબર જાણો છો કે નહીં એનો ખુલાસો આપો તો એ બાબત ત્હમને જલદીથી સમજાવી શકાય પ્રકૃતિનાં સ્વરૂપો એકજ અનુસન્ધિમાં અનેક ભાવમાં પ્રદર્શિત થાય છે, તો પછી સ્થૂલમાત્ર શા માટે ન બદલાઇ શકે? સમજી રાખો કે પુરૂષ વ્યક્તિ સ્ત્રી વ્યક્તિમાં, વનસ્પાત, પશુ, પંખી, ખનિજ વગેરેમાં પ્રવેશી શકે. ચાર ખાણમાં ગમે ત્યાં ગમે તે સ્થિતિમાં પ્રવેશી—શકે અગર પ્રવેશી શકાય—એમાં બિલકુલ શંકાનું સ્થાન રહેતું નથી. જો આપણી દિવ્યદૃષ્ટિ હોય, આપણે એકી વખતે એક કરતાં વધારે સ્વરૂપોને અવલોકી શકતા હોઇએ તો કહી શકાય કે આ ફેરફાર અમુક ક્રમમાં થાય છે. કર્મ-વિપાકમાં આ એક અગત્યની બાબત છે, યોગસમુચ્ચયથી આ શક્તિ પ્રાપ્ત થઇ શકે છે. ફક્ત મનુષ્યોને માટેજ આ શકિત બીજ રૂપ છે, વિકાસ કરવા માટે ક્રિયાની જરૂર છે, અને તે આગળ કહેવામાં આવ્યું, તેમ શુભ અને અશુભ તે પાપ પુણ્યની પેઠે દ્વંદ્વ છે. આકૃતિ દિવ્ય કરનારી ક્રિયા તે શુભ અથવા પુણ્ય ક્રિયા અને અધોગતિમાં લઇજનારી તે અશુભ અથવા પાપ ક્રિયા સમજવી. સ્વાભાવિક રીતે બ્રહ્મચર્ય પાળનારમાં આ શકિત વિકાસ પામતી જાય છે એ પણ એક યોગના અંતર્ગત યોગની હકિકત છે. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે નિયમનની કેટલી જરૂર છે. નિયમનશક્તિ ઉપન્ન નિયામકને યોજના કરવાનો

અધિકાર છે. સર્વ વ્યવસ્થાનો આધાર જ્યારે નિયમનશક્તિ ઉપરજ છે ત્યારે તેનો ક્રમ પૂર્વક આખો વિધિ બનાવવામાં સાફલ્ય છે અને ત્હેનું વિશ્વના નિયમોની સાથે એકીકરણ થાય છે. ચોરાશી લક્ષયોનિની જે વાત છે, તે તદ્દન ખોટી નથી; આપણે કર્મ-વિપાકના પૂરેપૂરા સ્વરૂપને પામી શકતા નથી. તેથી એ બાબતનો ઇનકાર કરીએ છીએ. પણ ત્હમે જુઓ કે આપણી દૃષ્ટિની કેળવણી કેટલી બધી જુજ છે. આકાશ જે કાંઇ પણ પદાર્થ નથી ત્હેને વસ્તુ રૂપે માનીએ છીએ અને વાયુ જે ખાસ પદાર્થ છે, અથવા ઇથર છે ત્હેને પદાર્થ સ્વરૂપે માનવાની આનાકાની કરીએ છીએ. અજવાળું અથવા ગરમીને પણ એમજ માનીએ છીએ. ઇથરમાં પદાર્થના ગુણ નથી, તો પણ ત્હેનો તત્વરૂપે સ્વીકાર કરવો પડે છે. એ જેમ માન્ય છે તેજ પ્રમાણે આ ચોરાશી લક્ષ ઉત્પત્તિ ચિન્હની વાત માન્ય કરવા જેવી છે. વળી જેણે ચાર ખાણુની સંખ્યા આપી તે જેમ વ્યાજબી છે તે ઉપરાંત વધારે કેમ ન કહી અને આ જગ્યાએ ચોરાસી લક્ષનીજ કેમ સંખ્યા આપી? અને એકાદ પણ ઓછી વત્તી ન આપી? કારણ કે જેઓએ વિશ્વદૃષ્ટિથી નિર્માણ કર્યું છે તે કદિ અવાસ્તવિક હોય નહીં. બીજી બાબતોમાં કદાચ કાળ ક્રમે કાંઇ ફારફેર થતો હશે. પણ આ ઉપરની બે બાબતો એટલી ઝીણવટથી સિદ્ધ કરી છે કે ત્હેમાં બિલકુલ ફેરફાર થઇ શકે એવું નથી કેવળ નિષ્ક્રિય બ્રહ્મચર્ય મહિમા કરતાં સક્રિય બ્રહ્મચર્ય વધારે બળવાન છે. પેલા નિષ્ક્રિય બ્રહ્મચર્ય મહિમાને જાળવી રાખવાને જે શક્તિની જરૂર છે, તે શક્તિક્રિયા—સત્ક્રિયા વિના મળી શકતી નથી; કેટલાક જરૂર કરતાં ઓછી ક્રિયા કરે છે, અને કેટલાક જરૂર કરતાં વધારે ક્રિયા કરે છે, તે ફાવી શકતા નથી, અને ઉલટા કોઈ વાર નિર્બળ થતા જોવામાં આવે છે. માટે ત્હેમાં અભ્યાસની જરૂર છે. અભ્યાસ સ્થિર થયા પછી આગળ વધતાં જવું જેમ લાભ કારક છે, તેમજ અભ્યાસમાં સ્થિર થતાં શીખવું એ પણ આવશ્યક છે. અભ્યાસ બળનો મહિમા વર્ણવતાં શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને શું કહે છે, તે જુઓ

अभ्यासेनतु कौंतेय वैराग्येण च गृह्यते ।
असंयतात्मना योगो, दुष्प्रापइतिमे मतिः ॥

હે! અર્જુન અભ્યાસે કરીનેજ સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકાય છે. અભ્યાસ એટલે જ આ જગ્યાએ સત્ક્રિયા સમજવી, અને શમદમાદિ સત્વગુણની વૃદ્ધિ કરનારી અભ્યાસની જરૂરની શક્તિઓ સમજવી આ વાત પણ મનુષ્ય લોકને માટેજ છે, અને મનુષ્ય લોકમાં પિતૃલોક તથા દેવલોકનો સંબંધ છે, તેથી મનુષ્યલોકમાં એનો સમાવેશ થઈ શકે છે અને પિતૃલોક તથા દેવલોકને માટે પણ કર્મો કરવાં એની મનુષ્ય ઋણમાં ગણના થઈ છે, અને અહીંથીજ તેઓને ત્યાં પુષ્ટિ તથા તુષ્ટિ મળી શકે છે.

બ્રહ્મચર્ય મહિમાને અંગે સદ્‌વિદ્યાની પણ જરૂર છે. જે સત્ક્રિયામાં શ્રદ્ધા તથા દૃઢતાને અવલંબી રહેવાની જરૂર છે તેને તે બહુ બહુ પ્રકારે મદદ કરે છે અને દરેક વખતે શુદ્ધ સરલમાર્ગ બતાવી આપે છે બ્રહ્મચર્યને માટે જે જે નિયમો અથવા ક્રિયાઓ કરવી આવશ્યક છે, તે બધીનો અહીં વિસ્તાર કરવામાં આવે તો આપણે આ એક સામાન્ય વિષયમાં અનેક વિષયોનો ટુંક ટુંક સમાવેશ કરવા ધાર્યો હોય ત્યાં ત્હેનું અતિ પ્રધાનપણું

બતાવવા જતાં મૂળ બાબતને અંગે દીર્ઘસૂત્રતાનો દોષ આવે, માટે સંક્ષેપમાં જ કહેવું જરૂરનું છે. નિયમો અને ક્રિયા એક નથી, એ પણ સમજવું જોઇએ. નિયમો હંમેશાં એક પ્રકારે રહે છે, અને ક્રિયામાં વૃદ્ધિ જરૂરની છે, જેમકે દરરોજ બ્રહ્મમૂહુર્તમાં ઉઠવું એ એક નિયમ થયો; તે ઘણું કરીને હંમેશાં એક સ્વરૂપે રહે છે, અને પ્રાણાયામાદિ જે ક્રિયા તેતો વૃદ્ધિરૂપ છે. એટલે ક્રિયાને માટે નિયમ તથા ક્રિયામાં નિયમ એમ પણ કહી શકાય સ્નાન એ ક્રિયાને માટે નિયમ છે, અને જપાદિક સંખ્યા એ ક્રિયામાં નિયમ છે. આ પ્રમાણે બ્રહ્મચર્યને માટે ક્રિયાના અને ક્રિયામાંના બંને પ્રકારના નિયમો પાળવાની ખાસ જરૂર છે. આ પ્રમાણે થવાથી આપણે જે નિયમ અને ક્રિયામાં ભેદ માન્યો હતો તે આ પ્રકારે સમજવાથી તે ભેદ દૂર થશે. વળી વિદ્યાની પ્રાપ્તિ એક અજાયબ રીતે થશે. બુદ્ધિશક્તિ વિકાસ પામશે, અને ગ્રાહકશક્તિ ઉત્કટ બનશે. મન–નિર્મળ અને બળવાન બનશે જેથી દરેકકાર્ય ઉત્સાહપૂર્વક થઈ શકશે, અને દુનિયાના જ્ઞાનમાં વધારો કરવા સમર્થ થશે. આવા બ્રહ્મચર્ય વૃત્તને સાંગોપાંગ પાર ઉતારી ગૃહસ્થાશ્રમમાં આવેલો પોતાનો સર્વ શુભ વ્યવહાર બહુ ડહાપણથી ચલાવી શકશે. અને કોઇને પણ ભારરૂપ ન થઈ પડતાં પોતાનું વહાણ બહુ સુગમતાથી નિર્વિઘ્ને પાર ઉતારી શકશે આ પ્રમાણે બ્રહ્મચર્ય આશ્રમ એ ગૃહસ્થાશ્રમના પાયારૂપ થઇ પડશે અને છે પણ તેમજ. અત્યારે આપણા ભારતવર્ષની દુર્દશાનું મૂળ કારણ જો જોવા બેસશો તો એજ આવશે કે પ્રથમનો પાયોજ કાચો છે. મૂળનું ચણતર જ્યાં મોળું ત્યા પછી ત્હેની ઉપરના બીજા બધા આધારભૂત ચણતરની શું દશા સમજવી! હિંદના બાળકો મજબુત મનના બળવાન શરીરના અને સંગીન કામ કરતા કરવાને માટે હે! સુજ્ઞ બાન્ધવો આ બ્રહ્મચર્યની કેટલી અગત્ય છે તે ધ્યાનમાં લેવા જેવું છે. સ્ત્રી અને પુરૂષ એમ દ્વીભેદ સૃષ્ટિનો ઇશ્વરી નિયમ કે કુદરતી નિયમ શું છે? તે જાણવાનો પ્રયત્ન કરવો આ જગ્યાએ જરૂરનો છે. દરેક ખાણની દરેક સૃષ્ટિમાં નર અને માદા એવા બે ભેદ છે. અને અરસ્પરસના સહાયની ક્યારે જરૂર પડે છે. સૃષ્ટિની ઉત્પત્તિને આગળ વધવાને બંને બાજુની જરૂર છે મનુષ્ય જાતિ સિવાય બીજી જાતિઓના વ્યવહાર કાંઇક ભિન્ન ભિન્ન છે. મનુષ્યને મન આપેલું છે. બુદ્ધિ આપેલી છે અને તેથી તર્ક અને જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. મન–બુદ્ધિ–તર્ક અને જ્ઞાન એ બીજરૂપ છે, અને તેમાં નિરન્તર વૃદ્ધિ થવાનો ગુણ છે. પરંતુ તે બ્રહ્મચર્ય પાળ્યા સિવાય વૃદ્ધિ સંભવિત નથી. બીજાં પ્રાણીની વાત અત્યારે બાજુપર મૂકી કેવળ મનુષ્યજાતિને માટેજ કહેવામાં આવે છે, તે બરાબર સમજી રાખવું. સ્ત્રીઓના સંસર્ગથી પુરૂષની શક્તિઓ ખીલતી અટકી જાય છે, અથવા બંધ પડી જાય છે અથવા ધીમે ધીમે ઘસાતી જાય છે અને તેથી નિર્બળ થતી જાય છે. અવસ્થા પરિપકવ થવા પછી પણ હદમાં સંસર્ગ રાખવાથી મનુષ્યની એટલે પુરૂષોની અને સ્ત્રીઓની બંનેની શક્તિઓ જળવાઇ રહે છે. સ્ત્રીઓ કરતાં પણ પુરૂષોને પોતાની શક્તિ જાળવવાનું વધારે જરૂરનું છે. ઘા વાગ્યા પછી જ્ઞાન લાવવા કરતાં ઘા વાગ્યા પહેલાંજ સાવચેતી રાખવી એ સમજણનું કામ છે. એટલાજ વાસ્તે આ બાબતમાં અનુભવની જરૂર છે. અનુભવીઓની સલાહ સાચી માનીને તેમને જે રસ્તે જવાથી હાનિ અથવા હાનિ જેવું કાંઇ પણ થયું હોય તે કહે તે સત્ય માનવું અને આપણને આપણે પંથે જતાં જરાપણ હરકત ન આવે એ પ્રમાણના નિયમોનું પાલન કરવું બહુ જરૂરનું છે. વિદ્યુત્ શક્તિ જે ચૈતન્ય

શક્તિનો એક પેટાભાગ છે, તે સ્ત્રીઓના સહવાસથી કમી થઇ જાય છે: પણ વૃદ્ધિને અર્થે થોડા થોડા દિવસોને અંતે તેની જરૂર પણ છે. નહિતર અંદરનું તેજ બીજ તેના રક્ષક દેહનુંજ ભક્ષણ કરતા થઇ પડશે બીજ સળી જશે, અને વિના કારણે મંદ પડી જશે અથવા વિલાઇ જશે. વનસ્પતિના ક્રમની જે આગળ વાત કહી છે, તે આ પ્રસંગે સંભારવી જરૂરની છે. સ્થિતિ અને સ્થિત્યંતર એ કાળ:ક્રમની શ્રેણિ પરંપરા છે. તેજ પ્રમાણે જો બ્રહ્મચર્ય આશ્રમ પછી ગૃહસ્થઆશ્રમની યોજના ન કરવામાં આવી હોત તો બીજ ક્ષય થાત અને વૃદ્ધિ અટકી જાત; આટલાજ માટે બ્રહ્મચર્ય અવસ્થા બીજની પક્વદશા સારૂ તથા ભવિષ્યની વૃદ્ધિ તથા વર્તમાનની સુખરૂપ ફલેચ્છાને માટે સમર્થન કરવાવાળી છે એ વાત આ પ્રસંગે ખચીત લક્ષમાં રાખવા જેવી છે. જેમ ચોર-જુગારી-મિથ્યાભાષી-વ્યભિચારી વગેરે સ્ત્રી પુરૂષો બંને આ જગતના ધર્મના અર્થને હાનિ કરનારા છે, તેમ અધર્મીઓ પણ એવાજ પ્રકારના છે. ચોરી કરવાથી જેમ દેશની સમગ્ર દોલતમાં કાંઇપણ વધારો થતો નથી જુગારથી પણ એજ પ્રમાણે થાય છે અસત્ય વાદીઓ જો કે ઘટકાના ઉપાય કરતા નથી પણ વૃદ્ધિને અટકાવે છે સામાન્ય જનસમાજના લાભની વાતોને તદન બંધ કરી નાંખનારા અથવા અવળે રસ્તે ચડાવનારા જેવા છે. વ્યભિચારીઓ તનમનના ખુવાર થનારા અન્યને તેમ કરનાર ખાઉધરા અને ધર્મ અને અર્થનો કેવળ વ્યય કરી વૃદ્ધિ અટકાવનારા છે. માટે તેમના શાસકોનો અથવા રાજાઓનો તો ખાસ એ ધર્મજ છે કે—એવાઓનો જેમ બને તેમ બંદોબસ્ત કરવો સમગ્ર પ્રજાની આબાદાની એ અટકાવમાંજ રહેલી છે. આપણે પ્રાચીનકાળ કે અર્વાચીનકાળમાં ગમે ત્યાં નજર કરશો તો આ વાત કેટલે ઘણે અંશે સાચી છે, તે જોવામાં આવશે. પ્રથમ સત્યનુંજ ગ્રહણ એ બીજા ખરા દુર્ગુણોને અટકાવનાર છે. એટલાજ વાસ્તે સત્યનું પાલન કરો પાલન કરો એ શાસ્ત્રોનો સર્વ દેશી સિદ્ધાન્ત છે સમગ્ર પ્રજાજન આજ માર્ગે પ્રયાણ કરનારા હોઈ વૃદ્ધિને સહાયભુત થઇ પડેલા છે. ધર્મનો અર્થ કહેવાનો હેતુ એ છે કે ધર્મને લઇને સમગ્ર દોલતમાં વધારો કરનાર અર્થ તે ધર્મનો અર્થ કહેવાય છે. અને કામ તે પણ ધર્મનો કામ હોવો જોઇએ. અને તે ત્રણેનું વિપાકી ફળ તે મોક્ષ છે. એમાં કાંઇ કરવાનું હોતું નથી. એટલે એ વિષેનો કર્મ-વિપાકમાં સમાવેશ થઇ શકતો નથી-પણ કર્મ-વિપાકના શુદ્ધ સ્વરૂપનું અંતિમ શિખર જે આનંદઘન તેજ મોક્ષ છે. કર્મના પેટાભાગ અને વિભાગ ઘણા છે, પણ આ જગાએ તે સર્વ બનાવવા મુશ્કેલ છે. ફક્ત પ્રકૃતિના ધર્મ દેશકાળ-બળને લઇને તેમાં વિકારો થયા કરે છે, પણ શુદ્ધ સ્વરૂપ સર્વમાં સામાન્ય તત્વ જે સર્વ દેશી છે અને સર્વ સ્થળે કર્મફળમાં ઉપયોગી છે. તેજ યથાસ્થિત છે બાકીનાં ઉપતત્વો તેમાં સહાય કરનારાં છે. સહાય કરનારાં તત્વ એક મુખ્યતત્વના પોષણ કરનાર તત્વોરૂપે છે. બંજ વિષે જેમ આગળ કહ્યું કે જેમાં વર્દ્ધનની શક્તિ નથી પણ બીજની વૃદ્ધિને સહાય કરનારાં છે. તેમજ જે મૂળતત્વને આસપાસનાં બીજાં તત્વોએ પેલા મૂળતત્વને પોષણ કરનારાં છે. અને સ્થિતિને ટકાવી રાખનારા તથા સ્થિતિમાંથી આગળ વૃદ્ધિ કરનાર થઇ પડે છે. તેજ રીતનું આમાં પણ સમજી લેવું. આપણે અગાઉ એક વખત કહી ગયા છીએ કે ઘણાક દેહીઓ ખરેખરા મરણ પામ્યા પછી પણ કેટલીક મુદત પોતાના જીવનપ્રવાહને ચલાવી રહેનારા હોય છે. તેમજ ઘણાક દેહીઓ પોતાના દેહમાં રહેવા છતાં મરણ પામેલા હોય છે. હવે હમે આ કહેવાનો સ્પષ્ટ

અર્થ સમજી શકશો કે જેમ એક શુરવીર પુરૂષ પોતાનું માથું તદ્દન કપાઇ ગયું છે. અને શરીરના કોઇ પણ ભાગ સાથે સંબંધ નથી તે વખતે તે શરીરનું ધડ-યુદ્ધમાં ઝઝુમતું ઝુઝંતુ જણાય છે. શુરવીરોની દ્રષ્ટાંતમાળા જુઓ એક કરતાં અનેકનાં આથી પણ વધારે પરાક્રમો જણાઇ આવશે. આ વાત્ત સર્વકાળને માટે સત્ય છે. તેજ પ્રમાણે સત્યવાદીઓનું ધર્મનું યથાસ્થિત પાલન કરનારાઓનું તત્વજ્ઞાનીઓનું સત્કવીઓનુ ધૈર્યધર બહાદુર પુરૂષોનું વગેરેનું સમજી લેવું. આ પ્રમાણે મરણ પામેલા દેહીઓ ઘણી વખત ઘણા દૂરના મનુષ્યોને પણ પ્રતીત થયાના દાખલા મળી શકે એમ છે. સંબંધ રાખનારી ધર્મશીલ ક્રિયાઓના જરૂર છે. કોઇ એવા આત્મલક્ષી પુરૂષને અચાનક કોઇના દૂરના મરણની વાત એકાએક જાણવામાં આવી જાય છે, અને તે વાત ઘણી વખત સત્ય હોય છે. એ બધાનુ જો એક સમાન દ્દષ્ટિથી અવલોકન કરવાનું બની શકતું હોય તો એવાં ઉદાહરણો મળી શકવાં કાંઇ બહુ મુશ્કેલ નથી. અસત્યવાદીઓ, કાવાદાવાં કરનારાઓ, પાખંડીઓ, વ્યભિચારીઓ; ચોર, ધુતાર ખુનીઓ વગેરેની મરણ દશા સમયે ત્હેમની હાલત જોઇ છે. તેઓ સ્મશાનભૂમિમાં ગયા પહેલાંના ઘણા દિવસોથી મરણ પામેલા હોય છે. તેઓ આ સૃષ્ટિ નહીં પણ કોઇ અન્ય સૃષ્ટિમાં વિચરતા હોય છે. ત્યારે આપણે કહીશું કે ભાઇ એને કાંઇ દેહનું પણ ભાન નથી, સન્નિપાત થયો છે, અને લવવાનું વધ્યુ છે, ગળે કાંઇ ઉતરતું નથી શેનું ઉતરે? તેનો આ દુનિયા ( સૃષ્ટિ ) સાથે સંબંધ ધીમે ધીમે ક્ષીણ થતો જાય છે. અને બીજી સૃષ્ટિમાં જોડાણ થતું જાય છે. દ્દષ્ટિ કાંઇક જુદી છે અને સૃષ્ટિ પણ જુદી છે. ક્વચિત્ ક્વચિત્ આ દુનિયાના સ્વપ્નને પણ જોતો હોય એમ જણાય છે. ત્યાંરે ભાન આવ્યું. એમ જણાય છે, પણ પાછું તરતજ બીજી સૃષ્ટિમાં પ્રવેશી જાય છે. કેટલેક આગળ ગયા પછી જીવન પ્રવાહ તદ્દન બંધ થઇ જાય છે. ધર્મ અને અધર્મીઓનું આ એક પરીક્ષણ સ્થળ છે. સ્વસ્થ પુરૂષ જેને કહેવામાં આવે છે, અને જેનો જીવન પ્રવાહ નિદ્રામાં જાગ્રત હોય છે, જેને આપણે સાવધ અથવા સાવધાનતાના ગુણથી ઓળખીએ છીએ, તે ધર્મના એક પેટાભાગમાં યોગના મુખ્ય ભાગમાં ગણાય છે.

( આગળ ચાલુ )

મઙ્કાકર–નાગર.

---

REGISTERED N. B. 764

આદ્યતન્ત્રી—
શ્રી અભેદમાર્ગ પ્રવાસી,
મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સુદર્શન.

મન્ત્રી:—
આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधोमहि ' —भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

[ પુસ્તક ૨૬–અંક ૧૨ ] (માસિક.) [ સપ્ટેમ્બર. ૧૯૧૧. ]

## गुरु के चेलो ?



ભજન.

(૧) સદ્દગુરૂ કેરાં ચરણ સેવતાં,
ભવનાં બન્ધન છૂટે......રે......જી
માયાવિકારી મોહિની સઘળી,
તડાક દઇને તૂટે.........રે......જી

(૨) અંજન સલાકા, ગુરૂજીની અદ્દભૂત,
પ્રેમ-ચક્ષુમાં આંજી......રે......જી.
દૃશ્યબધું અ-દૃશ્ય થયુંને.
નિરાકાર લે ન્યાળી......રે......જી.

(૩) ભિન્નવિશ્વમાં ક્ષણું વારમાં,
શાન્તચિત્તથી બેસે......રે......જી.

મન માયામાં હવે તેહનું
દીઠું સત્ય-કયમ પેસે...રે......જી.

(૪) મેઘતણા મંડળથી આગળ,
વિદ્યુત્ જેમ વછૂટે......રે......જી.

ત્યેમ ગુરૂજીથી આગળ થઇને,
સુમન સરસ કૈં ચૂંટે...રે......જી.

(૫) ભાવિતણા બળને પણ તોડી,
નવીનકાર્યમાં સ્થાપે......રે......જી.

ગુરૂને-પણ-એવા મળી શિષ્યો,
સુસહાયતા અતિ આપે...રે......જી.

(૬) સમજણ ઓછી બહાર શોધે,
કપાળ અમથું કૂટે......રે......જી.

ગન્ધ પ્રસરતાં અતિ પ્રોઢતાં,
સુગન્ધિ મૃગને દૂટે......રે......જી.

(૭) આપ આપણું તત્વ તપાસો
આન્તરમાં અજવાળું....રે......જી.

અંજન મ્હારાં બાળ ચક્ષુમાં,
થયું-આજ સૌ ભાળું...રે......જી.

(૮) ગુરુ થયોને—થયો હું ચેલો,
એ રચના બહુ ભારી...રે.......જી.

ગુરૂ થવાથી શિષ્ય થવામાં,
પૂળે સુગમતા સારી.......રે......જી.

મકફાકર—નાગર.

---

# बन्दगी.

xxxx

માલેક ! ઓ વાલી સનમ ! હું બન્દગી ત્હારી કરૂં !
આ ખલ્કમાં ખુદાઇ ત્હારી જોઇને હું તો ડરૂં !

મહઝબ મુતાબિકની ખબર રોશન થતાં હું તો રહું !
મજકુરની માલુમ વિના ક્યાં આલમે કદમો ભરૂં !

યા અલી ! હઝરત ! રહમ કર ! બેવફાઇમાં મરૂં !
ત્હારી મદદની રાહમાં ધરી ઇન્તિઝારી હું ઠરૂં !

સીતમ ખમૂં હું ખૂબ ! આબેહુબ નૂર બતાવ તું !
અહેશાન માનૂં પૂરઃ આ દિલગૂમ જલદી બનાવતૂં !

જાણૂં નવું: જૂનું ભુલું: એ ખુશનુમાં દિન લાવ તૂ !
પુકાર આ બુલબુલ કરે ! પડદો હવે ઉઘાડ તૂં !

દે ગુલ ઇરમ ગુલઝારનૂં: દે વસ્લઃ ઇન્તિઝાર હું !
આ ચાક દિલ નાપાકને, કર પાકઃ મહોબ્બતદાર તૂં !

આ બે અમીરો પરી કરી દિલગીર ફકીર બનાવ તૂં !
જળતા જિગરનાં આહને દે દાદઃ લે ફરિયાદ તૂં !

ઓ પાક પયગમ્બર ! ભલા ! પયગામે નૂર બતાવ તૂં !
તાકાત ના દેદારમાં : બુરખો હવે ઉઘાડ તૂં !

આ દિલ ચમનમાં ગુલ નથી ! ગુલઝાર યા ખિલાવ તૂં !
આફ્રિન યા ! આફ્રિન યા ! ખુદાઈ ત્હારી ચખાડ તૂં !

ઓ સુરતફા ! રહેમત ભરી રીસાયલાંય મનાવ તૂં !
આલમ તણી ઝહરી હવાને ચૂમનાર ઉગાર તૂં !

રે ભેતખાનામાં બિમારીને સદા ગવરાવ તૂં !
હૂઝૂર ! ખુમારી દઈ શરાબીમાં હવે ન્હવરાવ તૂં !

દુનિયાં, જમાના, ને જુદા ઝગડા હવે મ પતાવ તૂં !
ઇસ્કે ઝખમ દે ! દે ! સનમ ! મર્હમથી ના રુઝાવ તૂં !

ગુમરાહ આ દિલને સમાલી સનમ ! શીરસ્તે ન્હડાવત તૂં !
કર મ્હેર બેગાના પરે ગઈ ગુઝરી યાર ! ભુલાવ તૂં !

આ રાનમાં હેરાન થઇ રડતો મુસાફિર ઝાંખ તૂં !
કરીને રહમ તે પર, સનમ ! અમીની નઝર કંઇ નાંખ તૂં !

મુજ આંખ આગળ આ ખડી ઊંચી દિવાલ પડાવ તૂં !
તાકાત ના આ રુહમાં ! યા પાંખ ઓર ઉઘાડ તૂં !

હે હાનિયત હેવાનને હેવાનિયત હરનાર તૂં !
કમબખ્ત કર નાદાનની પતરાજી પાજી પરાસ્ત તૂં !

હે રાસ્ત નસિહત ઓ સનમ ! શયતાનિયત ભૂલાવતૂં !
છે બન્ધ દરવજ્જા ખડા આડા ! હવે ઉઘડાવ તૂં !

આલમ બહુ આ જોઇ છેઃ આલમ નવી બતલાવ તૂં !
ભૂલાવી જૂનો રાહ કેં જુદો નવો પકડાવ તૂં !

તકસીર મ્હારી તપાસીને અકસીર હકીમી ચલાવ તૂં !
અસલી ઇરાની શરાબી દે ! તબીબી જૂઠી વિસરાવ તૂં !

અહીં બેહયાઇમાં મરુ ! ત્હેને હવે ય જીવાડ તૂં !
ઇશ્કે અનલહકની અજબ-ઇશ્કી કિતાબ પ્હડાવ તૂં !

દે ! દે ! શરાબી ! દે ! નશે કર આ જિગર ગરકાવ તૂં !
ગુમરાહ આ ગભરાયલાને કાં હજી તલસાવ તૂ !

છોડાવીને દોઝખ હવે બેહિસ્ત રાહ બતાવ તૂં !
ખોવાયલું નાદાન દિલ બુલબુલ હવે ય બચાવ તૂં !

રે ! પરવસી કર દિલ્હી પર પયગામ કંઇ પ્હોંચાડ તૂં !
મસ્તાન આ મિસ્કીનને મહબુબ દીદાર બતાવ તૂં !

ચન્દનક્ષેત્ર—મયખાના
તા. ૧—૮—૧૦

मस्तान.

---

# ॥ હાફેઝ ॥

( ગઝલ ૯ )

ગુલાબ લાલ ખીલીયું બુલ્બુલ મસ્તીમાં,
ચમનમાં છે આશકો શરાબ મસ્તીમાં. ૧

પરિતાપની જડ સખ્ત છે પત્થર-સમાન જો,
ચૂર્ણ કરે છે કયમ કરી બીલોરી જામ જો. ૨

શરાબ દે; દરબારમાં આ બે પરવાઇના:
સુલ્તાન હો કે ફકીર હો હીસાબ કાંઇ ના. ૩

સરાયના બે દ્વારથી જરૂરત જો કૂચ ગણી;
મહેરાબ હો ઉંચી કે નીચી ઝીન્દગી તણી. ૪

તકલીફ વિના નવ મળે મુકામ ઐશનો,
હા, હુકમથી અનર્થ પણ રોકે અલસ્તનો. ૫

હસ્તી નાસ્તીને નશે ખુશી મને રહો;
નાસ્તી; છે આખેરમાં એ ખુબ દીલે લહો. ૬

પવનાશ્વને આસફ દયાળ વાણી પંખીની;
ખ્વાજા રહ્યો નવ કાંઇ થઇ નિશાની નાશની. ૭

પાંખ ને પીછાં સહીત ન ચૂકીશ રાહમાં:
યોભાવે તીર પવનને ઘડી આખર ખાખમાં. ૮

હાફેઝ કલમ આપની શું વાણી મીઠી કહે;
એ જામ હાથોહાથ ત્યાં મસ્તાન પણ લહે. ૯

---

( ગઝલ ૧૦ )

પસીને તરબતર હસતા અધર માશૂક આવે છે,
પડ્યાં છે ગુર્દ્ તકલીફમાં મગર માશૂક આવે છે. ૧

દુટમાં કપડાં ગઝલ ગાતાં સુરાહી હાથમાં ઝાલી;
જીગર અફસોસમાં ચશ્મો ભરી પુર અશ્ક આવે છે. ૨

પુરી મધરાતમાં આવી અને બેસી સીરાનાપર;
ધમી આવાજથી મુજને ધીરે માશૂક સુણાવે છે. ૩

અરે આશક, પરેશાની મહીં તું નિંદમાં ઘેરે;
પી લે તું જામ જલદી જો પણે આફતાબ આવે છે. ૪

પીવાડયો માશુકે મદિરા પરોઢે પ્રિય આશકને;
શરાબી ના થયો તે ઇશ્કનો કાફર કહાવે છે. ૫

અરે અફસોસ, ઝાહીદપર પકડ ના જાન તકલીફમાં;
શરૂથી જે મળી બક્ષીસ અનોખી એજ ભાવે છે. ૬

ભર્યું પ્યાલું ગમે તેથી પીધું મેં ચસચસીને જઈ;
મદિરા સ્વર્ગ કે મસ્તી તણો તે નવ જણાવે છે. ૭

પકડવાં ઝુલ્ફને મસ્તાન મદિરા જામનાં હસવાં;
ધમી હાફિઝની તોડી મને આનંદ અપાવે છે. ૮

ટી. બી. કથારીઆ.

---

# मृतपत्नी पाछळ प्रेमी–कवि पतिनी प्रेमांजलि.

મન્દાક્રાન્તા.

આકાશે તો પુર નૃપ ઉડયો ઉર્વશી કેરી પુંઠે,
પ્રેમેથી તે બહુજ વિનવી તોય આવી ન હેઠે;
હું તો કયેમે ઉડી નવ શકું આંહી બેઠો છું આશે,
જાણું મારા કવિત દૂત ને પાઠવું પ્યારી પાસે. ૧

પામ્યો શાંત નૃપ પ્રિય થકીઃ માહરા દિવ્ય દૂત,
અર્પે સુખ ઉભય અમને આપી સંદેશ શાન્તઃ

વિદ્યુત પેઠે મુજ હ્રદયથી દિવ્ય કાવ્યો વહે છે,
પ્હોંચી પ્યારી મુજશું મળતાં, સઘ સંદેશ કે'છે. ૨

બોલું આજે હ્રદય ઉભરે કાવ્ય ઓ! વાણી! રમ્ય,
કે'જે મારી પરમ પ્રીયને આટલા શબ્દ રમ્ય!!;
"વર્ષો વીત્યાં બહુ સુખ મહીં ખૂબ આનન્દ લ્હેરે,
સંતોષ્યો તેં બહુજ મુજને યાદ આવે અરે રે!! ૩

આવી લીલા ફરી ફરી મળે સ્વપ્ન એવાં વહે છે,
શાણી એવી મુજ હ્રદયને શાન્તિ આપી રીઝે છે;
અર્પું આજે મુજ હ્રદયના પ્રેમનું જે તળાવ,
તે માંહેથી કર દ્રય ભરી અંજલી પ્રેમ ભાવ." ૪

રે! હો કાવ્ય! મુજ હ્રદયમાંથી તમે ઉદ્દભવ્યાં છો,
દે'જો તે આ મુજ પ્રીયતમાને કહો શાન્ત થાજો;
અર્પું આવી બહુ બહુજ હું અંજલીઓ પ્રીયાને,
આવે જ્યારે બહુ બહુ મને યાદ તેની પ્રભારે. ૫

મોરબી
તા. ૧૪-૧૨-૧૨.

ભાઇશંકર કુબેરજી શુકલ.

# પ્રકાશિત પરીને.



ગજલ.

પ્રકાશિત તું પરી મારી, ઉડુ હું પાંખથી તારી—ટેક.

મહોજ્વલ મિષ્ટ ભક્તિ તું, બન્યો સુરશદ તારો હું;
પરી છળ કોદિ ના કર તું, ચહું હું સાંઇ આઝારી. પ્રકા.

રેહાઇથી ઝહર ઝેરી, બન્યુ અમીપાન ઓ લ્હેરી;
હવે કરકાં પરી દેરી, વિના વસ્લે જખ્મ કારી. પ્રકા.

શીરીન ફરહાદના ખેલો, સહુએ તે જતા મેલો;
દિસે છે વસ્લની વેલો, બન્યો આ શુક અધિકારી પ્રકા.

વૃદ્ધિનો માર્ગ આવા પ્રકારનો છે; માનવપ્રકૃતિને કચરી નાખવાની નથી પરંતુ પલટાવી નાંખવાની છે, તેને દિવ્યઅંશવડે ઝગઝગીત બનાવવાની છે. ખરેખરી રીતે દિવ્યઅંશ પર્યંત ઉન્નતિ પામતો માનવઅંશજ દિવ્ય સ્વરૂપ છે, એટલું વિસારે પાડીને દિવ્યઅંશને પામવા માટે માનવઅંશને કચરી નાખવાનો પ્રયત્ન કરનારા કેટલાક ભૂલજ કરે છે; આપણે દેવો સમાન બની જઇએ છીએ માટે કંઈ આપણે માનવો મટી જતાં નથી, એ વાતનું પણ વિસ્મરણ થઈ જાય છે આ માર્ગનું બીજું સાધન આવા પ્રકારનું છે.

પછીથી છ સાધનોની વારી આવે છે, કોઈ કોઈવાર આમને એકઠા એક સ્વરૂપમાં માનસિક સંપત્તિના નામથી વ્યવહરવામાં આવે છે, કોઇ કોઇવાર અત્યંત સાદી રીતે આમને સદાચારનું એકઠું નામ આપવામાં આવે છે. આ દરેક સાધનનો આપણે જેમ જેમ નામ દેતા જઇએ તેમ તેમ આપોઆપ ખુલાસો થતો જાય છે. માર્ગના દ્વાર સમીપ આવી પહોંચનાર અભ્યાસિ માટે આ સાધનો અત્યંત આવશ્યક ગણવામાં આવે છે. શમ–મનોનિરોધ અત્યંત આવશ્યક પરંતુ કેટલો બધો જવલ્લેજ જોવામાં આવે છે! એકાદ કલાક સુધી તમારા મન ઉપર તપાસ રાખીને, તે કેટલું તમારા નિરોધમા છે અથવા નથી તેનો નિર્ણય કરો જ્યાં મન બલવાન્ હોય છે ત્યાં વારંવાર, માનવિ મન ઉપર આધિપત્ય ભોગવવાને બદલે મનજ માનવિ ઉપર આધિપત્ય ભોગવતું જોવામાં આવે છે, એમાં બહુ વિચારવાનું નથી. મન શેઠ બની જાય છે, માનવિ સેવક બનીને રહે છે પાશવવિકારો અથવા તુચ્છમાનસિકવિકારોની પણ આધિનતામાં રહેવા કરતાં આવા પ્રકારની સેવક વૃત્તિ જો કે હજાર દરજ્જે સારી છે, છતાંએ આવી દશા તમારા આધિનમાં એક સેવક સમાન બનવા યોગ્ય મનના નિરોધ સમાન નથી. તમારે આ બાબતની કસોટી કરી જોવી છે? તમારાથી અમુક વિચાર પરંપરા દૂર નહિ થઈ શકવાથી તમે કોઈ કોઇવાર રાત્રે જાગતા રહો છો? ત્યારે તમારો મનોનિરોધ ક્યાં ગયો! મનજ તમને ગૂંચવાડામાં ઉતારે છે, તમને મરણ જેવા શોકમાં ગરકાવ કરી નાંખે છે. એ તો તમારા આધિન સેવક સમાન બનવું જોઇએ. તમને કોઇ પ્રકારે ઉપયોગી ના હોય એવો એક વિચાર, તમારાથી દૂર કરી શકાય એવા પ્રકારનોજ એક વિચાર હોવો જોઇએ. જો તમે ચિંતામાં, ધંધા અથવા કુટુમ્બ સંબંધી દીલગીરીમાં સપડાઓ છો તો જાગતા પડી રહો છો. પરતુ આમ શા માટે? આથી કંઈ સંકટ ઓછું થતું નથી; આથી કંઇ આવું વિઘ્ન દૂર થતું નથી; તેથી તો માત્ર તમારા સામર્થ્યનો વિનાશ થાય છે. મનોનિરોધવાળો એક અભ્યાસિ જેના ઉપર ચિંતવન કરવાથી પોતાને તેમજ અન્યને કોઇ પ્રકારનો લાભ નથી એવા એક વિચારને પોતાના મનમાંથી દૂર કરે છે, આવા વિચારને બાહ્યપ્રદેશમાં હાંકી કાઢીને તે મનનાં દ્વાર બંધ કરીને પાછો ફરીને શાંતિથી નિદ્રાવશ થાય છે: આ બાબતનો નવીન સામર્થ્ય અને એકત્ર બનેલા બલસહિત વિચાર ચલાવવાને વિશેષ સામર્થ્ય અને ઉત્સાહવાળો બનીને તે જાગી ઉઠે છે. તમને મળી શકે તેવી આ એક ઉત્તમ પ્રકારની કસોટી છે. આનાથી તમારા મનની કસોટી કાઢી જુઓ અને પછીથી જો તમને તે તમારા ઉપરિ સમાન જણાય તો તેને તમારે આધિન બનાવવાના પ્રયત્ન આદરો. દરરોજ દુનિયામાં બહાર નિકળતા પૂર્વે તમારા મનને અમુક નિશ્ચિત વિષયમાં દૃઢ બનાવવામાં થોડોક સમય ગાળો. ઉત્તમ વિષય સદાચાર

નો છે, કારણકે મનસ ઉત્પાદક સ્વભાવવાળું છે; તમે જે વિષે વિચાર ચલાવો તેવા બની જાઓ છો. તેથી જો તમે મનોનિરોધ સાધવામાં તમારા ચારિત્રમાં ભેળવી લેવા જેવા અમુક વિચારના વિષયોને પસંદ કરોતો એક સાધારણ કથની પ્રમાણે તમે એકધાએ બે કટકા કરવાજેવું કાર્ય કરોછો,—તમે તમારા ચારિત્રમાં સદાચારની કેલવણી સાધતા જાઓછો તેમજ તમે મનોનિરોધ સાધવાનું પણ શિખતા જાઓછો; મનસ એક ઉત્પાદક શક્તિ સમાનછે, તેને તમારે તમારી જાતને ઘડવામાં ઉપયોગમાં લેવાનું છે. મનોનિરોધની—શમની આવશ્યકતા છે; પછીથી આચારનિરોધ—દમ સાધવાની જરૂરછે; આમાં કર્મ નિરોધ અને વાચાનિરોધનો સમાવેશ થાય છે. નિરોધ વિનાની વાચા વડે, વિચાર વિનાની વાણીવડે, સંભાળ વિના બોલબોલ કરવાથી, કેટલી બધી ધાંધલ મચીરહે છે! તમે કંઇક સાંભળોછો. તેના ખરાખોટાપણાની તમને કંઈ ખબર નથી, છતાંએ તમે તે બાબતને ફરીથી કહી બતાવીને તેનું બલ બમણું બનાવોછો—મોટે ભાગે આવું જે કંઇક હોય છે તે પ્રેમાળ નહિ પરંતુ દ્દષ્યાભર્યું, સહાયક નહિ પરંતુ ઘાતક પ્રકારનુ હોયછે. વાણિનો નિરોધ! આ માર્ગમાં પળવાનો પ્રયત્ન કરનાર દરેક માનવિમાટે કેટલો બધો અગત્યનોછે, કારણકે સેવાપરાયણ બનેલી તથા એક શત્રુને પણ દુઃખી લાગણી ના ઉપજાવે એવી વાણિદ્વારા એક પણ પરૂષ અથવા દયાહિન શબ્દનો, એક પણ ઉતાવળીયા ધીરજ વિનાના વાક્યનો ઉચ્ચાર થવો જોઇએ નહિ. દુઃખી લાગણી ઉપજાવનારનુ પ્રેમના સામ્રાજ્યમાં કંઇએ પણ સ્થાન નથી. મન અને શરીરના નિરોધ પછી આ માર્ગે પળવાને ખાસ જરૂરનાં અન્ય સાધનોની આવશ્યકતા ઉભી થાય છે. હવે પછી તિતિક્ષા નામનુ સાધન આવે છે; સહન કરવાને શક્તિવાન્, નિરાશામાં પણ સતત મંડયા રહેવાને સમર્થ, સંકટોના સામે બાથ ભીડનાર, આવાં સંકટ જોઇ લમણે હાથ દઇ રહનાર નહિ પરંતુ તેમના ઉપર વિજય મેળવનાર. પાછા હઠવા માટે નહિ પરંતુ પાછાં હઠાવવા માટેજ વિઘ્નોનો સ્વીકાર કરનાર સમર્થ સદાચારમાં તિતિક્ષાનો સમાવેશ થાય છે. આવા માર્ગે પળનાર અભ્યાસિ પાસે તિતિક્ષાના વીરતાભર્યા સાધનના માગણી કરવામા આવે છે. આ પછી ઉપરતિ નામનુ સાધન આવે છે. " હા, હું ખરો છું. પરંતુ તમારી મરજી હોય તો તમે તમારા અજ્ઞાનીના માર્ગે ચાલ્યા જાઓ. હું જ્ઞાની છું, તમે અજ્ઞાની છો, એમ છતાંએ હું તમારા વચમાં માથું મારવા માગતો નથી."—આ પ્રકારે બોલતા વિનયી ઉપરામની જરૂર નથી. આનું નામ તો ઉપેક્ષા, તિરસ્કાર કહેવાય, આ કંઇ ખરેખરો ઉપરામ કહેવાય નહિ. બીજાનો તેના પોતાને માટે જાતેજ વિચાર ચલાવવાના હકનો સ્વીકાર કરવા એટલુંજ નહિ, પરંતુ બીજાનામાં વચ્ચે માથું મારવાની બાબત તમારા કર્તવ્ય પ્રદેશમાં પણ આવી શકે એવું કોઇ કાસે સ્વપ્ને પણ ધારવું નહિ. એમાં ઉપરતિનો સમાવેશ થાય છે. દરેક માનવમાં વસતો આંતર પુરુષ એ માનવિને પરમોત્તમ હેતુઓમાં દોરી જવાનો પ્રયત્ન ચલાવી રહ્યો છે, તેથી તમારે તેને માર્ગ દર્શાવવાની, વચમાં માથુ મારવાની, સૂચનાઓ આપવાની કંઇ પણ જરૂર નથી, આ બાબતનો પક્કો વિશ્વાસ રાખીને વર્તવું તેનુ નામ ઉપરતિ છે. વ્યક્તિનાં પોતાનાં બુદ્ધિ અને અંતરાત્માની શ્રેષ્ઠતાનો સ્વીકાર કરવામાં ઉપરામનો સમાવેશ થાય છે; જો સહાયની જરૂર જણાય તો સહાય આપવી, પરંતુ જો તેનો સ્વીકાર કરવામાં ના આવે તો તેથી તમારે

કોઇવાર પણ માઠું લગાડવાનું નથી; તમારે તેના ઉપરિ બની બેસવાનો, તેના ઉપર આધિપત્ય ભોગવવાનો પ્રયત્ન કરવાની કોઇ કાલે જરા પણ જરૂર નથી ભાવિ—શિષ્ય પાસે આવા પ્રકારની ઉપરતિની માગણી કરવામાં આવે છે; વર્તમાનમાં જ્યાં આગળ વારંવાર વિરોધ જોવામાં આવે છે ત્યાં આગળ શાંતિનું રાજ્ય જોવામાં આવશે, . એટલોજ આનો અર્થ થાય છે. આવા પ્રકારનાં મનો-નિરોધ (વિચાર વિરોધ), દેહ-નિરોધ (આચાર નિરોધ), તિતિક્ષા, ઉપરતિ નામનાં સાધનો પછી શ્રદ્ધા નામનું સાધન આવે છે; (આ શબ્દને તેના સંભવિશકતા યથાર્થ અર્થમાંજ લેવાનો છે;) તમારી પોતાની **દિવ્યતાના** અને તેટલા માટે સિદ્ધ કરવાની તમારી શક્તિવિષેના ઉંડા દઢ વિશ્વાસમાં, તમારામાં વસતો આંતર **પુરુષ** જે ઇચ્છે તે સર્વ કરી શકે એવો છે એવા પ્રકારની સંપૂર્ણ ખાત્રીમાં શ્રદ્ધાનો સમાવેશ થાય છે. હજુ સુધી સંપૂર્ણ પ્રકારે અનુભવાયલા નહિ પરંતુ પ્રત્યક્ષ બનતા, લાગણીમાં જણાઈ આવતા દિવ્યઆંતર ચૈતન્યમાંથી ઉભરી આવતી પ્રબળ શ્રદ્ધાની આવશ્યકતા છે. ચારેપાસ ઝઝૂમી રહેલાં સંકટોને ફેડવાનું માનસિક સામર્થ્ય અર્પતી, અશક્ય જેવું લાગતું કંઇ પણ સામે આવતાં હમેશાં ખંતથી મંડયા રહેવાનું બલ આપતી શ્રદ્ધાની ભાવનાની જરૂર છે. છેલ્લું સાધન **સમાધાન** નામનું છે; શોક અથવા આનંદથી ડગ્યા વિનાની સમતાની, સામ્યની મનોદશાને સમાધાનના નામથી વ્યવહરવામાં આવે છે. આપણે જેને **સદાચારના** નામથી વ્યવહરીએ છીએ તેમાં આવાં ૭ પ્રકારનાં સાધનોનો સમાવેશ થાય છે

ચોથું સાધન અભેદભાવ પામવાની ઇચ્છારૂપ **મુમુક્ષા** છે. માનવમાંથી દિવ્યભૂમિકામાં પલટાવેલા પ્રેમમાં મુમુક્ષાનો સમાવેશ થાય છે; માનવના યથાર્થ ઉદ્દેશસ્થાનનો નિર્ણય કરીને તેને પામવાની ઇચ્છાના ઉદયનું નામ મુમુક્ષા છે.

માનવિમાં આવાં સાધનોનો ઉદય થતાં, સપૂર્ણતાથી નહિ પરંતુ તેના આચારમાં એ જણાઇ આવે. તેના જીવનમાં પ્રત્યક્ષ બને, એટલાં પણ સિદ્ધ થયાં હોય તો પછીથી આવો અભ્યાસિ **દીક્ષા** માટે તૈયાર બને છે; તેના **ગુરૂદેવ** તેને **દ્વાર** સમીપ દોરી જાય છે, જ્યાં આગળ યથાર્થ રીતે ઠોકનારની વિનંતિ સમક્ષ દ્વાર ખુલ્લાં થઈ ગયેલાં જોવામાં આવશે.

હવે દીક્ષા એટલે શું ? એક નવીન સૃષ્ટિને પહોચી વળવાને ચિતિ-શક્તિના વિસ્તાર સમાન દીક્ષા છે; પછીથી તમારાથી આવી સૃષ્ટિનો અભ્યાસ થઇ શકે છે; આવી સૃષ્ટિનો શોધ ચલાવીને જાણવાની બાબતનો તમારા સામર્થ્યમાં સમાવેશ થાય છે. દીક્ષાનો આવા પ્રકારનો અર્થ થાય તો અભ્યાસિ એટલો બધો પરિશુદ્ધ બની જાય છે કે તેની ચિત શક્તિ અતિપ્રાકૃતિક તેમજ પ્રાકૃતિક સૃષ્ટિને પહોચી વળવા જેટલો વિસ્તાર પામે છે, તેનું સમગ્ર જીવન વિસ્તરેલું, વિશાલ, મહાન્ બની જાય છે: કારણ કે ચિતિ-શક્તિનો વિસ્તાર સધાતાં અભ્યાસિનાં દૃષ્ટિબિંદુનો પણ વિસ્તાર થાય છે, પ્રથમ જે સૃષ્ટિની તેને માત્ર

લાગણી થતી હતી, પ્રથમ જેમાં તે અંધારામાં અથડાતો હતો ત્યાં તે સમજતો થાય છે, જોઈ શકે છે. આ માર્ગમાં ગુરુપદની દીક્ષા મેળવતા પૂર્વે અભ્યાસિએ ચાર દીક્ષાઓ મેળવવા જેવી છે.

અભ્યાસિને પ્રથમ દીક્ષામાંથી પસાર થવાને તૈયાર બનાવતાં સાધનો વિષે આપણે વિચાર ચલાવ્યો; આ દીક્ષા મેળવીને તેમાંથી આગળ વધ્યા પછી તેને તેની માનુષતાને પરિપૂર્ણ બનાવનાર લાંબા, કંટાળા ભરેલા અભ્યાસનો આરંભ કરવાનો છે. હવે તેને વધારેવાર એક સાધનનો થોડો ઘણો, અપરિપૂર્ણ અભ્યાસ કરવાનો નથી, પરંતુ દરેક નક્કી કરેલા, દરેક નવીન કાર્યને તેણે પરિપૂર્ણપણેજ પાર પાડવું જોઇએ. પ્રથમ મહાદીક્ષા પછી અને બીજી દીક્ષામાં પ્રવેશતા પૂર્વે અભ્યાસિને માનવપ્રકૃતિના ત્રણ મહા દોષો પરિપૂર્ણતાથી દૂર કરવાની આવશ્યકતા છે. અભ્યાસિએ **સંશયને** દૂર કરવો જોઇએ—અજ્ઞાતના સમીપમાં સંશયને દૂર કરવાની જરૂર નથી; સમજી ના શકાય ત્યાં સુધી બુદ્ધિનું આવા પ્રકારનું વલન જરૂરનું છે; કેટલીક બાબતો જાણવાની એટલી બધી અગત્ય છે, કે અભ્યાસિને પોતાના જ્ઞાનવડે તેમનું જ્ઞાન ના થાય ત્યાં સુધી, ભાવિમાં તેમના વિષે કોઇ પ્રકારનો સંશય ના થાય એવી ખાત્રી થતા સુધી તે આ માર્ગે આગળ વધવાને તૈયાર બની શકતો નથી. ઓક્ષીજન અને હાઇડ્રોજન નામના વાયુઓને એકઠા કરીને અમુક ઉષ્ણાંશ પર્યંત લઇ જવામાં આવે તો પાણી ઉપજી આવે છે, એ બાબતનો કોઇ પણ રસાયણ શાસ્ત્રીને સંશય ઉપજી આવતો નથી. આટલું તો તેના જાણવામાંજ હોય છે. તેણે આ બાબતનો વારંવાર પ્રયોગ કરી જોયો હોય છે. તે જાણે છે, કે આટલી બાબત સત્ય છે, એ વિષે કોઇ પ્રકારનો સંશય થઇ આવતો નથી. સંશયના અભાવ વડે અમે આવું કંઇક સૂચવવા માગીએ છીએ, આ સંબંધે ત્રણ ખાસ બાબતો લક્ષમાં લેવા જેવી છે. અભ્યાસિએ પુનર્જન્મના સિદ્ધાંતને સત્ય માનવો જોઇએ; માત્ર અમુક સત્તાના આધારે તેનો સ્વીકાર થવો જોઇએ નહિ, બીજાઓ એ વાત માને છે માટે તેણે તે માનવી જોઇએ, એમ નથી પરંતુ આ બાબત તેણે તેની સ્મૃતિશક્તિ વડેજ જાણવી જોઇએ; આનાથી આ બાબત જેમ તમારી બાલ્યાવસ્થા તમારી પોતાનીજ છે અને બીજા કોઇની નથી તેમ એક નિશ્ચિત સિદ્ધાંત રૂપ બની જાય છે. અભ્યાસિને આવી પ્રથમ બાબત વિષે પરિપૂર્ણ જ્ઞાનવાળા બનવાનું છે. તેને પોતાના ભૂતકાળના ભોમીયા બનવાનું છે. પછીથી અભ્યાસિએ સર્વ પ્રકારના **વ્હેમનો** ત્યાગ કરવાનો છે. વ્હેમ એટલે શું? ઉપયોગી વસ્તુને બદલે અનુપયોગી વસ્તુનો, સત્યને બદલે બાહ્યઆકારનો, આંતરયથાર્થતાને બદલે બાહ્યક્રિયાનો સ્વીકાર કરવો તેનું નામ વ્હેમ. બીલકુલ દૂર કરવા જેવી આ બીજી બાબત છે. તે ક્રિયાઓ અને આચારોની કીમત સમજે છે, તે તેમના માનવવિકાસમાં આવેલા સ્થાનને પીછાને છે; પરંતુ આટલું પણ તેના સમજવામાં આવે છે, કે આ સર્વે અદ્દશ્ય યથાર્થ બાબતોને પામવાના પૂલો સમાન છે; જ્યારે તે આવા પ્રદેશોમાં પૂલો વિના વિહાર કરી શકે છે ત્યારે તેને માટે તેમની વધારેવાર જરૂર રહેતી નથી. જેમને આમની જરૂર છે તેમને માટે તે આમના પ્રત્યે સંપૂર્ણ પૂજ્યબુદ્ધિ દર્શાવે છે, પરંતુ તેને માટે તો આમનો ઉપયોગ હવે રહ્યો નથી, તે આમની સહાયવિના પોતાનું સ્થાન પ્રાપ્ત કરી શકે છે, એટલું તે સારી રીતે સમજતો થાય છે. ત્રીજી દૂર કરવાની બાબત **ભેદભાવનાના** બંધની છે; તમે

આવે છે. ક્રાઇસ્ટનું જીવન માત્ર એક ઐતિહાસિક વૃત્તાંત રૂપ નથી—જો કે ને તેવું પણ છે: પરંતુ તે, આવા પ્રકારની દીક્ષાઓની ભૂમિકાઓદ્વારા વિકાસ પામતા માનવચૈતન્યના વૃત્તાંતરૂપ પણ છે ( કૃષ્ણલીલાનો પણ આવી ભૂમિકાઓના દૃષ્ટિબિંદુથી ઉત્તમ ખુલાસો થઇ રહે છે. ) બાલક ઉપર પૂર્વદિશામાં તારકનો ઉદય થતાં ક્રાઇસ્ટના જન્મવડે પ્રથમ દીક્ષાનું દૃષ્ટાંત મળી રહે છે; તેના ઉપર ચૈતન્યનું અવતરણ થઇને તેનામાં હમેશ માટે આવેશ પામે છે, એવા બેપ્ટીઝમના સંસ્કારવડે બીજી દીક્ષાનું સૂચન થાય છે; પર્વતના પરિવર્તનદ્વારા આંતર પુરૂપ સઘળે પ્રકાશથી નીકળે છે, તે વડે ત્રીજી દીક્ષાનું સૂચન મળી રહે છે. પેશન-રાગના, અધમ પ્રકૃતિના મરણવડે ચોથી દીક્ષાનું સૂચન થાય છે.

પાંચમી ભૂમિકા ગુરૂપદની દીક્ષાની છે; ક્રાઇસ્ટના પુનરૂજ્જીવન અને આરોહણ વડે એનું સૂચન થાય છે. આ પછી:અભ્યાસિના ઉપર મરણની ઘાત કરવાની શક્તિચાલી શકતી નથી, તેમજ પ્રાણ તત્વની તેને બંધન કરવાની સત્તા પણ કાર્ય કરી શકતી નથી. તે છૂટા બને છે, જીવન અને મરણથી સ્વતંત્ર થાયછે; કારણકે તે નિત્યસ્વરૂપ બની ગએલો હોવાથી દુનિયાનું જીવન અને દુનિયાનું મરણ તેને સ્પર્શવાને સમાન રીતે અશક્ત બને છે. આ પ્રમાણે ઉચ્ચભૂમિકા પ્રાપ્ત થયા પછી, આરોહણ પછી તે માનવિઓનો વિજયીગુરુ, સહાયક, રક્ષક બની જાય છે. સર્વ પ્રકારનાં સંકટ સહન કરવાથી, સર્વ પ્રકારનો વિજય પ્રાપ્ત થવાથી, સર્વ પ્રકારના કાર્યની પરિસમાપ્તિ થઇ જવાથી તે " પરમોત્તમ પ્રકારે સહાય થવાને " સમર્થ બને છે; તે આવા સહાયના કાર્યમાં પ્રવૃત્ત થાય છે. તે નિર્બલનું સ્થાન લઇને નહિ પરંતુ નિર્બલમાં પોતાના સામર્થ્યને પ્રેરીને તેને બલવાન બનાવે છે, પાપીની નીચતાને બદલે પોતાની પવિત્રતાને સ્થાપીને નહિ પરંતુ પોતાની પવિત્રતા વડે પાપીમાં તે પવિત્ર બનતા સુધી વ્યાપીને, તે સહાય રૂપ સેવા ધર્મમાં પ્રવૃત્ત થાય છે. આ બાબત વ્યક્તિની સ્થાપના કરવા રૂપ નથી પરંતુ પ્રકૃતિની સમાનતા બનાવવા રૂપ છે.

હજુએ જન્મ મરણમાં સપડાયલા પોતાના બંધુઓને સહાય થવા માટેનું ક્રાઇસ્ટની ( બુદ્ધિની ) ભૂમિકા પામેલા અભ્યાસિનું જીવન આવા પ્રકારનું હોયછે, તે ગુરુ સમાન બની જાયછે, વિજયીગુરૂપદની પ્રાપ્તિ કરે છે! તમે પણ આવી ભૂમિકાપર્યંત જઈ શકો; તેઓ જે માર્ગે ચલ્યા તે માર્ગે તમારાથી પણ ચલી શકાય એમ છે; તેમણે પ્રાપ્ત કરેલું પ્રાપ્તવ્યસ્થાન તમારાથી પણ પ્રાપ્ત કરી શકાય એવું છે. અહા, શું તમને આ શબ્દો બહુ ભારે પડતા લાગે છે ? તમારામાંના કેટલાકને તો તે લગભગ નિંદા ભરેલા લાગે છે? છતાંએ તમારા શાસ્ત્રમાંથી મળી આવે છે કે ક્રાઇસ્ટ " અનેક બંધુઓમાં અગ્રજન્મા " છે. ક્રિશ્ચનોમાં તે જન્મવાના છે, ત્યાં તેમની પરિપૂર્ણતાના પ્રમાણમાં વૃદ્ધિ પામવાના છે, એમ પણ લખવામાં આવ્યું છે. વર્તમાનકાલનો ક્રિશ્ચિયન દેવલો. દરેક માનવિ ભવિષ્યત ક્રાઇસ્ટ સમાન છે, એવા શ્રેષ્ટ સિદ્ધાંતને બીલકુલ વિસરી ગયાં છે. ( હિંદુ ધર્મમાં પણ દરેક અભ્યાસિ એક ભવિષ્યત્ શંકર, કૃષ્ણ, રામ, બુદ્ધ, રામાનુજ આદિ જેવો છે એ બાબત વિસારે પડતાં અત્યારના મતપંથ સંપ્રદાય સમાજોમાં વર્તમાન કાળની અસ્તવ્યસ્તતા જોવામાં આવે છે—તંત્રી. ) એ સંઘાએ ઐતિહાસિક ક્રાઇસ્ટ માટે એટલાં બધાં પ્રેમ અને પૂજ્યતા દર્શાવ્યાં છે, કે તેને એક અ.

પૂર્વ પ્રકારનો બનાવી દીધો છે; તેમણે આપણે માટે તેમનાં પાદમાં અનુસરવા યોગ્ય દૃષ્ટાંત પૂરૂં પાડ્યું છે, એ બાબતને તે વિસારે પાડી દે છે.

પોતાના દિવ્યસ્વરૂપને પીછાનવું અને પછીથી તેનો અનુભવ મેળવવો, પોતાના દિવ્યાંશનું જ્ઞાન મેળવવું અને પછીથી તેને આવિર્ભાવ પમાડવો, એ માનવ **પરમ ચૈતન્યનો** ખરેખરો વારસાનો હક છે, માનવિનો આવો પરમોત્તમ પ્રકારનો અધિકાર છે. જે માટે માનવજાત પ્રવૃત્તિપરાયણ બની રહી છે તેનો બદલો આના કરતાં કોઇ પણ પ્રકારે ઓછો મળવાનો નથી. નિત્ય **પરમચૈતન્ય**માંથી જન્મેલ હોવાથી, આના કરતાં કોઇ પણ પ્રકારની ઓછી બાબતવડે માનવિની તૃષ્ણાઓ સંતોષ પામી શકતી નથી આ આમ છે. એટલું જાણીને પછીથી માર્ગમાં પળવું; ગુરુઓ આ પ્રમાણે વર્ત્યા છે, અને તમે અને હું પણ તેજ પ્રમાણે વર્તી શકાએ. એટલું સમજવું; એજ માનવજાતરૂપી પર્વતના શિખરે ચઢવા સમાન છે, જ્યાં આગળ અભ્યાસિ પરમાત્મ સ્વરૂપમા પલટાઇ જાય છે. નમ્રરી પ્રકૃતિની શક્તિઓનું માપ કાઢીને, તમે જે ઉદ્દેશથી આ દુનિયામાં આવ્યા છો, તે આ પ્રમાણે પાર પાડવામા આ બાબતનો સમાવેશ થાય છે; કારણ કે **પરમ ચૈતન્યનું** આવિષ્કરણ થવા માટેજ સૃષ્ટિનું અસ્તિત્વ છે: એ **દિવ્યચૈતન્ય** કરતાં ઉન હોય એવું કંઈ પણ અભ્યાસિ માનવિના ઉદ્દેશસ્થાન સમાન નથી.

વિદુષી બાઇ વસંત.

---

## ॥ पूर्वमीमांसादर्शन ॥



( અનુસંધાન ગતાંકથી. )

હવે વિધિવાક્યની સ્વતઃ પ્રમાણતા કહીએ છીએ તથા વેદની અપૌરૂષેયતા પણ કહીએ છીએઃ—

### सूत्रम्—वेदांश्चैके सन्निकर्षं पुरुषाख्याः १—१—२७ ॥

अधि०—८—पू०॥

( टीका ) यतः काठकादि पुरुषाख्या वेदास्ततएके नैयायिकाः सन्निकर्षं आधुनिकं मादीन् वेदानाहुः॥ मत्रसन्निकर्षमित्यवयवम् ॥

કેટલાક નૈયાયિક લોક કાઠકાદિનામથી પ્રસિદ્ધ વેદોની અનિત્યતા અને પુરૂષકર્તૃત્વની પ્રતીતિ હોવાથી તેજ વેદને પુરૂષપ્રણિત માને છે—૧—૧—૨૭.

## सूत्रम्—अनित्यदर्शनाच्च ॥ १–१–२८ ॥ पूर्वपक्षः ॥

( टीका ) प्रवाहणिः याज्ञवल्क्यः इत्याद्यनित्यपुरुषाणांतत्र गाथाः प्रत्यक्षाः तस्माद्वेदाःपौरुषेयाः ॥

પ્રવાહણિ, જબાલિ, યાજ્ઞવલ્ક્યાદિક અનિત્યપુરૂષોના ઇતિહાસરૂપથી પ્રસિદ્ધ વેદને અનિત્ય-પુરૂષોનો સંબંધ હોવાથી પુરૂષ પ્રણિત તથા અનિત્ય છે, વાસ્તે ધર્મમાં વેદ પ્રમાણ નથી; પરંતુ કાલિદાસાદિકના વાક્યતુલ્ય સદોષવેદવાક્ય અપ્રમાણ છે; અર્થાત પશુહિંસાદિ દોષનાં બોધક વેદવાક્ય પશુ હિંસાથી ધર્મની પ્રાપ્તિ કહે છે, વાસ્તે વેદ ધર્મમા પ્રમાણ નથી. ૧—૧—૨૮.

હવે ઉક્ત પૂર્વપક્ષનુ સમાધાન કરીને ધર્મમા વેદનુ પ્રામાણ્ય કહીએ છીએ.

## सूत्रम्—उक्तन्तुशब्दपूर्वत्वम् ॥ १–१–२९ ॥ सि० ॥

( टीका ) श्रुतियुक्तिभ्यांशब्दपूर्वत्वं शब्दनित्यत्वमित्युक्तंहि पूर्वत्रततो वेदोनित्यः ॥

શબ્દ નિત્ય છે—એ પૂર્વ કહ્યું હતુ—વાસ્તે શબ્દાત્મક વેદ પણ નિત્ય છે.—૧—૧—૨૯

## सूत्रम्—आख्याप्रवचनात् ॥ १–१–३० ॥ सि० ॥

( टीका ) काठकादिसंज्ञायानानित्यत्वं वेदस्य । कुतः । प्रवचनात् । अध्ययनादि परंपरा प्रवर्तकत्वाचेप्रम् ॥

કાઠકાદિનામ જેમ કઠશાખા, તૈત્તિરિયશાખા, વાજસનેયીશાખા ઇત્યાદિ છે, તે સમસ્ત વેદનુ અધ્યયન કરવામાં અસમર્થ કઠાદિ પુરૂષોને જેટલો વેદનો આવશ્યક ભાગ હતો તેને ભણીને કેટલાક વેદ ભાગનું અધ્યયન કર્યા વિના પોતે ભણેલા વેદને શિષ્યોપ્રતિ અધ્યયનની પરંપરા ચલાવવાથી તે તે ઋષિ પરંપરાથી પ્રાપ્તવેદની તે તે નામથી પ્રસિદ્ધિ છે; વાસ્તે ગુરૂપરંપરાથી પ્રાપ્ત કરેલ વેદભાગના પ્રવર્તકો પ્રવૃત્ત કરેલ વેદભાગના કર્તા નથી. જેમ એક મનુષ્યના ચાર પુત્ર હતા, તે પુત્રોએ પિતાના ધનના ચાર ભાગ કરીને વ્યાપાર કરવાથી, વ્યાપાર કરવાવાળા પુત્ર તે ધનના સંપાદક નથી તેવી રીતે સર્વ વેદાધ્યાયિ તૈત્તિપા-

યનાદિ ઋષિયોએ પોતાના પુત્રાદિકોને વિભાગ કરીને ભણાવેલા વેદમંત્રના પ્રવર્તક ઋષિયોપણ તે વેદના કર્તા નથી. વાસ્તે હજુ સુધી યાગાદિ કર્મ એક શાખાવાળાથી થતું નથી, તેથી કરીને કાઠકાદિશાખા વેદનો એક દેશ છે.—૧-૧-૩૦

## सूत्रम—परन्तु श्रुतिसामान्य मात्रम् ॥ १—१—३१ ॥

(टीका) प्रवाहण्यादिनामन पुरुषाणां किन्तु पवनादीनामृतत् वह्ना-द्वायुरित्यादेर्व्युत्पत्तेः ॥

પ્રવાહણિ નામ વાયુનું છે; યાજ્ઞવલ્ક્ય, યાગનાં સ્વરૂપને કહેવાવાળો ઋચાઓનાં નામ છે, વાસ્તે તે પુરૂષના નામથી પ્રસિદ્ધ ઇતિહાસ નથી. અર્થાત્ જેમ " चक्षुरूचुः । श्रोत्र-मूचुः ॥ " દેવો (અંતઃકરણની સાત્વિકી વૃત્તિયો) ચક્ષુશ્રોત્ર મન વિગેરે પ્રતિ દેવોએ કહ્યું ઇત્યાદિ વાક્યમાં અંતઃકરણવૃત્તિયોનીદેવરૂપે કલ્પના અને ચક્ષુરાદિકની સાથે સંલ્લાપાદિકલ્પના સૂક્ષ્મ વેદાર્થનું સ્પષ્ટીકરણ કરવાને વાસ્તે છે, યથાર્થ ઇતિહાસ નથી, તેવી રીતે યાજ્ઞવલ્ક્યાદિકના ઇતિહાસ પણ કલ્પિત છે. જેવી રીતે ભાગવતાદિ ગ્રંથમાં श्रुतयऊचुः । ઇત્યાદિ શ્રુતિયોનો વાદ કલ્પિત છે. વાસ્તે ઋષિયોની ગાથાયુક્ત વેદ પુરૂષકૃત નથી.-૧-૧-૩૧

## सूत्रम्—कृतेवा नियोगः स्यात् कर्मणः॥ १—१—३२ ॥ सि० ॥

(टीका) "वनस्पतयः सत्रमासत:" इत्यादिवाक्यानां कर्मणः संबंधात् कर्मणि विनियोगः। जडावनस्पतयः कुर्वन्तियागंचेत्किंन कुर्यु र्ब्राह्मणाश्चेतना इतिस्तुतिः प्ररोचनार्थास्यात् ॥

જડરૂપ વનસ્પતિઓએ યાગ કર્યો તો ચેતન પુરૂષ યાગ કરે તેમાં શું આશ્ચર્ય છે. અર્થાત વૃક્ષ જડ છે તો પણ મહત્વને લીધે સમીપસ્થ વૃક્ષોનો નાશ કરે છે અને વેલનું પોતાના ઉપર આકર્ષણ કરે છે, તેવી રીતે પુરૂષ પણ પોતાની મહત્તા જણાવવાને વાસ્તે સમીપસ્થ અન્ય પ્રાણીઓનો નાશ કરે છે અને કેટલાંક પ્રાણીઓનું પોતાના તરફ આકર્ષણ કરે છે. ભાવ એ છે કે પશુપક્ષિ પોતાનાં ઉદર પોષણ વાસ્તે અન્ય પ્રાણીઓનો નાશ કરે છે અને ભોગને વાસ્તે કેટલાંક પશુઓનું રક્ષણ કરે છે, તેવી રીતે મનુષ્ય પશુપક્ષિવૃક્ષાદિ પ્રાણીઓનો નાશ કરે છે અને કેટલાંક પ્રાણીઓનું ભોગને વાસ્તે રક્ષણ કરે છે. વાસ્તે હિંસા દોષ પ્રાણી માત્રને છે; વાસ્તે પશુ હિંસા સુખનો હેતુ છે, અથવા જેવી રીતે કામી પુરૂષને મલમૂત્રનું સ્થાન સ્ત્રીયોનિ સુખનો હેતુ છે, તેવી રીતે સ્વર્ગકામી પુરૂષોને પશુહિંસા સુખનું સાધન છે. અથવા સંતાનવાળા પુરૂષને સંતાન નાશ થવાથી, સંતાનની ઉત્પત્તિ કરવાવાળો પાપી નથી, તથા પશુ હિંસા કરવાવાળો પાપી નથી. જો પશુ હિંસા કરવાવાળો પાપી હોય તો પુત્ર ઉત્પત્તિ કરવાવાળો પણ પાપી થશે, કેમકે પુત્રની હિંસા કરવાવાળો પિતા છે. પિતા

જો પુત્ર ઉત્પત્તિમાં યત્ન ન કરે તો પુત્રનું મરણ થશે નહિં, વાસ્તે પ્રાણીમાત્ર હિંસાના કર્તા થશે, તે કોઈ પણ સ્વીકાર કરે એમ નથી. વાસ્તે જેમ પુત્રોત્પત્તિથી હિંસા પ્રાપ્ત છે તેવી રીતે પશુવધથી હિંસા છે. વાસ્તે પશુ હિંસામાં દોષ હોય તો ગર્ભવતી સ્ત્રીનું મરણ પણ હિંસા અને પુત્ર મરણ પણ હિંસા હોવાથી, હિંસાનો ભય રાખવાવાળા પુરૂષે સ્ત્રીગમનાદિકોનો પરિત્યાગ કરવો જોઇએ; અને અન્નમાં પણ જીવ છે, તો અન્ન ભક્ષણ કરવામાં પણ હિંસા થશે તો હિંસા ભયવાળાને અન્નનો પણ ત્યાગ કરવો પડશે. એ કોઇથી બને નહિં; વાસ્તે જેવી રીતે અન્ન ભક્ષણમાં હિંસા છે તેવી રીતે પશુ વધમાં હિંસા છે, વાસ્તે વેદમાં જે પશુ હિંસાદિક છે તે સુખની ઇચ્છાવાળા પુરૂષનું કર્તવ્ય છે. જે હિંસા દુઃખફલ દે છે તેનું પાપફલ નથી; અર્થાત્ જે ક્રિયામાં હિંસા મુખ્ય છે ત્યાં તેનું ફલ છે, વાસ્તે મુખ્ય યાગમાં પશુવધનું ફલ નથી. તેથી હિંસાબોધકવાક્ય પ્રમાણ છે, અને જ્યાં મુખ્ય કર્મ હિંસા છે તેનું ફલ પાપ હોવાથી હિંસા અધર્મ છે તે આગળ વક્ષ્યમાણ છે.

એમ વિધિવાક્યોનું ધર્મમાં પ્રામાણ્ય છે વાસ્તે વેદસ્વતઃ પ્રમાણ છે; અને હિંસા પાપ છે તે વાત પ્રત્યક્ષ પ્રમાણ સિદ્ધ નથી, કેમકે હિંસક પુરૂષો માંસાદિ ભક્ષણ કરીને સુખી થાય છે. પાપનું ફળ તો સુખ હોયજ નહિ, વાસ્તે હિંસામાં પાપ છે તે શાસ્ત્ર સિદ્ધ છે. તેમજ પશુ હિંસાયુક્ત યાગ પણ ધર્મ છે તે પણ શાસ્ત્રથી સિદ્ધ છે. વાસ્તે શાસ્ત્ર પ્રત્યક્ષાદિ પ્રમાણની અપેક્ષા રહિત પ્રમાણ હોવાથી સ્વતઃ પ્રમાણ છે. આ અધિકરણમાં વેદની સ્વતઃ પ્રમાણતાનો વિચાર એ વિષય છે. વેદ સ્વતઃ પ્રમાણ છે વા પરતઃ પ્રમાણ છે, ને સંશય છે. પરતઃ પ્રમાણવેદ છે, એ પૂર્વપક્ષ છે. સ્વતઃ પ્રમાણ વેદ છે, એ સિદ્ધાન્ત છે. ૧-૧-૩૨.

( અપૂર્ણ. )

स्वामी शान्त्यानन्द सरस्वति॥

---

# कालना पडदामां चीरा.



( અનુસંધાન ગતાંકથી. )

### આઠમો જન્મ.

વળી ફરીથી આપણને કીર્તિકુમારનો જન્મ મધ્યએશિયામાં લઇ જાય છે; પરંતુ આ સમયે પંચમમુલ–કુલના જન્મ સ્થાનમાં વસેલા પ્રાચીનતા માટે આદરવાળા વિશાલ મંડલના મધ્યમાં આનો જન્મ થયો હતો. હજારો વર્ષો મારફતે એક પછી એક અનુક્રમે અનુસરતાં, પ્રથમ આર્ય ઉપ–કુલને હિંદી દ્વીપકલ્પના હવાલામાં ધીમે ધીમે સ્થાપનાર અનેક વિદેશ ગમનોમાંના એકના થોડા સમયે પૂર્વે ઇસુ પૂર્વે ૧૮૪૬૪ માં તેનો જન્મ થયો. હમણાં વર્ણવવામાં આવશે તે પૂર્વે મુસાફર કાફલાના એક વિભાગને એક ગંભિર અકસ્માત નડયો હતો. વિદેશ ગમન કરનાર ટોળાનો એક વિભાગ, હિમાલયની પર્વત માલાઓના મહાન અવરોધનો ત્યાગ કરીને, ઇસુ પૂર્વે ૧૮૮૭૫માં મંગલદેવે મુસાફરીના કાર્યમાં લીધેલા પશ્ચિમ માર્ગ તરફ વળ્યો હતો. પરંતુ સ્ત્રીઓ અને બાલકોના ઓછા બોજાવાળા બીજા એક નાના વિભાગે મહાન્ પર્વતમાલાનાં સંકટો સહન કરવાનો હિંમત સહિત નિશ્ચય કર્યો; એક વ્યાવહારિક પરંતુ ઉદાસીન ખીણમાંથી પસાર થતા, વર્તમાનમાં પેશાવર નામના શહેરની નજીકના મેદાનોમાં અંત પામતા, વેપારીઓ પાસેથી તેમના જાણવામાં આવેલા એક માર્ગે આ વિભાગ આગળ વધ્યો: વર્તમાન દિનોમાં આપણે આ માર્ગને ખૈબર પાસના નામથી ઓળખીએ છીએ. સમયો સમય ડુંગરી–જાતિઓ સાથે નાના નાના હુમલાઓમાં યોજાતા તેઓ આગળ વધ્યાં ગયા; આખરે આ માર્ગના અંત પાસે એકાએક શત્રુઓનું મોટું ટોળું તેમના ઉપર આગળથી, પાછળથી, ચારે પાસાથી પર્વત શિખરોની પેઠે ટૂટી પડ્યું; આમની સંખ્યા નિરાશા ઉપજાવે એટલી બધી મોટી હતી, તેમણે તેમના લગભગ એકેએક માનવિનો વિનાશ કર્યો. મુખ્ય ટોળામાંથી દૂર ખસી જનારાં માત્ર ગણ્યાં ગાંઠયાં માનવિઓજ બચી શક્યાં, નમાની શકાય એવાં સંકટો વેઠવા પછી તેમનામાંનાં માત્ર બેજ જીવતાં રહ્યાં; આવા બે ભુખે મરતા કંગાલ નાસી છૂટનારાઓ આર્યોની રાજ્ય સરહદ નજીક આવી પહોંચ્યા; થોડોક સમય વિસામો લીધા પછી તેમને મધ્યસ્થ જાતિના **મહારાજા** પાસે મોકલી દેવામાં આવ્યા. તેમના પ્રથમના યજમાનોએ પૂરાં પાડેલાં ઘેટાનાં ચામડાંમાં વીંટાયલા તેમણે, તેના સમક્ષ હાજર થઇને કતલનો વૃત્તાંત જણાવ્યો; આ સમયથી આ માર્ગને, મરણ માર્ગના નામથી વ્યવહરવામાં આવ્યો. આ સમયે **સોમદેવ** માત્ર એક દશ વર્ષના યુવક હતા, આ વૃત્તાંત સાંભળતાં તેમને ઉંડી અસર થઇ આવી. આ જાતિના રાજારૂપે જ્યારે તેમણે પોતાના પુત્ર મંગલદેવને વિદેશ ગામિઓના એકબીજા મોટા ટોળાના ઉપરિ તરિકે **હિંદમાં પ્રવેશ** કરવાને મોકલ્યો ત્યારે તેને મરણમાર્ગનો ત્યાગ કરીને પ્રવેશ કરવાનો બીજો કોઇ માર્ગ શોધી કાઢવાની સલાહ આપવામાં આવી હતી

આ વખતના કાફલાની તૈયારીઓ કેટલાંક વર્ષ સુધી ચાલી; આ સમયના વિદેશ ગમનમાં ભાગ લેનારા કુટુંબોની સંભાળ ભરી પસંદગી કરવાનો, મંગલદેવે નિશ્ચય કર્યો; માર્ગમાં અનિવાર્ય સંકટોને ઉત્તમ પ્રકારે મોટે ભાગે સહન કરવાને સમર્થ જણાતાં, ખાસ કરીને પર્વતોમાં ચલાવવાની ગુરીલા યુદ્ધની રીતીયોમાં, તથા મેદાનોમાં સામે ટકી રહીને લઢી શકવામાં સારી રીતે કેળવાયલા લઢવૈયાઓનાં કુટુમ્બોનેજ પસંદ કરવામાં આવ્યાં. બીજાઓના ભેગી તેની પસંદગી કીર્ત્તિકુમારના (આ સમયે નવ વર્ષનું બાળક હતું) પિતા પ્રતાપસિંહ ઉપર ઉતરી; તેમની પત્ની શીવાજી એક શૌર્યવાળી સાધન સંપન્ન સ્ત્રી હતી. શાંતિ અને ભદ્ર નામનાં બે બાલકો અને ઇન્દિરા નામની એક બાલકીનો આ સમયે આ કુટુમ્બમાં સમાવેશ હતો; એક પુત્ર કાંતિ અને બે પુત્રીઓ રમા અને પ્રમુદાનો આગળ ઉપર મુસાફરીમાં જન્મ થયો હતો. પ્રતાપસિંહના પાડોશી અને નિકટના સાથી નરસિંહ, જે અનેક લૂટફાટના હુમલાઓમાં તેના એક સાથીરૂપ હતો તેના ઉપર મંગલદેવની પસંદગી ઉતરી; પોતાની પત્નીને અને, કાંતિ અને અમ્બિકા નામના બે પુત્રોને તથા મહિપાલ નામની એક બાલક પુત્રીને તે પોતાની સાથે લાવ્યો હતો; તેમાં માર્ગમાં રઘુપાલ નામની બીજી એક પુત્રીનો વધારો થયો. મંગલદેવને વિશ્વકર્મા નામના એક મોટા સરદાર લઢવૈયામાં અત્યંત વિશ્વાસ હતો; તેમણે પોતાના ટોળાના બે વિભાગ પાડીને એકને તેની સાથે પોતાના કરતાં થોડોક આગળ મોકલ્યો; દક્ષિણ તરફ જતા અને પૂર્વ તરફ વળતા એક માર્ગે પર્વતોમાં આગળ ઘુસવાની તેમણે તેને સલાહ આપી; તેઓ પોતાના ટોળાને થોડા ઘણા પશ્ચિમ તરફ વળતા માર્ગમાં દોરવાના હતા, પરંતુ મરણ માર્ગ જેટલે દૂર પશ્ચિમમાં દોરી જવાના નહોતા. પર્વત માલાઓમાંથી બહાર ધસી નીકળતાં છૂટાં પડેલાં ટોળાંને એક બીજા સાથે પાછાં ભળી જવાનું હતું; આવી રીતે મળતા સુધી તેમને ક્રમવાર પૂર્વ તરફ આગળ વધવાનું હતું.

પોતાની પત્ની વરૂણતાનના સૂતિકા સમયને લીધે મંગલદેવની ઉપડવાની તૈયારીમાં થોડીક ઢીલ થઇ. તેમના વડિલ પુત્ર ભાલચંદ્રના જન્મ પછી તુર્તજ તેમણે પોતાના વિશાલ કાફલા સહિત પ્રયાણનો આરંભ કર્યો. સ્ત્રીઓ અને બાલકોને, ઢોર અને અશ્વનાં ટોળાં સહિત તથા બકરાં અને ઘેટાંના સંઘ સહિત, મોટી મોટી મંડલિઓમાં વહેંચી નાખવામાં આવ્યાં. આમને યોદ્ધાઓની વિશાલ સંખ્યાના મધ્યમાં ગોઠવવામાં આવ્યાં; ચારે બાજુના છેડાઓ ઉપર સારી રીતે અશ્વારૂઢ બનેલા યોદ્ધાઓરૂપી એક વાદળ ઝઝૂમી રહ્યું હતું, તેના સાથમાં ઉતાવળે વેગે જનારા, હલકાં હથીઆરવાળા કાસદો આવેલા હતા. કોઇ પણ પ્રકારનો અકસ્માત ઉપજી આવતાં આવા દૂતોને મુખ્ય ટોળા તરફ દોડાવવામાં આવતા, તેમનું પાછળથી થનારો હુમલામાંથી રક્ષણ કરવામાં આવતું. અશ્વારૂઢ દૂતોના કરતાં આવા પ્રકારના દૂતો ઘણાજ ઓછા પરખાઈ આવતા હતા; માર્ગની વિકટતા પણ અશ્વારૂઢ દૂતો કરતાં આવા દૂતો માટે ઘણીજ થોડી બાધકારક હતી.

આરંભના દિનોમાં મંગલદેવ અને પ્રતાપસિંહ વારંવાર જોડાજોડ ઘોડેસ્વાર થઇને ચાલતા જોવામાં આવતા, તેઓ તેમના સમક્ષ તરી આવતી વીગતો વિષે વાદવિવાદ ચલાવતા હતા; આ અરસામાં કીર્તિકુમાર ખડબચડા માર્ગથી ટેવાયલા, ખાત્રી ભર્યાં પગલાં ભરનાર

એક ડુંગરી ટટ્ટુ ઉપર સ્વાર થઇને કોઇ કોઇવાર તેમના સાથમાં ચાલતો, તેમની ચર્ચાને લક્ષ પૂર્વક સાંભળતો; પછીથી વળી તે મોખરે શોધ ચલાવતી ટોળીમાં ભળી જવા માટે આગળ ધસી જતો, કાફલાના મધ્યમાં પોતાની માતા શીવાજીની શોધમાં પોતાના વડિલો આગળથી તે પોતાના ટટ્ટુને પુર ઝડપમાં દોડાવી જતો; તે તેની જરૂરીઆતોને ઉત્સાહ સહિત પૂરી પાડતો, લશ્કરી ટૂકડીઓની આનંદી વાર્તાઓ કહીને તેને આનંદ પમાડતો અથવા સાંજના સમયે તે પોતાનાં સ્વપ્નોને, પોતાની આશાઓને દર્શાવતો તેના સાથમાં આનંદતો હતો. થોડા ભયવાળી મુસાફરીઓમાં શાંતિ અને પ્રમદા વારંવાર તેના સાથમાં જતાં, આગળ ઉપરનો બાલક કાંતિ પણ પોતાના બંધુના હાથમાં દઢ રહીને તેના આગળના ભાગમાં બેસતું અને ટટ્ટુ આગળ વધતાં કાલાકાલા બોલ વડે આનંદ ઉપજાવતું. નરસિંહના પુત્રો આ યુવાન કાફલાના સાથી બન્યા, આડાઅવળા દોરાઈ જતાં તેઓ વારંવાર તેમના સાથમાં જોડાઇ જતા. નરસિંહની વડિલ પુત્રી મહિપાલ, શાંતિની કૃપાપાત્ર બની; માનસિંહની પુત્રી ઉમામાં. કીર્તિકુમારને પરમ–પ્રેમપાત્ર સાથી મળી ગયો. મેદાનોમાં પહોચતા પહેલાં આ ઉભય યુગલોનાં લગ્ન કરવામાં આવ્યાં અને મંગલદેવના કુટુમ્બમાં ઉર્મિલા અને પૂર્ણચંદ્ર નામના બે પુત્રોની અને ચિદંબર, અજબસિંહ, પ્રમદા નામની પુત્રીઓની વૃદ્ધિ થઈ.

લગભગ પંદર વર્ષ સુધી મુસાફરી કરવા પછી મંગલદેવનું મુસાફિર લશ્કર મેદાનોમાં આવી લાગ્યું; આગળ આવી લાગેલાં ટોળાં, સઘળાં એક વિશાલ છાવણીમાં એકઠાં થતાં સુધી છાવણી નાખીને પાછળ આવનારાં ટોળાંની વાટ જોઇ રહ્યાં હતાં. વારંવાર યુવાનીઆઓ આસપાસના પ્રદેશમાં ધસારાઓ લઇ જતા હતા; અનેક પ્રસંગોએ મંગલદેવે ભાલચંદ્રને અજાણ્યા પ્રદેશોમાં કેટલાક પ્રકારે સાહસિક ધસારાઓ કરવા મારે ટપકો આપ્યો હતો. આ યુવક ઉત્સાહિ અને ઉછળતા લોહીવાળો હોવાથી, એમ માનતો કે પોતાના હુમલાઓના ભયને વડિલજનો બહુજ વધારી મુકે છે આમ છતાં તેને એક સખ્ત પ્રકારનું શિક્ષણ મળ્યું, કારણ કે એક દિને તે અને તેનો કાફલો દુશ્મનોના એક છૂપા સ્થાનમાં સપડાયા, ચારે તરફથી ઉભરાઈ નિકળતા શતવટ ધરાવતા બલે એકાએક તેમના ઉપર હુમલો કર્યો, તેમને સખ્ત સપાટામાં લીધા. ભાલચંદ્રે પોતાના કાફલા સહિત હિંમતપૂર્વક આગળ ધસી આવીને ચારે પાસા વીંટાઈ વળેલી હારની પાર ધુસી જવાના પ્રયત્ન ચલાવ્યા પરંતુ દરેક વખતે તેમને પાછા મારી હઠાવવામાં આવ્યા; આની દશા નિરાશા ભરી બની ગઈ હતી તેવામાં ઘોડેસ્વારોનું એક ટોળું દોડતું આગળ ધસી આવ્યું, દોડતાં દોડતાં તેમણે વર્ષાવેલો તીરોનો વર્ષાદ હુમલો કરનારાઓ ઉપર વર્ષી રહ્યો. ભાલચંદ્રનો ઘોડો મરણ શરણ થયો હતો તેની નીચે તે ધવાયલો, બેશુદ્ધ બની ગયલો પડયો હતો; એક પ્રકારનું કટાકટીનું યુદ્ધ ચાલ્યું, શત્રુઓને મારી હઠાવવામાં આવ્યા; પોતાના મિત્રનો અશ્વ કીર્તિકુમારની નજરે ચઢતાં તેણે બે યોદ્ધાઓની સહાયવડે તેને દૂર ગબડાવી કાઢયો, તેની નીચે પડેલો ભાલચંદ્રનો બે દેહ તેને મળી આવ્યો. એમ લાગે છે કે વિશ્વકર્માની સરદારી નીચે આગ્રા રાખેલા આગળ ધપતા લશ્કરની શોધમાં કીર્તિકુમાર પૂર્વદિશામાં નીકળી ગયો હતો, સાં આગળ તેની સાથે પશ્ચિમદિશામાં વધતા લશ્કરની શોધમાં નીકળેલા વજ્રની સરદારી નીચે નીકળેલા શોધક

કાફલાનો ભેરો થયો; આ બંને કાફલા આનંદ મહિત ભેગા મળ્યા અને મંગલદેવની છાવણીમાં પાછા વળવાની તૈયારીમાં હતા તેવામાં વજ્રનાં તીન ચમુઓને ધુળના ગોટેગોટ ઉડતા જણાયા. ભાલચંદ્ર સંકટમાં સપડાયો છે, એવો વિચાર કાર્તિકુમારના મનમાં ઉભરાઈ આવ્યો, તેણે પોતાના સાથીઓને ઝડપથી આગળ ધપવાનો આગ્રહ કર્યો. એ કાફલાને કતલમાંથી બચાવી લેવાના અવસરે તેઓ ત્યાં આગળ આવી લાગ્યા; કીર્તિકુમારે પોતાના મિત્રના દેહને નરમાશથી ઉપાડીને તેની માતા વરુણતારાના પાદ સમીપ લઇ જઇને મુક્તા સુધી પોતાની છાતી સાથેજ દબાવી રાખ્યો હતો. તેણે પોતાના કદ્દાવર પુત્રને થોડાક સમયમાંજ આરોગ્ય દશામાં લાવી મુકયો પરંતુ મંગલદેવે, ભાલચંદ્રને પોતે આપેલી ચેતવણીઓનું પુનઃસ્મરણ કરાવીને તથા કીર્તિકુમાર થોડો માથાફરેલો હોવાથી જરા પણ થોડા શૌર્યવાળો નથી એટલું તેને સમજાવીને આ પ્રસંગને સુધારી દીધો.

બંને લશ્કરો એકઠાં થયા પછી એ બંનેના સમર્થ નાયકોએ નિત્ય સંસ્થાન વસાવવા યોગ્ય સ્થલ શોધી કાઢવા માટે દક્ષિણમાં આગળ વધવાનો નિશ્ચય કર્યો. તેમણે સ્ત્રીઓ અને બાલકોને એક ઉંડી ખાઇયોવાળી છાવણીમાં પાછળ રાખ્યાં; વર્તમાન કાલના જમ્મુ અને ગુજરાનવાલા વચમાં આશરે મધ્ય ભાગના ભૂમિ વિસ્તારના પ્રદેશનો આ પ્રમાણે ઉપયોગ કરવામાં આવ્યો; હુમલા સામે બચાવ કરી શકે એટલા પૂરતા હથીઆરબંધ લશ્કરને ત્યાં રાખવામાં આવ્યું. આ સ્થલે અલ્પ સમયમાં એક શહેરનુ સ્વરૂપ ધારણ કર્યું; તે આસપાસ સર્વ બાજુએ ઢોરો ચારવાના ચરાઓ વિશાલ વિસ્તારમાં આવી રહ્યા હતા; ખાઇઓમાં ખેડેલાં ખેતરો ઝૂકી રહ્યાં હતાં.

આક્રમણ કરતી સેના પ્રથમથી વસાયલા અને આબાદ બનતા એક દેશમાં આગળ વધવા લાગી. તેમાં મોટાં મોટાં નગરો આવેલાં હતાં, તેના વાસિઓ સુધારાના અતિઉચ્ચ શિખરે પહોચ્યા હતા, અતિ-વિલાસિ અને આલસુ બની ગયા હતા. આર્યોના દેશાંતર વાસીમાંના એકમાં ખેડ્યા વિનાના વિશાલ વિસ્તારોમાં વસવાટ કરવામાં આવ્યો હોય એમ જણાય છે; અનેક વિગ્રહો અને મસલતોની આખરે તેના સાથીઓ સુધરેલા નગર-વાસિઓના નજીકમાં વાસ કરી રહ્યા હતા; બીજાઓના હુમલાઓ સામે તેઓ તેમનો બચાવ કરતા અને ખંડણી તથા નાણાંની મદદનાં બ્હાનાં કાઢીને તેમનામાં થોડી અથવા વધારે લૂંટ ચલાવતા હતા. દેશના માલિકો ઉત્તરના યોદ્ધાઓને પોતાના કરતાં થોડા સુધરેલા ગણીને ધિક્કારતા હતા પરંતુ તેમનાં હથીઆરના સામર્થ્યનો તથા તેમના વ્યવસ્થાપક મંડલની ઉદ્ધતાઇનો તેઓ ભય ધરાવતા હતા, તેથી તેઓ ધીમેથી પરંતુ ખાત્રીથી પોતાનાં નગરોમાં પાછા હઠતા ગયા અથવા બહારના પ્રદેશમાં રહીને સેવકો અને મજુરો બનવા લાગ્યા.

પોતાના સામર્થ્ય અને પૌરૂષથી ગર્વિષ્ઠ બનેલા, પોતાના વિગ્રહ-દેવતાઓનાં સ્તોત્રો ગાનારા આર્યો પોતાને પચાવી પાડવાની ભૂમિની વિલાસિ અને અધોપાત પામતી પ્રજાને સમાન પ્રકારની તિરસ્કારની દૃષ્ટિથી જોતા; તેઓ જાતે વર્તમાનમાં પંજાબના નામથી જાણીતા પ્રદેશમાં સંસ્થાન વસાવી પડ્યા. બીજું એક દેશાંતરવાસિ ટોળું પૂર્વદિશા તરફ

વર્જ્યું, વર્તમાનમાં આપણે જેને આસામ અને ઉત્તરબંગાલના નામથી જાણીએ છીએ, એ પ્રદેશનું વાસિ બન્યું. સોમદેવ મારફતે મંગલદેવને મનુએ મોકલાવેલી આજ્ઞા અનુસાર વર્તમાન વિદેશગામી કાફલો, વર્તમાનમાં પંજાબના નામથી જાણીતા પ્રદેશને લક્ષમાં રાખીને આવ્યો ત્યારે, પૂર્વે આવેલા વાસિઓથી એ ભૂમિ થોડી ઘણી રોકાયલી તેના જોવામાં આવી; આ લોકો નવા આવનારાઓને શંકાની નજરથી જોતા, તેઓ પ્રવૃત્યાત્મક દ્વેષથી દૂર રહેતા, પરંતુ શાંત અવરોધવડે તથા સહાય કરવાનો વિચાર માંડીવાળીને તેઓ તેમને નજીકના દેશમાંથી હાંકી કાઢવાનો પ્રયત્ન ચલાવતા હતા.

માહિતી મેળવવામાં એક વર્ષ ગુમાવ્યા પછી, શોધક કાફલાઓએ આણેલી વીગતો વિષે વિચાર ચલાવ્યા પછી મંગલદેવ અને તેમના સલાહકાર મંડલે, વર્તમાનમાં જ્યાં દીલ્હી આવેલું છે તે પ્રદેશમાં હમેશ માટેનું એક મધ્યસ્થ સંસ્થાન વસાવવાનો નિશ્ચય કર્યો; એકના એક સગવડ ભરેલા ભાગમાં ભૂમિના ટોલ્ટેક જાતના માલેકોથી વસાયલું એક મહાન્ નગર અવરોધરૂપ આવતું હતું એટલી બાબતનો વિચાર ચલાવવા છતાંએ આમજ નિર્ણય કરવામાં આવ્યો. કીર્તિકુમાર હજુએ ત્રીશ વર્ષ અંદરનો હોવા છતાં, એ નગરના અને આસપાસના પ્રદેશના રાજા પાસે એલચી મંડલને દોરવાનું કર્તવ્ય તેને સોંપવામાં આવ્યું; ત્યાં જઇને નગર પાસેથી છૂટથી જવાની અને અનાજ અને ઘાસ ખરીદવાની પરવાનગી આપવાની વિનતિ કરવાની હતી. આ દૂત-કાર્ય કુશલતાપૂર્વક પાર પાડવામાં આવ્યું, લશ્કરી ટુકડીઓનો મુખ્ય સમૂહ નગરના નિકટમાં થઇને પસાર ના થવો જોઇએ પરંતુ તેને દૂર રાખવા માટે લાંબા આડકતરા માર્ગે થઇને તેણે આગળ વધવું એવી શરતે પરવાનગી આપવામાં આવી. મંગલદેવને રાજાને મળવા આવવાનું આમંત્રણ કરવામાં આવ્યું, તેમણે પણ આદરસત્કારની માગણીનો સ્વીકાર કર્યો છતાંએ એક બુદ્ધિશાળી સરદારની માફક તેમણે બલવાન્ રક્ષકોની એક ટુકડી સાથે રાખી, મુખ્ય સૈન્યનો હવાલો વિશ્વકર્માને સોંપ્યો. કીર્તિકુમાર ભાલચંદ્ર અને વજ્રને તેમણે સાથે લીધા.

ઊંચા ટેકરાઓની બનાવેલી નગર તરફ ઢોળાવવાળી એક સમર્થ દીવાલના મધ્યમાં નગર આવેલું હતું. તેને લોખંડનાં પતરાં મઢી લેવામાં આવ્યાં હતાં, તેમને માટી સાથે જડી લેવામાં આવ્યાં હતાં, બહારની બાજુએ એક લંબાણ સપાટી જેવું જણાતું હતું. દેશ ઉપર વારંવાર ફરી વળતાં અણસુધરેલી પ્રજાઓનાં ટોળાંથી વપરાતાં હથીઆરો સામે, આવી અદ્દભૂત પ્રકારની દીવાલવડે નગર બીલકુલ અભેદ્ય જેવું બન્યું હતું; માત્ર ઉપરના ભાગમાંથીજ તેના ઉપર ફત્તેહ સાથે હુમલો થઈ શકે એવું હતું, અને હવાનાં વ્હાણો બનાવવાની કલા આ અધિપાત પામેલા ટોલ્ટેક જાતિના લોકો ગુમાવી બેઠા હતા, આર્યોની યુવાન જાતિને આ બાબત વિશ્વાસપૂર્વક સોંપવામાં આવી નહોતી. આ પ્રમાણે રાજા સંજય પોતાની જાતને હુમલાથી સુરક્ષિત માનતો હતો, છતાંએ તેણે પોતાના મનમાં એવો પ્રપંચ યોજ્યો કે આવા ભયંકર પરદેશીઓનો દરવાજામાં પ્રવેશ થતાં તેમને પકડી લેવા; આ પ્રમાણે નાયકો વિનાના બનેલા લશ્કરને, પોતાનીજ નોકરીમાં પગાર આપીને રહેવા લલચાવી શકાશે, એવી

તે આશા બાંધતો હતો. મંગલદેવની પછીની પદ્દીનો સંરક્ષાર મંડલ સાથે નહિ આવેલો જોઇને તે નિરાશ બન્યો તો પણ પોતાની અધમ યુક્તિ પાર પાડવાનો નિશ્ચય તેણે જરા પણ ઓછો કર્યો નહિ.

આવી દગલબાજીની પ્હેલી રાત્રે વરૂણતારાએ પોતાના પતિની નિદ્રા સમયમાં મુલાકાત લઇને જણાવ્યું કે, આવતી કાલની મેમાનદારીમાં તમે પકડાઇ ગયા, એવું સ્વપ્ન મારા જોવામાં આવ્યું છે. આ ઉપરથી મંગલદેવે આમંત્રણ દાતા તરફથી બક્ષિસ મળેલા મીજમાની વખતે પ્હેરવાના, ચારે તરફ ઉડતા ઝભ્ભા નીચે પોતાને યુદ્ધમાં પ્હેરવાનો કોટ પ્હેરી લીધો, તેની નીચે પોતાનાં હથીઆર છૂપાવ્યાં, પોતાના અનુયાયીઓને પોતાના દૃષ્ટાંતનું અનુસરણ કરવા જણાવ્યું. મીજમાનીમાં ભાગ લેનારાઓને નીશાની મળતાં એક સમૂહમાં એકઠા થઇને એ ભવનમાંથી બહાર સુધીનો માર્ગ લઢતાં લઢતાં ખુલ્લો કરવાનો હતો, તેના અનુયાયીઓનો મોટો વિભાગ આમની વાટ જોતો બહાર ઉભો રહેવાનો હતો. નગરના જે દરવાજેથી તેણે નાશી છૂટવાનું નક્કી કર્યું હતું ત્યાં આગળ તેણે પોતાનાં કેટલાંક માણસોને ભટકતાં ફરતા માટે મોકલ્યાં, પોતાના દૂતો આવી પહોંચતાં રક્ષકોને પકડી લઇને દરવાજાને જાળવી રાખવાની તેમને તેણે આજ્ઞા કરી હતી; તેણે તેના યુદ્ધ શંખનો નાદ શ્રવણ થતાં તુર્ત—સમાચાર લઇને દોડી જનારા થોડાક દૂતોની પણ યોજના કરી હતી.

મીજમાનીની અધવચમાં સંજયે પોતાના મુખ્ય મેમાનને દબદબા ભર્યું આવકારનું ભાષણ આપતાં, મુલાકાતે આવનારાઓની બાબતમાં પસંદ કરી રાખેલાઓને તેમણે નીશાની કરી: મંગલદેવને એકદમ પાછળથી મુસ્કેટાટ બાંધી લેવામાં આવ્યા. એક સમર્થ આચકો લગાવીને બલવાન્ યોદ્ધો પોતાની જાતે છૂટો બની ગયો; જેવો તે ઉભો થયો અને તેનો શંખનાદ સર્વભવનમાં ગાજી રહ્યો, તેથી તેના ઉપર હુમલો લાવનારાઓ એટલા બધા અચંબામાં ગરકાવ બન્યા કે તેઓ એક ક્ષણવાર તો ભયથી થથરતા પાછા હઠી ગયા. આટલો અવકાશ સંપૂર્ણ થઇ પડયો. કીર્તિકુમાર, ભાલચંદ્ર, વજ્ર અને બીજા કેટલાક તેના તરફ ધસી આવીને તેની બંને બાજુએ અને પાછળના ભાગમાં રક્ષણ કરતા ઉભા; જેનું અન્ન ખધું છે તેને મારી નાખવાનું પસંદ ના કરતાં તેણે વાળેલી મુષ્ટિના સખ્ત પ્રહારવડે સંજયને ભૂમિ ઉપર પટકી પાડયો, અને મીજમાનીના ઓરડાના દ્વાર પાસે તે ટોળામાં થઇને ઝપાટાબંધ પહોંચી ગયો. એક ક્ષણમાં તો તે પોતાનાં માનવિઓના સાથમાં ભળી ગયો; તેઓ તેનો શંખનાદ સાંભળીને ઘોડેસ્વાર બનીને પૂર ઝડપથી અંદરના ચોકમાં આવી લાગ્યા, મંગલદેવ તથા તેમના સાથીઓના અશ્વોને પણ સાથે લાવ્યા. સંજયના રક્ષકો મૂર્છામાંથી જાગ્રત બનતા પહેલાં તો. મગલદેવ અને તેમનાં માણસો દૂર નિકળી ગયાં, નગર માર્ગોમાં પૂર ઝપાઝપી ચલાવતાં નક્કી કરેલા દરવાજા પાસે પહોંચી ગયાં. દૂતો તરફથી અગમચેતી મળવા પ્રમાણે આ અરસામાં રક્ષકોને બંદીવાન બનાવીને, તેમને બદલે પોતાનાં માણસોને ગોઠવનાર ત્યાં આગળ રહેલા સરદાર નરસિંહે પોતાના ઉપરિને શાંતિથી નમન કર્યું, તેની પાછળ દરવાજાનાં ભારે દ્વારોને દઈ દીધાં, કૂચિઓવડે ત્યાં તાળું લગાવ્યું: વિશેષ યોગ્ય અવસર પ્રાપ્ત થતા સુધી, હવે આગળ શું કરવું એ વિષેના ખુલાસાની રાહ જોતો તે આ કૂચિઓને ઘોડાની ખાંધે લટકાવીને આગળ ચાલી નીકળ્યો.

મંગલદેવના હાથમાં, પ્રથમ હુમલો લાવનારાઓને શિક્ષા કરવા માટે પોતાના લશ્કરને પાછું ફેરવવાનું દુષ્કર કાર્ય હતું; વળી આ નગરનો સુખમરાથી નાશ કરવા જેટલો સમય તેનાથી ગૂમાવી શકાય એમ નહતું, આવું કાર્ય અનેક વર્ષ સુધી લંબાય એવું હતું, તેમજ તેના ઉપર હુમલો કરીને તેને સરકરી લેવા જેવાં હથીઆરો પણ તેની પાસે નહોતાં. તેથી તેણે પોતાના નિશ્ચિત સ્થલ તરફ પૂર ઝડપે આગળ પ્રમાણ ચલાવ્યું, ભાવિના નગરના પાયા નાખ્યા, વિશ્વકર્માને ત્યાંનો ગવર્નર નિમ્યો, તેના હાથ નીચે કીર્તિકુમાર અને ભાલચંદ્રને રાખ્યા: તે જાતે અને વજ્ર, એક ખાસ પસંદ કરેલી લશ્કરી ટૂકડી સહિત, સ્ત્રીઓ અને બાલકોને અત્રે લઈ આવવા માટે દૂર દૂરની છાવણિમાં જવા માટે ઉપડયા. ત્યાં આગળ આવતાં તેની પત્ની અને બે પુત્રો જોવામાં આવ્યા, પરંતુ માત્ર બેજ બાલાઓ રહી હતી, ત્રીજી પ્રમદા મરણ શરણ થઈ હતી. બધાંને એકઠાં કરીને, નવીનનગર તરફ તેણે ફરીથી પ્રયાણ આરંભ્યું; આ નગરનું નામ તેણે રવિપુર રાખ્યું; કંટાળા ભરેલી મુસાફરીના અંતે આ બધાં ત્યાં આવી લાગ્યાં. સ્ત્રીઓ, બાલકો, ઢોરના સમૂહો અને અજાઓનાં ટોળાં તથા એક છાવણિના સર્વ પ્રકારના સરસામાનથી તે ગૂંચવાયલો હોવાથી, દરરોજ તેનાથી સાત આઠ માઇલ કરતાં વધારે મુસાફરી થઈ શકતી નહિ.

આ સમય પછી આગળ ઉપર સાધારણ માર્ગોએ બનાવો બનવાનું ચાલુ રહ્યું——આસપાસની જાતિઓ સાથે નાના નાના બખેડાઓ, પડોશના રાજાઓ તરફ એલચી મંડલ મોકલવાં, જમીનનું ખેડાણ, એક મોટા સંસ્થાનનો કાર્યભાર, વિગેરે વિગેરે. આશરે પાંસઠ વર્ષની ઉમરે મંગલદેવનું મરણ થયું; તેમનું સ્થાન ભાલચંદ્રે લીધું, પોતાના પરમવિશ્વાસુ સલાહકાર અને પરમપ્રીયમિત્ર તરીકે કીર્તિકુમારને સાથે રાખ્યો.

ઇસુ. પૂર્વે ૧૭૪૦૪ માં સાઠ વર્ષની ઉમરે કીર્તિકુમારનું મરણ થયું: તેની પત્ની થોડાંક વર્ષ આગળથી ચાલી ગઈ હતી. તેના પુત્રો વિશ્વસેન, રંભા અને પાર્વતિ હતા; તેની પુત્રીઓ રમણિ, દેવપાલ અને કાત્યાયનિ હતી. બાલ્યકાલમાં મરણ શરણ થનાર એક પુત્ર અને પુત્રિ પણ થયાં હતાં.

કીર્તિકુમાર પછી થોડાક સમયમાંજ ભાલચંદ્રનું મૃત્યુ થયું: પોતાના મિત્રની ખોટ તેને માટે કદાપિ પૂરાઈ નહતી; "મારી જાતનો ઉત્તમ અર્ધભાગ જતો રહ્યો" તે શોક સહિત કહેતો, "મારે શા માટે પાછળ રહેવું જોઇએ?" તેનાં સુબાહુ સાથે લગ્ન થયાં હતાં, પુત્રોમાં ચંદ્રિકા અને કમલા હતા, પુત્રીઓમાં રાજસિંહ, વિમલા અને કુબેર હતી પોતાના એક પણ પુત્રને પોતાનું સ્થાન લેવા પૂરતા દઢમનના અને વિશ્વાસપાત્ર નહિ માનીને તેણે પોતાના બંધુ ઉર્મિલાનું નામ પોતાના અનુમરનાર તરીકે આપ્યું; ચંદ્રિકા અને કમલાને દરેકને એક બલવાન્ લશ્કર અને કાફલા સહિત પોતપોતાને માટે નગરો વસાવી લેવા માટે તેણે મોકલી દીધા.

---

## આઠમી વાર્તાનાં પાત્રો.

સોમદેવ—રાજા પત્ની—શનીદેવ. પુત્ર—મંગલદેવ. ભગિનિ—બુધદેવ.

મંગલદેવ—પત્ની—વરૂણતારા. પુત્રો—બાલચંદ્ર, ઉમિલા, પૂર્ણચંદ્ર. પુત્રીઓ—ચિદંબર, અજબસિંહ, પ્રમદા.

વિશ્વકર્મા—બીજો સેનાધિપતિ પત્ની—સુમિત્રા.

બૃહસ્પતિ. } વારૂણિ. }—પિતા—વજ્ર. માતા—કીતિવર્મા.

કીર્તિકુમાર—પિતા—પ્રતાપસિંહ. માતા—શીવાજી. બંધુઓ—શાંતિ, ભદ્રા, કાંતિ. ભગિનિઓ ઇન્દિરા, પ્રમુદા, રમા. પત્ની—ઉમા. શ્વસુર—યશપાલ. સાસુ—અમરસિંહ. પુત્રો—વિશ્વસેન,કુરંભા, પાર્વતિ. પુત્રીઓ—રમણિ. દેવપાલ, કાલાયનિ.

વજ્ર—શોધક કાફલાઓનો સરદાર. પત્ની—કીર્તિવર્મા. પુત્રો—નવીનચંદ્ર, વિદ્યા. પુત્રીઓ—બૃહસ્પતિ, વારૂણિ, વિકાસવર્મા.

બાલચંદ્ર—પત્ની—સુબાહુ. પુત્રો—ચંદ્રિકા, કમલા. પુત્રીઓ—રાજસિંહ, વિમલા, કુબેર.

નવીનચંદ્ર—પત્ની—શારદા. પુત્ર—ગુલાબસિંહ.

નરસિંહ—સરદાર. પુત્રો—દાંતિ, અંબિકા. પુત્રીઓ—રઘુપાલ, મહિપાલ, યશોધરા.

સંજય—ટોલ્ટેક જાતિનો રાજા. પત્ની—પ્રમિલા. પુત્રી—ગૌરિ, તિલકકુમાર. પુત્રીઓ—વિવેકાનંદ, શકુંતલા, ત્રિવિક્રમ.

ઉમા—બંધુ—સુશિલા, સત્યવ્રત.

